વિરાટ ગ્રંથાવલિ — પુસ્તક ત્રેસઠમું

## ભારતીય

# સ્વાતંત્ર્ય સંગ્રામ

## ૧૮૫૭

[પૂર્વાર્ધ]


મૂળ અંગ્રેજી લેખક

**વીર વિ. દા. સાવરકર**

વિ. વિ. પટવર્ધનના મરાઠી ઉપરથી

ગુજરાતીમાં ઉતારનાર

[illegible] ગ. વિઠ્ઠલ





**આર. આર. શેઠની કંપની**

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ : : : : મુંબઈ–૨

# પ્રકાશકોનું નિવેદન

વીર સાવરકરના મૂળ અંગ્રેજી પુસ્તક The Indian War of Independence – 1857 નું મરાઠી ભાષાંતર શ્રી. વિ. વિ. પટવર્ધને ૧૯૪૭ ના જાનેવારીમાં પ્રગટ કર્યું. આવા પ્રખ્યાત પુસ્તકને ગુજરાતીમાં પ્રગટ કરવાની અમારી ઇચ્છા હતી જ. તેથી અમે તે મરાઠી પરથી ગુજરાતીમાં પ્રકાશન કરવાની તુરત ગોઠવણ કરી અને શ્રી. ગોપાળરાવ ગ. વિદ્વાંસે એનું ઝડપભેર ગુજરાતી કરી આપી ઉતાવળે પુસ્તક પ્રગટ કરવામાં અમને પૂરી સહાય કરી. ૧૯૪૭ ની આખર સુધીમાં એ પુસ્તક બે ભાગમાં અમે પોણા ભાગનું છાપી પણ નાખ્યું. પરંતુ ૧૯૪૮ ના વહાણાં વાયાં અને પૂજ્ય ગાંધીજીની હત્યાની અણધારી કારમી કરણ ઘટના બની ગઈ. એના છાંટા વીર સાવરકર ઉપર પણ ઊડચા. એ કાળની લોકલાગણીનો ઊભરો શમી જવા માટે અમે થોડી રાહ જોવાનું દુરસ્ત ધાર્યું.

મૂળ મરાઠી અનુવાદ ઉતાવળે પ્રગટ થયેલો. એ પછી પ્રગટ થયેલ આધારભૂત અંગ્રેજી આવૃત્તિની સાથે ગુજરાતી અનુવાદકે લખાણને મેળવીને જરૂરી સુધારાઉમેરા કરી આ ભાષાંતર તૈયાર કર્યું છે. એ રીતે મૂળ પુસ્તકના જ ભાષાંતરસમું આ ગુજરાતી પુસ્તક બન્યું છે.

ઉક્ત કારણે વિલંબમાં પડેલું પુસ્તક અમે અમારા પ્રિન્ટિંગ પ્રેસમાં છાપવાનું નક્કી કર્યું એટલે વિલંબમાં ઉમેરો થયો. આમ બે વરસ ઉપરાંત સમય પસાર થવા આવ્યો. આ વિલંબ માટે અમે મૂળ લેખક તથા વાચકની ક્ષમા માગીએ છીએ. અમને આશા છે કે ગુજરાતી આલમ આ પુસ્તકનો પૂરો સત્કાર કરશે.

સપ્ટેમ્બર, ૧૯૪૯ પ્રકાશકો

# પ્રસ્તુત પુસ્તકનો ઇતિહાસ

"An honest tale speeds best
By being plainly told."
—*Shakespeare*

૧૮૫૭ના ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામના આ ઉજ્જ્વળ ગ્રંથમાં ગૂંથેલી હકીકતોની અસામાન્યતાનો વિચાર બાજુએ રાખીએ તોપણ પ્રસ્તુત પુસ્તકને એવી તો રોમાંચકારી ઘટનાઓમાંથી પસાર થવું પડ્યું છે કે એટલી હકીકતથી પણ આ પુસ્તક જગતના કોઈ પણ ગ્રંથાલયમાં ઘણું ઊંચું સ્થાન પામે એ નિઃસંદેહ છે.

### પ્રસ્તુત પુસ્તકનું નામ અને તેનો હેતુ

આ પુસ્તકના સુપ્રસિદ્ધ લેખક વીર સાવરકરે 'અભિનવ ભારત' (ક્રાંતિકારી સંઘ) વતી પોતે શરૂ કરેલા અને પારીસમાં પ્રસિદ્ધ થતા 'તલવાર' નામના સામયિકમાં એક લેખ દ્વારા જાહેર કર્યું હતું કે 'ભારત માતાને સ્વતંત્ર કરવા અર્થે આપણો દેશ ફરી એક વાર બળવો જગવે અને આખું રાષ્ટ્ર ફરીને એક બીજું યશસ્વી યુદ્ધ ખેલી બતાવે' એ જ હેતુ આ ગ્રંથલેખનનો (ઐતિહાસિક સત્યની અપેક્ષાએ) મુખ્ય હેતુ છે. એમની એવી પણ માન્યતા હતી કે ભાવિમાં ખેલાનારા રાષ્ટ્રના મુક્તિસંગ્રામ અર્થે પ્રજાને ઘડવાના કાર્યમાં ક્રાંતિપક્ષના અનુયાયીઓને જે કાર્યપદ્ધતિનો અવલંબ કરવો પડશે તેમને એ ઘડતરની ચોક્કસ રૂપરેખા પૂરી પાડવામાં આ પુસ્તક સહાયભૂત થશે. નજીકના ઇતિહાસમાં ખેલાયેલા મુક્તિસંગ્રામના જેટલું દિવ્ય અને પ્રેરણાદાયી ઉદાહરણ રજૂ કર્યા વિના અન્ય રીતે દેશ આખાની પ્રજાને ક્રાંતિવાદી સિદ્ધાંતોથી વિશાળ પ્રમાણમાં માહિત-

ગાર બનાવવાનું—એ સિદ્ધાંતો તેમના દિલના ઊંડાણમાં ઉતારી દેવાનું કોઈ રીતે શક્ય નહોતું. આથી લેખકે પોતે આપવા ધારેલો સંદેશો ૧૮૫૭ના ક્રાંતિવીરોના પ્રભાવશાળી શબ્દો દ્વારા અને તેથી ય વધારે પ્રભાવી તેમનાં કૃત્યો દ્વારા આપવાનું જ વધારે ઉચિત ગણીને એ ક્રાંતિવીરોનું તેમણે આવાહન કર્યું.

પૂર્ણ રાજકીય સ્વાતંત્ર્યનો આદર્શ, તેમ જ એ આદર્શની સિદ્ધિ અર્થેના આખરી અને છેવટના સાધન તરીકે પરદેશી ધૂંસરી સામે દેશભરમાં સશસ્ત્રક્રાંતિ વિના બીજો માર્ગ ન હોવા વિષેની દૃઢ પ્રતીતિ—આ બંને બાબતો હિંદમાં તે કાળની રાજદ્વારી વિચાર-સૃષ્ટિ અગર કાર્યપ્રદેશની છેક મર્યાદા બહારની હતી. તે વખતના જહાલ ગણાતા આગેવાનોએ તેને વાહિયાત વાત જેવી ગણી કાઢી તેનું નામ લેવાનું પણ માંડી વાળ્યું; રાજનિષ્ઠ મવાળ પક્ષના આગેવાનોએ એ વિચાર જ ગુનાહિત ગણી તેનો નિષેધ કર્યો, અને અર્ધદગ્ધ નીતિવાદીઓએ એને અનૈતિક સાધન ગણીને એનો તિરસ્કાર કર્યો. ઊલટ પક્ષે ક્રાંતિવાદી પક્ષ 'અભિનવ ભારત'નું તો મંડાણ જ મૂળ એ બે સ્વયંસિદ્ધ સિદ્ધાંતો પર હતું. તે વેળાની હિંદી મહાસભાની મહત્ત્વાકાંક્ષા અને ઇતિકર્તવ્યતા 'સુધારા અને શાંતિમય માર્ગે નિરાકરણ' લાવવામાં સમાઈ જતી હતી. તે વખતના મહાન રાષ્ટ્રપ્રેમી હિંદી આગેવાનોએ પણ પૂર્ણ સ્વાતંત્ર્ય અને ક્રાંતિ સરખા શબ્દો જાણે કે સાંભળ્યા જ નહોતા—એ શબ્દો તેમને મન સાવ અજાણ્યા અને બુદ્ધિથી પણ ન સ્વીકારી શકાય તેવા હતા, ત્યાં સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થે યુદ્ધ ખેલવાનો તો સવાલ જ ક્યાંથી આવે? ઇતિહાસકાર તરીકે સાવરકરે આ પુસ્તકને 'રાષ્ટ્રીય ઉત્થાનનો ઇતિહાસ' અગર '૧૮૫૭નું ક્રાંતિયુદ્ધ' એવું જ નામ આપ્યું હોત. પરંતુ જેમ 'મંત્ર'ના જપ કરવાના હોય તે ઢબે તે સમયના ભારતના

દેશભક્તોના દિલમાં હરહંમેશા એ શબ્દો રૂઢ બની જાય અને એ શબ્દો પાછળના ઉદાત્ત ધ્યેયવાદથી રાજકારણમાં પડેલા એ નવયુવકોના દિલ આપોઆપ સભર બની જાય એ હેતુથી તેમણે આ પુસ્તકનું નામ '૧૮૫૭નો ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામ' રાખ્યું. દેશમાં જો સશસ્ત્રક્રાંતિ ખરેખર સફળ કરવી જ હોય તો રાજકારણ અને દેશભક્તિનું નવનીત હિંદી લશ્કરમાં—તેના દરેકેદરેક હિંદી સિપાઈ સુધી પહોંચાડવું અત્યાવશ્યક છે એમ સાવરકર હંમેશા પ્રતિપાદન કરતા આવ્યા છે. '૫૭ના ક્રાંતિયુદ્ધના આ ઇતિહાસે એ નિર્વિવાદ અને નિરપવાદપણે સાબિત કર્યું કે પચાસ વરસ પહેલાં આપણા પૂર્વજોએ પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાના એ ગગ્દીય સમામમાં લશ્કર માહેના હિંદી સૈનિકોનો સક્રિય સહકાર મેળવીને આઝાદી માટે ઘનઘોર યુદ્ધ આપ્યું હતું. સાવરકરે જોઈ લીધું કે એ સમરનો ઇતિહાસ આ જાતની ક્રાંતિવાદી પાર્શ્વભૂમિ ધ્યાનમાં રાખી લખવામાં આવે તો પરિણામે હિંદની ઊગતી જુવાન પેઢીના દિલમાં કોઈ અજબ જાગૃતિ પેદા થાય, તે સાથે પરદેશી ધૂંસરીમાંથી મુક્તિ મેળવવાનો આજની પરિસ્થિતિમાં અન્ય કોઈ ઉપાય રહ્યો ન હોવાથી જો આપણે એ સશસ્ત્રયુદ્ધનો માર્ગનું ફરી અવલંબન કરીએ તો અગાઉની પેઠે જ એ શક્ય થઈ શકે, એટલું જ નહિ પરંતુ અગાઉ કરતાં વધારે સફળતાથી પાર પાડી શકાય, એવો આત્મવિશ્વાસ નવજુવાનોમાં પેદા થાય. લેખકની આ ઇચ્છા કઈ રીતે અને કેટલે અંશે સફળ થઈ તે હવેના પાનાંમાંથી જાણી શકાશે.

### મૂળ પુસ્તક મરાઠીમાં લખાય છે

વીર સાવરકર ૨૪ વર્ષની વયના હતા ત્યારે એટલે સને ૧૯૦૮માં આ પુસ્તક મૂળ મરાઠી ભાષામાં લખાયું હતું. લંડનમાં 'ફ્રી ઇન્ડિયા સોસાયટી'ની અઠવાડિક જાહેર બેઠકોમાં સાવરકર

જે વ્યાખ્યાનો આપતા તેમાં આ પુસ્તકનાં કેટલાંક પસંદ કરેલાં પ્રકરણોનાં અંગ્રેજી રૂપાંતરો તેઓ શ્રોતાઓને સંભળાવતા. એ કારણે હો અગર અન્ય ગમે તે રસ્તે હો, પરંતુ આ પુસ્તકનું ધ્યેય કઈ જાતનું છે તે વિષે છૂપી પોલીસોને માહિતી મળી ગઈ; તે પરથી સદરહુ પુસ્તક રાજદ્રોહ ફેલાવનારું અને સળગાવી મારે તેવા-ઉગ્ર ક્રાંતિવાદી સાહિત્યથી ભરેલું છે, એ જાતનો પોતાનો ચોક્કસ અભિપ્રાય તેમણે ઠેઠ ઉપર સુધી પહોંચાડ્યો. ને પછી થોડા જ દિવસોમાં અસલ મરાઠી હસ્તલિખિતનાં બે પ્રકરણો ગુમ થતાં હોવાનું જાહેર થયું અને પાછળથી એ પણ જણાઈ ગયું કે એ ગુમ થતાં પ્રકરણો છૂપી પોલીસના જ મોકલેલા કોઈ માણસે ચોરીને લંડનના મુખ્ય છૂપી પોલીસ ખાતાની કચેરી સ્કૉટલેંડ યાર્ડમાં પહોંચાડ્યાં હતાં. છતાં પણ ક્રાંતિકારીઓએ અસલ મરાઠી પ્રત એવી છૂપી રીતે હિંદુસ્તાનમાં રવાના કરી કે હિંદના અંદરી જગાતખાતાની નજર ચૂકવીને ગમે તે રીતે એ લખાણ ધારેલે સ્થળે પહોંચી ગયું. પરંતુ મહારાષ્ટ્ર માંહેનાં મોટાં મોટાં છાપખાનાંઓએ પણ એ પુસ્તક છાપવાની જવાબદારી લેવાની ના પાડી. આખરે 'અભિનવ ભારત' સંસ્થાના જ એક સભાસદે—જેઓ પોતે એક છાપખાનાના માલિક હતા તેમણે—એ પુસ્તક પ્રગટ કરવાનું માથે લીધું. દરમિયાન આ પુસ્તક મરાઠીમાં પ્રગટ થવાનું છે એવા ઊડતા સમાચાર હિંદી પોલીસ ખાતાને પહોચી ગયા. આથી મહારાષ્ટ્રનાં મોટાં મોટાં છાપખાનાંઓ પર એકી સાથે અચાનક પોલીસોએ છાપા મારવાનો પ્રારંભ કર્યો. સદ્ભાગ્યે જે છાપખાનામાં એ પુસ્તક છપાતું હતું તેને એ માલિકના સરખી જ લાગણીવાળા એક પોલીસ અમલદાર દ્વારા અગાઉથી સૂચના મળી ગઈ, અને પોલીસ પાર્ટી છાપખાને આવી પહોંચે તે પહેલાં જ પેલી અસલ મરાઠી પ્રત બીજે સહીસલામત

રથળે રવાના થઈ ગઈ! ત્યાર પછી એ હસ્તલિખિત પ્રત લંડન ન મોકલાતાં ફ્રાન્સમાં પેરીસમાં મોકલી આપવામાં આવી, અને ત્યાંથી સમય જતાં સહીસલામત રીતે એ પ્રત લેખક પાસે પહોંચી ગઈ.

હિંદુસ્તાનમાં સદરહુ પુસ્તક છપાવવાનું અશક્ય જણાતાં જ તેને જર્મનીમાં છાપવું એમ નક્કી કરવામાં આવ્યું. જર્મનીમાં નાગરી લિપિમાં સંસ્કૃત સાહિત્યનાં પુસ્તકો છપાતાં હતાં; પરંતુ ત્યાં વપરાતાં નાગરી બીબાં (ટાઇપ) અતિશય ખરાબ અને ન ગમે તેવા મરોડનાં હોવાથી, તેમ જ જર્મની માંહેના કંપોઝીટરોને મરાઠી ભાષાના એમાથાની કશી માહિતી ન હોવાથી સમય અને પૈસાની ઘણી બરબાદી પછી એ વિચાર પણ છોડી દેવામાં આવ્યો.

## પુસ્તકનું અંગ્રેજી ભાષાંતર થાય છે

આ પરિસ્થિતિમાં હિંદમાં વસતા તેમ જ હિંદ બહાર વસતા પરંતુ અંગ્રેજી ભાષા સમજી શકે તેવા હિંદીઓ એ પુસ્તક વાંચવાનો લાભ લઈ શકે તે હેતુથી ૧૮૫૭ના આ સ્વાતંત્ર્યસંગ્રામનું છેવટ અંગ્રેજી ભાષાંતર કરીને પણ તે પ્રગટ કરવું એમ 'અભિનવ ભારત'ના ક્રાંતિવીરોએ નક્કી કર્યું. તે ઉપરથી ત્યાં આઇ.સી.એસ.ની પરીક્ષા આપવા માટે આવેલા અને કાયદાનો અભ્યાસ કરનારા કેટલાક હિંદી યુવકોએ એનું અંગ્રેજી ભાષાંતર કરવાનું માથે લીધું. આ જુવાનો હિંદની યુનિવર્સિટીના ખૂબ જાણીતા અને હોશિયાર પદવીધરો હતા, તેમ જ 'અભિનવ ભારત'ના સભાસદ પણ હતા. પુસ્તકના ભાષાંતરનું કાર્ય પૂરું થતાં જ ઈંગ્લાંડમાં જ શ્રી. વી. વી. એસ. આય્યરની દેખરેખ તળે એ પ્રગટ કરવાનું નક્કી કરવામાં આવ્યું. પણ ઈંગ્લાંડની છૂપી પોલીસ ઊંઘી તો ગઈ જ નહોતી! તેણે જાતજાતની ખટપટો, અને છાપખાનાં જપ્ત કરવાની ખોટી ધાકધમકીઓ આપી કોઈ પણ અંગ્રેજી છાપખાનામાં એવું પુસ્તક છપાય એ જ અશક્ય બનાવી દીધું!

તે પછી વળી અંગ્રેજી હસ્તલિખિતને પારીસ મોકલવામાં આવ્યું. પણ એ વેળાની ફ્રેન્ચ સરકાર તો અંગ્રેજોને પાયજો પાણી પીતી હતી! એ દિવસોમાં જર્મન ચડાઈના નિકટમાં આવેલા ભયને કારણે ફ્રાન્સે ઈંગ્લાંડ સાથે જ મોં વકાસી બેસી રહેવું પડતું હતું. આથી 'અભિનવ ભારત' ક્રાંતિસંઘની ફ્રાન્સમાં ચાલતી સઘળી હિલચાલોને જડમૂળથી ઉખેડી નાખવામાં બ્રિટિશ છૂપી પોલીસની સાથોસાથ જ સંપૂર્ણ સહકારથી ફ્રાન્સની છૂપી પોલીસ પણ જહેમત ઉઠાવી રહી હતી. આ પરિસ્થિતિમાં ફ્રાન્સમાં પણ કોઈ છાપખાનાનો માલેક આ પુસ્તક છાપી આપવાની હા પાડતો નહોતો. આખરે અનેક યુક્તિ-પ્રયુક્તિઓને અંતે હોલૅંડનું એક છાપખાનું આ અંગ્રેજી પુસ્તક છાપી આપવા તૈયાર થયું. બરાબર એ જ અરસામાં ખુદ ક્રાંતિવાદીઓ તરફથી આ અંગ્રેજી પુસ્તક ફ્રાન્સમાં જ છપાઈ રહ્યાના સમાચારો ફેલાવવામાં આવ્યા. ઈંગ્લાંડની છૂપી પોલીસ આથી સંભ્રમમાં પડી. અને બ્રિટિશ છૂપી પોલીસને લેશ પણ ગંધ આવે તે પહેલાં એ પુસ્તક હોલૅંડમાં છાપી લેવામાં આવ્યું અને એનો છૂપી રીતે પ્રચાર કરવા સારુ એ સઘળી પ્રતો ફ્રાન્સમાં લાવીને સંતાડી રાખવામાં આવી.

આ પુસ્તક છપાવા સારુ હોલૅંડમાં પહોંચ્યું તે અગાઉના કાળ દરમિયાન સાવરકરના સળગાવી મૂકે તેવા ક્રાંતિવાદી લેખનનાં પરિણામોથી બી જઈને ઈંગ્લાંડ તેમ જ હિંદી સરકાર પણ અતિશય મૂંઝાઈ ઊઠી હતી. આ કારણે સદરહુ પુસ્તક છપાઈને પ્રગટ નથી થયું એવી ચોક્કસ માહિતી હોવા છતાં બંને સરકારોએ એ પ્રગટ ન થયેલા પુસ્તકને જપ્ત થયેલું જાહેર કર્યું! સરકારોનું આ પગલું એવું તો જોહુકમીભર્યું હતું કે પ્રગટ થતા પહેલાં જ પુસ્તકને જપ્ત કરવાના આ સરકારી પગલાની ઈંગ્લાંડ માંહેનાં અંગ્રેજી છાપાંઓએ પણ સારી એવી ખબર લઈ નાખી! દુનિયામાં મુદ્રણસ્વાતંત્ર્ય વિષે અભિમાન

ધરાવનાર ઈંગ્લાંડમાં જ મુદ્રણસ્વાતંત્ર્ય પર પડેલી આ તરાપ અભૂતપૂર્વ હતી. વીર સાવરકરે પણ તેમના પર બજાવાયેલ જપ્તીહુકમ પરત્વે 'લંડન ટાઇમ્સ' માં એક જુસ્સાદાર પત્ર લખી બંને સરકારો પર નિર્દય ટીકાઓનો વરસાદ વરસાવ્યો. સાવરકરે એ પત્રમાં લખ્યું હતું: "અસલ હસ્તલિખિત પ્રત કયે છાપખાને છપાવા ગયેલ છે તે વિષે તો સરકાર પોતે જ પોતાનું અજ્ઞાન કબૂલ કરે છે. એ પરિસ્થિતિમાં સદરહુ પુસ્તક રાજદ્રોહનો ફેલાવો કરે તેવા જોખમકારક લખાણવાળું હોઈને છપાઈને પ્રગટ થતા પહેલાં જ તે જપ્ત થવું જરૂરી છે એમ, પુસ્તકની એકે નકલ હાથમાં આવ્યા પહેલાં જ, સરકાર શી રીતે જાણી ગઈ? બે જ માર્ગની શક્યતા છે: એક તો કાં તો મૂળ હસ્તલિખિત પ્રત સરકાર પાસે હોવી જોઈએ, અગર તો તે ન હોવી જોઈએ. જો પુસ્તકની અસલ પ્રત સરકાર પાસે જ હોય તો સરકાર હસ્તક કાયદેસર એક જ રસ્તો છે કે એ હસ્તલિખિતને આધારે તેણે મારા પર રાજદ્રોહનો આરોપ મૂકીને કેસ ચલાવવો જોઈએ. અને જો સરકાર પાસે એ હસ્તલિખિત ન હોય તો સાંભળેલ અને વિશ્વાસ મૂકી ન શકાય એવા અહેવાલો ઉપર આધાર રાખીને એ પુસ્તકમાં રાજદ્રોહી લખાણ જ ભર્યું છે એવી ચોક્કસ જાહેરાત સરકાર કયે મોઢે કરે છે?" લંડન ટાઇમ્સે એ પત્ર પ્રગટ કર્યો એટલું જ નહિ પરંતુ એ અંગે સંપાદક તરીકે એવી નોંધ પણ મૂકી કે, જે કારણે સરકારે જાહેર રીતે આવી જોહુકમી દાખવીને પુસ્તક જપ્ત કરવાનું આ અસાધારણ પગલું ભર્યું છે, તે કારણે એમ માનવાનું મન થઈ જાય છે કે "ડેન્માર્ક રાજ્યમાં પરિસ્થિતિ ખૂબ બગડી–સડી ગઈ છે." (Something very rotten in the State of Denmark.)

મરાઠી પુસ્તકના અંગ્રેજી ભાષાંતરની નકલો છપાઈ ગયા પછી

દેવા—જડમૂળથી ઉખેડી પાડવા ૧૯૧૦ માં હિંદુસ્તાન તેમ જ ઇંગ્લાંડની સરકારોએ સખ્ત જોરજુલમ અને અનેક રાજદ્વારી કેસો ઊભા કરીને ભારે કડક પગલાં લેવા માંડ્યાં. હિંદના કેટલા ય ક્રાંતિવાદીઓને ફાંસીએ લટકાવવામાં આવ્યા; અનેકને કાળાપાણીની સજાઓ ફટકારવામાં આવી; અને અસંખ્ય લોકોને દસથી ચૌદ વર્ષ સુધીની સખ્ત મજૂરીની સજાઓ ફરમાવવામાં આવી. વીર સાવરકરની ધરપકડ, તેમણે સાહસિક રીતે જાતે મેળવેલી મુક્તિ, ફરી ધરપકડ, હિંદમાં આવ્યા પછી તેમના પર ચાલેલો કેસ અને બેવડી જન્મટીપની એટલે આશરે પચાસ વરસની દેશનિકાલ કાળાપાણીની સજાની હકીકતથી વાચકો પૂરા માહેતગાર હોવાથી એ અહીં વિગતવાર આપવાનું ઉચિત નથી.

'અભિનવ ભારત' સંસ્થા ઉપર ગુજરેલું આ સિતમચક્ર પૂરું થતાં જ 'અભિનવ ભારત' (ક્રાંતિવાદી પક્ષ)ના આગેવાન લાલા હરદયાળ, પ્રખ્યાત સાહસિક પારસી બાનુ મેડમ કામા, ચટ્ટોપાધ્યાય વગેરેએ મળી સદરહુ પુસ્તકની બીજી અંગ્રેજી આવૃત્તિ પ્રગટ કરવાનો વિચાર કર્યો. લાલા હરદયાળે અમેરિકામાં 'અભિનવ ભારત'ની શાખા ખોલીને ત્યાંથી 'ગદર' (બળવો) નામનું એક સામયિક પત્ર પ્રગટ કરવા માંડ્યું, તેમ જ ઉક્ત સંસ્થા—મંડળ માટે મદદ મેળવવાની ગણતરીથી પુસ્તકની બીજી આવૃત્તિ જાહેર રીતે વેચાણમાં મૂકવાનું યોજ્યું. એ જ અરસામાં 'ગદર' પત્રમાં આ પુસ્તકનાં ઉર્દૂ, હિંદી, પંજાબી વગેરે

તેમ જ 'હિંદ બહાર વસતા' ક્રાંતિવાદીઓએ ઈંગ્લાંડ વિરુદ્ધ જર્મની સાથે મળી જઈ ષડ્યંત્ર ગોઠવ્યું; હિંદુસ્તાનમાં જ છૂપી રીતે દારૂગોળો અને હથિયારો ઓકતાં કરવામાં આવ્યાં; કોમાગાટા મારુ મારફતે ક્રાંતિવાદી લશ્કરને હિંદને કિનારે ઉતારવામાં આવ્યું; એમડને હિંદને કાંઠે ભયંકર તોપમારો કર્યો; 'ગદર' પક્ષની આગેવાની તળે હોંગ-કોંગ, સિંગાપુર, બ્રહ્મદેશ વગેરે સ્થાનોમાં રહેતી હિંદી લશ્કરી ટુક-ડીઓને ફિતુર કરવામાં આવી. પરંતુ આખરે જર્મનીને મળેલી હારને પરિણામે હિંદ ઉપર ચડાઈ કરીને હિંદને સ્વાધીન બનાવવાના પ્રયત્નો નિષ્ફળ ગયા. આ બધા બનાવો તો આજે ઇતિહાસની ઘટના બની ગયા છે. એમ છતાં તે વેળા પેદા થયેલું એ આંદોલન આગળ જતાં નેતાજી સુભાષચંદ્ર બોઝે પોતાની 'આઝાદ હિંદ ફોજ'ની સહાય વડે હિંદ ઉપર કરેલા મોટા અને મજબૂત આક્રમણની પૂર્વ-તૈયારી (રીહર્સલ) રૂપ હતું એ તો ચોખ્ખું જોઈ શકાય તેમ છે. નેતાજીના લશ્કર માંહેના અનેક અમલદારો અને અનુયાયીઓ પર હિંદમાં ચાલેલા ખટલા પરથી એ તો સ્પષ્ટ રીતે જોઈ શકાયું છે કે આઝાદી હાંસલ કરવા સારુ ખેડાયેલા ૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામનો આ ઇતિહાસ (પ્રસ્તુત પુસ્તક) આઝાદ હિંદ ફોજના અનુયાયીઓને જુદા જુદા લડાયક કાર્યક્રમોમાં માર્ગદર્શક અને સદા નવી સ્ફૂર્તિ આપનારા અખંડ ઝરણા રૂપ બન્યો હતો. આ પુસ્તકની માગણી એટલી તો વધતી ચાલી હતી કે કોઈ કોઈ વાર તો એકેક નકલ માટે ૨૦૦ રૂપિયા પણ મળતા હતા! પકડાયેલા અનેક સૈનિકોની ઝડતીમાં આ પુસ્તકની નકલો હાથ આવતી; એટલું જ નહિ પરંતુ સદરહુ પુસ્તક તેમની પાસે છે એ હકીકત જ તેઓ ક્રાંતિવાદીઓ સાથે ભળેલા છે એનો પૂરતો પુરાવો ગણી લેવાનો હતો.

### મૂળ મરાઠી પુસ્તક નાશ પામે છે—પુસ્તક અમર રહો!

વીર સાવરકરની ધરપકડ પછી પુસ્તકની મરાઠી હસ્તલિખિત પ્રત પેરીસમાં મેડમ કામા ઉપર મોકલી આપવામાં આવી. એ વિદિત છે. પોલીસને એ પુસ્તક અંગે કશી માહિતી ન મળે એ હેતુથી મેડમ કામાએ એ પ્રત 'બેંક ઓફ પેરીસ'ના પોતાના તિજોરીના ખાનામાં મૂકાવી દીધી. પરંતુ ફ્રાન્સ પર થયેલા જર્મન આક્રમણને પરિણામે ફ્રેન્ચ સરકારનું અસ્તિત્વ જ નષ્ટપ્રાય થયું; અને મેડમ કામા પણ મૃત્યુ પામ્યાં. પરિણામે અસલ હસ્તલિખિતની શોધ માટે ઘણી જહેમત ઉઠાવ્યા છતાં એમાં સફળતા મળી નહિ! આ રીતે પુસ્તકની અસલ મરાઠી પ્રત નાશ પામી! મરાઠી સાહિત્યને માટે આ કદી ન પુરાય એવી જબરી ખોટ ગણાય.

### પુસ્તકની જાણમાં આવેલી બીજી અંગ્રેજી આવૃત્તિ

પ્રસ્તુત ગ્રંથની અનેક આવૃત્તિઓ નીકળ્યાની દંતકથાઓ તો પુષ્કળ સંભળાય છે. પરંતુ અહીં તો જે આવૃત્તિ ચોક્કસ પ્રકટ થયાની પાકી માહિતી મળી છે તેનો જ વિચાર કર્યો છે. ક્રાંતિપક્ષની અખિલ હિંદવ્યાપી હિંસાત્મક પ્રવૃત્તિનો જ્યારે ફરી વાર જુવાળ આવ્યો ત્યારે વીર ભગતસિંહની આગેવાની તળે—અર્થાત્ છૂપી રીતે જ—આ પુસ્તક બે ભાગમાં છાપવામાં આવેલું. પુસ્તકના પૈસા પણ સારા ઊપજ્યા અને એનો પ્રચાર પણ પુષ્કળ થયો. એ સઘળો પૈસો ક્રાંતિપક્ષના ફંડમાં એકઠો થયો. રાજસત્તાના જોર-જુલમને ગણકાર્યા વિના એ આવૃત્તિની થોડીએક નકલો અતિશય ભક્તિભાવે સાચવી રાખવામાં આવી હતી. આજે હિંદમાં જે રડીખડી નકલ કોઈક સ્થળે મળી આવે છે તે આ આવૃત્તિની જ મળે છે. વીર ભગતસિંહની ધરપકડ પછી જે કાવતરાના કેસો ચાલ્યા

તેમા એ જ દેખાઈ આવતુ હતુ કે પકડાયેલ ક્રાતિવાદીઓ પૈકી લગભગ દરેક પાસે આ પુસ્તકની નકલ તો હતી જ માતૃભૂમિને આઝાદ કરવા અર્થે સશસ્ત્ર બળવો કરવાની યોજનામા માર્ગદર્શક તરીકે તેમ જ ક્રાતિવાદીઓને બલિદાન દેવાની સ્ફૂર્તિ આપનાર પ્રેરક તત્ત્વ તરીકે આ પુસ્તક જ મુખ્યત્વે કારણભૂત બન્યુ હતુ

**નેતાજી સુભાષચંદ્ર બોઝે સ્થાપેલી આઝાદ હિંદ ફોજ અને પુસ્તકની પાચમી અગ્રેજી આવૃત્તિ**

જાપાન ખાતેની હિંદુ મહાસભા શાખાના પ્રમુખ શ્રી રાસબિહારી બોઝે આ મરી અને જોરદાર પ્રયત્ન કરીને હિંદ પર ચડાઈ કરી બ્રિટિશોની ચુગાલમાથી માતૃભૂમિને આઝાદ કરવા માટે એક વિશાળ લશ્કર ઊભુ કર્યું, અને એ લશ્કરની આગેવાની જ્યારે નેતાજી સુભાષચંદ્ર બોઝને આપવામા આવી, ત્યારે આ પુસ્તકની પાચમી આવૃત્તિ પ્રગટ કરવામા આવી હતી આ લશ્કરી ચડાઈમા સીધી રીતે ભાગ લેનારા અનેક દેશભક્તો અને વીર યોદ્ધાઓએ સ્પષ્ટ એકરાર કર્યો છે કે આઝાદ હિંદ ફોજમા આ 'ઇતિહાસ'નુ વારવાર વાચન થતુ રહેતુ, અને ફોજના સિપાઈઓ તેમ જ અધિકારીઓને મન તો તે દૈનિક સ્વાધ્યાયનુ પુસ્તક બન્યુ હતુ' આ 'ઇતિહાસ'ની એક તામીલ નકલ પણ કોઈ સ્થળેથી હાથ કરવામા આવી હતી, અને એ પ્રતના ફાટી ગયેલા પાના ફરી પાછા સધાડીને ફોજમા એ પ્રતનો પણ પ્રચાર કરવામા આવ્યો હતો પરતુ આ તામીલ આવૃત્તિ કોણે અને ક્યારે પ્રગટ કરી તે હજુ સુધી જાણી શકાયુ નથી'

**પુસ્તક પરનો 'જપ્તીહુકમ' ઉઠાવી લેવડાવવા બાદ કાઢેલી છઠ્ઠી અગ્રેજી આવૃત્તિ**

છેલ્લા ૩૦-૪૦ વરસ દરમિયાન આ પુસ્તકની વારા ફરતી

અનેક આવૃત્તિઓ ક્રાંતિવાદીઓએ પ્રગટ કરી હતી. વીર સાવરકરનાં બીજાં અનેક પુસ્તકો ઉપરથી જપ્તીહુકમ રદ કરાવવા અર્થે હિંદમાં લોકોએ જાહેર પ્રયત્નો પણ હાથ ધર્યા હતા; તેમ જ જુદીજુદી સાહિત્યસંસ્થાઓ તરફથી યોજાયેલી સભાઓ અને તેમણે પસાર કરેલા સરકાર પ્રત્યેના નિષેધાત્મક ઠરાવોની પણ કશી અસર અહીંની તેમ જ ઇંગ્લાંડની સરકાર પર થઈ નહોતી. એટલું જ નહિ પરંતુ દસ વરસ પહેલાં કોન્ગ્રેસનાં કહેવાતાં રાષ્ટ્રીય પ્રધાનમંડળો જ્યારે સત્તા પર હતાં ત્યારે તેણે પણ સાવરકર સાહિત્ય પરનો પ્રતિબંધ દૂર કર્યો નહોતો. તેનું કારણ એ પણ હોય કે સંપૂર્ણ અહિંસાના જે અગમ અને તાત્ત્વિક રીતે ટકી ન શકે તેવા સિદ્ધાંતોમાં કોન્ગ્રેસ માનતી હતી–ભલે શાબ્દિક રૂપે–તે સિદ્ધાંતો સામે સાવરકર સાહિત્ય વિરોધ દાખવીને જ અટકતું નહોતું પરંતુ તેનો સીધી રીતે સખ્ત અને સ્પષ્ટ નિષેધ તેમાં દર્શાવાતો હતો. પરંતુ બીજા વિશ્વ-વિગ્રહને અંતે જ્યારે ફરી વખત કોન્ગ્રેસ પ્રધાનમંડળો અધિકારારૂઢ થયાં ત્યારે સાવરકર સાહિત્ય પરની જપ્તી રદ કરવા અંગેની ચળવળ એવી તો જોરદાર બની કે એ જપ્તીહુકમનો જાહેરમાં ભંગ કરવાનો નિશ્ચય કેટલાએક જુવાન દેશભક્તોએ દર્શાવ્યો. એ લોકોએ દંડ કરીને મુંબઈમાં જાહેર રીતે વેચવા-સારુ આ 'ઇતિહાસ'ની એક નવી અંગ્રેજી આવૃત્તિ છાપી કાઢી; અને 'પકડવામાં આવે તોપણ અમે આ પુસ્તકનું જાહેર વેચાણ કરશું' એવો પોતાનો નિરધાર મહાસભાના પ્રધાનમંડળને કાને પહોંચાડ્યો.

### ચાળીશ વર્ષની જપ્તી પછી પુસ્તક પરનો પ્રતિબંધ આખરે દૂર થાય છે

પરિસ્થિતિ આટલી હદે પહોંચ્યા પછી, તેમ જ સરકારને પણ આ બાબતમાં વિચાર કરવો આવશ્યક જણાયાથી છેવટાં લગભગ

ચાળીશ વર્ષ સુધી જે સાવરકર સાહિત્ય જપ્તીમાં હતું તે પરનો પ્રતિબંધ કોન્ગ્રેસ પ્રધાનમંડળે દૂર કર્યો. આજના પ્રધાનમંડળે દાખવેલા આ ડહાપણ માટે તેમને અભિનંદન આપવા જોઈએ.

### ભારતના ક્રાંતિવાદીઓ માટે 'વેદ' રૂપ બનેલું પુસ્તક

આમ હિંદની આઝાદી અર્થે 'અભિનવ ભારતે' ઉપાડેલા સશસ્ત્ર પ્રતિકારના આંદોલનથી માંડીને નેતાજી સુભાષચંદ્ર બોઝની આગેવાની તળે મેદાન પડેલા ચતુરંગ અને યંત્રસજ્જ આઝાદ હિંદ ફોજે બહારથી હિંદ પર કરેલા આક્રમણ સુધી ક્રાંતિવાદીઓને મન આ પુસ્તક કેવું વેદતુલ્ય પૂજ્ય બની રહ્યું હતું તે ઉપર આપેલી હકીકતોથી જાણી શકાશે. સીધી અગર આડકતરી રીતે આ ઐતિહાસિક ગ્રંથે ઓછામાં ઓછી બે પેઢીના લોકોનાં મન મુગ્ધ કર્યાં હતાં, માતૃભૂમિની આઝાદી અર્થેની લડતમાં તેમને સ્ફૂર્તિ આપી હતી તથા માર્ગદર્શન પણ કરાવ્યું હતું, અને પરદેશી સત્તાએ આ એક જ કારણે આ પુસ્તકને દાટી દેવા—નામશેષ કરી નાખવા સતત પ્રયત્નો કર્યા છતાં એને અખંડ જાળવી રાખવા દેશ આખાએ જાણે બીડું ઝડપ્યું હતું! આ રીતે ઉપર વર્ણવેલી અનેક આપત્તિઓમાંથી પણ આ પુસ્તક અખંડ જળવાઈ રહ્યું એ જ ભારે આશ્ચર્યની બિના છે.

તે સાથે જે ક્રાંતિવાદી સિદ્ધાંતો અને યોજનાઓ એક દ્રષ્ટા તરીકે જેમણે રજૂ કરી અને યોદ્ધા તરીકે પાર પાડવા જે પોતે લડ્યા, એ પ્રસ્તુત ગ્રંથના વિખ્યાત લેખક વીર સાવરકર આજ પોતાના સિદ્ધાંતો અને ધ્યેયો સિદ્ધિને માર્ગે જતાં જોવા હજુ જીવે છે—અનેક જાતની હેરાનગતિઓ, બલિદાનો અને દેશનિકાલની કાળા પાણીની સજાઓ સરખી યાતનાઓમાંથી પસાર થઈને પણ જીવે છે, એ પણ એટલી જ આશ્ચર્યકારક ઘટના છે!

**પુસ્તક ૧૮૫૭ના ક્રાંતિયોદ્ધાઓનું રાષ્ટ્રીય ઋણ ફેડે છે**

ઉક્ત કથનની સત્યતા સાબિત કરવા સારુ 'ગોષ્ઠી'ના વિદ્વાન સંપાદક શ્રી સુખારામના નીચેના ઉદ્ગારો વધારે ઉપયોગી થઈ પડશે –

* "The British Raj in India has treated Savarkar's book as most dangerous for their existence here. So it has been banned. But it has been read by millions of our countrymen including my humble self. In trying to elevate the events of 1857, which interested Historians and Administrators had not hesitated to call for decades as an 'Indian Mutiny', to its right pose of 'Indian War of Independence'. All be it a foiled attempt at that! It is not a work of a Patriotic Alchemist turning base mutineering into noble revolutionary action. Even in these days what would the Mahatmic school have called the efforts of Subhas Bose's Azad-Hind-Fouj if Savarkar's alchemy had not intervened? True. Both the 1857 and 1943 'Wars' have ended in failure for our country.

---

* હિંદમાં પોતાના અસ્તિત્વને ધોખો પહોંચે એ વિચારે બ્રિટિશ રાજસત્તા સાવરકરના આ પુસ્તકથી સતત અતિશય ડરતી રહી છે અને તો તેને જપ્ત કરાવવામાં આવ્યું હતું. પરંતુ મારી નમ્ર જાત સહિત દેશના મારા લાખો બાંધવોએ એ પુસ્તક અવશ્ય વાંચ્યું છે. ૧૮૫૭ના જે બનાવને પક્ષપાતી અંગ્રેજ ઇતિહાસકારોએ છેવટ કેટલાક દાયકાઓથી 'હિંદુસ્તાનો સિપાઈ બળવો' તરીકે બેધડક જણાવવામાં પાછું વાળી જોયું નથી, તે ૧૮૫૭ના બનાવને 'સ્વાતંત્ર્ય-સંગ્રામ' રૂપી અતિ ઉચ્ચ કક્ષાએ–ભલેને એમાં સફળતા ન મળી તોપણ–પહોંચાડવાનો લેખકનો પ્રયત્ન (તુચ્છ 'બળવાને' પરમોચ્ચ ક્રાંતિયુદ્ધની ટોચે પહોંચાડવાનો કિમિયો) દેશભક્તિની કાંઈ નાની સૂની જાદુઈ કરામત નથી! આજના જમાનામાં પણ ખુદ નેતાજી સુભાષચંદ્ર બોઝની આઝાદ હિંદ ફોજના પ્રયત્નોને જો આ સાવરકરની આ જાદુઈ કરામત સહાયક બની ન હોત તો, મહાત્માજીના

But the motive behind—was it meer Mutineering or War for Independence ? If Savarkar had not intervened between 1857 and 1943, I am sure that the recent efforts of the Indian National Army would have been again dubbed as an Ignoble Mutiny effectively crushed by the valiant British-cum-Congress arms and armlessness But thanks to Savarkar's book Indian sense of a "Mutiny" has been itself revolutionised. Not even Lord Wavell, I suppose, can now call Bose's efforts as a Mutiny The chief credit for the change of values must go to Savarkar —and to him alone But the greatest value of Savarkar's Book lies in its gift to the Nation of that Torch of Freedom in whose light an humble I and a thousand other Indians have our dear daughters named after Laxmi-

---

અનુયાયીઓ કોણ જાણે કયા નામે સંબોધત ! એ સાચું છે કે ૧૮૫૭ તેમ જ ૧૯૪૩ ના 'સંગ્રામો' માં બંને વેળા આપણો પરાજય થયો. પરંતુ એ સંગ્રામો પાછળની ભાવના કઈ હતી ? કેવળ બંડખોરવૃત્તિ જ હતી કે દેશની આઝાદી માટે જંગ ખેલવાની તમન્ના હતી ? એના જવાબમાં દેશની પ્રતિષ્ઠા, કીર્તિ, સંસ્કૃતિ તથા ઈતિહાસ તેમ જ દુનિયા સમસ્તે આપવાનો નિર્ણય સમાયેલો છે મારી તો ખાત્રી છે કે ૧૮૫૭ અને ૧૯૪૩ ના વચગાળામાં સાવરકરનો પ્રવેશ ન થયો હોત તો બ્રિટિશ અને હિંદી કોંગ્રેસની સશસ્ત્ર અને નિઃશસ્ત્ર જોડીએ તાજેતરના સુભાષ બોઝની આઝાદ હિંદ ફોજના પ્રયત્નોને પણ 'નીચ બળવા'નું નામાભિધાન આપી તેનો રીતસરનો રકાસ કરવાનો પ્રયત્ન જરૂર કર્યો હોત ! પરંતુ સાવરકરના પુસ્તકને ખરેખર ધન્યવાદ ઘટે છે કે હિંદમાં પ્રચલિત બનેલી 'બળવા'ની કલ્પના સંબંધે લોકમાનસમાં મોટું પરિવર્તન આણ્યું ! અને હું ધારું છું તે રીતે તો આજે સુભાષબોઝના પ્રયત્નોને તો લૉર્ડ વેવેલ પણ 'બળવો' નહિ કહી શકે ! આ રીતનાં મૂલ્યાંકનો ફેરવી નાખવાનું સઘળું શ્રેય સાવરકરને—એકલા સાવરકરને જ ઘટે છે ! પરંતુ દેશને સ્વાતંત્ર્યની દિવ્ય જ્યોતનું દર્શન કરાવવામાં જ સાવરકરના પુસ્તકનો અમૂલ્ય ફાળો રહેલો છે એ જ સ્વાતંત્ર્યજ્યોતિના પ્રકાશથી ઉજ્જ્વલ

bai, the Rani of Jhansi. Even Netaji Bose in a fateful hour had to form an army corps named after Rani of Jhansi. But for Savarkar's discovery of that valiant heroine, Rani of Jhansi should have been a long forgotten 'Mutineer' of the nineteenth century."

*—Free Hindustan, Special, 28th May, 1946*

જે અનેક શૂરા આગેવાનો તથા વીર યોદ્ધાઓ લડતાં લડતાં રણમેદાનમાં હોમાઈ ગયા, અને જેમનાં નામ કદાચ કાળની કબરમાં સદાને માટે દટાઈ રહ્યાં હોત, તેમને પ્રસ્તુત 'ઇતિહાસે' ખરેખર પુનર્જન્મ જ આપ્યો છે એમ કહેવું જોઈએ ! આ પુસ્તકે જ નાના-સાહેબ, બાળારાવ, કુમારસિંહ, મંગળપાંડે, અહમદશાહ, ઝાંસીની રાણી અને સેનાપતિ તાત્યા ટોપે સમા વીર વિભૂતિઓને પ્રેમ અને આદર પૂર્વક વંદના કરવાનું આપણને શીખવ્યું છે.

વીર સાવરકરે પોતાની યુવાન અવસ્થામાં જે મહત્ત્વાકાંક્ષાઓને નજર સામે રાખીને આ પુસ્તક લખ્યુ તે આજે તેમની હયાતીમાં જ સફળ થતી જોઈને એમના આત્માને પુષ્કળ શાન્તિ મળતી હશે એમાં શંકા નથી. છતાં ભય રહે છે કે સાવરકરના મનનો આ સંતોષ—આ શાંતિ કંઈક અંશે અપૂર્ણ જ છે. '૧૮૫૭નું ઉત્થાન' તેમના મનથી એટલેથી જ પરિપૂર્ણ થતું નહિ હોય. ૧૮૫૭ નો એ

બનેલા પુનિત નામનો લાભ આપણી વહાલી-મારી પણ—હજારો હિંદુ પુત્રીઓને થયો છે એટલું જ નહિ પરંતુ મુસીબતને વખતે ખુદ નેતાજી સુભાષચંદ્ર બોઝને પણ ઝાંસીની રાણી લક્ષ્મીબાઈને જ નામે એક સ્વતંત્ર ટુકડી ઊભી કરવી પડી. વીર સાવરકરની એ શોધને અભાવે ઝાંસીની એ શૂરવીર રાણીનું નામ પણ ઓગણીસમી સદીના એક 'બળવાખોર' તરીકે નાણાઈ સ્મરણમાંથી પણ ભુંસાઈ જાત."

—શ્રી હિંદુસ્તાન, ખાસ અંક, ૨૮મી મે, ૧૯૪૬

સંગ્રામ એમની ધારણુ પ્રમાણે તો આખા યસ્વાતંત્ર્યસંગ્રામનો એક અધ્યાય—એક પર્વરૂપે જ હશે. અને એથી જ આ પુસ્તક માત્ર પુરાણા ઇતિહાસની કેવળ નોંધ બની રહે એવી એમની દૃષ્ટિ જ રહી નથી; આ પુસ્તક ભાવિમાં માર્ગદર્શન કરાવનાર અને અખંડ સ્ફૂર્તિનું ઉગમ બને એવી જ એમની મનીષા હતી. અને એથી જ તો આખરી ધ્યેય પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આ 'ઇતિહાસ'નું કાર્ય પરિપૂર્ણ થતું નથી એમ જ એમણે માન્યું હશે. આ આખરી ધ્યેયનો એમણે શો નિર્દેશ કર્યો હતો તે નીચેના અવતરણુ પરથી સમજી શકાશે. ૧૯૦૮ ની સાલમાં રાજાની વિરુદ્ધ (ઈંગ્લાંડના જ રાજા!) યુદ્ધ પોકાર્યાના આરોપસર જે ખાસ ન્યાયાધીશ (Special Tribunal) પાસે સાવરકરનો કેસ ચાલ્યો હતો, એ ન્યાયમૂર્તિએ સાવરકર પર મૂકેલું 'તહોમત' સાબિત થાય તેના પુરાવારૂપે સાવરકરે લંડનમાં પ્રસિદ્ધ કરેલી એક પત્રિકામાંથી નીચેનો ઉતારો લીધો હતો:

The war begun on the 10 th of May 1857 is not over on the 10th of May 1908, nor can it ever cease till a 10th of May to come sees the destiny accomplished and our Motherland stands free!"

[ ૧૦ મી મે ૧૮૫૭ ના રોજ શરૂ થયેલા આ સંગ્રામનો ૧૯૦૮ ના મેની ૧૦ મી ઊગ્યા છતાં હજુ અંત આવ્યો નથી; એટલું જ નહિ પરંતુ આવતી કોઈ પણ ૧૦ મી મે, જે દહાડે આ ધ્યેય સિદ્ધ થયું હશે અને માતૃભૂમિ આઝાદ થઈ હશે તે દિવસ સુધી, એનો અંત આવ્યો ગણાશે નહિ! ]

પૂના
૧૦-૧-૧૯૪૭

વિ. વિ. પટવર્ધન.

# મૂળ લેખકના બે બોલ

(અસલ અંગ્રેજી ઉપરથી)

પચાસ વરસો પસાર થઈ જવાને કારણે, પરિસ્થિતિમાં થયેલા ફેરફારને લીધે, તેમ જ બંને પક્ષની મુખ્ય આગેવાન વ્યક્તિઓ મૃત્યુવશ થઈ જવાને પરિણામે ૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામની હકીકતને વર્તમાન રાજકીય પ્રશ્નની સીમા પસાર કરી ઇતિહાસના ભૂતકાળ સાથે જોડી દેવામાં કશી હરકત નથી.

આથી એક ઇતિહાસકારની શોધક વૃત્તિ ધારણ કરીને જ્યારે મેં આ બોધદાયક અને વિશાળકાય દશ્યનું આકલન કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે '૧૮૫૭ના બળવા'માં મને સ્વાતંત્ર્યસંગ્રામનો મહા પ્રકાશપુંજ દગ્ગોચર થયો, અને હું આભો બન્યો. એમાં મૃત્યુ પામેલા વીરપુરુષોના આત્માઓ કોઈ દિવ્ય બલિદાનના પાવિત્ર્યથી પુનિત બનેલા દેખાયા; અને એ બળી ગયેલા દાવાનળની ભસ્મમાંથી પ્રેરણાના કોઈ જ્વલંત ધગધગતા સ્ફુલિંગો દૃશ્યમાન થયા. આપણા દેશના ઇતિહાસને એક અગમ્ય ખૂણે દટાઈ રહેલા આ દશ્યને જો હું સંશોધકની પ્રકાશજ્યોત દ્વારા નજર સમક્ષ લાવી શકું તો તેઓ પણ મારા જેવી જ આશાભંગની આહ્‌લાદકારી ચમત્કૃતિ અનુભવશે એમ મને લાગ્યું. આથી હું એ પ્રયત્ન પાછળ મંડી પડયો, અને આજે ૧૮૫૭ના એ મહાન બનાવોનું વિશ્વસનીય છતાં ચમત્કારી મૂકે તેવું ચિત્ર હું મારા હિંદી વાચકો સમક્ષ રજૂ કરી શકું છું.

જે દેશ પોતાના ભૂતકાળને વીસરી જાય તેને માટે ઉજ્જ્વળ ભાવિનો અવકાશ રહેતો નથી. એ પણ એટલું જ સાચું છે કે હરકોઈ રાષ્ટ્રે પોતાના જ્વલંત ભૂતકાળ વિષે માત્ર ગાણાં ફૂંકીને

વેરી ન રહેતાં એ ભૂતકાળનો ભાવિના ઘડતર માટે લાભ ઉઠાવવાનું જાણી લેવુ જોઈએ. રાષ્ટ્રે પોતાના ભૂતકાળનો કેવળ ગુલામ બની રહેવાને બદલે એના ઘડનારા બનતા શીખવું જોઈએ. ભૂતકાળમા અમુક બનાવો બની ગયા હતા એમ માની તે કાળની પરિસ્થિતિનો વિચાર કર્યા વિના આજે પણ એ અનુસાર જ આપણે આચરણ કરવા જઈએ તો ખરેખર મહા મૂર્ખાઈ કરી ગણાય. દાખલા તરીકે શિવાજીના સમયમા મુસલમાનો પરત્વે શત્રુભાવ દાખવવો ન્યાયી ગણાય તેવુ હતુ, પરતુ આજે જો એના જ કારણે એવી દ્વેષભાવના હિંદુઓ મુસલમાનો પ્રત્યે દાખવે તો એના જેવી બીજી કોઈ મૂર્ખાઈ ન કહેવાય.

આ પુસ્તક જે જે ગ્રથો અને માહિતીઓને આધારે લખાયુ છે તે સર્વ આધારભૂત ગ્રથો અગ્રેજ લેખકોએ જ લખેલા છે, એ લેખકોએ પોતાના પક્ષ વિષે આપેલી માહિતીઓ જેટલા વિસ્તૃત પ્રમાણમા અને ચોકસાઈ પૂર્વક એકઠી કરી હોય તેટલા પ્રમાણમા તેઓ શત્રુપક્ષ પરત્વે ચીવટ ન જ રાખે તે સમજી શકાય તેવુ છે એ પણ સભવિત છે કે આ પુસ્તકમા આપેલા બનાવો ઉપરાતના ઘણા બનાવો નોંધાયા વિના જ રહી ગયા હોય, અગર તો ખોટી રીતે જ નોંધાયા હોય. જો કોઈ રાષ્ટ્રપ્રેમી ઇતિહાસ સશોધક ઉત્તર હિંદમા ઘૂમી વળે અને જે જે વ્યક્તિઓએ આ સ્વાતત્ર્યસગ્રામ નજરે નિહાળ્યો હોય અગર તો જેમણે તેમા જાતે આગળ પડતો ભાગ લીધો હોય તેમને રૂબરૂ મળીને તેમની પાસેથી જ વિશ્વસનીય માહિતી મેળવીને સગ્રહે તો કાળ જતા જે માહિતી લુપ્તપ્રાય બની જવાની છે, તેમાથી પ્રમાણભૂત ઇતિહાસગ્રથ તૈયાર થઈ શકે હવે પછી બીજા એકાદ દાયકામા તો આ સ્વાતત્ર્યસગ્રામમા જાતે ભાગ લેનારી આખી પેઢી સદાને માટે જ્યારે અદૃશ્ય બની જશે,

તે વેળા આ કર્મવીરોને નિહાળવાનું સદ્ભાગ્ય તો સાંપડશે જ નહિ, તે સાથે તેમનો ઇતિહાસ પણ અધૂરો જ રહી જશે. કોઈ રાષ્ટ્રપ્રેમી ઇતિહાસકાર આ બધું નામશેષ થઈ જાય તે પહેલાં આ કાર્ય હાથ નહિ ધરે ?

આ પુસ્તકમાં વર્ણવાયેલા છેક નાના પ્રસંગો માટે તેમ જ મહાન શકકર્તા ઐતિહાસિક બનાવો માટે પણ પ્રમાણભૂત મૌલિક પુરાવાઓ રજૂ કરી શકાય તેવું છે.

અને છેવટે કલમ નીચે મૂકી દેતા પહેલાં એક આગતનો ઉલ્લેખ —માગણી કર્યા વિના રહી શકાતું નથી. હું ઇચ્છું છું કે ૧૮૫૭ની આ મહાન ક્રાંતિ અંગે આથી વધારે રાષ્ટ્રપ્રેમભર્યો, વિશ્વસનીય, સંપૂર્ણ વિગતોવાળો અને સુસંકલિત ઇતિહાસ નિકટના ભાવિમાં લખાય અને મારી આ નમ્ર કૃતિને ઢાંકી દે એવો સુદિન સત્વર ઊગે!

લેખક

# લંડનમાં પ્રગટ થયેલા

## મૂળ અંગ્રેજી પુસ્તકના પ્રકાશકની પ્રસ્તાવના

[અસલ અંગ્રેજી પરથી]

૧૮૫૭ના ઇતિહાસ અંગેનું આ પુસ્તક મૂળે તો મરાઠી ભાષામાં લખાયું હતું. પરંતુ એ અપૂર્વ બનાવ પછી આટલા લાંબા વખતે પહેલી જ વખત લખાયેલ આ પુસ્તકમાં ખુદ અંગ્રેજ લેખકોનાં જ લખાણો ઉતારી એ સિદ્ધ કરી બતાવવામાં આવ્યું છે કે ૧૮૫૭માં હિંદી લોકોએ જગાવેલું આ બંડ કોઈ રીતે ક્ષુદ્ર પ્રકારનું નહોતું, અગર તો આવી મહાન પ્રજાની રાષ્ટ્રીય પરંપરાને કોઈ રીતે નાનમ પહોંચાડે તેવું નહોતું. આ કારણે આવા અસાધારણ પુસ્તકનું જો અંગ્રેજીમાં ભાષાંતર કરવામાં આવે તો તે પરથી દેશની બીજી અનેક પ્રાંતભાષાઓમાં એના ભાષાંતરો થાય અને ૧૮૫૭નો આ ઇતિહાસ આખા દેશની પ્રજા વાંચી શકે, એ વિચારે અનેક સ્થળેથી એ અસલ મરાઠીનું અંગ્રેજી ભાષાંતર કરવા માટે આગ્રહભરી માગણીઓ આવવા લાગી. આ માગણીઓની યથાર્થતા તેમ જ જરૂરિયાતનો વિચાર કરીને તથા લેખકની સહાનુભૂતિભરી મંજૂરી મેળવીને એ પુસ્તકનું અંગ્રેજી ભાષાંતર કરાવવાનું કામ પ્રકાશકોએ માથે લીધું. અને એ દેશના અનેક રાષ્ટ્રપ્રેમી ભાઈઓના સહકારથી પ્રસ્તુત ગ્રંથ હિંદી વાચકોના હાથમાં અમે રજૂ કરી શકીએ છીએ.

પૌર્વાત્ય ભાષાનું પુસ્તક પશ્ચિમની ભાષામાં ઉતારવાનું કાર્ય હમેશાં ભારે મુશ્કેલીભર્યું છે. ભાષાંતર કરનારને પૂરતો અવકાશ હોય, તે માટેની તાલીમ હોય અને પૂરતાં સાધનો હોય, તોપણ આવા ભાષાંતરનું કામ વિકટ તો છે જ. તેમાં પણ જ્યારે આ

ભાષાંતર જુદીજુદી અનેક વ્યક્તિઓ દ્વારા અને અતિ ટૂંકા સમયમાં કરવાનું થયું ત્યારે તો એ ભાષાંતર ત્રુટિઓભર્યું અને ભાષાની અનેક ખામીઓવાળું થશે એ વિષે પ્રકાશકોને કશી શંકા નહોતી. પરંતુ પ્રકાશકો પાસે મુખ્ય સવાલ હિંદી પ્રજાને સુંદર ભાષાંતર કેમ થાય અગર તો શુદ્ધ અંગ્રેજી ભાષા કેમ લખાય તે શીખવવાનો નહોતો; એ વિષે પ્રકાશકોએ એક રીતે કહીએ તો આંખ આડા કાન જ કર્યા હતા. તેમની દૃષ્ટિ તો પ્રજાએ સ્વાતંત્ર્ય માટે શી રીતે સંગ્રામ ખેલ્યો તેમ જ એના પૂર્વજોએ 'પોતાની પિતૃભૂમિ અર્થે તથા દેશની ધર્મરક્ષા કાજે' શાં શાં બલિદાનો આપ્યાં, તે રજૂ કરવા તરફ જ હતી. આવી જે સત્ય હકીકત લોકો પાસે રજૂ કરવી હતી તે બરાબર મૂકી શકાય એટલી ગોઠવણ થતાં જ ભાષાની ઊણપો તરફ જરા પણ ધ્યાન રાખ્યા વિના આ પુસ્તક પ્રગટ કરવાનું જોખમ અમે વહોરી લીધું. આજે પચાસ પચાસ વર્ષોનાં વહાણાં વાયા છતાં દેશના અને પ્રજાના ઉદ્ધાર અર્થે જેમણે પોતાનાં કિંમતી બલિદાનો આપ્યાં અને લોહીની નદીઓ વહેવડાવી તેમને આજે આખી દુનિયા ગાંડા ગણે છે, ક્રૂર હત્યારાઓને નામે સંબોધે છે; એટલું જ નહિ પરંતુ જે દેશબાંધવો ખાતર તેમણે પોતાના પ્રાણ આપ્યા તે જ દેશબાંધવો તેમને પોતાના આત્મીય જનો તરીકે ઓળખાવતાં પણ શરમાય છે! લોકોના આ જાતના મૂર્ખાઈભર્યા અજ્ઞાનમાંથી પેદા થયેલી ગેરસમજણ ચાલવા દેવી, અને સ્વાર્થી તેમ જ ધનલોભી ટોળકીએ વ્યવસ્થિત રીતે ઇરાદાપૂર્વક પ્રચલિત કરેલી આ ગેર-સમજણને વધારે સમય સુધી ટકવા દેવી તેમાં તો દેશનું ભારે અપમાન અને ઘોર પાપ સમાયેલું છે. આ કારણે ભાષાંતર સુંદર ભાષામાં તૈયાર થતા સુધી પ્રકાશકોએ રાહ જોઈ નથી. પ્રકાશનકાર્યને નિસ્બતમાં રાખીને દ્વેષયુક્ત અસત્ય નિંદા ચાલુ રહેવા દઈ ભલા પવિત્ર

આત્માઓના બલિદાનના તેજને ઝાંખપ આવવા દેવી કે ખરેખર પરદેશી જ કહેવાય એવી અંગ્રેજી ભાષામાં કરેલા ભાષાંતરમાં અહીં-તહીં કોઈ ભાષાદોષને જતો કરવો એ પૈકી એક માર્ગ પ્રકાશકોએ પસંદ કરવાનો હતો. પહેલી પસંદગીમાં મહા પાતક વહોરી લેવા જેવું હતું, જ્યારે બીજી બાબતની પસંદગીમાં બહુ તો સાહિત્યની દષ્ટિએ ઇરાદાપૂર્વકનો ગુનો કરવા જેવું હતું. આ કારણે જે હિંદી વાચકોના ખાસ લાભ માટે આ પુસ્તક પ્રગટ કરીએ છીએ તેમની માફી માગવાની અમને કશી જરૂરિયાત જણાતી નથી, તેમ કોઈ તેવી આશા રાખતું હોય એમ માનવાને કારણ પણ નથી.

પરંતુ જે પરદેશી વાચકો આ પુસ્તક સહૃદયતાથી વાંચવા હાથ ધરશે તેમની આવી અક્ષમ્ય ભાષાની ભૂલો માટે અમો ક્ષમા ચાહીએ છીએ, અને વિનતિ કરીએ છીએ કે તેઓ અમારી આ ક્ષતિને નિભાવી લે.

લંડન
૧૦ મે ૧૯૬૫

પ્રકાશકો

# આધારભૂત ગ્રંથોની સૂચિ

[મૂળ લેખકની]


ARNOLD SIR EDWIN, K C I E — *The Marquis of Dalhousie's Administration of British India*

BALL, CHARLES — *The History of the Indian Mutiny*

COOPLAND, MRS — *A Lady's Escape from Gwalior*

DUFF, DR ALEXANDER — *The Indian Rebellion Its Causes and Results in a series of Letters*

EYRE, SIR VINCENT — *Letters and Despatches*

FORBES-MITCHELL, WILLIAM — *Reminiscences of the Great Mutiny, 1857-59*

FORGET — *Real Danger in India*

FORREST GEORGE WILLIAM *State Papers* (Several Series).

GRANT, SIR JAMES HOPE — *Incidents in the Sepoy War, 1857-58* (Compiled from the private journals of Sir Hope Grant together with explanatory chapters by H Knollys)

GUBBINS, MARTIN RICHARD — *An Account of the Mutinies in Oudh and of the Siege of the Lucknow Residency*

HOLLOWAY — *Essays on the Indian Mutiny*

HOLMES — *History of the Indian Mutiny*

JACOB, SIR GEORGE LE GRAND — *Western India before and during the Mutinies* pictures drawn from life

KAYE, SIR JOHN WILLIAM — *A History of the Sepoy War in India*, 3 vols.

KAYE AND MALLESON – *History of the Indian Mutiny*, 6 vols.

KHAN, MU'IN AL-DIN HASAN – *Two Native Narratives.*

LECKEY, EDWARD – *Fictions Connected with the Indian Out-break of 1857 Exposed.*

LOWE, THOMAS, M R C S – *Central India during the Rebellion of 1857.*

MALLESON, G. B. – *Red Pamphlet.*

MARTIN, WILLIAM – *Why is the English Rule Odious to the Natives of India ?*

MEAD, HENRY – *The Sepoy Revolt; It Causes and Consequences.*

MEDLEY, JULIUS GEORGE – *A Year's Campaigning in India from March 1857 to March 1858.*

METCALFE – *Native Narratives*

ROBERTS, LORD – *Forty-one Years in India*

RUSSEL, SIR WM. HOWARD – *My Diary in India in the Year 1858-59* 2 vols.

SHEPHERD – *Personal Narrative of Cawnpore*

SYLVESTER – *Recollections.*

TAYLER, WILLIAM – *The Patna Crisis.*

TAYLOR, MEADOWS – *The Story of My Life*

THOMSON, MOWBRAY – *The Story of Cawnpore*

TREVELYAN, SIR GEORGE OTTO – *Cawnpore*

WHITE – *Complete History of the Great Sepoy War.*

WILSON – *The Defence of Lucknow.*

*State Papers* and several other books

ANON – *History of the Siege of Delhi*, by an Officer who served there

ANON – *Military Narrative*.

ANON – *Narrative of the Indian Revolt*, etc Reprinted from the "Illustrated Times"

શિપાયાંચેં બંડ – વિનાયક કોંડદેવ ઓક (મરાઠી)
ઝાંસીચ્યા રાણીચેં ચરિત્ર – પારસનીસ ,,
ગોડસે યાંચા 'માઝા પ્રવાસ'–વૈદ્યે પ્રગટ કરેલુ ,,

શિપાઈ યુદ્ધેર ઇતિહાસ (બંગાલી)

# અનુક્રમણિકા

(પૂર્વાર્ધ)

## ખંડ પહેલો · જ્વાળામુખી

પ્રકરણ



## ખંડ બીજો · પ્રસ્ફોટ

# જ્વાલામુખી

"હિંદનો આ ચેતેલો જ્વાલામુખી હવે ધખધખી રહ્યો છે. લાવારસના ભયાનક ઉછાળા એના ઉદરમાં સળવળાટ કરી રહ્યા છે, સ્ફોટક રસાયણનાં ભીષણ મિશ્રણો એમાં પેદા થઈ રહ્યાં છે, અને સ્વાતંત્ર્યપ્રેમના અગ્નિતણખા એ રસાયણ પર ઊડી પડવાની તૈયારીમાં છે. જુલમગાર સત્તા! સાવધાન; હજુ વખત છે તે પહેલાં બધું વિચારી જો, અને ચેતી જા! એમાં સહેજ પણ આંખ આડા કાન થશે તો ચોક્કસ જાણજે કે તારા સરખી ઉદ્ધત, અન્યાયી તેમ જ જુલમગાર રાજસત્તાને જ્વાલામુખી સરખો ભભૂકતો વૈરનો હુતાશન કેવો હોઈ શકે એનો ખ્યાલ એના ભયંકર પ્રસ્ફોટના આંચકા પછી જ માત્ર આવી શકાશે!"

# ખંડ પહેલો

## પ્રકરણ પહેલું

### સ્વધર્મ અને સ્વરાજ

એક સાધારણ ગામડિયો પણ સમજી શકે એવી સાદી વાત છે કે ગમે તેવું નાનકડું ઘર ચણવું હોય તોપણ તેનો પાયો કાચો રાખ્યે ન ચાલે. છતાં પણ ૧૮૫૭ની ક્રાંતિનો ઇતિહાસ લખવા તત્પર થયેલા ઇતિહાસકાર જ્યારે વ્યવહારના આટલા સાદા સત્યની ઉપેક્ષા કરીને ક્રાંતિનાં મૂળ કારણોની ઊંડી તપાસ કર્યા વિના જ બેધડક રીતે એવું પ્રતિપાદન કરવા માંડે છે કે આ ક્રાંતિમંદિરની રચના કેવળ ખડના તણખલા પર જ થઈ છે, ત્યારે સહેજે એવું લાગી જાય છે કે ખરેખર આ ઇતિહાસકારો મહા મૂરખા હોવા જોઈએ; અગર વધારે માનવા યોગ્ય બાબત તો એ છે કે તેઓ જાણીબૂઝીને વાચકને છેતરવા માગતા હોવા જોઈએ. ગમે તે કારણ હોય, પરંતુ એટલું તો ચોક્કસ છે કે આવા લેખકો ઇતિહાસકારની પવિત્ર ફરજ બજાવતાં ચૂકે છે — એ કામ માટે તેઓ સાવ નાલાયક છે!

ધાર્મિક અગર રાજકીય મહાન્ ક્રાંતિઓના મૂળમાં ક્યાં કારણો રહેલાં છે તે બરાબર જાણ્યા વિના માત્ર ઉપલક દૃષ્ટિએ વિરોધી ભાસતી બાબતોનો સમન્વય કરવાનું કાર્ય ઘણું વિકટ છે, કહો કે અશક્ય કોટિનું છે. અનેક ચક્રોવાળું અને હજારો સ્ક્રૂ તથા ખીલાથી ભરેલું પ્રચંડ શક્તિ પેદા કરનારું કોઈ યંત્ર જોયા પછી એમાં શક્તિ શી રીતે પેદા થાય છે એ ન સમજાય તોપણ નવાઈ તો લાગવાની જ; છતાં એ યંત્રની ઊંડી માહિતી મળતાં અંતરમાં જે આનંદ ઊભરાય, તેવો આનંદ ઉપલક દૃષ્ટિમાં આવી નથી શકતો. ફ્રાન્સનો મહાન્ વિપ્લવ અગર તો હોલાંડની મોટી ધાર્મિક ક્રાંતિ સરખા ખળભળાટ ઉપજાવનારા પ્રસંગોનાં વર્ણનો જ્યારે લેખકો લખવા માંડે છે, અગર તો એમાંની મહત્ત્વની લડાઈઓનાં ચિત્રો દોરે છે, તે વેળા એ પ્રસંગોની દીપ્તિ અને મહત્તામાં તેઓ એવા તો અંજાઈ જાય છે કે એ ક્રાંતિઓનાં મૂળ કારણો જાણવાની ઊંડી તપાસમાં ઊતરવા જેટલી ધીરજ અગર ચિત્તની સ્વસ્થતા તેઓ સાચવી શકતા નથી. ખરી વાત એમ છે કે ક્રાંતિની પાછળ છુપાયેલાં અજ્ઞાત કારણોની અગર તો એને વેગ આપનારા ગૂઢ પ્રવાહોની પૂરેપૂરી જાણ વિના ક્રાંતિના ગર્ભમંદિરનું સાચું દર્શન પામી જ શકાતું નથી. અને એ કારણે જ કેવળ વર્ણનો અગર હકીકતોના લખાણ કરતાં ઇતિહાસમાં તત્ત્વદર્શનને વધારે અગત્ય અપાય છે.

સિવાય એવાં મૂળભૂત તત્ત્વોની તપાસમાં ઇતિહાસકારને હાથે એક બીજી પણ ભૂલ થઈ જવાનો સંભવ છે. દરેક બનાવની પાછળ જાતજાતનાં પ્રત્યક્ષ તેમ જ અપ્રત્યક્ષ, સામાન્ય તેમ જ વિશિષ્ટ, આવશ્યક તેમ જ આકસ્મિક ઘણાં કારણો હોય છે. એ બધાના યોગ્ય વર્ગીકરણમાં જ ઇતિહાસકારનું સાચું કૌશલ્ય અગર આવડત

રહેલાં છે. આ જાતની કારણમીમાંસામાં જ અનેક ઇતિહાસકારો ભુલાવામાં પડે છે અને આકસ્મિક કારણોને જ તેઓ આવશ્યક માની બેસે છે. આવા લોકો પેલી લાય લાગવાના ખટલાના દૃષ્ટાંતની પેઠે દીવાસળી ચેતવનાર માણસને ગુનેગાર ન ગણતાં દીવાસળીને જ ગુનાની સજા ફરમાવનારા ન્યાયાધીશની પેઠે હાસ્યપાત્ર બને છે. ખરી વાત એમ છે કે આ રીતે મૂળ કારણો સમજવામાં જ ગલતી અગર ગોટાળો ઊભો કરવાથી કોઈ પણ પ્રસંગનું સાચું મહત્ત્વ જાણી શકાતું નથી; એટલું જ નહિ પરંતુ જે ક્રાંતિમાં હજારો માણસોનાં બલિદાન દેવાયાં અને દેશની અસાધારણ પાયમાલી થઈ, એ ક્રાંતિ કેટલીએક વ્યક્તિઓએ કેવળ પોતાના શોખ ખાતર અગર તો પોતાના અંગત સ્વાર્થ ખાતર જ ઊભી કરી હતી એમ માનીને સારી ય માનવજાત એ વ્યક્તિઓને નામે શાપ વરસાવે છે.) એટલા જ માટે કોઈ પણ પ્રસંગોનો ઇતિહાસ — ખાસ કરીને તો આવી મહાન્ ક્રાંતિકારી ચળવળોનો ઇતિહાસ લખતી વેળા માત્ર તેની હકીકતોનાં વર્ણન કરીને અગર તો આકસ્મિક કારણો સાથે એને સાંકળી દેવાથી લેખક સાચો ઇતિહાસ કદી કાળે લખી શકે નહિ. સાચા અને નિષ્પક્ષ ઇતિહાસકારે તો જે પાયાના સિદ્ધાંતો પર ક્રાંતિની રચના થઈ હોય, એ સિદ્ધાંતો જ હાથ ધરવા જોઈએ. ક્રાંતિનાં મુખ્ય અને મૂળ કારણોને શોધીં કાઢી તેમની ચિકિત્સા કરવી એ જ એનું તો કર્તવ્ય છે!

(ફ્રેંચ રાજ્યક્રાંતિ પરની ટીકાના એક અગત્યના લેખમાં મૅઝિની લખે છે કે હરેક ક્રાંતિની પાછળ તેનું કશુંક પણ આદિકારણ તો હોવું જ જોઈએ. ઇતિહાસ-પુરુષના જીવનમાં ધરમૂળથી આવેલ પલટો એનું નામ જ ક્રાંતિ છે. આવી ક્રાંતિની ઘટના કેવળ ક્ષણિક

અને મામુલી અગર સામાન્ય દુઃખદાયી જણાતા પ્રસંગો અને કારણો પર કદી પણ થઈ શકતી નથી. એની પાછળ સમગ્ર આમજનતામાં મહાપ્રક્ષોભ પેદા કરે એવું કશુંક તત્ત્વ હોવું જ જોઈએ. એ તત્ત્વ એવું હોવું જોઈએ કે જેની ખાતર હજારો અને લાખો માણસો યુદ્ધના પડકારને ઝીલવા નીકળી પડે, જેની આગળ સિંહાસનો ડોલાયમાન થઈ જાય, અનેક રાજમુગટો એક તરફ રણમાં રોળાય ને બીજી તરફ નવા અનેક નિર્માણ થાય, ચાલુ આદર્શોનો ઉચ્છેદ થઈને તેને સ્થાને બીજા નવા આદર્શો પ્રવેશ પામે, જેની ખાતર લાખો લોકો પોતાનું પવિત્ર લોહી વહેવડાવતાં સહેજ પણ અચકાય નહિ ! આવી ક્રાંતિની પાછળ રહેલ સિદ્ધાંત જેટલે અંશે કલ્યાણકારી અગર તો હાનિકારક હોય તેટલે અંશે એની પવિત્રતા અગર તો અપવિત્રતાનો નિર્ણય થાય. એક માનવીના જીવનમાં અગર તો સમગ્ર દેશના જીવનમાં એટલે કે ઈતિહાસમાં વ્યક્તિનાં અગર તો આખા રાષ્ટ્રનાં કૃત્યોની યોગ્યાયોગ્યતાનો નિર્ણય એની પાછળ રહેલા હેતુઓ પર જ અવલંબે છે.) જો આપણે આ કસોટી ભૂલી જઈએ તો સિકંદરે પોતાનું સામ્રાજ્ય વધારવા ખાતર ખેડેલાં યુદ્ધો અને ગેરીબાલ્ડીની સરદારી નીચે લડાયેલા ઈટાલીના સ્વાતંત્ર્યસગ્રામોનો તફાવત આપણે સમજી નહિ શકીએ. આ બને પ્રસંગોની મૂલ્યાંકન વેળા એ યુદ્ધો જગવનાર — લડનાર પ્રમુખ વ્યક્તિઓના મૂળ હેતુઓ પ્રથમ તો આપણે ચોક્કસપણે જાણી લેવા જોઈએ. અગર તો એ ક્રાંતિઓનો સમગ્ર ઇતિહાસ લખવો હોય તો એની પાછળના મૂળ હેતુઓ, તેમ જ એ ક્રાંતિઓ જગવનારી વ્યક્તિઓના દિલમાં રમી રહેલી ઇચ્છાઓ અને ભાવનાઓ સાથે ક્રાંતિમાં બનેલી સર્વ ઘટનાઓની કારણપરંપરાઓને સાંકળી તપાસી જવી જોઈએ. આવી દૃષ્ટિ અગર દૂરબીન લગાડવાથી જ પક્ષપાતી અને

વિકૃત દૃષ્ટિબિંદુવાળા ઇતિહાસકારોએ જાણીબૂઝીને ભૂંસી નાખેલી અગર ઉપેક્ષાપૂર્વક ત્યજી દીધેલી નાની મોટી ઘટનાઓનું, યોગ્ય દર્શન–સ્પષ્ટ દર્શન પામી શકાય છે આ દૃષ્ટિએ જોતાં જ ઉપરછલ્લી, નજરે દેખાતી અસંબદ્ધ ઘટનાઓ પાછળ તુરત* સંઘટિત હેતુ નજર આવે છે, વાંકી લીટીઓ સુરેખ બની જતી જણાય છે, અંધકારમાં પ્રકાશ દેખાય છે, પહેલી નજરે અણગમો પેદા કરનારું દૃશ્ય એકદમ સૌંદર્યભર્યું – કલાના નમૂનારૂપ ભાસે છે; તો વળી પૂર્વેના કોઈ તેજદાર અને આંજી દે તેવા જણાતા પ્રસંગો સાવ ફિક્કા પડી જતા લાગે છે, અને ધાર્યું હોય કે ન ધાર્યું હોય તોપણ આપણે સાચા ઇતિહાસના પ્રકાશમાં ક્રાંતિને સ્પષ્ટ સ્વરૂપમાં રજૂ થયેલી જોઈ શકીએ છીએ.

૧૮૫૭માં જે મહાન્ ક્રાંતિનો બનાવ બની ગયો તેનો ઇતિહાસ શાસ્ત્રીય દૃષ્ટિએ લખવાનો પ્રયત્ન આજ સુધી કોઈ પણ દેશી અગર પરદેશી ઇતિહાસકારે કર્યો નથી. ને એ જ કારણે દુનિયાભરમાં એ બનાવ અંગે ભારે ચિત્રવિચિત્ર, ભૂલભરેલી અને અન્યાયકારી માન્યતાઓ બંધાઈ દૃઢ બની ગયેલી છે. અંગ્રેજ લેખકોએ પણ ઉપર દર્શાવેલી સઘળી ભૂલો કરેલી છે. એ પૈકી કેટલાકોએ તો *માત્ર હકીકતો જ નોંધી હોય તોપણ તેમણે લખેલો એ ઇતિહાસ તો મોટે ભાગે પક્ષપાતપૂર્વક અને દુષ્ટ ઇરાદાથી જ લખેલો છે. એમની વિકૃત નજરે એ ક્રાંતિનું મૂળ કારણ ચડે તે બનવા જોગ નથી, અને એમને કારણ દેખાયું પણ નથી! (આવી સમગ્ર દેશને આવરી લેતી ક્રાંતિ કોઈ વિશિષ્ટ ધ્યેય અગર હેતુ વિના જ થઈ આવી, એમ કયો ડાહ્યો માણસ કહી શકશે?) પેશાવરથી કલકત્તા સુધી ઊછળી રહેલી એ પ્રચંડ સાગરભરતી પોતાના દારુણ ઉત્પાત તળે કશુંક રસાતાળ પહોંચાડવાના ચોક્કસ ઉદ્દેશ વિના ચડી આવે

એ બનવા જોગ છે ખરું? દિલ્હીનો ઘેરો, કાનપુરની કતલ, અનેક વીરનરોનું બલિદાન વગેરે જાતના જે ઉદાત્ત અને પ્રેરણાદાયી પ્રસંગો બની ગયા ને કશા ધ્યેય વિના જ બન્યા હશે શું? (કોઈ નાના ગામડાંમાં ભરાતો મેળો કે બજાર પણ કશા કારણ વિના ભરાતી નથી. તો જે બજાર અગર મેળાની દુકાનો પેશાવરથી કલકત્તા સુધીના રણમેદાન પર હારદોર મંડાઈ ગઈ હતી, જ્યાં નાનાંમોટાં રાજ્યો મહારાજ્યોનો વેપાર ચાલતો હતો, ને જ્યાંનું નાણું કેવળ માનવ રુધિર જ હતું, એ વિરાટકાય મેળો કોઈ પણ કારણપરંપરા વિના ફોગટ ભરાયો અને વિખેરાઈ ગયો એ, કેમ માની શકાય? અશક્ય! એ કશું કોઈક હેતુ વિના બન્યું જ નહોતું! પરંતુ અંગ્રેજ ઇતિહાસલેખકોએ બરોબર એ જ બિના નોંધવાનું જાણીબૂઝીને છોડી દીધું, એનું કારણ એમને એ બધું સમજવું મુશ્કેલ હતું એ નથી, પરંતુ ખરી વાત એ છે કે એ ધ્યેયનો સ્વીકાર કરવામાં તેમને જ નુકસાન થાય એવું હતું.)

(આ સંકુચિતતાભરી ઉપેક્ષા કરતાં પણ વધારે છેતરપિંડીભરી અને ૧૮૫૭ની ક્રાંતિનો મૂળ ઉદ્દેશ જ જેથી મારી જાય એ રીતે એને તદ્દન વેગળું જ સ્વરૂપ આપવાની યુક્તિ કેટલાએક અંગ્રેજ ઇતિહાસકારોએ યોજી હતી; એટલું જ નહિ પરંતુ અંગ્રેજોનું લાંગૂલચાટન કરનારા અને હાજી હા ભણનારા આપણા કેટલાએક હિંદીઓએ પણ એ જ બાબતને આગળ ધરી છે. આ યુક્તિ તે ક્રાંતિનું કારણ સિપાઈઓને ગાય-ડુક્કરની ચરબીવાળી કારતૂસો આપવામા આવી તે હતી. અંગ્રેજોએ લખેલા ઇતિહાસો અને એમણે આપેલા પૈસામાંથી પ્રેરણા પામેલ એક ભારતવાસી ઇતિહાસકાર[1]

---

૧. વિ. કોં. ઓકનું મરાઠી પુસ્તક " शिपायांचे बंड. "

લખે છેઃ 'ગાયડુક્કરની ચરબી આ કારતૂસોને ચોપડવામાં આવે છે એવી કેવળ સાંભળેલી હકીકત પરથી એ મૂર્ખાઓ ભાન ભૂલ્યા હતા!' એ વિધાનની પાછળ કેટલું સત્ય સમાયલું છે. એની પૃચ્છા કદી કોઈએ કરી છે? "એકે કહ્યું, બીજાએ તુરત તે માની લીધું. બીજો વિફર્યો એટલે ત્રીજો તેમાં સામેલ થયો; એ રીતે આંધળુકિયાં કરી કેટલાક અવિચારી માયાભારે લોકો નીકળી પડ્યા અને એમ બળવો ફાટી નીકળ્યો." લોકોએ અંધશ્રદ્ધાથી આ કારતૂસોની ગપ્પ કેટલી સાચી માની હતી એનો વિચાર આ પુસ્તકમાં આગળ ઉપર કરવામાં જ આવ્યો છે.) પરંતુ જેમણે માત્ર અંગ્રેજ ઇતિહાસકારોનું લખાણ બારીકાઈથી વાંચ્યું છે તથા તે ઉપર સ્વતંત્ર વિચારણા પણ કરી છે, તેઓ એટલું તો સ્પષ્ટ રીતે જોઈ શકશે કે અંગ્રેજ લેખકોએ આ લોકવાયકા પર જ વધારે ભાર દીધો છે અને એને જ ૧૮૫૭ની ક્રાંતિનું ઉદ્ભવ–કારણ ઠરાવવાનો ભગીરથ પ્રયત્ન કર્યો છે! જો ક્રાંતિ થવાનું કારણ કેવળ ચરબીવાળી કારતૂસો જ હોય તો નાનાસાહેબ, દિલ્હીનો બાદશાહ, ઝાંસીની રાણી અને રોહિલખંડનો ખાન બહાદુરખાન, આમાં શા સારુ ભળ્યા? એ લોકો અંગ્રેજ લશ્કરમાં સિપાઈ તરીકે ક્યાં જોડાયેલા હતા કે એ કારતૂસો દાંત વડે તોડવાની ફરજ એમને માથે આવી હોય? (ક્રાંતિ સળગી ઊઠવાનું મુખ્ય અને એક જ કારણ જો કારતૂસો જ માત્ર હોત તો અંગ્રેજ ગવર્નર–જનરલે 'હવે એ કારતૂસો વાપરવી બંધ કરવાનું ઠરાવ્યુ છે.' એવો હુકમ બહાર પાડતાં જ ક્રાંતિ થંભી ગઈ હોત) ગવર્નર જનરલે તો સિપાઈઓને એટલે સુધી છૂટ આપી હતી કે 'તમારી મરજી હોય તો તમે જાતે કારતૂસો બનાવી શકો છો.' પણ એવા કોઈ માર્ગનો અવલંબ ન કરતાં અગર કંપની સરકારની નોકરીમાંથી

રાજીનામું આપી દઈને બધી જ ભાંજગડનો સીધેસીધો નિકાલ કરી નાખવાને બદલે સિપાઈઓએ લડી લેવાનો માર્ગ શા સારુ ગ્રહણ કર્યો ! ઉપરાંત એ ક્રાંતિયજ્ઞમાં માત્ર સિપાઈઓ જ નહિ પરંતુ જેમને લશ્કર સાથે સીધો અગર આડકતરો કશો સંબંધ નહોતો એવા હજારો શાંતિપ્રિય પ્રજાજનો તેમ જ રાજામહારાજાઓ પણ જોડાયા હતા.) એ સ્પષ્ટ રીતે બતાવે છે કે સિપાઈઓ તેમ જ પ્રજાજનો, રાજાઓ તેમ જ ગરીબ આમવર્ગ, હિંદુ તેમ જ મુસલમાન, સહુને ઉત્તેજિત કરવા પાછળ અકસ્માત ઊભી થયેલી કારતૂસોની વપરાશનો લેશ પણ ફાળો નહોતો.)

(અયોધ્યાનું રાજ્ય ખાલસા થયાથી ક્રાંતિ ફાટી નીકળી એવું પ્રતિપાદન કરવું એ પણ એટલું જ ભૂલ ભરેલું છે. જેમને અયોધ્યાના રાજકર્તાઓ અગર તેમના વંશવારસોના ભાવિ સાથે કશો જ સંબંધ નહોતો, એવા હજારો લોકો લીલાં માથાં હાથમાં લઈને શું લડવા નીકળી નહોતા પડ્યા ?) એમની એ શહીદી પાછળ ત્યારે કયો હેતુ – કયું ધ્યેય સમાયું હતું ? અયોધ્યાનો નવાબ જાતે તો એ વેળા કલકત્તામાં બંદીવાસમાં હતો, અને અંગ્રેજ ઇતિહાસકારોના કહેવા પ્રમાણે તો એની પ્રજા એના શાસનથી છેક જ કંટાળી ગઈ હતી ! ને ઇતિહાસકારોનું એ વિધાન સાચું હોય તો અનેક સિપાઈઓ, તાલુકદારો અને એની પ્રજાનો લગભગ દરેકેદરેક જણ એ નવાબની ખાતર શા માટે તલવાર ખેંચીને મેદાને પડ્યો હોત ! (બંગાળાના કોઈ 'હિંદુ' એ તે વેળા પોતે ઇંગ્લાંડમાં હતો ત્યાં એ ક્રાંતિ ઉપર એક નિબંધ લખ્યો હતો. એમાં એ 'હિંદુ' લખે છે : "આપણા એ ખ્યાલમાં પણ નહિ આવી શકે કે અનેક સાદા ભોળાં પ્રજાજનો, જેમણે

પૂર્વે એ નવાબને કદી જોયો નહોતો અગર તો ભવિષ્યમાં તેને જોઈ શકવાની કોઈ જાતની શકયતા પણ નહોતી, તેઓ નવાબની એ દુઃખદાયક હકીકત સાંભળીને પોતાની ઝૂંપડીઓમાં બેઠા બેઠા ચોધાર આંસુએ રડી ઊઠ્યા હતા. આપણે એ પણ જાણતા નથી–જાણી શકીએ તેમ નથી કે વાજીદઅલી શાહ ઉપર ગુજરેલા ઘોર અન્યાયનું વેર લેવા અર્થે એના પર આવી પડેલી એ વિપત્તિ જાણે પોતા પર જ આવી પડી છે એમ સમજી ચોધાર આંસુઓ સાથે હજારો સૈનિકો રોજરોજ એની ખાતર લડી ખૂટવા પ્રતિજ્ઞાઓ લઈ રહ્યા હતા!" આ સૈનિકોને નવાબ ઉપર આટલું બધું વહાલ કયાંથી ઉભરાઈ નીકળ્યું? જેમણે નવાબને કદી જોયો પણ નહોતો, એવાઓની આંખે શ્રાવણ ભાદરવો વરસવાનું એવું શું કારણ હતું? બધા પરથી એક જ વાતની ચોક્કસ ખાતરી થઈ શકે કે ક્રાંતિ ફાટી નીકળવાનું કારણ માત્ર અયોધ્યાનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું એ નહોતું.)

કારતૂસોને ચોપડવામાં આવેલી ચરબી, અને અયોધ્યાના રાજ્યનું ખાલસા થવું એ કેવળ આકસ્મિત અને પ્રાસંગિક કારણો જ હતાં. અર્થાત્ આ કારણોને જ આપણે ક્રાંતિનાં મૂળભૂત કારણો ગણી લઈએ તો ક્રાંતિનો મૂળ પાયો શો હતો એનો સ્પષ્ટ ખ્યાલ આપણને આવી નહિ શકે. અગર આપણે એમ માનવું પડે કે ઉક્ત બને કારણોને અભાવે ક્રાંતિ થાત જ નહિ! આથી વધારે મૂર્ખાઈભર્યું અને ભ્રમમૂલક વિધાન બીજું હોઈ જ ન શકે! કદાચ ને કારતૂસથી થનારી ધર્મભ્રષ્ટતાનો ભય એ કાળે પેદા ન થયો હોત, તોપણ એ ભયની પાછળ રહેલી વૃત્તિ કોઈ બીજે રસ્તે બહાર ફૂટી જ આવત, અને એ બહાને ક્રાંતિ ફાટી

નીકળ્યા વિના ન જ રહેત ! અયોધ્યાનું રાજ બાલમાં ન કરાયું હોત તોપણ રાજ્યો ઓહિયાં કરી જવાનું ધોરણ અન્ય રાજ્યોના દાખલાઓમાં દીસી આવ્યા વિના શી રીતે રહેત ? ફ્રાન્સના મહાન વિપ્લવના મુખ્ય કારણો અનાજના વધી પડેલા ભાવો, બેસ્ટાઈલની જેલ, પેરીસ છોડીને રાજાનું નાસી જવું અગર એની ખર્ચાળ મિજબાનીઓ નહોતી ! બેશક, આ બધી બાબતો એ વિપ્લવના કેટલાએક પ્રસંગો પર અજવાળું પાડવામાં જરૂર મદદગાર છે, પણ એથી આખા ય વિપ્લવ ઉપર વિદ્યુત્પ્રકાશ પથરાય એ અશક્ય છે. રામરાવણના યુદ્ધમાં સીતાનું હરણ એ એક આકસ્મિક કારણ હતું, સાચાં કારણો એ કરતાં વધારે ઊંડાં અને આંતરિક હતાં.

ત્યારે સવાલ એ છે કે આ ક્રાંતિની પાછળ કયાં કારણો અને ધ્યેયો પ્રેરણા આપી રહ્યાં હતાં ? જેની ખાતર હજારો શૂરવીરોની તલવારો મ્યાન બહાર નીકળી પડી ને સમરાંગણોમાં વીંઝાઈ, જેને કારણે મેલાં અને કાટ ખાઈ ગયેલા રાજમુગટો ફરી ઊજળા કરવામાં આવ્યા તેમ જ પગ તળે રગદોળાતા ઝંડાઓ ફરી ઊંચા કરી ફરકાવવાની શક્તિ પ્રગટી નીકળી, જેને કારણે સેંકડો અને હજારો માનવીઓએ પોતાના રુધિરની નદીઓ વર્ષો સુધી વહેવડાવી, જે સિદ્ધાંતોનો મૌલવીઓએ પ્રચાર કર્યો તથા વિદ્વાન બ્રાહ્મણોએ જેને માટે અભિષ્ટચિંતન કર્યાં, જેના વિજય માટે દિલ્હીની મસ્જિદો માંથી તેમ જ પુણ્યધામ કાશીના દેવમંદિરોમાંથી ઈશ્વરને પ્રાર્થનાઓ કરવામાં આવી, એવાં એ પ્રેરણા અને ચેતનની સ્ફૂર્તિ આપનારાં કયાં કારણો અગર ધ્યેયો હતાં ?

સ્વધર્મ અને સ્વરાજનાં એ ધ્યેયો હતાં. પ્રાણથી પણ અધિક પ્યારા એવા ધર્મ ઉપર જ્યારે છૂપાં અને પ્રાણઘાતક આક્રમણો

ઊભાં થયાના સ્પષ્ટ ચિહ્નો જણાવા લાગ્યાં ત્યારે ધર્મરક્ષણ અર્થે ફાટી નીકળેલા એ ક્રાંતિયુદ્ધના પડકારો મેઘગર્જનાને પણ ભુલાવી દે તેવા ભયાનક સંભળાવા લાગ્યા, બહુ દૂરગામી અને અકળ એવાં કુટિલ કાવતરાંનો દાગ ઈશ્વરદત્ત સ્વાતંત્ર્યના વિનાશ સાથે જ્યારે રાષ્ટ્રના પગમાં રાજકીય ગુલામીની બેડીઓ પગેવાતી દેખાઈ – અરે, એ ગુલામી કાયમી બની જવાનો ભય પેદા થયો, ત્યારે સ્વરાજ્ય મેળવવાના પવિત્ર ધ્યેયથી પ્રેરાઈને એ શૃંખલાઓ પર જે મહાભીષણ પ્રહારો થવા લાગ્યા એ હકીકતમાં જ એ મહાન ક્રાંતિના મૂળ સમાયેલાં છે. સ્વદેશ અને સ્વધર્મ પ્રત્યેની આ લાગણી જેટલા ઉદાત્ત સ્વરૂપે આપણા દેશમાં પ્રગટ થતી દેખાઈ તેટલી બીજા કોઈ રાષ્ટ્રના ઇતિહાસમાં આપવી મુશ્કેલ છે! પક્ષપાતી અને પરાયા ઇતિહાસકારોએ આપણી પ્રતાપી માતૃભૂમિનું ચિત્ર ગમે તેટલું કદરૂપું અને બીભત્સ આલેખવાનો પ્રયત્ન કર્યો હોય તોપણ જ્યાં સુધી ઇતિહાસને પાને ચિતોડનું નામ ચમકી રહ્યું છે, તથા જ્યાં સુધી મહારાણા પ્રતાપ અને ગુરુ ગોવિંદસિંહના ઉજ્જવળ નામો એ પાનાંઓ પર અમર તપે છે, ત્યાં સુધી હિંદના સુપુત્રોને હાડેહાડ અને નસેનસમાં સ્વધર્મ અને સ્વરાજ્ય વિષેનો પ્રેમ ઊંડે સુધી વસી રહેલો જોઈ શકાય છે. ભલે પરતંત્રતારૂપી અતિ ઘાટા ધુમ્મસમાં થોડા સમય માટે એ અદૃશ્ય બની જાય – સૂર્યભગવાનને પણ વાદળાં ક્યાં નથી ઢાંકી દેતાં? – પરંતુ એ સ્વયં જ્યોતિસમાં તત્ત્વોની તેજસ્વી પ્રભા જ્યારે ચમકી ઊઠે છે ત્યારે એ ઘાટાં ધુમ્મસ પણ વિલાઈ જઈ ક્યાંઈ અદૃશ્ય બની જાય છે!

ટૂંકમાં આવાં પરંપરાગત મહાન સુંદર તત્ત્વોનો ઝપાટાભેર પ્રયોગ થવામાં ૧૮૫૭માં જે કારણપરંપરા ઊભી થઈ તેવી અન્ય સ્થળે ભાગ્યે જ પેદા થયેલી નજરે આવે છે આ

કારણપરંપરાને 'લીધે જ' હિંદની થોડે ઘણે અંશે સુષુપ્ત રહેલી ભાવનાઓ કોઈ અજબ રીતે જાગૃત થઈ ઊઠી અને સ્વધર્મ તથા સ્વરાજ અર્થે મહાન સંગ્રામ ખેડવાની તૈયારી લોકોએ કરી લીધી. સ્વરાજની સ્થાપનાના જાહેરનામામાં દિલ્હીના બાદશાહે જણાવ્યું હતું : "હિંદુસ્તાનના સુપુત્રો ! એક વાર જો આપણે નિશ્ચય કરી લઈશું તો ઘડીના છઠ્ઠા ભાગમાં આપણે જરૂર શત્રુના ફુરચેફુરચા ઉડાવી દઈશું ! શત્રુનો સર્વથા વિનાશ કરીને આપણે પ્રાણથી પણ પ્યારા આપણા સ્વધર્મ અને સ્વદેશને ભયમુક્ત કરી શકીશું !"[૨] આ છેવટના વાક્યમાં સમાયેલા ઉદાત્ત સિદ્ધાંતો સારુ જે આ યુદ્ધ ખેલાયું, તેવા ક્રાંતિજંગ કરતાં વધારે પવિત્ર જંગ આ જગતમાં બીજે કયે ઠેકાણે સાંપડવાનો છે ? (દેશ અને ધર્મનું રક્ષણ' એ દિલ્હીના સિંહાસન પરથી ઘોષણારૂપે પોકારાયેલા સરલ, સ્પષ્ટ અને પ્રેરણાદાયી શબ્દસમુચ્ચયમાં જ ૧૮૫૭ની ક્રાંતિનાં બીજ સમાયલાં છે.) બરેલીના જાહેરનામામાં બાદશાહ જાહેર કરે છે : "હિંદુસ્તાનના ઓ હિંદુમુસલમાન ભાઈઓ ! તમે સહુ જાગો અને તૈયાર થાવ ! પરમાત્માએ આપેલી સઘળી બક્ષિશોમાં સ્વરાજ્ય એ જ એણે વરસાવેલી મહાન બક્ષિશ છે. જે શયતાને કપટ કરીને આપણી પાસેથી એ ઝૂંટવી લીધી છે, તે ક્યાં સુધી એને પોતા પાસે છીનવીને રાખી શકશે ? ઈશ્વરની મરજી વિરુદ્ધ બનેલી આ ઘટના ક્યાં સુધી ટકી રહી શકશે ? નહિ, એ કદાપિ ટકી નહિ શકે ! અંગ્રેજોએ આજ સુધીમાં એવા ઘોર અત્યાચારો કર્યા છે કે તેમનાં પાપનો ઘડો હવે ચોક્કસ ભરાઈ ચૂક્યો છે ! એટલું જ નહિ, પણ એમાં જાણે ઉમેરો કરવો હોય

૨ Leckey's '*Fictions Exposed*' and Urdu works.

તેમ તેને આપણા પરમ પવિત્ર એવા ધર્મનો વિનાશ કરવાની દુષ્ટ બુદ્ધિ હવે ઊપજી છે! આટલુ છતા શુ તમે હજુ પણ શાંતિથી ધૈર્ય કરવાના છો? મને લાગે છે કે તમે એ રીતે પડ્યા રહો એવો ઈશ્વરી સકેત જ જણાતો નથી, કેમકે આપણા દેશમાથી અગ્રેજોને હાંકી કાઢવાની પ્રેરણા હિંદુ-મુસલમાન બનેના દિલમાં એણે જ હવે જાગ્રત કરી છે ચોક્કસ સમજો કે એ જ પરમાત્માની મહેરબાની અને તમારા પરાક્રમોને પરિણામે હિંદુસ્તાનમાથી તેમનુ સંપૂર્ણપણે ઉચ્ચાટન થઈ જશે, અરે, તેમનુ નામોનિશાન પણ અહીં રહેશે નહિ! આપણા લશ્કરમા હવેથી નાના મોટાનો ભેદ નીકળી જશે, અને સહુ વચ્ચે સમભાવ જ રહેશે, કેમકે આવા ધર્મયુદ્ધમાં સ્વરાજના રક્ષણ અર્થે જેઓ પોતાની સમશેરો ખેંચીને નીકળી પડે છે, તેઓ સઘળા ખરા શૂરવીરો અને દેશકાજે શહીદોની કોટિમા ભળી જાય છે એ શહીદોમા પછી ભેદભાવ શા હોઈ શકે? અમારે મન એ સઘળા ભાઈતુલ્ય છે! માટે જ ઓ હિંદી ભાઈઓ! હુ ફરી ફરી તમને જણાવુ છુ કે સહુથી શ્રેષ્ઠ ગણાય એવા આ ધર્મકાર્ય અર્થે તમે રણમેદાનમા કૂદી પડો!"

ક્રાંતિના ખુદ આગેવાનના આ ઉદાત્ત શબ્દો વાચ્યા પછી પણ જેઓ એ ક્રાંતિ પાછળનુ પ્રેરણા તત્ત્વ જાણી ન શકે તે, અગાઉ લખ્યુ છે તેમ કા તો છેક મૂર્ખ હોવો જોઈએ અગર તો મહા ઠગ અને લફંગાની કોટિએ પહોંચેલો આદમી હોવો જોઈએ પરમાત્માએ માનવીને બક્ષેલા આ મહાન વારસાને સાચવી રાખવો એ પોતાની ફરજ છે એમ સમજીને જ સ્વરાજ અને સ્વધર્મ અર્થે ભારતીય રણયોદ્ધાઓએ પોતાના શસ્ત્રો ખેચ્યા હતા એ માટે બીજા કયાં વધારે સબળ પુરાવાની જરૂર રહે છે? ક્રાંતિકાળે

જુદીજુદી વેળાએ અને જુદેજુદે સ્થળે પ્રસિદ્ધ કરેલાં આ જાહેર-નામાંઓ પરથી એટલું સ્પષ્ટ જણાઈ આવે એવું છે કે ક્રાંતિનાં મૂળ કારણો અંગે વધારે ચિકિત્સા કરવાની ખરું જોતાં કશી જ જરૂરિયાત રહેતી નથી. એ જાહેરનામાંઓ કોઈ આલીમવાલીનાં નહોતાં પરંતુ પૂજનીય અને શક્તિશાળી સિંહાસનોએથી જ એ ઘોષણાઓ કરવામાં આવી હતી. એ કાળે ખળભળી ઊઠેલી-પ્રક્ષુબ્ધ બનેલી ક્રોધભાવનાનાં જ્વલંત પ્રતિબિંબો એ ઘોષણાઓમાં સાફ સાફ દેખાઈ આવે છે. યુદ્ધકાળમાં સાચી ભાવનાઓ જાહેર કરવામાં ભય અગર તો દબાણ સરખી બીજી કોઈ અટકાયતો ન હોવાથી રાષ્ટ્રના સાચેસાચા હૃદયના પડઘા એ જાહેરનામાંઓમાં પડી રહ્યા છે એમાં શક નથી ! માટે તો 'સ્વધર્મ અને સ્વરાજ્ય'ની એ પ્રચંડ રણગર્જના, 'ઉક્ત ક્રાંતિમાં હથિયાર ખેંચી નીકળી પડેલો એકએક સૈનિક વીરશ્રેષ્ઠ હતો' એની ઉદાત્ત ભૂમિકા દુનિયાને ઢોલ, ટીપીને સંભળાવે છે એમ કહ્યા વિના ચાલતું નથી.

પરંતુ ઉપરનાં બંને તત્ત્વો એકબીજાથી જુદાં, કહો કે એક-બીજાથી છેક સ્વતંત્ર છે એમ મનાયાં હતાં ખરાં ? કાંઈ નહિ તો પૌર્વાત્યોને મન સ્વધર્મ અને સ્વરાજને પરસ્પર કશો સંબંધ નથી એવું કદી ભાસ્યું જ નથી. મેઝિની જણાવે છે તેમ પૌર્વાત્ય મન તો પરંપરાથી એવી સંપૂર્ણ શ્રદ્ધા ધરાવતું રહ્યું છે કે સ્વર્ગ અને પૃથ્વી વચ્ચે કોઈ અભેદ્ય દીવાલો છે જ નહિ; ઊલટું સ્વર્ગ અને પૃથ્વી ઉભય એ એક મહાન અંગનાં બે છેડા રૂપે જ છે. અમારી સ્વધર્મની કલ્પનાને સ્વરાજની કલ્પના સાથે કશો જ વિરોધ નથી. સ્વધર્મ વિના સ્વરાજ જેમ તુચ્છ અને તિરસ્કાર યોગ્ય છે, તેમ જ સ્વરાજ્ય વિના સ્વધર્મ પણ દૂબળો અને પાંગળો

જ મનાયો છે! માટે તો ઐહિક ઉત્કર્ષની – સ્વરાજની આ અસિલતા આપણા પરલોકના શ્રેયની ચિંતા વહેનારા સ્વધર્મ અર્થે સદા ય ઉગામેલી – મિમાન બહાર ખેંચેલી જ હોવી જરૂરી છે. પૌર્વાત્ય માનસનું આ દૃષ્ટિબિંદુ ઇતિહાસમાં અનેક પ્રસંગોએ જોવાનું સાંપડે છે. પૂર્વની પ્રજાઓમાં સઘળી ક્રાંતિઓ સહેજે ધાર્મિક ક્રાંતિઓ બની જાય છે; એટલું જ નહિ પરંતુ ધર્મ સાથે ન સંકળાયેલી એવી કોઈ ક્રાંતિ આ દેશોમાં જાણ્યામાં નથી. એનું કારણ 'ધર્મ' જેવા મહાન અર્થવાહી શબ્દમાં જ સાંપડી શકે છે. ભારતખંડના ઇતિહાસમાં નજર આવતી 'સ્વધર્મ' અને 'સ્વરાજ'ની આ અવલંબિત પ્રણાલિકા ૧૮૫૭ની ક્રાંતિમાં-પણ પૂર્ણરૂપે પ્રગટી હતી. દિલ્હીના બાદશાહના જાહેરનામાનો ઉલ્લેખ ઉપર આવી જ ગયો છે. તે પછી આગળ જતાં એક પ્રસંગે, જ્યારે અંગ્રેજોએ દિલ્હીને ઘેરો ઘાલ્યો હતો અને યુદ્ધમાં બરોબર અણિનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો ત્યારે, બાદશાહે સઘળા હિંદીવાનોને ઉદ્દેશીને જે બીજું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું -હતું તેમાં પણ એ જ બાબત હતી. "પરમાત્માએ આપણને સંપત્તિ, સત્તા અને સ્વદેશ શા સારુ આપ્યાં છે? એ બક્ષિસો આપણે જાતે તેનો ઉપભોગ કરીએ તે માટે નથી અપાઈ, પણ આપણે ધર્મના રક્ષણ અર્થે એ સઘળી વાપરીએ માટે જ ખુદાએ આપણને તે બક્ષી છે." -પરંતુ આ પવિત્ર ધ્યેય પ્રાપ્ત કરવાનાં સાધનો ક્યાં રહ્યાં છે? ઉક્ત જાહેરનામામાં દર્શાવાયેલું ઇશ્વરની મહાન બક્ષિસસમું 'સ્વરાજ' ક્યાં રહ્યું છે?

ક્યાં છે એ સંપત્તિ? ક્યાં છે એ સ્વદેશ? ક્યાં સંતાઈ ગઈ છે એ સ્વસત્તા? પરતંત્રતારૂપી મહાન આપત્તિમાં એ સર્વ પરલોકનું સ્વાતંત્ર્ય મૃતપ્રાય થઈ પડેલું જણાય છે! ઉક્ત જાહેરનામામાં જ

પરતંત્રતા — ગુલામીનો એ ભયંકર રોગ હિંદુસ્તાનના પ્રાણ કઈ રીતે હણી રહ્યો છે એ દર્શાવવા સારુ નાગપુરનાં, અયોધ્યાનાં અને ઝાંસીનાં રાજ્યોનો અંગ્રેજોએ જે રીતે વિનાશ કર્યો તેનું સમગ્ર વર્ણન આપવામાં આવ્યું હતું. ધર્મરક્ષણનાં સઘળાં સાધનો ગુમાવવાને લીધે, ઈશ્વરની આ પવિત્ર ભૂમિમાં, આપણે ધર્મનાશના અને પરિણામે કેવી રીતે પાપના ભાગીદાર બનીએ છીએ તે બાબત એ વિગતવારનાં વર્ણનો દ્વારા લોકોની નજરે આણવામાં આવી હતી. પરમાત્માની એ સૌથી પહેલી આજ્ઞા છે કે પ્રથમ સ્વરાજ મેળવો ! સ્વધર્મરક્ષણની એ જ મુખ્ય ચાવી છે. જે વ્યક્તિ સ્વરાજપ્રાપ્તિ અર્થે કશો જ પ્રયત્ન કરતી નથી, જે ગુલામીમાં જ નિરાંતે ઊંઘ્યા કરે છે, તે ધર્મદ્વેષ્ટા છે, નાસ્તિક છે ! માટે ભાઈઓ ! તમારા ધર્મના રક્ષણ સારુ નીકળી પડો અને સ્વરાજ હાંસલ કરો !

"ધર્મરક્ષણ સારુ નીકળી પડો અને સ્વરાજ હાંસલ કરો !" હિંદુસ્તાનના ઇતિહાસમાં આ સિદ્ધાંત હાડોહાડ ઊતરી જવાને કારણે બની ગયેલા અનેક દિવ્ય પ્રસંગો આપણે જોઈ શકીશું ! સંતકવિ રામદાસે ૨૫૦ વર્ષો પૂર્વે મહારાષ્ટ્રને એ જ મહામંત્ર આપ્યો હતો. धर्मा करितां मरावें । मरोनि अवघ्यासि मारावें । मारितां मारितां घ्यावें । राज्य आपुलें ।"[૩]

૧૮૫૭ની ક્રાંતિના મૂળમાં આ જ સિદ્ધાંત મુખ્ય હતો. ક્રાંતિની પાછળનું માનસશાસ્ત્ર આ જ હતું ! ઉપર લખેલી સંત રામદાસની ઓવી એ જ એ ક્રાંતિનું સાચું અને સ્પષ્ટ સ્વરૂપ દર્શાવનારું એકમાત્ર દૂરબીન છે !

---

૩. 'ધર્મ સારુ મરી મીટો; મરતાં મરતાં પણ સઘળાને મારો; ને એમ લડતાં લડતાં આપણું સ્વરાજ મેળવો !' (ભાષાંતરકર્તા)

આ દૂરબીનમાંથી (Telescope) જોતાં કયાં ભવ્ય દશ્યો આપણી નજરે ચડે છે! સ્વધર્મ અને સ્વરાજ અર્થે આરંભેલા એ યુદ્ધની પવિત્રતા, એમાં મળેલી નિષ્ફળતાને કારણે લેશ પણ ઓછી નથી થતી. ગુરુ ગોવિંદસિંહના પ્રયત્નો ભલે એમની પોતાની જિંદગાની દરમિયાન સફળ ન થયા તોપણ, એમના જીવનની ઉજ્જવળ પ્રભામાં, કોઈ જાતનો ડાઘ આવતો નથી! અગર તો ૧૮૪૮ માં ઇટાલીએ જે બળવો કર્યો તેમાં તે વેળા તેને ભલે સંપૂર્ણ પરાજય મળ્યો હોય તોપણ અમારે મન એની પવિત્રતા લેશ પણ ઊતરતી નથી!

જસ્ટીસ મેકાર્થી લખે છે: "ખરી હકીકત એવી છે કે હિંદુસ્તાનના ઉત્તર પ્રદેશના મોટા ભાગમાં તેમ જ વાયવ્ય પ્રાંતોમાં, ત્યાંના વતનીઓએ અંગ્રેજ સત્તા વિરુદ્ધ બળવો કર્યો હતો. એ વેળા માત્ર સિપાઈઓ જ એ બળવામાં સામેલ થયા હતા અગર તો કેવળ એ બળવો લશ્કર પૂરતો જ હતો એવું છે જ નહિ. એ બળવામાં તો લશ્કરમાં ફેલાયેલ અસંતોષ, રાષ્ટ્રવ્યાપી દ્વેષભાવ, અને અંગ્રેજી રાજસત્તા સામે ધર્મને કારણે પેદા થયેલ ઘેલછાભરી વેરની લાગણી, બધું એકીસાથે આવી મળ્યું હતું. દેશી રાજકર્તાઓ અને દેશી સિપાઈઓ તો એ બળવામાં સામેલ હતા જ; સિવાય ખ્રિસ્તી રાજસત્તા સામે લડવા અર્થે હિંદુઓ ને મુસલમાનો પણ પોતાનાં જૂનાં વેરઝેર ભૂલી જઈ એકઠા મળ્યા હતા. દ્વેષ અને ભય એ જ એ ભયંકર જાગૃતિને ઉત્તેજન આપનારાં મુખ્ય કારણો હતાં. ચરબી ચોપડેલી કારતૂસોનો કચવાટ એ તો આ સળગી ઊઠે એવા કોઠાર ઉપર માત્ર નિમિત્તરૂપ બનેલો ખાલી તણખો જ હતો. એ તણખો એ વેળા ન પડ્યો હોત તો બીજો કોઈ કારણરૂપ તણખો

પડીને પણ એ ભડકા–એ સ્ફોટ થવા વિના રહેત જ નહિ. પળવારમાં મીરતના સિપાઈઓને ધ્યેય, ધ્વજ અને નેતાઓ પણ મળી આવ્યા અને તત્કાળ સિપાઈઓનો એ બળવો રાષ્ટ્રવ્યાપી ક્રાંતિયુદ્ધમાં પરિણમ્યો. પ્રાતઃકાળે સૂર્યનું અજવાળું થતાં પ્રકાશી ઊઠેલા યમુનાને તીરે આવી પહોંચેલા એ ક્રાંતિવાદીઓએ અકલ્પ્ય રીતે જ ઇતિહાસની એક મહાન ક્ષણ સાધી લીધી; ને એ જ ક્ષણે લશ્કરમાં ફેલાયેલા એ નાનકડા ફિતુરે એક ધાર્મિક અને રાષ્ટ્રીય સ્વરૂપના મહાન યુદ્ધનું સ્વરૂપ ધારણ કર્યું !"[૪]

ચાર્લ્સ બોલ લખે છે : " આખરે આ પૂર કાંઠા બહાર છલકી વળ્યાં અને તેણે હિંદની નૈતિક ભૂમિકા સર્વાંશે ભીંજવી દીધી ! તે વેળા તો એમ જણાતું હતું કે ઊછળી રહેલાં એ મોજાંઓ તળે હિંદુસ્તાન માંહેનું સઘળું યુરોપીય તત્ત્વ ધોવાઈ જશે, અને જ્યારે બળવાનાં એ ભયંકર પૂર ઓસરી જશે અને પાછી અસલ સ્થિતિ પ્રાપ્ત થશે, ત્યારે પારકાઓની ગુલામીમાંથી મુક્ત બનેલ સ્વાભિમાની અને સ્વતંત્ર હિંદ, દેશના જ રાજાઓના સ્વતંત્ર ઝંડાને સલામી આપતો હશે ! બળવાનું સ્વરૂપ હવે છેક બદલાઈ જઈ તેણે ભારે અગત્યનું નવું રૂપ પકડ્યું. ધાર્મિક ઘેલછામાં ચકચૂર બનેલા અને કાલ્પનિક અન્યાયોનું વેર લેવાના વિચારે પેદા થયેલા સમગ્ર રાષ્ટ્રવ્યાપી છૂવ સટોસટના સંગ્રામનું સ્વરૂપ એણે ધારણ કર્યું."[૫]

સિપાઈઓના યુદ્ધના સંપૂર્ણ ઇતિહાસમાં વ્હાઇટ લખે છે : " અયોધ્યાની પ્રજાએ – લોકોએ જે ધીરજ બતાવી એનો માનભેર ઉલ્લેખ હું ન કરું તો ઇતિહાસકર્તાના સત્ય પ્રતિપાદન કરવાના

[૪] *History of Our Own Times*, Vol III.
[૫] *Indian Mutiny*, Vol I, page 644.

અસલી ધર્મમાં હું ચૂકયો ગણાઉં. અયોધ્યાના જમીનદારોએ (તાલુકદારો) એ ખૂની બળવાખોરો સાથે હાથ મેળવ્યા તેમાં નૈતિક દૃષ્ટિએ તેમનો ભારે દોષ હતો. પણ એ વાત જવા દઈએ તો પોતાની માતૃભૂમિ અર્થે અને પોતાના જ રાજાઓ સારુ એક ઉત્તમ ધ્યેયથી પ્રેરાઈને લડનારા એ સઘળા ખરેખર મહાન દેશભક્તોની જ કોટિમાં ગણાવા જોઈએ ! ")

## પ્રકરણ બીજું

### કારણપરંપરા

ઉત્તરે હિમાલય અને દક્ષિણે મહાસાગરથી વીંટાયેલી આ આર્યભૂમિ સંપૂર્ણપણે સ્વતંત્ર રહેવી જોઈએ કે નહિ એ મહા પ્રશ્નનો નિકાલ ૧૮૫૭ના રણમેદાન પર આવવાનો હતો એ જો સાચું હોય તો ૧૭૫૭ના તે દિવસથી – જે દહાડે આ પ્રશ્ન પહેલવહેલો ઉદ્ભવ પામ્યો – એની કારણપરંપરાની શરૂઆત થાય છે. પ્લાસીની રણભૂમિ પર સૌથી પહેલવહેલો આ પ્રશ્ન – હિંદભૂમિ અંગ્રેજોના તાબામાં જવી જોઈએ કે કેમ તે ચર્ચાયો. તે જ દહાડો, એ જ રણમેદાન પર, જ્યાં આ પ્રશ્ન પહેલવહેલો ઊઠયો હતો ત્યાં જ, આ ક્રાંતિયુદ્ધનાં બીજ વવાયાં હતાં. પ્લાસીનું યુદ્ધ થયુ ન હોત તો ૧૮૫૭નો મહાન સંગ્રામ પણ ખેડાયો ન હોત. પૂરાં એક સો વરસ પસાર થયા છતાં પ્લાસીના એ પ્રસંગની યાદ ભારતવાસીઓના

હૈયામાં સદાય જાગ્રત રહી હતી. એની ખાતરી કરવી હોય તો ઉત્તર હિંદમાં ૨૩ જૂન ૧૮૫૭ના રોજ બનેલો ભયંકર બનાવ દૃષ્ટિ સન્મુખ આણી જુઓ. પંજાબથી માંડીને કલકત્તા સુધીના વિસ્તીર્ણ ભૂમિપટ ઉપર જ્યાં જ્યાં ખુલ્લાં મેદાનો હતાં ત્યાં ત્યાં હરેક સ્થળે એક જ સમયે અનેક રણમેદાનો પર સૂર્યોદયથી માંડીને સૂર્યાસ્ત સુધી 'અમે આજે પ્લાસીનું વેર લઈશું!' એવાં જાહેર આહ્વાન સાથે અંગ્રેજો સામે જે અનેક ક્રાંતિવીરો ઝૂઝ્યા તે દૃશ્ય આવી દિલની દાઝ વિના જોવા સાંપડત નહિ.

હિંદુસ્તાને સ્વાતંત્ર્ય માટે ફરી એક યુદ્ધ લડી લેવાની પ્રતિજ્ઞા પ્લાસીના રણમેદાન પર પ્રથમ લીધી; તે સામેના જાણે પડકાર-રૂપ હોય તેમ ઈંગ્લાંડે પણ એ પ્રતિજ્ઞાપૂર્તિનો દિન નજીક આણવા આતુરતાપૂર્વક કમર કસી. કેમકે પ્લાસીમાં મહાન ક્રાંતિયુદ્ધનાં બીજો વાવીને જ અંગ્રેજો શાંત ન રહ્યા, પરંતુ એ બીજમાંથી આખા હિંદુસ્તાનને આવરી લે તેવું એક પ્રચંડ વૃક્ષ ફૂલેફાલે તે સારુ તેમણે ભગીરથ પ્રયત્નો માંડ્યા. બનારસ, રોહિલખંડ અને બંગાળમાં વોરન હેસ્ટિંગ્ઝે એ વૃક્ષને સારી રીતે ઉછેર્યો. મ્હૈસૂર, અસાઈ, પૂના અને સાતારા સરખી ફળદ્રુપ જમીનમાં વેલેસ્લીએ પણ એ જ કાર્ય કર્યું. પણ એ કામ મહાન પ્રયત્નો વિના થોડું જ સાધ્ય બને છે? જે ભૂમિ ખેડવાની હતી તે માટેનું હળ સામાન્ય જાતનું નહિ પરંતુ તલવાર અને બંદૂકનું બનેલું હતું! સામાન્ય ખેતીના હળનો ઉપયોગ *શનિવાર વાડામાં, સહ્યાદ્રિનાં દુર્ગમ શિખરો પર, આગ્રાના કિલ્લામાં અગર દિલ્હીના તખ્ત પર શી રીતે સફળ બને? પ્રથમ જે વારે પથ્થર જેવી એ સખત

*પૂનાનો પેશ્વાનો રાજમહેલ (ભાષાંતર કર્તા)

જમીનને ભાગીને ભૂકો બનાવી દેવામા આવી તે વેળા ભૂંવથી અંદર નાના નાના ટેકરા બાકી રહી ગયા હતા, તેનો વારો પણ પાછળથી આવ્યો જ. અને ભૂમિખેડાણના આ પ્રયત્નમાં અગ્રેજોના અન્યાયભર્યા જુલમો, દગાઓ અને વિશ્વાસઘાતના પ્રચંડ પ્રહારો તળે નાના નાનાં રાજ્યો પણ ધૂળમા મળી ગયાં.

(જે અબૂધ પશુઓની શક્તિને જોરે અંગ્રેજોએ આ દિગ્વિજયો પ્રાપ્ત કરી અનેક પ્રદેશો સર કર્યા હતા, એમને પણ અંગ્રેજો પૂરું ખાવાનું આપતા નહોતા, અરે તેમની પીઠ પર પ્રેમભર્યો હાથ ફેરવી તેમને પંપાળવાનુ પણ તેઓ ભૂલી જતા હતા! લશ્કરના સિપાઈઓને તેમણે પૂરા સો વર્ષ સુધી જુલમ અને ત્રાસથી હેરાન હેરાન કરી દીધા હતા મરાઠાઓ અગર નિઝામના સૈનિકો જ્યારે અગત્યના યુદ્ધોમાં ભાગ લઈ પાછા ફરતા ત્યારે તેમને ઈનામો વહેંચાતા અને જાગીરો અપાતી, પરંતુ કંપની સરકાર તો તેમને 'ભારે ઉપકાર'થી જ માત્ર નવાજતી! જે સિપાઈઓના નામમાત્રથી અંગ્રેજો આખો હિંદુસ્તાન સર કરી શક્યા હતા તે સિપાઈઓ સાથે સેનાપતિ આર્થર વલેસ્લી એટલી અધમતાથી વર્તતો કે કોઈ સિપાઈ જખમી થયેલો જણાય તો તેને ઇસ્પિતાલમા મોકલવાને બદલે તોપને મોએ ચડાવી દેવાતો!)

આ રીતે ખુદ અગ્રેજો પોતે આખા હિંદુસ્તાનમા અસંતોષ અને દ્વેષના બીજો વાવી રહ્યા હતા, અર્થાત્ એમના એ પ્રયત્નના ફળો ચાખવાનો સમય પણ તુરત જ આવી પહોંચ્યો (હિંદુસ્તાનની સ્વતંત્રતા પર આવી રહેલ મહાન આપત્તિનુ પહેલું દર્શન પૂનાના નાના ફડનવીસને અને મ્હૈસુરના હૈદરખાનને થયુ હતું) તે દિવસથી માંડીને હરેક હિંદી રજવાડાઓને એ આપત્તિની ઝાંખી

થોડે ઘણે અંશે પણ થવા માંડી હતી; એનું જાહેર પરિણામ વેલોરના 'બંડ'માં આવેલું જણાયું. એક રીતે કહીએ તો વેલોરનું બંડ ૧૮૫૭ની પ્રચંડ જાગૃતિ અને ઉત્થાનની પૂર્વતૈયારીરૂપ (rehearsal), ગણી શકાય.

રંગભૂમિ પર જાહેર પ્રયોગ કરતા પહેલાં જેમ અનેક પૂર્વ-પ્રયોગો કરવા પડે છે તેમ ઇતિહાસમાં પણ પ્રત્યક્ષ સંપૂર્ણ સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પહેલાં (પ્રયોગની સર્વાંગ સંપૂર્ણ ગોઠવણ અર્થે), બંડના સ્વરૂપના આવા થોડાએક પૂર્વપ્રયોગો કરવાની જરૂર રહે છે. ઇટાલીમાં ૧૮૨૧ની સાલથી આવા પૂર્વપ્રયોગો ચાલી રહ્યા હતા; છેવટ ૧૮૬૧ની સાલમાં એમનો એ પ્રયોગ સફળ રીતે પાર પડ્યો. ૧૮૦૬માં થયેલું વેલોરનું બંડ પણ આ જાતના નાના પાયા પરનો એક પૂર્વપ્રયોગ હતો. આ બંડ વેળા લોકોએ અને રાજકારણી પુરુષોએ સિપાઈઓને પોતાના પક્ષમાં મેળવી લીધા હતા. બજારોમાં ફકીરનો વેશ ધારણ કરેલા સેંકડો પ્રચારકો પ્રચારકાર્ય ચલવી રહ્યા હતા. બંડની નિશાની તરીકે એ વેળા પણ ચપાતીઓ જ વહેંચવામાં આવી હતી હિંદુ અને મુસલમાન ઉભય જાતિના લોકો ધર્મ તેમ જ સ્વાતંત્ર્ય અર્થે તે વેળા એકઠા મળ્યા હતા. પણ એ પ્રયોગ પહેલી વારનો હોવાથી તેમાં તેઓ સફળ ન થયા. ફિકર નહિ! છેવટના પ્રયોગ પહેલાં આવા પૂર્વપ્રયોગો તો અનેક કરવા જ જોઈએ ના? એટલું ખરું કે એમાં ભાગ લેનાર પાત્રોએ એવા પૂર્વપ્રયોગોથી જ અટકી પડવું ન જોઈએ! ખરું જોતાં તો આવા નાટકના ભાવિ પ્રયોગ અર્થે ઇંગ્લાંડ અને હિંદુસ્તાન બંને દેશો રાતદિવસ પરિશ્રમ ઉઠાવી રહ્યા હતા. એ પ્રયોગમાં ભાગ લેનારા નટો કોઈ સામાન્ય કોટિના ગરીબ કે બેસમજ આદમીઓ નહોતા.

તંજાવરની ગાદી, મ્હૈસુરની મસનદ, સહ્યાદ્રિનો રાયગઢ અને દિલ્હીનો દીવાન-ઇ-ખાસ (ત્યાં વસતા પરાક્રમશાલી રાજકુટુંબના નબીરાઓ) એ એનાં મુખ્ય પાત્રો હતાં. અને આ બધાને માથે કલગી રૂપે ૧૮૪૬માં હિંદુસ્તાનને કાંઠે ડેલહૌસીનાં પગલાં થયાં. પ્લાસીના રણમેદાન પર જે શપથ લોકોએ લીધા હતા તે કાર્યની શરૂઆતનાં પગરણ માટે હવે બહુ દિવસો બાકી ન રહ્યા !

ઉપર બતાવેલી કારણુપરંપરાથી એ સ્પષ્ટ જણાઈ આવે એવું છે કે ડેલહૌસીએ હિંદભૂમિ પર પગ દીધો તે પૂર્વેથી આખા હિંદુસ્તાનમાં અસંતોષનાં મૂળ ઘણે ઊંડે સુધી પહોંચ્યાં હતાં. અગ્રેજોએ અનેક રાજાઓ અને મહારાજાઓનાં રાજ્યો આંચકી લીધાં હોવાથી તે સઘળાઓનાં હૈયામાં તો કારમી હોળી સળગી રહી હતી.

પ્લાસીના યુદ્ધની શતસંવત્સરી ઊજવવાનો સુદિન હવે નિકટ આવી પહોંચ્યો હોઈ લોકોના દિલમાં બહુ જોરદાર આશાનાં કિરણો ચમકી રહ્યાં હતાં; સિવાય ખુદ કંપનીના લશ્કરના સિપાઈઓ પણ મનમાં મનમાં ગુસ્સો અને દ્વેષથી બળી રહ્યા હતા. આ છૂપા અસંતોષને શાંત કરવાનો પ્રયત્ન કરનારો કોઈ બીજો વાઈસરૉય હિંદુસ્તાનમાં એ વેળા આવ્યો હોત તોપણ એને એમાં સફળતા મળી હોત કે કેમ એ શંકાભર્યું છે. વખત એવો આવી લાગ્યો હતો કે હવે કંપનીનું રાજ સારું કે નરસું એ સવાલ જ રહ્યો નહોતો; સઘળા હિંદવાસીઓનાં હૈયાંમાં હવે એ જ સવાલ થતો હતો કે કંપનીનું રાજ આપણા દેશમાં હોવું જ શા માટે જોઈએ ? અને એ સવાલનો નિર્ણયાત્મક જવાબ આણવામાં એક વધુ જોરદાર કારણ ઉમેરાયું: ડેલહૌસીની હિંદના વાઈસરૉય તરીકે નિમણૂક !

એ નામ એટલા માટે આગળ આવે છે કે એણે મુલક ખાલસા કરવામાં સાકરે વીંટેલું ઝેર ખવરાવવાની યુક્તિ છોડીને સીધાં પગલાંનો આરંભ કરી દીધો. એના એ જાહેર જુલમને પરિણામે આખી પ્રજાના દિલમાં દ્વેષનો અગ્નિ ખૂબ ઊંડે ઊતર્યા વિના રહે તેવું રહ્યું જ નહિ!

અંગ્રેજ ઇતિહાસકારોએ ડેલહૌસીને 'અંગ્રેજી સામ્રાજ્યનો સ્થાપક' કહ્યો છે. આટલી હકીકત પણ એના સ્વભાવ અને કાર્યકુશળતાની આપણને પૂરેપૂરી ઝાંખી કરાવે છે. જે દેશમાં, અન્યના મુલકો પચાવી પાડવાનાં અન્યાયી યુદ્ધો અને પરરાષ્ટ્રોના લોકો પર તે અર્થે ગુજારેલા જુલમોની વાહવાહ કરવામાં આવે, તે દેશમાં તો જેમણે ઘોર અન્યાયો અને પ્રજાને નીચોવવાનાં કાર્યો બજાવ્યાં હોય તેવાને જ મહાન પુરુષો ગણવામાં આવે એવાં કશું નવાઈ પામવા જેવું નથી. એ કોટિના સામ્રાજ્યમાં (જેમાં અન્ય પ્રજા પર કોણ વધારે જુલમ કરે છે એ વિષે જ સ્પર્ધા ચાલ્યા કરતી હોય) લોર્ડ ડેલહૌસીને 'સામ્રાજ્યના સ્થાપક'નું ઉચિત બિરદ એનાયત કરવામાં આવ્યું હતું. એના સ્વભાવનું આબેહૂબ વર્ણન કરવા સારુ આ કરતાં વધારે યોગ્ય શબ્દો જડવા જ મુશ્કેલ છે. જેની પીઠ પાછળ અંગ્રેજોની સો વર્ષની કુટિલ નીતિની કુતપસ્યા ખડી હતી, જેના દિલમાં અસાધારણ આત્મવિશ્વાસ સાથે અતિશય હઠીલાઈ ભરી હતી, જેની રગેરગમાં અંગ્રેજોના રાક્ષસી સામ્રાજ્યનું અભિમાન અને પ્રતિષ્ઠા પૂરેપૂરાં ઘર કરી રહ્યાં હતાં અને જે બુદ્ધિશાળી ન હોય તોપણ પૂરેપૂરો હિંમતબાજ તો હતો જ, એવા ડેલહૌસીએ હિંદુસ્તાનને કિનારે પગ મૂકતાં જ એવી હુંકારભરી વાણી ઉચ્ચારી કે 'હું આખા હિંદુસ્તાનની ધરતીને સપાટ કરી દેવા માટે આવ્યો છું!'

અહીં પહોંચ્યા પછી ડેલહૌસીએ સૌ પ્રથમ એ જોઈ લીધું કે જ્યાં સુધી પંજાબમાં વીર કેસરી રણજીતસિંહ બેઠો છે ત્યાં સુધી આખા હિંદુસ્તાનની ભૂમિને પાધર બનાવી દેવાનું પોતાનું અતિ પ્યારું સ્વપ્નું કોઈ કાળે સિદ્ધ થઈ શકે તેમ નથી. અને એ વિચારે જ હરકોઈ ઉપાયે તેણે આ પંજાબના સિંહને ગુલામીના પાંજરામાં પૂરી દેવાનો નિશ્ચય કરી લીધો. પરંતુ એ પંજાબ કેસરીના નહોર બીજા સામાન્ય પ્રાણી સરખા બૂઠા નહોતા. પોતાની બોડ પર હુમલો થતો દેખતાં જ એ સિંહ ચિલિયનવાલાના પોતાના કિલ્લામાંથી બહાર નીકળી પડ્યો અને પોતાના તીક્ષ્ણ નહોરવાળા પંજાની પ્રચંડ થપાટ વડે શત્રુને પીંખી નાખી લોહીલોહાણ બનાવી દીધો! પરંતુ અરેરે, ચિલિયનવાલામાં પોતાની ગુફાને દ્વારે ટાંપીને બેઠેલા આ કેસરીને ગૂજરાત (પંજાબ) તરફની પાછલી દીવાલ તોડીને એક જાણભેદુએ અચાનક ઘેરી લીધો ને પરાસ્ત કર્યો. તુરત સિંહની એ 'ગુફા એનું જ પાંજરું' – કેદખાનું બની ગઈ! રણજીતસિંહની રાણી ચાંદકુવર લંડનમાં ઝૂરીઝૂરીને મરણ પામી, અને એ સિંહનો બચ્ચો ધુલીપસિંહ ફિરંગીશત્રુએ ફેંકેલા રોટીના ટુકડા ચગળતો ભિખારીની રાહે પેટ ભરતો ત્યાં જ રોકાઈ રહ્યો.

પંજાબ ખાલસા કરી લીધા પછી ડેલહૌસીએ અભિમાનપૂર્વક લંડન લખ્યું હતું કે 'બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર હવે કન્યાકુમારીથી હિમાલય સુધી અખંડ ફેલાઈ ગયો છે!' પણ બ્રિટિશ સરહદો ઉત્તરમાં હિમાલય સુધી અને દક્ષિણમાં સમુદ્ર કિનારા સુધી પહોંચી જવાથી પૂર્વ અને પશ્ચિમની સરહદોનો વિસ્તાર કરવાની જરૂરિયાત અગત્યની થઈ પડી. પછી એમાં વિલંબ શા સારુ કરવો? બ્રહ્મદેશમાં સમાધાન અર્થે શાંતિદૂતોનું એક

એલચીમંડળ મોકલો એટલે કામ પતી જશે ! આ શાંતિદૂતોએ બ્રહ્મદેશની શાંતિદેવીને એવું તો દૃઢ આલિંગન દીધું કે એ ભેટમાં જ શાંતિદેવીનાં હાડકાં-પાંસળાં ભીંસાઈને ખોખરાં બની ગયાં, અને તે દેવલોક પામી ! સ્નેહનું આ દૂતીકાર્ય તુરત જ પૂરું થયું ને બ્રહ્મદેશને પણ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો. હિમાલયથી રામેશ્વર સુધી અને સિંધુથી ઈરાવતી નદી સુધીનો સઘળો પ્રદેશ હવે લાલ રંગે રંગાઈ ગયો. પણ સાવધાન, ડેલહૌસી ! હવે ટૂંક સમયમાં જ આ લાલ રંગ કરતાં પણ વધારે લાલચોળ એવો રક્તવર્ણ આ આખા ય પ્રદેશમાં છંટાઈ રહેવાનો છે એની તને બીક નથી લાગતી શું ?

(પંજાબ અને બ્રહ્મદેશને બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યા એનો પૂરો ખ્યાલ માત્ર શબ્દોથી આપી શકવો અશક્ય છે. કેવળ પંજાબનો પ્રદેશ જ ૫૦,૦૦૦ ચોરસ માઈલના વિસ્તારવાળો અને ચાળીશ લાખ ઉપરાંતની વસ્તીવાળો ભાગ છે. પુરાણ કાળના ઋષિમુનીઓએ જેને તીરે પવિત્ર મંત્રોનાં સામગાન ગાયાં હતાં એ વેદકાલીન પવિત્ર પાંચ નદીઓના જળ વડે એ ભૂમિ નિરંતર ભીંજાયા કરે છે. આ પ્રદેશ છતી લેવા સારુ ઠેઠ ગ્રીસથી સિકંદર દોડી આવ્યો ત્યારે એ પ્રદેશના રક્ષણ અર્થે રાજા પોરસે ભીષણ સંગ્રામ ખેડ્યો હતો. આવો પ્રદેશ છતી લીધા પછી રાજા રાવણની પણ ભૂમિભૂખ શાંત થઈ જાત ! પણ જમીન મેળવવાની ડેલહૌસીની ભૂખ કેવળ પંજાબ સર કરવાથી તો શું, પણ બ્રહ્મદેશ સરખો એક વિસ્તીર્ણ ખંડ જેવો ભાગ ગળી જવા છતાં સંતોષાઈ નહિ. આ રીતે જો કે અંગ્રેજોએ પોતાના સામ્રાજ્યની ચોપાસની સરહદો વિસ્તારી હતી, છતાં એ પ્રદેશની અંદર હજુ

ક્યાંઈ ક્યાંઈ રાજાઓના ચોતરા બાકી ઊભા હતા ! આથી એ પણ ઉખેડી કાઢીને સઘળો પ્રદેશ સપાટ મેદાન જેવો બનાવી દેવાના વિચારે ડેલહૌસીએ એ દિશામાં પ્રયત્નો આરંભી દીધા. આમ કરવામાં એ ચોતરાઓ વધારે પડતી જમીન દબાવી રાખતા હતા એ કારણ નહોતું; પરંતુ એને ખરી બીક તો એ હતી કે કોઈ કાળે આ જ સ્મરણાવશેષ ખંડેરોમાંથી હિંદુસ્તાનને થયેલા અન્યાયોનું વેર લેનારો કોઈ વીરનર જાગી ઊઠે તો ? એ બીક તદ્દન સાચી છે; સાતારાના મૃત અવશેષો તળે એક વૈભવશાળી હિંદ સામ્રાજ્ય દટાયું હતું ! અને કયામતને દહાડે સહુ મરેલાઓ ન્યાય અર્થે ફરી જાગ્રત થશે એવી સંપૂર્ણ શ્રદ્ધાવાળા ડેલહૌસીને મન પણ આ જ સાતારામાંથી કોઈ હિંદુ સમ્રાટ જાગ્રત થઈ પરદેશીઓનો કચ્ચરઘાણ વાળી સ્વરાજ સ્થાપવા ઊભો થશે એવી ભીતિ પેદા થઈ હોય તો નવાઈ પામવા જેવું નથી.) ૧૮૪૮માં સાતારાના મહારાજા આપ્પાસાહેબ ગુજરી ગયા. એ સમાચાર મળતાં જ ડેલહૌસીએ સાતારાનું રાજ્ય ખાલસા કરવાનું નક્કી કર્યું. અને કારણ ? તો મૃત મહારાજાને કોઈ ઓરસ પુત્ર નથી એ કારણ આગળ ધરાયું ! ગામડાના એક સામાન્ય સાદા ખેડૂતની ઝૂંપડી પણ એને પોતાને ઓરસ સંતતિ ન હોવાને કારણે કોઈ સરકારજમા કરતું નથી; ઊલટું એના કોઈ દત્તક પુત્રને અગર નજીકના કોઈ સગાને એનો ભોગવટો સોંપાય છે. ત્યારે સાતારાનું રાજ્ય એ શું કોઈ ખેડૂતની સાદી ઝૂપડી હતી ? ખરું પૂછો તો અંગ્રેજોના એ 'મિત્ર' હતા. ૧૮૩૯માં બ્રિટિશ રાજ ઉથલાવી પાડવાના કાવતરામાં ભાગ લીધાને બહાને છત્રપતિ પ્રતાપસિંહ મહારાજને પદચ્યુત કરીને અંગ્રેજ સરકારે છત્રપતિ આપ્પાસાહેબને એ સિંહાસન પર બેસાડ્યા

હતા.[1] 'ડેલહૌસીની કારકિર્દી' નામના પુસ્તકમાં મિ. આનૉલ્ડ લખે છે કે, "છત્રપતિને ગાદીએથી ઉઠાડી મૂકવાની હકીકત કહી ન શકાય એવી કડવાશભરી ને (અંગ્રેજોને માટે) લાંચ્છનરૂપ છે." આ જાતના ભારે અપમાનકારક અને છતાં બેશરમપણે કરાવાયેલ ગાદીત્યાગ પછી અંગ્રેજોએ સીધી સંતતિને અભાવે સાતારાની ગાદી પર (પ્રતાપસિંહના) ભાઈને બેસાડચા. આ રીતે સગાસંબંધીઓનો ગાદી પર બેસવાનો હક્ક (જેને હિંદુ શાસ્ત્રે એકી અવાજે ન્યાય્ય તરીકે સ્વીકારેલ છે) અંગ્રેજોએ સીધી રીતે સ્વીકાર્યો હતો. આ બધી હકીકતમાં ખરી વાત એટલી જ છે કે ડેલહૌસીએ વિશ્વાસઘાત કરવાના પોતાના દેશના કાયમી શિરસ્તા મુજબ ઉપરની સ્પષ્ટ રીતે સ્વીકારાયેલી પદ્ધતિનો જાણીજોઈને ઇન્કાર કર્યો, કેમકે એમ કરવાથી જ તે કાળે તેમને વધારે લાભ મળતો હતો!

જુદા જુદા રાજાઓ સાથે કરેલાં અનેક તહનામાંઓ (સંધિપત્રો) માં અંગ્રેજોએ દત્તક પુત્રને પોતાને દત્તક લેનાર માબાપના રાજ્યસિંહાસને બેસવાના હક્કનો કોઈ સ્થળે અસ્વીકાર કર્યાનું કોઈ પણ

[1] જ્યારે છત્રપતિને સાતારાની ગાદી પર બેસાડવામાં આવ્યા ત્યારે થયેલી સંધિ (તહનામું)માં 'સરકારે' જે શરતો રજૂ કરી હતી તેમાં પહેલી કલમ એ હતી કે—

"The valiant English Government on its part agrees to give the country or territory specified, to the Government or State of His Highness the Maharaja Chhatrapati (The Raja of Satara); His Highness the Maharaja Chhatrapati and His Highness's sons and heirs and successors are perpetually, that is from generation to generation, to reign in sovereignty over the said territory."

બતાવી શકે તેમ નથી. ૧૮૨૫માં કોટાના રાજાને દત્તક લેવાના હક્કનો સ્વીકાર કરતી વેળા કંપની સરકારે સ્પષ્ટ જણાવ્યું હતું કે "શાસ્ત્રોની સંમતિ મુજબ અન્ય સામાન્ય હિંદુ પ્રજાજન પેઠે કોટાના રાજાને પણ દત્તક લેવાનો અગર પોતાનો વારસ નીમવાનો હક્ક રહે છે."[૨]

તે પછી ૧૮૩૭માં જ્યારે ઓરછાના રાજાએ દત્તક લીધો ત્યારે અંગ્રેજોએ એનો સ્વીકાર કરતી વેળા વચન આપ્યું હતું કે, "સ્વતંત્ર હિંદુ રાજાઓનો દત્તક પુત્ર લેવાનો અને સીધી રીતે ન ગણાતા વારસદારોને દૂર કરવાનો હક્ક, જો એમ કરવું હિંદુ શાસ્ત્રોની વિરુદ્ધ ન હોય તો અંગ્રેજ સરકારે પણ સ્વીકારવો જ જોઈએ."[૩] (ટૂંકમાં હિંમતપૂર્વક એમ કહેવામાં કશું હરકત જેવું નથી કે એક વેળા ચોક્કસપણે આપેલાં અને કાગળો ઉપર લખેલાં વચનો કદી અપાયાં જ નથી એમ શરમ વિના અને બેધડ કહેવાની કળા અંગ્રેજી રાજનીતિ સિવાય બીજે ક્યાંય સાંપડશે નહિ. એ જાહેરાતોમાં જ નહિ પરંતુ એ વિના પણ અનેક વેળા અંગ્રેજોએ એવું સ્પષ્ટતાપૂર્વક સ્વીકાર્યું છે કે હિંદુ ધર્મશાસ્ત્રો પ્રમાણે હરેક હિંદુ રાજાને દત્તક લેવાનો જન્મસિદ્ધ હક્ક છે. ટૂંકમાં એમ કહી શકાય કે ઈ. સ. ૧૮૪૬ અને ૧૮૪૭નાં બે વર્ષો જેટલા ટૂંકા ગાળામાં અંગ્રેજોએ અનેક દત્તક વારસદારોને ગાદીએ બેસવાનો હક્ક સ્વીકારીને તેમના રાજકારોબારને સંમતિ પણ આપી હતી.)

આશ્વાસનો તેમ જ પરસ્પર થયેલી સંધિઓ (તહનામાંઓ) ની શબ્દજાળમાં રાજ્યો ખાલસા કરવાનાં સાચાં અને મૂળ કારણોની

[૨] *Parliamentary Papers*, 15th February, 1850, page 153.

[૩] *Parliamentary Papers*, 15th February, 1850, page 141.

સાથેની તેની મૈત્રી જ એના વિનાશમાં કારણભૂત બની! જેઓ એમ જાણતા હતા કે અંગ્રેજો આપણા પર ઝેર રાખી રહ્યા છે, તેઓ બચી ગયા; પરંતુ અંગ્રેજો આપણા મિત્રો છે એવી મૂર્ખાઈભરી માન્યતામાં જેઓ ઊંઘી રહ્યા હતા, તેમનો જ છેક નિર્દયતા અને વિશ્વાસઘાત પૂર્વક પૂરેપૂરો વિનાશ અંગ્રેજોએ જ કર્યો! વરાડનું રાજ્ય અંગ્રેજોએ આપેલી જાગીર તો હતી જ નહિ; તેમ જેનું અસ્તિત્વ અંગ્રેજોની મરજી પર જ અવલંબી રહ્યું હોય એવું એ કોઈ અંગ્રેજસત્તાએ ઊભું કરેલું ખંડિયું રાજ્ય પણ નહોતું. ફિરંગી સરકારની બરોબરીનું તે એક સ્વતંત્ર અને સ્વયંસિદ્ધ રાજ્ય હતું. જે. સિલ્વિઅને તો અંગ્રેજોને એવો ચોખ્ખો પડકાર કર્યો હતો કે "અંગ્રેજોને કયા કારણે અગર ન્યાયના કયા ધોરણે, (પછી એ ન્યાયવિધિ પૌર્વાત્ય રીતનો હો યા પાશ્ચિમાત્ય) 'અમુક રાજા માત્ર નિપુત્રિક ગુજરી ગયો છે એ કારણસર જ એનું રાજ્ય ખાલસા કરવાનો અધિકાર મળે છે, તે જણાવશો?"] ખરેખર એ એક જાદુના ખેલસમી ઇંદ્રજાળ હતી. એક જણ એક ચીજ બહાર બતાવે ને તેનો જ બીજો સાથી છાનીમાની એ છુપાવી દે! એક જઈને માથું ઉડાવી દેવું ને તેના જ જોડીદારે જોરશોરથી પૂછવા માંડવું કે 'કયા ન્યાય અગર નિયમને આધારે તેં આ કાર્ય કર્યું છે?' જાણે કે ચોર, ખૂની અને ધાડપાડુ લૂંટારાઓને પોતાનાં કરતૂકના બચાવ અગર સમર્થન માટે કોઈ ન્યાય અગર નિયમોની સદા ય જરૂરિયાત જ રહેલી ન હોય! આખરે ડેલહૌસીએ ૧૮૫૩ માં પોતાના 'મિત્ર' ની જ છાતીમાં ખૂની ખંજર હુલાવી દીધું! કારણમાં એમ બતાવાયું કે રાજાએ દત્તક લીધો નહોતો. મહારાજ રઘુજીને પોતાને પુત્ર થશે એવી

પ્રબળ ઇચ્છા હતી પરંતુ તે અકસ્માત મૃત્યુવશ થયા. પણ જો તે નિપુત્રિક ગુજરી ગયા હોય તોપણ દત્તક લેવાનો અધિકાર તેમના મૃત્યુને કારણે તેમની રાણી (ધર્મપત્ની)ને જ મળે એ તો સ્પષ્ટ હતું. નિપુત્રિક ગુજરી ગયેલા રાજાઓની રાણીઓને દત્તક લેવાની પરવાનગી આજ સુધી અંગ્રેજોએ કદી પણ આપી જ ન હોત તો તો કશો વાંધો નહોતો. પણ એ તો જગજાહેર વાત હતી કે ૧૮૨૬ માં દોલતરાવ સિંધિયાનાં વિધવા રાણીએ લીધેલા દત્તકને, ૧૮૩૬ માં જનકોજી સિંધિયાની વિધવાએ ખોળે લીધેલા પુત્રને, ૧૮૩૪ માં ધારના રાજાની વિધવા રાણીએ સ્વીકારેલા દત્તકને અને ૧૮૪૧ માં કિસનગઢની વિધવા રાણીએ દત્તક લીધેલા પુત્રને, સહુને અંગ્રેજોએ દત્તક તરીકે સ્વીકાર્યા હતા. આમ એકાદ બે રડયાખડયા નહિ પરંતુ અનેક કિસ્સાઓમાં અંગ્રેજોએ દત્તવિધાનો મંજૂર રાખ્યાં હતાં. પણ આપણે એ ભૂલવું ન જોઈએ કે એ કાળે દત્તવિધાનોનો સ્વીકાર કરવામાં અંગ્રેજોને લાભ હતો, જ્યારે આ વેળા રઘુજીની રાણીએ લીધેલા દત્તકનો સ્વીકાર કરવામાં ઊલટું અંગ્રેજોને નુકસાન હતું. એટલે ખરી વાત એ છે કે બધાં ધોરણો અંગ્રેજોના લાભાલાભ ઉપર જ ઠરાવવામાં આવતાં. નાગપુરના રાજાએ દત્તક ન લીધો તેથી, તો સાતારાના છત્રપતિએ દત્તક લીધો તેથી, પરંતુ બન્ને રાજ્યો પર અંગ્રેજોએ પોતાનો કાળ-પંજો માર્યો. તર્કશાસ્ત્રને આમાં સ્થાન જ ક્યાં રહ્યું !

નાગપુરનું રાજ્ય બ્રિટિશ સામ્રાજ્યમાં ભેળવી દેવામાં ડેલહૌસી-એ ૭૬,૮૩૨ ચોરસ માઈલ જેટલો પ્રદેશ – જેની વસ્તી ૪૬,૫૦,૦૦૦ અને વાર્ષિક ઉપજ ૫૦,૦૦,૦૦૦ રૂપિયા હતી – સ્વાહા કરી લીધો ! મહેલમાં જે વેળા અસહાય રાણીઓ મૃત માટેનાં હૈયાફાટ રુદન કરતી

શોધ કરવા જવામાં સાવ ખોટી દિશામાં દોરવાઈ જવાનો સંભવ છે. આ બધાંની પાછળ સાચી ભૂમિકા એ છે કે (ડેલહૌસી આખો ય હિંદ દેશ સર્વાંશે મેદાન સરખો સપાટ કરી નાખવાના ઉદ્દેશથી અહીં આવ્યો હતો, જ્યારે જમીનમાં દાટેલું સાતારાનું મૃત હિંદુ સામ્રાજ્ય ફરી માથું ઊંચકવાનો પ્રયત્ન કરી રહ્યું હતું. અને તેથી જ એ દીવા જેવું ચોખ્ખું છે કે પ્રતાપસિંહ તેમ જ આપ્પાસાહેબે હિંદુ ધર્મશાસ્ત્રો મુજબ દત્તક લીધા હતા છતાં સીધો વારસ હોવાના અભાવે સાતારાનું રાજ્ય ખાલસા કરી નાખવામાં આવ્યું હતું ! )સાતારાનું સિંહાસન ! એ જ સિંહાસન પર ગાગા ભટ્ટે શિવાજી મહારાજનો રાજ્યાભિષેક કર્યો હતો ! એ જ સિંહાસનના પાયા પાસે પહેલા બાજીરાવે પોતાનાં ઉજ્જવળ યશ અને વિજયશ્રી સાથે પોતાનું શિર ઝુકાવ્યું હતું ! મહારાષ્ટ્ર દેશ ! યાદ રાખ. જે સિંહાસન પર મહારાજ શિવાજી વિરાજ્યા હતા; સંતાજી, ધનાજી, નેતાજી અને બાજીએ જેને પાયે પોતાનાં શિર ઝુકાવ્યાં હતાં ને મુજરો કર્યો હતો : એ જ સિંહાસનને ડેલહૌસીએ ઉડાવી દીધું હતું ! અરજીઓ, વિનવણીઓ અને શિષ્ટ-મંડળો તું ભલે લઈ જા; પણ ડેલહૌસી તને ધક્કો મારીને હાંકી કાઢે તો ? તું શું એમ માને છે કે કાંઈ નહિ તો ઇંગ્લાંડમાં કંપનીના ડિરેક્ટરો તારું કહેવું સાંભળવાના છે ? તારી એવી ભ્રમણા તો નથી ના કે ડેલહૌસી તો કેવળ આપણા સરખો સાદો માનવી છે, પરંતુ ઇંગ્લાંડમાં બેઠેલા કંપનીના સંચાલકો (Directors) ખરેખર દેવના દીકરા છે ? ખરે જ શું તું એવું માને છે ! આ દેવના દીકરાને મહારાષ્ટ્રના એકે ય સુપુત્રે હજુ નિહાળ્યા નહોતા ! (આથી રંગોબાપુજી સરખા એકનિષ્ઠ અને સર્વ રીતે યોગ્ય એવા

ગૃહસ્થે ઈંગ્લાંડમાં જઈને સાતારાની કરુણ કથની ત્યાંના અધિકારી-ઓને સંભળાવવી એમ ઠરાવવામાં આવ્યું. એમને એમ ચોક્કસ લાગ્યું કે ભલે સફળતા મળે યા ન મળે, પરંતુ આ પ્રયત્ન એક વાર અવશ્ય કરી જોવા જેવો તો છે જ. પરંતુ પોતાના વકીલોને સફળતા મળશે એવી આ જન્મમાં કદી સાચી ન પડનારી વાત પર વિશ્વાસ રાખી કેટલા દિવસ રાહ જોયા કરવી? રંગો બાપુજીએ પણ લંડન હોલના રાજમાર્ગની લાદી આંટા મારીને કેટલા દહાડા સુધી ઘસ્યા કરવી? અને કરોડો રૂપિયા અંગ્રેજ બારિસ્ટરોનાં ખીસાં ભરવામાં રેડ્યા પછી જેના ખીસામાં પાછા ફરવા માટે રાતી પાઈ પણ વધવાની નહોતી તથા 'સાતારાનું રાજ્ય કદાપિ હવે પાછું નહિ મળી શકે!' એવો અભિમાનભર્યો જવાબ કંપનીના ડિરેક્ટરો જેને સંભળાવવાના હતા તે રંગો બાપુજી આવી 'અપમાનજનક અને તુચ્છકારભરી ભેટ અંગ્રેજો પાસેથી મળે ત્યાં સુધી પોતાના વિફળ આશાતંતુને છેવટ સુધી શા રીતે વળગી રહેવાના હતા?

રંગો બાપુજી લંડનથી ઊપડવાની તૈયારી કરવામાં પડ્યા હતા તે જ વેળા એક નવીન બનાવે ડેલહૌસીનું ધ્યાન ખેંચ્યું. તાકડો એવો ઊભો થયો હતો કે નાગપુર રાજ્યરૂપી દુર્બળ અને ઠૂંઠવાયેલ રોપો ખેંચીને ઉખેડી નાખવાનું કારણ એને અનાયાસે મળી આવ્યું. નાગપુરની ગાદીના એકલા અધિપતિ મહારાજ ભોસલે પોતાની ૪૭ વર્ષની ઉંમરે અકસ્માત મૃત્યુ પામ્યા. વરાડનો આ માલેક રાજા અંગ્રેજ સરકારનો આદરણીય મિત્ર હતો.[૪] પણ અંગ્રેજો

૪ ૧૮૨૬માં થયેલી આ સંધિની શરૂઆત આ પ્રમાણે હતી :—
Treaty of perpetual friendship between the Honourable East India Company and His Highness the Maharaja Raghoji Bhonsle, his heirs and successors.

હતી તે વેળા જ દરબારગઢના દરવાજા ખખડાવવામાં આવ્યા, ને કમાડ ખોલી નાખી અંગ્રેજી સૈન્ય અંદર પેઠું. તબેલામાંથી ઘોડાઓ છોડી લેવામાં આવ્યા, હાથીઓ ઉપર ગૂંણીઓ સવાર થઈ હતી ત્યાંથી તેમને ખેંચી ઉતારી પાડવામાં આવી ને એ હાથીઓને ભરબજારે વેચવા મુકાયા; સોનાચાંદીના દાગીનાઓને દરબાર-ગઢમાંથી લૂંટી આણી જાહેરમાં તેનાં લિલામ મંડાયાં. રાણીના કંઠમાં શોભતો માણેકનો હાર રસ્તે ધૂળમાં રગદોળાયો ! ૧૦૦–૧૦૦ રૂપિયામાં એક હાથીને હિસાબે બધા હાથીઓ પાણીને મૂલે આપી દેવાયા ! અને નવાઈ લાગે તોપણ સાચી વાત છે કે ડેલહૌસી કરતાં પણ ઉમદા જાતનો ખોરાક ખાઈને પુષ્ટ બનેલા ઘોડાઓ ૨૦–૨૦ રૂપિયે નંગને હિસાબે વેચી નખાયા–આપી દેવાયા ! ને વિધિની વિચિત્રતા તો એ છે કે જે ઘોડાની જોડી ખુદ નાગપુરકર રઘુજી ભોંસલે માટે બેસવા સારુ રખાતી હતી તેના તો ફક્ત પાંચ જ રૂપિયા ઊપજ્યા ! હોદ્દા સાથેના હાથીઓ અને સામાન સાથેના સજ્જ ઘોડાઓ તો જાણે વેચાઈ ગયા; પરંતુ હજુ રાણીઓનાં શરીરે પર દાગીના દેખાતા હતા તેનું શું ? એ ઝવેરાત પણ શા સારુ વેચી ન નાખવું ? આખરે બીજી ચીજો પેઠે રાજ્યના સઘળા જડ-ઝવેરાતનું લિલામ કરવામાં આવ્યું. રાણીઓના અંગ પર ફૂટી બદામનો દાગીનો પણ રહેવા પામ્યો નહિ. અને આટલું કર્યા છતાં અંગ્રેજોની 'મૈત્રી'નો અંત તો ન જ આવ્યો ! ખુદ દરબારગઢની જમીનમાં ખોદકામ શરૂ થયું. અને કમનસીબી તો એ છે કે ખુદ રાણીઓના અંતઃપુરનાં શય્યાગૃહોમાં પણ અંગ્રેજોના ત્રિકમ દાટ વાળતાં અચકાયા નહિ. વાચક ! અચકાતો ના, દુઃખ પણ પામતો ના. 'અંગ્રેજોની દોસ્તીના આ તો હજુ પહેલા ઘાવ છે.- હજુ આગળ એને હાથે ઘણું થવાનું છે–થઈ રહ્યું છે ! જોઈ લે, તેમણે ખુદ

રાણીનો રાજપલંગ તોડીને ભાંગી નાખ્યો છે, અને હવે એને તળિયે ખોદકામ આરંભ્યું છે! આ બધું કહ્યું જાય તેવું નથી. મહારાણી અન્નપૂર્ણાબાઈ એ વેળા મરણપથારીએ પડયાં હતાં. નાગપુરના ઉચ્ચ ભોસલે કુળનાં આ અસહાય વિધવા રાજમાતા નાગપુરની ગાદી અને ભોસલે કુળની યાતનાઓ તથા અપમાનોના આઘાતોથી દુ:ખી બની નિસાસા નાખતાં મૃત્યની વાટ જોઈ રહ્યાં હતાં, તે વેળા તેમના જ ઓરડાની બાજુમાં તેમના શયનખંડને સ્થાને જ અંગ્રેજોના ત્રિકમ મહાન વિનાશનું કામ કરી રહ્યા હતા! એક ઓરડામાં પ્રવર્તતા દુ:ખના કરુણ આર્તનાદોની સાથે પડખેના જ ઓરડામાં લોખંડના હથોડા અને ત્રિકમથી ચાલેલું ભાંગતોડનું કામ કેવું ભીષણ પાર્શ્વસંગીત સર્જી રહ્યું હશે? અને આ સઘળી આપત્તિનું કારણ શું, તો કે મહારાજ રઘુજી ભોંસલે દત્તક લીધા વિના મૃત્યુ પામ્યા હતા![5]

પોતાના પુરાતન રાજવંશ પર લદાયેલાં આ અસહ્ય અપમાનોથી તરફડીને રાણી અન્નપૂર્ણાબાઈ મૃત્યુ પામ્યાં. પરંતુ 'ઈંગ્લાંડ હજુ પોતાને સાચો ન્યાય આપશે' એવી આશા રાણી બંકાને હતી! અંગ્રેજ બારિસ્ટ-રોને લાખો રૂપિયાના માલમલીદા ખવરાવ્યા પછી આખરે એની એ આશા પણ નષ્ટ થઈ! પણ રાણી બંકાએ તે પછી શું કર્યું જાણો છો? ફિરંગીઓના 'અટલ રાજનિષ્ઠ' મિત્ર તરીકે એણે પોતાનું શેષ જીવન પૂરું કર્યું! જે વેળા ઝાંસીમાં વીજળીના કડાકા થતા સંભ-ળાતા હતા તે વેળા પોતાના પુત્રોને સ્વરાજ અર્થે હાથમાં ખડ્ગ ઉઠાવી નીકળી પડેલા જોતાં જ રાણી બંકાએ, 'હું જાતે જઈને અંગ્રેજોને તમારી ખાનગી યોજનાઓ જાહેર કરી દઈશ ને તમારો

[5] Dalhousie's Administration, pp. 165-168.

શિરચ્છેદ કરાવીશ!' એવી ધમકીઓ આપી. બંદા! ભોસલેના મહાન પ્રતિષ્ઠિત વંશમાં કલંકરૂપ બનેલી હે પાપણી! જા, ઊંડે ઘોર નરકમાં જઈને પડ! ત્યાં જ તારું, સાચું સ્થાન છે! સ્વદેશની સાથે વિશ્વાસઘાત કરનારને નરકમાં પણ જો સ્થાન મળી શકતું હોય તો સુખેથી તું ત્યાં જ વાસ કરજે!

## પ્રકરણ ત્રીજું

### નાનાસાહેબ અને લક્ષ્મીબાઈ

બજાવો, ઓ ઇતિહાસના અગ્રદૂતો, જોરશોરથી તમારાં રણશીંગા અને ભેરીભૂંગળો બજાવો! કેમકે બે મહાન વીરશ્રેષ્ઠ વ્યક્તિઓનો ઇતિહાસની રંગભૂમિ પર હવે પ્રવેશ થવાનો છે. હિંદ માતાના કંઠહારનાં એ બંને મોટાં પાણીદાર મોતીઓ છે! આજની ક્ષણે સ્વદેશની ક્ષિતિજ ઉપર અંધકારપૂર્ણ રાત્રિની ઘોર છાયા પથરાઈ રહી છે ત્યારે આ બે જ વ્યક્તિઓ તેજસ્વી તારલિયાઓની પેઠે સ્વદેશના ગગનમંડળમાં ચમકારા મારી રહી છે. પોતાના દેહમાં લોહીનું છેલ્લું ટીપું હોય ત્યાં સુધી સ્વદેશ પર થયેલ અન્યાયી અત્યાચારોનું વેર લેવા કમર કસીને ખડા હોય એવા એ બે રુદ્રભીષણ અકાલીઓ છે! સ્વદેશ, સ્વધર્મ અને સ્વરાજ ખાતર પ્રાણ ન્યોછાવર કરનારા એ બે શહીદો છે! મહારાજ શિવાજીને જન્મ આપનારી હિંદભૂમિનું લોહી હજી પ્રાણવાન છે

એની જાણ સારી ય દુનિયાને પડકાર કરીને કરાવનારા, હાથમાં ખડ્ગ સાહીને ખડા થયેલા જાણે બે પ્રતિહારીઓ છે! સ્વરાજની પરમ પવિત્ર મહાન્ આશાને સદા ય હૈયે સાચવી રાખનારી જાણે બે વિભૂતિઓ! પરાજયમાં પણ ઉજ્જ્વળ કીર્તિથી ચમકી રહેલા ધર્મયુદ્ધના જાણે બે ધર્મવીરો! વાચકો, સાવધાન! ઊઠો અને અત્યંત આદર તેમ જ અદબ સાથે એ વીરોને યોગ્ય સન્માન આપો! દેખો, દેખો, નાનાસાહેબ પેશ્વા અને ઝાંસીની રાણી, એ મહાભાગ તેજસ્વી વિભૂતિઓ, ઇતિહાસની રંગભૂમિ પર હવે પગલાં માંડે છે!)

પુણ્યભૂમિ મહારાષ્ટ્રના માથેરાન પર્વતના શિખર પરના સૃષ્ટિસૌંદર્યનું વર્ણન કરવું કે તેની તળેટીમાં મુલાયમ શાલની પેઠે પથરાયેલ લીલીછમ સુકોમલ હરિયાળીનું વર્ણન કરવું, એ જ મહા પ્રશ્ન છે! એ શોભાયમાન પર્વતમાળથી વીંટાયેલ અને ગગનચુંબી માથેરાનના શિખરની છાયા તળે આવેલ વેણુ નામનું નાનકડું ગામડું કુદરતી સૌંદર્યથી ભરેલા એ પ્રદેશની શોભામાં અધિક ઉમેરો કરતું જાણે સુખમાં વસ્યું હતું. એ વેણુ ગામનાં જૂનાં અને પ્રતિષ્ઠાવાળાં કુટુંબોમાં માધવરાવ નારાયણ ભટનું કુટુંબ આગળ પડતું ગણાતું હતુ. ગામડાના સાવ સાદા વાતાવરણમાં રહ્યા છતાં માધવરાવ અને તેમનાં સુશીલ પત્ની ગંગાબાઈ બંને પરસ્પરના સ્નેહમાં શાંતિ અને સુખભર્યાં રહેતાં હતાં. એ સુખી કુટુંબમાં ૧૮૨૪માં ગંગાબાઈની કુખે પુત્રરત્ન જન્મ્યાના સમાચારે આનંદનું પ્રભાત ઊઘડયું અને સહુનાં મોં પ્રફુલ્લ બની ખીલી ઊઠયાં. માધવરાવ અને ગંગાબાઈનો એ પુત્ર બીજો કોઈ નહિ પરંતુ ખુદ નાનાસાહેબ પેશ્વા હતો! – એ જ નાનાસાહેબ જેનું નામ માત્ર સાંભળતાં ફિરંગી શત્રુઓનાં ગાત્ર

શિથિલ થઈ જતાં – એ જ નાનાસાહેબ જેણે સ્વાતંત્ર્ય અને સ્વદેશ અર્થે યુદ્ધ ખેલ્યાં – જેણે ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું !

(એ અરસામાં પોતાની રાજગાદી જવાને કારણે ઉસ્સો બાજીરાવ ગંગાકાંઠે બ્રહ્માવર્તમાં પોતાનું શેષ જીવન ગાળતો હતો; તેની સાથે કેટલાંએક મહારાષ્ટ્રીય કુટુંબો પહેલેથી જ રહેતાં હતાં. સિવાય જ્યારે લોકોએ જાણ્યું કે બાજીરાવ પોતાના પૈસામાંથી ઉદારતાપૂર્વક સહુને મદદ આપે છે, ત્યારે બીજાં પણ કેટલાંક નવાં કુટુંબો ત્યાં આવી વસ્યાં. એ રીતે ૧૮૨૭માં બાજીરાવના આશ્રયે જઈ રહેનાર કુટુંબમાં માધવરાવનું કુટુંબ પણ ભળ્યું. માધવરાવના આ બાળક પ્રત્યે બાજીરાવનું દિલ ખૂબ આકર્ષાયું, અને એ રીતે નાનાસાહેબ આખા ય દરબારનો લાડીલો બન્યો. બાળવયમાં પણ તેનામાં દેખાઈ આવતાં તેજ અને રૂઆબ, એની ગંભીર આકૃતિ અને તીવ્ર બુદ્ધિમત્તા, સઘળાએ બાજીરાવના મન પર ઘણી ઊંડી છાપ પાડી, અને આગળ જતાં બાજીરાવે એને જ દત્તક લેવાનું ઠરાવ્યું. ૭ મી જૂન ૧૮૨૭ના રોજ બાજીરાવે એનું શાસ્ત્રીય વિધિ અનુસાર દત્તવિધાન કર્યું. એ વેળા નાનાની ઉંમર ફક્ત અઢી વર્ષની હતી. આ રીતે વેણુ ગામડામાં જન્મેલો એક સામાન્ય બાળક કેવળ ભાગ્યોદયને કારણે પેશ્વાની ગાદીનો ભલે દત્તક તરીકે પણ વારસ બન્યો.)

મરાઠી સામ્રાજ્યના પેશ્વાપદના વારસ બનવું એ ખરેખર મહાભાગ્યની વાત છે. પણ ઓ તેજસ્વી રાજબાળક ! એ બડભાગીપણાની સાથે જ કેવડી મોટી જોખમદારી તારા પર આવી પડે છે તેનો તને ખ્યાલ છે ખરો ? એ ગાદીએથી જ મહાપ્રતાપી બાજીરાવે સામ્રાજ્યનો વિસ્તાર કર્યો હતો – વહીવટ ચલાવ્યો હતો.

એની ખાતર જ પાણીપતનો જંગ ખેલાયો હતો. સિંધુનું પવિત્ર જળ આણીને પેશ્વાઓના વંશજો પર આ જ સિંહાસન પર રાજ્યાભિષેક વેળા રેડાયું હતું! વડગામની સંધિ આ જ સિંહાસન પર બેઠાં બેઠાં લખાઈ હતી; અને સૌથી મહત્ત્વની ઘટના એટલે ગુલામીનો અપવિત્ર સ્પર્શ પણ એ જ સિંહાસનને થવાનો છે–કહો કે આજ પૂર્વે એ થઈ ચૂક્યો છે! એ બધું તારા ખ્યાલમાં તો હશે જ. સિંહાસનના–રાજગાદીના વારસ થવું એટલે એ ગાદીના રક્ષણની જવાબદારી ઉઠાવવી, એની સુકીર્તિ નિષ્કલંક સાચવી રાખવા અર્થે પ્રતિજ્ઞાથી બંધાવું! પેશ્વાની એ રાજગાદી–એ સિંહાસનની પ્રતિષ્ઠા તું જાળવી શકશે ખરો? અગર તો પેશ્વાની આ ગાદીને વિજયની વરમાળ આરોપવી જોઈએ અથવા તો ચિતોડની વીરાંગનાઓ પેઠે આ સિંહાસનને ભડકે બળતા વૈભવશાળી ચિતાગ્નિમાં ખાખ બનાવી દેવું જોઈએ! એ ગાદીની મહત્તા સાચવી રાખવાનો આ સિવાય ત્રીજો કોઈ માર્ગ છે જ નહિ! બાળરાજકુમાર! આ કર્તવ્ય–ભારનો વિચાર કર્યા પછી જ એ ગાદી પર પગ માંડજે. 'પેશ્વાની ગાદી નમી પડી' એવા મર્મભેદી લોકાપવાદો સાંભળવાનું તને દત્તક લેનાર તારા પાલક પિતાએ જાતે નિર્માણ કર્યું તે દહાડેથી આખા ય મહારાષ્ટ્રના મોં પર શરમની કાલિમા પથરાઈ ચૂકી છે. અર્થાત્ સહુની એવી ખાસ ઇચ્છા છે કે એ ગાદીનો જો અંત આવવાનો જ હોય તો જે રીતે એની સ્થાપના થઈ એ જ રીતે એનો અંત આવવો જોઈએ – એટલે કે લડતાં લડતાં જ એણે ખતમ થવું જોઈએ! હે તરુણકુમાર નાના! એવા અદમ્ય નિશ્ચય સાથે જ તું એ રાજગાદી પર બેસ, જેથી ઇતિહાસ પોતે પણ ભારે અભિમાનપૂર્વક કહી શકે કે જે રાજગાદીના પહેલા પેશ્વા

બાળાજી વિશ્વનાથ થયા તે પ્રતાપી ગાદીનો જ છેવટનો વારસ નાનાસાહેબ હતો !

આ અરસામાં કાશીક્ષેત્રમાં ચીમાજી આપ્પા પેશ્વાના આશ્રિતોમાં મોરોપંત તાંબે તથા તેમની પત્ની ભાગીરથીબાઈ પણ રહેતાં હતાં. એ દંપતીને તો ખ્યાલ પણ નહિ હોય કે પોતાનું નામ ઇતિહાસને પાને ચિરંજીવ બની જવાનું છે ! ભારતમાતાના હાથમાં ચમકતી તલવાર બનવાનું જેને માટે વિધાતાએ નિર્માણ કર્યું હતું, એ બાલિકાનાં માતાપિતાને પોતાના ભાવિ સદ્ભાગ્યની કશી જાણ નહોતી ! ગુલાબની કાંટાભરી ડાળખીઓને ક્યાં કશી જાણ હોય છે કે વસંતઋતુમાં પોતાના મત્તસુગંધ વડે સઘળાંના મન હરી લેનાર ગુલાબનાં ફૂલો પોતાનાં કપાયેલાં ઠૂંઠાંઓમાંથી જ ઊગી નીકળશે ? એ જ પ્રમાણે ડાળખીઓને એની જાણ નહોતી તોપણ હિંદભૂમિમાં વસંતનું આગમન થતાં જ જે પુષ્પ ખીલી ઊઠવાનું હતું તે તો વિકસ્યું જ ! ૧૮૩૫ની સાલમાં ભાગીરથી-બાઈને પેટ વીરકન્યા રાણી લક્ષ્મીનો જન્મ થયો. એનું બાળ-પણનું નામ મનુબાઈ હતું.

મનુની ઉંમર ભાગ્યે ત્રણ ચાર વર્ષની થઈ હશે એ વખતે આ તાંબે કુટુંબ કાશીને બદલે બ્રહ્માવર્તમાં પેશ્વા બાજીરાવને આશ્રયે આવી પહોંચ્યું. ત્યાં એ બાળકી સહુની ખૂબ લાડીલી થઈ પડી, ને સહુ તેને 'છબેલી' નામથી બોલાવવા લાગ્યા. રાજકુમાર નાનાસાહેબ અને અલ્લડ છબેલીની જોડી—આ બાળકો બાળભાવે જે વેળા એક-બીજાને ભેટતાં હશે તે જોવાનો લાભ બ્રહ્માવર્તના વસનારાઓને એક અપૂર્વ ઉત્સવસમો ભાસ્યો હશે ! જેમને નાનાસાહેબ અને છબેલીને શસ્ત્રશાળામાં તલવારના દાવ શીખતાં જોવાનું સદ્ભાગ્ય

સાંપડ્યું હશે તે બધાનાં નયનો, ખરે, આનંદથી ચમકી રહ્યાં હશે! (શસ્ત્રાસ્ત્રો વાપરવાના આ વેળાના જ પાઠનો ઉપયોગ એ જોડીએ આગળ જતાં સ્વરાજ અને સ્વધર્મના રક્ષણ અર્થે કર્યો હતો!) એટલું જ કે નાનાસાહેબ અને લક્ષ્મીબાઈની હથિયારો વાપરવાની તાલીમ જોનાર તે વેળાના પ્રેક્ષકોના નસીબમાં આ બાળકોનાં ભવિષ્યનાં ઉજ્જ્વળ પરાક્રમો જોવાનું સરજાયું નહોતું. ઊલટ પક્ષે જેમણે એ ભાવિ ઉજ્જ્વળ પરાક્રમો નજરે નિહાળ્યાં તેમણે એ બાળકોની પૂર્વેની બાળક્રીડાઓ જોઈ નહોતી! – એનો આનંદ માણ્યો નહોતો! એથી મૂંઝાવાની જરૂર નથી. આ ચર્મચક્ષુઓ વડે તે ભૂતકાળનું દશ્ય ન જોઈ શકાતું હોય તો આપણે કલ્પનાનાં ચશ્માં ચડાવીશું એટલે એમની એ કાળની બાલક્રીડાઓ પ્રત્યક્ષ નિહાળવાનું સુખ અનુભવી શકશું! નાનાસાહેબ અને રાવસાહેબ (નાનાસાહેબના પિતરાઈ ભાઈ) જ્યારે જ્યારે પોતાના શિક્ષકના હાથ તળે શસ્ત્ર વપરાશના પાઠ લેતા અગર દાવ પાકા કરતા ત્યારે છબેલી પણ એ ધ્યાનથી જોતી; એ જ પ્રમાણે ભૂલો કરીને તે વાંચતાં પણ શીખી ગઈ. હાથી પર હોદ્દામાં બેસીને નાનાસાહેબ બહાર જવા તૈયાર થતા ત્યારે બાળક છબેલી લાડથી તેને કહેતી : "ભાઈ મને પણ લઈ લ્યો ને?"[૧] કોઈ કોઈ વેળા નાના તેને પોતાની સાથે બેસાડતા અને એ બંને જણાં એમ ગજપૃષ્ઠ ઉપર સવારી કરવાની તાલીમ લેતાં. કોઈ કોઈ વાર ઘોડે ચડી લક્ષ્મીના આવવાની નાનાસાહેબ વાટ જોઈ ઊભા રહ્યા હોય એટલામાં તો લક્ષ્મી પણ કમરે તલવાર લટકાવી પવનમાં ફરફર ઊડતા વાળની લટો સમારતી સમારતી પૂરવેગે ઘોડો ફેંકતી ત્યાં આવી પહોંચે :

---

૧ પારસનીસકૃત 'ઝાંસીનું ચરિત્ર'

ને પછી તો પોતાની જંગ તળેના એ પાણીદાર જાનવરને રોકવાની મહેનતમાં તેની ઉજ્જ્વળ ગૌર કાંતિ વધારે ગૌર – આરક્ત બની ઊઠે! એ વેળા નાનાસાહેબની ઉંમર ૧૮ વર્ષની અને લક્ષ્મીની ઉંમર ૭ વર્ષની હતી. છેક બાળપણથી આ બંને બાળકોને એક બીજા પ્રત્યે અસાધારણ સ્નેહ હતો. એક જ અનાદિ શક્તિનાં એ જુજવાં રૂપો હતાં, અને એક જ મહાન કાર્ય હાથ ધરવા અર્થે એમણે અવતાર ધારણ કર્યો હતો. અર્થાત્ ઉપર નિર્દેશ કર્યા મુજબનું પરસ્પર પ્રત્યેનું નૈસર્ગિક આકર્ષણ બંનેમાં હોય એમાં કશી નવાઈ નથી. એ સમયે બ્રહ્માવર્તમાં ૧૮૫૭ના ક્રાંતિયુદ્ધમાં મહત્ત્વની કામગીરી બજાવનારી ત્રણ વ્યક્તિઓ ઊછરતી હતી : નાનાસાહેબ, લક્ષ્મીબાઈ અને તાત્યા ટોપે. ભવિષ્યમાં ભજવાનાર એ મહાનાટકનાં આ ત્રણ મુખ્ય પાત્રોની સજાવટ અર્થે જ જાણે હોય તેમ વિધાતાએ બ્રહ્માવર્તની એ રંગભૂમિનું નિર્માણ કર્યું હતું! કહેવાય છે કે દરેક ભાઈબીજને* દહાડે નાના અને લક્ષ્મી–ઐતિહાસિક ભાઈબહેનની એ જોડી – ભાઈબીજનો ઉત્સવ ઊજવતાં. સોનાના થાળમાં નિરાંજન પ્રગટીને પોતાના નાનકડા હાથે નાનાને ઓવાળતી એ મોહક પરંતુ તેજસ્વી છબીલીનું ચિત્ર આપણે સહેજે આપણાં કલ્પનાચક્ષુઓ સામે ખડું કરી શકશું. એક જ કામધેનુનાં વત્સો – એક જ ખાણમાંથી પેદા થયેલ હીરાકણીઓ! તમે ભાઈબહેન તરીકે એકબીજાને પ્રેમપૂર્વક ભેટો! અમે પણ એ જ ભારતમાતાના ઉદરમાં પાકયા છીએ; અમારી રગે રગે એ જ લોહી વહી રહ્યું છે. આપણે સૌ ભાઈબહેન છીએ; દરેક ક્ષણ આપણે માટે ભાઈબીજની ક્ષણ સમાન છે. આપણાં

*કારતક સુદ બીજ —(ભાષાં૦)

હૃદયોનો જ સુવર્ણથાળ બનાવીને તેમાં પ્રેમની જ્યોતિ આપણે પ્રગટાવીએ ! લક્ષ્મીબાઈ નાનાસાહેબનાં ઓવારણાં લેતી હોય એવા દિવ્ય પ્રસંગો – જે પ્રસંગો ઇતિહાસને અદ્‌ભુતરમ્ય કથાઓ કરતાં પણ વધારે અદ્‌ભુત રમણીયતા અર્પે છે – ઇતર દેશોના ઇતિહાસમાં ભાગ્યે જ સાંપડે છે. જનની ભારતમાતા ! જ્યાં સુધી ભાઈબહેનની :આવી જોડલી તારી કુખે પાકે છે ત્યાં સુધી તારે કલિકાળની પણ ભીતિનું કારણ નથી ! જ્યાં સુધી આવા દિવ્ય ભાઈબીજના પ્રસંગો અને તેથી ય વધારે ઉજ્જવળ એવી કીર્તિકથાઓ જીવતી છે ત્યાં સુધી તારા પ્રત્યે કરડી નજરે જોવાનું કોઈમાં સામર્થ્ય નથી એમ નક્કી 'જાણજે. અને કદાચને એવો હલકટ પ્રયત્ન કરવા કોઈ હિંમત કરશે તો ખાતરી રાખજે કે કાનપુરનો એ ભાઈ અને ઝાંસીની તેની એ બહેન, બંને જણાં યમદ્વીતિયા (ભાઈબીજ) નો મહાન્ ઉત્સવ ફરી ફરી ઊજવવા ઊતરી પડશે !)

નાનાસાહેબ અને મનુબાઈનાં પૂર્વ જીવનમાં જ તેમની ભાવિ મહત્તાનાં બીજો જોઈ શકાય છે. છેક બાળવયથી તેમની રગેરગમાં સ્વરાજ્ય વિષેનો પ્રેમ, સ્વાભિમાનનો ઉમદા ખ્યાલ અને પૂર્વજો પ્રત્યેનું સદ્‌–અભિમાન પૂરેપૂરું ઊતર્યું હતું. સ્વરાજ્યભૂમિનું જ્યારે પૂનાથી બ્રહ્માવર્તમાં સ્થળાંતર થયું ત્યારે નાનાસાહેબ, લક્ષ્મીબાઈ, રાવસાહેબ, તાત્યા ટોપે વગેરે સરખા નાના નાના રોપાઓ ત્યાં રહ્યાં કૂણાં કૂણાં લીલાં ફૂપળોરૂપે વિકાસ કરી રહ્યાં હતાં એમાંથી એક રોપાને ઉપાડીને તુરત જ ઝાંસીના ઉદ્યાનમાં રોપવામાં આવ્યો. ૧૮૪૨ માં ઝાંસીના ગંગાધરરાવ બાળાસાહેબ મહારાજ સાથે છબેલીનાં લગ્ન થયાં અને એ રીતે તે ઝાંસીની મહારાણી લક્ષ્મીબાઈ બની. ત્યાંના દરબારમાં તે બહુ જ લોકપ્રિય થઈ. એણે પોતાના પ્રજાજનોનો પ્રેમ અને ભક્તિ બંને કઈ રીતે

મેળવી લીધાં તે આ ઇતિહાસનાં હવે પછીનાં પાનાંઓમાંથી સહેજે જાણી શકાશે.

૧૮૫૧માં બીજો બાજીરાવ પેશ્વા મરણ પામ્યો. એના મૃત્યુ પાછળ આપણે એક પણ આંસુ સારવાની જરૂર નથી ! કેમકે ૧૮૧૮ માં પોતાનું રાજ્ય ખોયા પછી પેશ્વાકુળનો આ કુલાંગાર બીજા રાજાઓના રાજ્યોનો પણ વિનાશ કરવામાં મદદ કરતો પોતાના શેષ દિવસો વિતાવતો હતો. કંપની તરફથી મળતા આઠ લાખના પેન્શનમાંથી એણે પુષ્કળ પૈસો બચાવ્યો ખરો; પણ એ સઘળી બચત તેણે કંપનીની નોટો ખરીદવામાં જ રોકી ! આગળ જતાં વળી અફઘાનિસ્તાન સાથે જ્યારે અંગ્રેજોને વિગ્રહ મંડાયો, ત્યારે પોતાની પાસેની મૂડીમાંથી પચાસ લાખ રૂપિયા કંપનીને કરજે આપીને તેણે કંપનીને મદદ કરી. તે પછી થોડાં કાળે વળી અંગ્રેજોએ પંજાબના શીખરાજ્ય સાથે યુદ્ધ માંડ્યું. તે વેળા બધાએ એવી આશા બાંધી હતી—અંગ્રેજોના મનમાં તો એવી ભીતિ પણ હતી—કે બ્રહ્માવર્તનો આ મરાઠો શીખ મિસાલો સાથે મૈત્રી બાંધીને અંગ્રેજો વિરુદ્ધ લડવા નીકળશે. (કહેવાય છે કે જ્યારે આખો ય હિંદુસ્તાન ઔરંગઝેબની વિરુદ્ધ લડી રહ્યો હતો ત્યારે પંજાબમાં હાર પામવાથી ગુરુ ગોવિંદસિંહ મરાઠાઓની સીધી મદદ મેળવવા સારુ મહારાષ્ટ્રમાં આવ્યા હતા. આ વેળા (શીખવિગ્રહ વેળા) એવી ક્ષણ આવી લાગી હતી કે જ્યારે મરાઠાઓ ઉત્તર હિંદુસ્તાનમાં પહોંચી જઈ મદદ આપવાનું અધૂરું રહી ગયેલું એ વચન પૂરું કરી શક્યા હોત. પણ ખરે વખતે બાજીએ ભારે ગોટાળો કર્યો. એ જ બાજીરાવે—મહારાજ શિવાજીના પેશ્વાઓના એ કુલદીપકે (!)—પદરના પૈસા ખરચીને ઊલટાના અંગ્રેજોની મદદ અર્થે એક હજાર પાયદળ અને એક હજાર ઘોડેસ્વારો મોકલી આપ્યા ! ખુદ પોતાના શનિવાર

વાડા ( પેશ્વાનો રાજમહેલ )ના રક્ષણ અર્થે એની પાસે લશ્કર નહોતું, પરંતુ ગુરુ ગોવિંદસિંહની પવિત્ર ભૂમિ ભ્રષ્ટ કરવા અર્થે અંગ્રેજોને મદદ કરવા માટે એને સૈન્ય મળી શક્યું ! અભાગી દેશ ! મરાઠાઓ શીખનું રાજ છીતે અને શીખો મરાઠાઓની ભૂમિ પાદાક્રાંત કરી આપે – શા સારુ ? આ બંનેના મૃત અવશેષો પર અંગ્રેજો મોજ માણી શકે તે ખાતર ! આ દેશદ્રોહી બાજીરાવ ૧૮૫૭ પહેલાં મૃત્યુ પામ્યો એ માટે ખરેખર આપણે યમરાજના આભાર માનવા જોઈએ !)

(મરણ પહેલાં બાજીરાવે પોતાનું મૃત્યુપત્ર તૈયાર કરી રાખ્યું હતું. એમાં પોતાના દત્તકપુત્ર – નાનાસાહેબને વારસાના તેમ જ પેશ્વા તરીકેના સઘળા અધિકારો આપ્યાનું લખી રાખ્યું હતું. પરંતુ બાજીરાવના મૃત્યુના ખબર મળતાંવેંત અંગ્રેજ સરકારે જાહેર કર્યું કે આઠ લાખ રૂપિયાના પેન્શન ઉપર નાનાસાહેબનો જરા ય હક્ક પહોંચતો નથી. અંગ્રેજોના આ નિર્ણયથી નાનાસાહેબના મનમાં શી લાગણી થઈ હશે ? તેના દિલની ખળભળી ઊઠેલી લાગણીઓ અને વિચારોનું બળ એણે પાઠવેલ એક પત્રમાં બરાબર પ્રતિબિંબિત થયેલ છે. આ રહ્યા એ શબ્દો : "કંપનીએ પેશ્વા સરખા મોટા રાજકુટુંબ સાથે જે અતિ ઉછાંછળું વર્તન દાખવ્યું છે તે સંપૂર્ણપણે અન્યાયી છે. શ્રીમંત. બાજીરાવસાહેબે જ્યારે પોતાનું રાજસિંહાસન કંપનીને સ્વાધીન કર્યું ત્યારે એવું સ્પષ્ટ રીતે નક્કી થયું હતું કે એની કિંમત તરીકે કંપનીએ દર વર્ષે આઠ લાખ રૂપિયા પેશ્વાને આપવા. જો પેન્શનની રકમ આપવાનું કાયમ ચાલુ ન રહેવાનું હોય તો પેન્શનના બદલામાં આપેલું રાજ્ય તમારા હાથમાં કાયમ શી રીતે રહી શકે ? પ્રતિજ્ઞાપત્રને માત્ર

એક પક્ષે વળગી રહેવું ને બીજા પક્ષે જાણી બૂઝીને એને અવગણવું, એમાં કેવળ અન્યાય, અણઘટતાપણું અને મગરૂબી જ રહેલાં છે."[૨] દત્તકપુત્ર હોવાને કારણે પિતાના કોઈ પણ હક્ક ઉપર તેનો દાવો ચાલી ન શકે એવા અંગ્રેજોના કથનને એ પછીના પારીગ્રાફમાં ચોખ્ખો અને વ્યાજબી જવાબ આપીને હિંદુશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર, તેમ જ ન્યાયશાસ્ત્રમાંથી આધાર-પુરાવાઓ દ્વારા એમની દલીલને તોડી પાડી છે. એ પત્રમાં જ નાનાસાહેબ લખે છેઃ "પેન્શન બંધ કરવાનું કારણ આપતાં કંપની એવું બહાનું રજૂ કરે છે કે બીજા બાજીરાવે પોતાને મળતા પેન્શનમાંથી એટલી બધી રકમ બચાવી છે કે કૌટુંબિક ખર્ચ માટે એ રકમ પૂરતી થઈ રહે. પરંતુ કંપની એ વાત ભૂલી જાય છે કે જે પેન્શન અપાતું હતું તે તો બંને પક્ષે થયેલા સંધિપત્રની શરતો અનુસાર મળતું હતું. સંધિપત્રમાં એ રકમ કઈ રીતે અને ક્યાં વાપરવી એનો કોઈ ઠેકાણે કશો નિર્દેશ નથી! અને તેથી મારો એ સીધો સવાલ છે કે પેન્શનની રકમ કઈ રીતે વાપરવી એ પૂછવાનો હક કંપનીને છે ખરો? નહિ, કંપનીને એવું પૂછવાનો હક્ક જ નથી! ખુદ કંપની પોતાના નોકરોને તેઓ પેન્શનની રકમ કઈ રીતે અને કેટલી વાપરે છે, તે કદી પૂછી શકે છે ખરી? પરંતુ નવાઈની વાત એ જ છે કે જે સવાલ કંપની પોતાના નોકરોને પણ પૂછી શકતી નથી તે સવાલ એક રાજકુટુંબના વારસને પૂછીને થયેલ સંધિ (Treaty) નો ભંગ કરવાનું કંપની કોઈ નિમિત્તમાત્ર શોધી રહી છે." આ જાતનો ભરપૂર દલીલભર્યો પરંતુ સ્પષ્ટ નિવેદન સાથેનો

[૨] Nana's Claim against the East India Company.

પત્ર લઈ નાનાનો અત્યત વિશ્વાસુ એલચી ( Ambassador ) અઝીમુલ્લા ખાન ઇગ્લાડ પહોંચ્યો.)

(૧૮૫૭ ના ક્રાતિયુદ્ધમા નજર આવતી વ્યક્તિઓમા અઝીમુલ્લા ખાનનુ નામ ખાસ ધ્યાનમા રાખવા લાયક છે અસાધારણ બુદ્ધિ ચાતુરીવાળી અને મહાન્ અત કરણવાળી જે પ્રતાપી વ્યક્તિઓને સ્વાતત્ર્યસગ્રામની કલ્પના પ્રથમ સૂઝી, તેમા અઝીમુલ્લા ખાનનુ સ્થાન ઘણુ ઊચુ આવે એમ છે તેમ જ જે અનેક અવસ્થાઓ-માથી ક્રાતિ ધીરે ધીરે દઢમૂળ બનતી ગઈ એ અગેની યોજનાઓમા અઝીમુલ્લા ખાનની યોજનાઓ ખાસ ઉલ્લેખ કરવા યોગ્ય છે

અઝીમુલ્લા ખાન અત્યત ગરીબ કુટુબમા જન્મ્યો હતો કેવળ પોતાની લાયકાત અને આવડતને જોરે ધીરે ધીરે તે આગળ આવ્યો અને આખરે નાનાસાહેબનો વિશ્વાસુ રહસ્યમત્રી બની બેઠો બાળપણમા કુટુબની ગરીબાઈ એટલી બધી હતી કે તેને એક અગ્રેજ કુટુબમા બોય – વરનોકર તરીકે રહેવુ પડેલુ પરતુ એવી હલકી નોકરીમા રહ્યા છતા મહત્ત્વાકાક્ષાની પ્રબળ જ્યોત એના અત કરણમાં સદૈવ બળ્યા કરતી બબરચી તરીકેની નોકરીનો લાભ એણે અનેક પરદેશી ભાષાઓ શીખી લેવામા કરી લીધો. પરિણામે ટૂક મુદતમા તેને અગ્રેજી તેમ જ ફ્રેન્ચ એ બને ભાષાઓ અસ્ખલિત બોલતા આવડી ગઈ આ બને ભાષાનુ પૂરુ જ્ઞાન મેળવી લીધા પછી અઝીમુલ્લાએ ફિરંગીઓની નોકરી કરવાનુ છોડી દીધુ અને કાનપુરમા જઈ નિશાળમા ભણવાનો આરભ કર્યો પોતાની અગત અસાધારણ યોગ્યતાને બળે થોડા દહાડામા તે એ જ નિશાળમા શિક્ષક બની શક્યો કાનપુરની સરકારી નિશાળમા તે ભણાવતો હતો તે દરમિયાન એક પ્રખર વિદ્વાન તરીકેની તેની કીર્તિ નાનાસાહેબને કાને પહોચી,

ને ત્યાંથી એ બ્રહ્માવર્તના રાજમંડળમાં પ્રવેશ પામ્યો. પહેલી વાર તેણે આપેલી ડહાપણભરી સલાહ નાનાસાહેબને ગળે બરાબર ઊતરી, અને એ બદલ એમણે એનું અભિનંદન પણ કર્યું. અને ત્યારથી તેને પૂછ્યા વિના નાનાસાહેબ કોઈ પણ પગલું ભરતા નહિ! ૧૮૫૪માં નાનાએ એને પોતાના મુખ્ય એલચી તરીકે ઈંગ્લાંડ મોકલ્યો. એનો ચહેરો ઉમદા ઘાટનો હતો, તે સાથે તેની વાણી પણ મીઠી અને રણકારભરી હતી. અંગ્રેજ રીતરિવાજોની તેને ઉત્તમ માહિતી હોવાથી લંડનના સમાજમાં તે સારી રીતે લોકપ્રિય બન્યો. એની જબાનની મધુર મોહકતાને કારણે, તેમ જ મુસલમાની રુઆબભર્યા તેજસ્વી વ્યક્તિત્વને કારણે અનેક આંગ્લ યુવતીઓ તેની પાછળ ગાંડી થઈ, તેના પર મોહી પડી! તે વેળા લંડનનાં ક્રીડાઉદ્યાનોમાં તેમ જ બ્રાયટનની બીચ-રેતમાં હીરારત્નોથી વિભૂષિત આ હિંદી 'રાજા'ને નિહાળવાને લોકોનાં ટોળેટોળાં ઊભરાતાં. ઉચ્ચ અને પ્રતિષ્ઠિત અંગ્રેજ કુટુંબની કેટલીક બાનુઓ તો એની પાછળ એવી ગાંડી થઈ હતી કે અઝીમુલ્લા ખાન હિંદુસ્તાન પાછો ફર્યો તે પછી, પણ ઉત્કટ પ્રેમભાવથી નીતરતા પત્રો એને પાઠવ્યા કરતી. ભવિષ્યમાં જ્યારે હેવેલોકના લશ્કરે બ્રહ્માવર્ત છીની લીધું ત્યારે ત્યાંથી પોતાના 'પ્રિય અઝીમુલ્લા ખાન' ઉપર અંગ્રેજ સ્ત્રીઓના સ્વહસ્તે લખાયેલા અસલ કાગળો હેવેલોકને જોવા સાંપડ્યા હતા!

આમ અઝીમુલ્લા ખાન ઉપર જો કે આંગ્લ યુવતીઓ મોહી પડી હતી, તોપણ ઈસ્ટ ઇંડિયા કંપનીને તે ચળાવી શક્યો નહોતો–કંપનીએ પોતાની દુરાગ્રહી વૃત્તિ ત્યજી નહોતી! થોડા દહાડા તો તેને ઉડાઉ જવાબો આપી ચીડવ્યો, અને આખરે ઠગવેશો જવાબ સંભળાવી દીધો કે "દત્તકપુત્ર નાનાસાહેબનો બાજીરાવના પેન્શન

ઉપર કોઈ જાતનો હક્ક પહોંચતો નથી, એવો જે નિર્ણય ગવર્નર જનરલે કર્યો છે એ અમારી નજરે પણ સર્વાંશે યોગ્ય જવાબ જ છે.") આમ પોતાનો ઇંગ્લાંડ જવાનો મુખ્ય હેતુ જ માર્યો જવાથી પાછા ફરતી વેળા તેને 'કંઈક અંશે' દુઃખ થયું. 'કંઈક અંશે' એ શબ્દો હેતુ પુરસ્સર વપરાય છે તેનું કારણ એ છે કે એ સમય દરમિયાન એક નવી જ આશાનું કિરણ તેના દિલમાં ફૂટ્યું હતું. એ આશા ફળીભૂત થવામાં કોઈ પરદેશીની સહાય અથવા સંમતિની જરૂર નહોતી; એ આશા સફળ થવાનું કેવળ પોતાના દેશ અને દેશબાંધવો પર જ અવલંબતું હતું. સ્વજનોની સંમતિ હવે શી રીતે મેળવવી? સામ, દામ અને ભેદ એ ત્રણે જાતના ઉપાયો યોજાયા છતાં પોતાનું રાષ્ટ્ર સ્વતંત્ર થઈ શકતું નથી, તો કઈ દંડશક્તિ વાપરીને એ સ્વતંત્રતા પાછી મેળવવી એ વિચારતાં વિચારતાં તેના હૃદયમાં એક નવી જ આશા ઊગી, કોઈ નવું જ ચેતન સ્ફૂર્યું.

બરાબર એ જ સંજોગોમાં લંડનની ગીચ વસ્તીવાળા એક લત્તામાં એક બ્રાહ્મણ પણ ચિંતાતુર થઈ બેઠો હતો. અનેક આજીજીઓ, અરજીઓ અને પ્રાર્થનાઓ કર્યા છતાં જે વસ્તુ પોતાને પ્રાપ્ત થતી નહોતી, એ કઈ રીતે હસ્તગત કરવી એ જ વિચાર એના મનમાં પણ ઘોળાઈ રહ્યો હતો, અને અંતે દારુણ નિરાશામાંથી ઉદ્ભવતા વેરને વશ બની તે અનેક જાતની યોજનાઓ વિચારી રહ્યો હતો. એ બ્રાહ્મણ તે બીજો કોઈ નહિ પણ સાતારાનો રંગો બાપુજી પોતે! પેશ્વાનો વકીલ અઝીમુલ્લા આ રંગો બાપુજીને અનેક વાર મળતો રહેતો. એ બંને વચ્ચે ઘણી ખાનગી મસલતો પણ થયા કરતી. સ્વાતંત્ર્યપ્રાપ્તિની યોજનાઓ ઘડવામાં ગૂંથાયેલા છત્રપતિ મહારાજના તેમ જ છત્રપતિના મુખ્ય પ્રધાન પેશ્વાના આ બંને

પ્રતિનિધિઓને થોડો વખત એ યોજનાઓ ઘડતા છોડી દઈ આપણે હવે નાનાસાહેબની પ્રવૃત્તિ તરફ વળીએ.)

શ્રીમંત નાનાસાહેબ પેશ્વાનો સુસંગત આખો જીવનવૃત્તાંત જે દહાડે દુનિયા પાસે રજૂ થઈ શકશે તે ખરેખર ધન્ય દિવસ હશે! પણ એ દિવસ ઊગે ત્યાં સુધી તો નાનાસાહેબના જીવનના મુખ્ય મુખ્ય પ્રસંગો—જે તેના કટ્ટા શત્રુ અંગ્રેજ ઇતિહાસકારોએ જ લખી રાખ્યા છે તે—અહીં ટૂંકમાં માંડવા લગીરે અસ્થાને નહિ ગણાય. પ્રસંગાનુસાર આપણે હમણાં જ તેમની તરુણ વય સુધીનો જીવનવૃત્તાંત જાણી ચૂક્યા છીએ. (તેમનાં લગ્ન સાંગલીના મહારાજાના મામાની દીકરી જોડે થયાં હતાં. ૧૮૫૭ની મહાક્રાંતિનો કાર્યક્રમ ઉત્તર હિંદ માટે ઘડાયો તે વેળા નાનાસાહેબના આ સગાએ એ જ જાતની ક્રાંતિ મહારાષ્ટ્રમાં પણ ફાટી નીકળે તે અર્થે પટવર્ધન સંસ્થાનમાં પ્રચંડ તૈયારી કરી રાખી હતી. પોતાના પિતાના મૃત્યુ પછી 'નાના'એ બ્રહ્માવર્તમાં જ કાયમી રહેઠાણ ગોઠવી દીધું. એ શહેર મૂળે જ જાણે જોવાલાયક હતું, તેમાં નગરની પડખે થઈને જ વહેતી ભાગીરથીએ એની શોભામાં ઓર વધારો કર્યો હતો. નાનાના રાજમહેલમાંથી તો ભારે જોવાલાયક દૃશ્ય નજરે પડતું.) સામે પથરાઈ પડેલાં ભાગીરથીનાં પ્રશાંત નીર: કિનારે ફરવા નીકળી પડેલ સ્ત્રીપુરુષોનાં ટોળાંઓમાં ચાલી રહેલો આનંદકિલ્લોલ: સુંદર કોતરણી માટે પ્રખ્યાતિ પામેલાં દેવાલયોનાં આકાશે અડી જતાં અને કાંઠા પર ઠેરઠેર દૂર સુધી ચળકતાં સોનાનાં શિખરો: આખો દેખાવ ખરેખર અત્યંત રમણીય હતો. રાજમહેલના ગઢની અંદર આવેલા વિશાળ રસ્તાઓ, રસ્તા પર આવેલી મોટી મોટી દુકાનો, રાજકાજની મુખ્ય કચેરીઓ તેમ જ રાજદૂતો—એલચીઓનાં ભવનો, એ બધું જોતાં ત્યાં ચાલી રહેલા કામકાજના વિસ્તૃતપણાનો ખ્યાલ

આવતો હતો. રાજમહેલના વિશાળ સભામંડપો (દીવાનખાનાંઓ)માં ઊંચી જાતના ગાલીચાઓ બિછાવેલા હતા, તેમ જ બારણાંઓ પર અનેકવિધ રંગના અને કારીગરીના પડદાઓ લટકાવેલા હતા. ભારે કિંમતનાં તેમ જ ઉચ્ચ કલાભિરુચિને પોષક થાય તેવાં ખાસ પસંદ કરેલાં વાસણો, રત્નજડિત મીણબત્તીઓનાં ઝુમ્મરો, સુંદર શોભાયમાન મોટા આયનાઓ, 'શ્રેષ્ઠ દરજ્જાનું' હાથીદાંતનું કોતરકામ તથા રત્નજડિત નકશીકામ; કેટલી અને કઈ કઈ ચીજો ગણાવવી ? ટૂંકમાં હિંદી રાજમહેલમાં નજરે આવતાં સઘળાં વૈભવચિહ્નો અને વિલાસસામગ્રી ત્યાં એકત્ર મળ્યાં હતાં.[૩] શ્રીમંત નાનાસાહેબના ઘોડાઓ તેમ જ ઊંટોના સાજશણગાર રૂપાના બનાવેલા હતા. નાનાને ઘોડાઓ બહુ જ ગમતા; એમ કહેવાય છે કે અશ્વવિદ્યામાં લક્ષ્મીબાઈ અગર નાનાસાહેબને ટપી જાય એવો કોઈ આદમી તે વેળા હતો નહિ. એની અશ્વશાળામાં (તબેલામાં) ઊંચી ઓલાદ (Breed)નાં ખાસ પસંદ કરેલાં ઘોડાંઓ હતાં. જાનવરો પાળવાનો પણ તેને ભારે શોખ હતો, અને એણે સાચવેલા–સંગ્રહેલા શિકારી કૂતરાઓ, હરણાં અને ચીતળા જોવા તો દૂર દૂરથી ઘણા લોકો બ્રહ્માવર્ત સુધી આવતા હતા. પરંતુ એ ખાસ નોંધવા લાયક હકીકત છે કે આ બધા કરતાં તેને પોતાના સમૃદ્ધ શસ્ત્રાગાર વિષે ઘણું અભિમાન હતું. એ શસ્ત્રાગારમાં બધી જાતનાં અને વિવિધ રીતે ઉપયોગમાં લઈ શકાય એવાં શસ્ત્રો, ઊંચી જાતનાં પાણી પાયેલી પોલાદી તરવારો, લાંબે સુધી નિશાન લઈ શકાય એવી છેલ્લી ઢબની

---

[૩] ટોમસને લખેલું 'કાનપુર' પુસ્તક અવશ્ય જોઈ જવું જોઈએ. કાનપુરની કતલમાંથી બચી ગયેલા બે જણા પૈકી એક ટોમસન હોવાથી, એના લખાણને વધારે અગત્ય અપાય છે.

બંદૂકો અને મોટા વ્યાસની જાતજાતની અનેક તોપો સંગ્રહેલી હતી.

પોતાના ઉચ્ચ તેમ જ પરાક્રમશાળી કુળનું એને પૂરેપૂરું અભિમાન હતું. એ સદભિમાનને શોભે એવો જ દૃઢ નિશ્ચય એણે મનમાં કર્યો હતો કે કાં તો પોતાની એ વૈભવશાળી પરંપરાને અનુરૂપ સન્માનપૂર્વક જીવવું, અગર તો પાછળ કદી યાદગીરી રાખ્યા વિના જ જીવનનો અંત આણવો! અહીં એ ખાસ ધ્યાનમાં રાખવા જેવી બિના છે કે મુખ્ય દીવાનખાનામાં તુરત નજરે ચડે એવાં સ્થાનો પર મરાઠાઓના ઇતિહાસમાં ભૂષણરૂપ બનેલી શક્તિશાળી સમર્થ વ્યક્તિઓ – વીર પુરુષોનાં ચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં.[૪] એ વીર પુરુષો સાથે નાનાસાહેબ શી શી ગુફ્તેગો ચલાવતા હશે? છત્રપતિ શિવાજી મહારાજની છબી એને શો સંદેશો આપતી હશે? સામે દેખાતા પહેલા બાજીરાવ, પાણીપતના (સદાશિવરાવ) ભાઉ, જુવાન રાજકુંવરસમો વિશ્વાસરાવ, સદ્‌ગુણશાળી માધવરાવ, રાજકારણપટુ નાના ફડનવીસ : એ સઘળી વ્યક્તિની છબીઓ જોતાં એના દિલમાં કઈ કઈ જાતની ભાવનાની ઊર્મિઓ ઊછળતી હશે? આવી મહાન વિભૂતિઓ સાથે ગાઢ સંબંધ ધરાવતા એક મહાન કુળમાં પોતે અવતર્યો છે એ એક જ ભાવના નાનાના દિલમાં કેવા કેવા વિચારો પેદા કરવામાં કારણભૂત થતી હશે? પોતાના પૂર્વજો જે મહાન હિંદુ સામ્રાજ્યના મુખ્ય પ્રતિનિધિ – બલકે રાજકર્તાઓ હતા, તે સામ્રાજ્યના બદલામાં મળતું પેન્શન શત્રુઓ પાસે આજીજી અને અરજીઓ કરીને માગ્યા કરવામાં નાનાના દિલમાં ખરેખર ભારે માનહાનિ ને વિષાદ પેદા કરે તેવી ઘટના ભાસે એમાં જરા ય શંકા નથી. મહારાજ શિવાજીની ગૌરવપૂર્ણ સ્મૃતિઓ એના અંતરમાં સદૈવ

[૪] Charles Ball's '*Indian Mutiny*', Vol. I, page 304

જાગૃત રહ્યા કરતી હતી; એવા એ નાનાના દિલમાં શિવાજી મહારાજનાં મહાપરાક્રમોની વીરકથાઓ અવશ્ય વેર અને ક્રોધાગ્નિની જ્વાલાઓ સળગાવ્યા કરતી હોય એમાં શંકા નથી. 'सभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते' એ સંસ્કૃત ઉક્તિ અનુસાર નાના ભારે સ્વાભિમાનપૂર્ણ વ્યક્તિ હતી. એ ઉમદા રાજપુત્રની એ જ સંપત્તિ હતી—અને શૂરવીરને બીજું હોઈ પણ શું શકે? આ કારણે યુરોપિયન અધિકારીઓનાં આમંત્રણો સ્વીકારવાનો વિચાર એને રુચતો નહિ; એનું કારણ એ હતું કે પોતે પેશ્વા હતો, અને પેશ્વાના સન્માન અર્થે તોપો ફોડવાનો જે રિવાજ હતો તે પાળવાને કંપની કદી રાજી નહોતી. એનું શરીર સદા ય નિરોગી રહેતું; એની રહેણીકરણી છેક સાદાઈભરી હતી દુર્વ્યસનોનો એણે કદી પોતાને સ્પર્શ સરખો થવા દીધો નહોતો.[૫] નાનાસાહેબને અનેક વેળા બહુ નિકટથી નિહાળનાર એક અંગ્રેજે લખી રાખ્યું છે કે જ્યારે તેણે તેને પ્રથમ જોયો ત્યારે જોકે નાનાસાહેબની વય ૨૮ વર્ષની જ હતી છતાં એનો દેખાવ ૪૦ વર્ષની ઉમરના કોઈ ધીર ગંભીર પ્રૌઢ પુરુષ જેવો લાગતો. "એકંદરે એની શરીરયષ્ટિ સ્થૂળ કહેવાય. એનું મોં ગોળ હતું. એની આંખો વાઘની પેઠે ચકરચકર ફર્યા કરતી; એ દૃષ્ટિ અતિશય તેજસ્વી અને ભેદક હતી. એના શરીરનો રંગ સ્પેનિયર્ડ સરખો હતો, અને વાતચીતમાં વિનોદની છટા ચમકી રહેતી."[૬] દરબારમાં હમેશાં તે કિનખાબનો પોશાક પહેરીને જ જતો. પોતાના અતિ ઉદાર અને દયાળુ અંતઃકરણને લીધે એણે પ્રજાનો પ્રેમ મેળવ્યો હતો. પોતાની પ્રજા વિષેનો એનો પ્રેમ તો

[૫] "A quiet and unostentatious youngman not at all addicted to any extravagant habits." – Sir John Kaye.

[૬] Trevelyan's *Cawnpore*, pages 68 - 69.

સહજ સ્વાભાવિક હતો; પરંતુ જે અંગ્રેજોએ એનું સર્વસ્વ હરી લીધું હતું એ અંગ્રેજો સાથે પણ હંમેશાં તે ઉદારતાભર્યું વર્તન દાખવતો એ ખાસ નોંધવા જેવું છે! જો કોઈ પ્રણયી યુવાન અંગ્રેજ દંપતીને ચારઆઠ દહાડા સ્થાનફેર કરવાનું મન થઈ આવતું તો 'મહારાજ' નાનાસાહેબનો સઘળો નોકરપરિવાર એની આગતાસ્વાગતા અર્થે હાજર રહેતો. કાનપુરમાં રહેવાથી કંટાળેલા કેટલા ય 'સાહેબો' અને એમની 'મેમ સાહેબો' 'મહારાજ' નાનાસાહેબના નગરની મુલાકાતે આવતાં, અને બ્રહ્માવર્તથી પાછા ફરતી વેળા ઊંચી જાતની શાલો, કિંમતી મોતીઓ અને હીરામાણેક બક્ષિસરૂપે નાનાસાહેબ પાસેથી લઈ જતાં.[૭] આ સઘળા પરથી એ ચોખ્ખું દેખાઈ આવે છે કે વ્યક્તિગત વેર નાનાના આત્માને કદી સ્પર્શ્યું નહોતું. જે શત્રુ સામે રણમેદાનમાં અતિશય ક્રૂરતાથી લડીને એને હરાવવો હોય તેના પર પણ ઉપકાર કરીને તેની પ્રત્યે ઉદારતાથી સામાજિક સભ્યતાભર્યું વર્તન દાખવવું એવો અત્યંત ઉચ્ચ અને વીરોચિત શિરસ્તો હિંદના ઇતિહાસમાં અને મહાકાવ્યોમાં વારંવાર ગવાયો છે. રજપૂત વીરો પોતાના જાની દુશ્મનોની સાથે પણ કલ્પી ન શકાય એટલી ઉદારતાથી વર્ત્યા છે. એટલે એ અવશ્ય ધ્યાનમાં લેવું જોઈએ કે નાનાને પણ એ વેળા અંગ્રેજો સાથે સારી મૈત્રી હતી[૮] જ્યાં સુધી શ્રીમંત પેશ્વાના મહેલમાં મિજબાનીઓ

---

૭ Trevelyan's *Cawnpore*, pages 68 - 69.

૮ "Nothing could exceed the cordiality which he constantly displayed in his intercourse with our country-men. The persons in authority placed an implicit confidence in his friendliness and good faith, and the ensigns emphatically pronounced him a capital fellow."-Trevelyan's *Cawnpore*.

માણી શકાતી હતી ત્યાં સુધી અંગ્રેજ અધિકારીઓ તથા તેમની પત્નીઓ નાનાસાહેબના પ્રેમનાં વખાણ કરતાં ધરાતાં નહિ. પરંતુ એ જ નાનાસાહેબ જ્યારે સ્વરાજ્ય અને સ્વદેશ અર્થે હાથમાં પવિત્ર ખડ્ગલતા ધારણ કરી સામે થયા ત્યારે એના એ જ અંગ્રેજો એના પર અતિ હલકા અને અસભ્ય એવા અસંખ્ય આક્ષેપો મૂકતાં અચકાયા નહોતા.

શ્રીમંત નાનાસાહેબ વિદ્યાસંપન્ન તેમ જ શિષ્ટાચારને બરાબર જાણનારા હતા. રાજકારણ તેમ જ રાજકીય ઊથલપાથલોમાં તે ઊંડો રસ ધરાવતા ને કાળજીપૂર્વક બધું નિહાળ્યા કરતા. વારેવારે બદલાતી મોટા મોટા દેશોની રાજકીય હીલચાલોનો તેઓ ઝીણવટથી તપાસ કરી અભ્યાસ કર્યા કરતા; તે માટે તેઓ અંગ્રેજી છાપાંઓ બહુ કાળજીપૂર્વક વંચાવતા. રોજિંદાં છાપાંઓ વાંચવા તેમણે ટોડ નામના એક અંગ્રેજને (જે આગળ જતાં કાનપુરમાં માર્યો ગયો) ખાસ રોકયો હતો. તે કારણે ઇંગ્લાંડ અને હિંદુસ્તાનમાં થતા રાજકીય ફેરફારો તેઓ બહુ વિશદ રીતે સમજી – જાણી શકતા. અયોધ્યા પ્રાંત અંગ્રેજોએ ખાલસા કર્યા પછી જ્યારે એ અંગે ગરમાગરમ ચર્ચાઓ ચાલતી ત્યારે નાના પોતાનો સ્પષ્ટ મત જાહેર કરતા કે અંગ્રેજોએ પોતાના આ પગલાથી યુદ્ધને આહ્વાન આપ્યું છે.[૯]

આ બધી હકીકતો નાનાના શત્રુઓએ લખેલા ઇતિહાસમાંથી એકઠી કરવામાં આવેલી છે; અર્થાત્ આપણે એ બરાબર સમજી લેવું જોઈએ કે તેમના શત્રુઓએ તેમના જે ગુણો વર્ણવ્યા છે તે જરૂર તેમના સ્વભાવમાં ખાસ રીતે તરી આવતા હોવા જોઈએ. કેમકે નાના પ્રત્યેના વેરથી બળી રહેલા એ અંગ્રેજ ઇતિહાસકારોએ

[૯] Charles Balls' *Indian Mutiny*, Vol. I, page 304.

ખરેખર નિરુપાય થયા વિના તેના સદ્‌ગુણોની આવી પ્રશંસા સહેજે નં જ કરી હોય. (નાનાના સદ્‌ગુણોનાં તેમણે કરેલાં આ વખાણ અતિશય અગત્યનાં છે, કેમકે મહામહેનતે આટલા સત્યનો નિર્દેશ કર્યા પછી એ જ અંગ્રેજ ઇતિહાસકારો નાનાએ સ્વાતંત્ર્ય-સંગ્રામમાં ઝંપલાવતાં જ પોતાનાં લખાણોનું જાણે રાક્ષસી વેર લેતા હોય એમ તેમ તેના પર તૂટી પડ્યા ! અંગ્રેજોની ઝેરી કલમમાંથી નાનાને અંગે 'બદમાશ', 'ધાડપાડુ', 'સેતાન' વગેરે ઝેર વરસાવતાં વિશેષણો વાંચતી વેળા જાણે તેઓ કોઈ પિશાચી આનંદ માણી રહ્યા હોય એવો ભાસ થાય છે ! છતાં કદાચને આ બધાં વિશેષણો નાનાને લાગુ પડે એમ માની લઈએ તોપણ શ્રીમંત નાનાસાહેબ પોતાના સ્વદેશ અર્થે લડ્યા અને સ્વરાજ અર્થે જ એમણે શોણિતસ્નાન કર્યું એ એક જ હકીકત હિંદવાસીઓના હૈયામાં તેમની પ્રિય સ્મૃતિ સદૈવ જાગૃત રહેવા માટે પૂરતી છે.) આખી દુનિયાએ એ જાણી લેવું ખાસ જરૂરી હતું કે હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય ખૂંચવી લેવાનું જેઓ પાપકર્મ આચરે છે તેનું વેર આજ નહિ તો આવતી કાલે, વહેલું અગર મોડું, ભયંકર અને સર્વ-સંહારક રીતે વસૂલ થયા વિના રહેવાનું નથી. હિંદુસ્તાનના પુણ્યપ્રકોપની નાના મૂર્તિ હતો, સાક્ષાત્ નૃસિંહરૂપ હતો ! અને ખરેખર, આ એક જ હકીકત આપણા હૈયામાં નાનાના મહાન્ વ્યક્તિત્વને સદાય કોતરી રાખશે. અર્થાત્ ભવિષ્યમાં જ્યારે તેની વ્યક્તિગત ઉદારતા, તેનું ઉચ્ચ કુલાભિમાન, અને એ સઘળાથી ચડી જાય એવું દેશપ્રેમથી રસબસતું એનું વિશાલ હૃદય : એ સઘળાનું જ્યારે સાક્ષાત્કારપૂર્ણ સ્મરણ થઈ આવે છે ત્યારે એ ભવ્ય વ્યક્તિ પાસે પ્રેમ અને આદરપૂર્વક સહેજે આપણું મસ્તક નમી પડે છે. અને તત્ક્ષણે જ, જેનું બળ ભીમના સરખું છે, જેને માથે મુગટ શોભી

રહ્યો છે, જેની તેજદાર પ્રખર આંખો છંછેડાયેલ સ્વાભિમાનને લીધે લાલચોળ બની ગઈ છે, જેની કમર પર ત્રણ લાખ રૂપિયાના કિંમતી મ્યાનમાં ક્ષણે ક્ષણે બહાર નીકળી પડવા તલપી રહેલી નાગણી જેવી તલવાર લટકે છે, અને જેનું સર્વાંગ ક્રોધથી તેમ જ સ્વરાજ અને સ્વધર્મનું વેર વાળવાની તીવ્ર આકાંક્ષાથી અંગારા પેઠે સળગી રહ્યું છે, એવા એ નાનાની ભવ્ય અને આકર્ષક મૂર્તિ આપણી આંખ સામે ખડી થાય છે.

હૈયામાં ઊછળી રહેલી પરસ્પર વિરોધી દ્વંદ્વ ભાવનાઓ! તમે જરા થોભો. જુઓ, ત્યાં કેવો હાહાકાર મચી રહ્યો છે? આખરે નાનાને અંગ્રેજોએ એવો ઉદ્ધતાઈભર્યો ઉત્તર મોકલ્યો કે બાજીરાવના પેન્શન ઉપર તેનો કશો જ હક્ક નથી; એટલું જ નહિ, પરંતુ તેણે બ્રહ્માવર્તના પણ સઘળા વારસાહક્કો જતા કરવા જોઈએ! અને ઉપર જતાં કંપની શેખી તો એવી બતાવતી હતી કે આ સઘળું પોતે કાયદાનુસાર કરી રહી છે! એ શું ન્યાય છે? તો સમજી લ્યો કે હવે પછી આ ન્યાય છે કે અન્યાય છે એનો ચોક્કસ જવાબ આપવાની કંપનીએ મહેનત લેવાની કશી જરૂર નથી. હવે મોટા પાયા ઉપર સઘળી તૈયારીઓ પૂરી થઈ રહેવા આવી છે, અને આ પ્રશ્નનો નિકાલ કાનપુરની સમરભૂમિ પર જ છેવટનો થવાનો છે! એ સ્થળે જ મહારાષ્ટ્રના હૈયા પર ઘા કરવો તે ન્યાય છે કે અન્યાય એ આખો પ્રશ્ન ચર્ચાવાનો છે. માથા વિનાનાં કબંધો જ્યાં ત્યાં કપાઈ પડેલાં શરીરો, અને લોહીની વહેતી નદીઓ જ આ સવાલનો જવાબ આપવાની છે! કાનપુરના કૂવાની ભીંતે લપાઈ રહેલાં ગીધો જ આ સઘળી ચર્ચા સાંભળશે અને આ ન્યાય છે કે અન્યાય છે એ ચર્ચાત્મક પ્રશ્નનો છેવટનો જવાબ, ખરેખાત તેઓ જ આપશે!

(એવા એ અશ્રુતપૂર્વ સમારંભની મોટા પાયા પરની તૈયારીઓ નાનાના મહેલમાં સંપૂર્ણપણાને પહોંચી રહી હતી તે જ વેળા તેની બહેન છબેલી પણ નિરાંતે તો બેઠી જ નહોતી. તેની સામે, પણ ન્યાય કે અન્યાયનો આવો જ સવાલ ખડો થયો હતો. ૧૮૫૩માં પોતાના પતિના મૃત્યુ પછી જ્યારે તેણે પોતાના વહાલા દામોદરને દત્તક લીધો ત્યારે એ દત્તક લેવાના હક્કને ધુત્કારી કાઢી અંગ્રેજોએ ઝાંસીનું રાજ ખાલસા કર્યું. પણ એકાદ શબ્દથી કે એકાદ કાગળથી ગળી જવાય એવું એ ઝાંસીનું રાજ નહોતું! ત્યાં નાગપુરની રાણી બંકા નહિ પરંતુ નાનાની પરમ પ્રિય બહેન 'છબેલી'—રાણી લક્ષ્મીબાઈ રાજ્યની લગામ સંભાળી રહી હતી! તેણે એ હુકમને તણખલાની તોલે ફેંકી દીધો. અંગ્રેજોની હૃદયશૂન્ય અને નીચતાભરી ખધાઈ અને લુચ્ચાઈથી એના અભિમાની દિલમાં ઊંડે સુધી અપમાનિત થયેલી સ્વાભિમાન અને કુલીનતાની લાગણીનો આવેગ જોરથી ફાટી નીકળ્યો, અને એ તવમાં જ ઝાંસીની એ વીજળીએ હૃદય વિદારે એવો સખ્ત ઉત્તર પાઠવ્યો : "હું ઝાંસી છોડી દઉં? ના, નહિ જ છોડું! જેનામાં હિંમત હોય તે ભલે આવીને પડાવી જાય!" "मेरी झांसी दूंगी नहीं!"[10])

## પ્રકરણ ચોથું

### અયોધ્યા

(હિંદુસ્તાનમાં થઈ ગયેલા રાજકર્તાઓમાં, રાજકાજમાં ક્ષમ્ય ગણી

[10] Dalhousie's Administration. Vol. II.

સમય તે કરતાં વધારે પાર્પોના આચરનારાઓમાં ડેલહૌસીનો સમાવેશ કરતા અમને લેશ પણ સંકોચ થતો નથી ડેલહૌસી જેવા અધિકારીઓ ખરું જોતા તો એમની માલેક જુલમગાર સત્તાઓના કેવળ હાથપગ સમા હોય છે ઈંગ્લાંડમાં વસતા ઉચ્ચ અધિકારીઓના હુકમો ઊઠાવનારા ભારવાહી (જનાવરો) તરીકેનુ જ એમનુ કામ ! અર્થાત્ હિંદુસ્તાનમા બનેલા જુલમી દુષ્ટ કૃત્યોની મધળી જવાબદારી એને શિરે ઓઢાડવામા ખરેખર આપણે એને અન્યાય કરીશુ જે સ્થાને એ નિયુક્ત થયો હતો તે સ્થાનના અને ત્યાંની પરિસ્થિતિના એક અનન્ય સેવક—ગુલામ તરીકે જ ડેલહૌસી ફરજ બજાવી રહ્યો હતો અર્થાત્ એના નરસા કૃત્યોના મોટા ભાગની જવાબદારી, જેમણે એવી પરિસ્થિતિ ઊભી કરી હતી તેમના પર જ આવે છે કંપનીના અમલના સઘળા ધોરણો ઈંગ્લાંડમાં રહેતા ઉપરી અધિકારીઓ તરફથી જ ઘડાતા હતા, અહીં તો માત્ર તેનો અમલ કરવાનુ જ રહેતુ આમ જેમને ઈંગ્લાંડના હુકમો માથે ચડાવીને જ વર્તવુ પડતું એ સઘળાઓમા, ડેલહૌસી જેટલી પ્રામાણિક સેવા બીજા કોઈએ બજાવી હોય એમ લાગતુ નથી ડેલહૌસીના ઇંગ્લાંડના માલિકો તેમ જ હિંદુસ્તાનમા રહેતા તેના મદદનીશ સહકાર્યકર્તાઓએ સરજેલી પરિસ્થિતિમાથી પેદા થયેલા જે દુષ્ટ કૃત્યો હતા તે માટે સર્વાંશે ડેલહૌસીને દોષપાત્ર માનવો યોગ્ય ન જ ગણાય હા, એટલુ કબૂલ કરવુ જોઈએ કે સો વર્ષો પૂર્વે એના પૂર્વાધિકારીઓએ મહામહેનતે વાવેલા બીજે—રાજકીય લૂંટફાટ અને ધાડનો પરિપાક થવાની ઋતુ ડેલહૌસીની સત્તાને કાળે આવી લાગી હતી ! પરંતુ એ અન્યાયી સત્તાના વારસાની પરંપરાનુ જો એને પીઠબળ ન હોત તો ડેલહૌસી પોતે કેટલાક રાજ્યો ખાલસા કરી શકત ? એના પુરોગામીઓની અનેક પેઢીઓએ હળવે હળવે જુદા જુદા રાજ્યોના

પાયા ખોતરીને પોલા કરી રાખ્યા હતા, અને એ રીતે એને માટે રસ્તો તૈયાર કરી દીધો હતો. અને એથી જ તો કલમના એક ગોદા માત્રથી એ રાજ્યો પૈકી કેટલાંક રાજ્યો અંગ્રેજી સત્તા સાથે ભેળવી દેવાયાં.)

૧૭૬૪માં સૌથી પ્રથમ અયોધ્યાના નવાબ અને અંગ્રેજોનો સંબંધ શરૂ થયો. ત્યારથી માંડીને કંપની સરકારનું ભલું ઇચ્છનારા તેના નોકરો અયોધ્યાનો આ ફળદ્રુપ પ્રદેશ ગળી જવાનો ધીમે ધીમે પ્રયત્ન કરી રહ્યા હતા. (અયોધ્યાના નવાબે પોતાના 'સંરક્ષણ' અર્થે પોતાને ખર્ચે અંગ્રેજી લશ્કર રાખવું જોઈએ એવું એના પર દબાણ લાવી, અંગ્રેજોએ પોતાના લશ્કરના વાર્ષિક પગાર તરીકે તેની પાસેથી સોળ લાખ રૂપિયા પડાવ્યા. આ રીતે લાદવામાં આવેલા 'સંરક્ષણ'ને કારણે અને ઐચ્છિક સખતાઈને પરિણામે નવાબનો ખજાનો ખાલી થયો.) સિવાય તે પછી પણ અંગ્રેજોએ તેને એમ સૂચવ્યું કે — ખરું જોતાં એ હુકમ જ હતો — જો તેણે પોતાની સત્તા અને રાજ્ય ટકાવી રાખવાં હોય તો સાચો રસ્તો એ છે કે તેણે નભાવેલા ખાનગી લશ્કરને વિખેરી નાખી તેને સ્થાને અંગ્રેજી પલટનો રાખવી.) રાજની જે તિજોરીમાથી પેલા 'સંરક્ષક' સૈન્યનો પગાર ચૂકવવાની પણ જ્યાં મુશ્કેલી હતી, ત્યાં વળી આ 'જોહુકમીથી રખાવેલા' લશ્કરના પગારની રકમ બચાવી બંને પાસાં સરખાં કરવાં સર્વ રીતે અશક્ય છે એ બિના અંગ્રેજો પણ બરાબર જાણતા હતા. અને ખરેખર, આ હકીકતની જાણ હોવાને લીધે જ તેમણે નવાબ પર આ માગણી સ્વીકારવાનું દબાણ કર્યું. અને આખરે (પોતાની મરજી વિરુદ્ધ!) કંપનીને એ જાણી લેવું પડ્યું કે તિજોરીમાં ભલે પૈસો સિલિક ન હોય, પણ

રાજ્યનો મુલક કયા નથી ? પછી શી હરકત છે ? (કેવળ નવાબનું કલ્યાણ કરવાની એક માત્ર ચિંતાથી પ્રેરાઈને કંપનીએ નવાબનો વાર્ષિક બે કરોડની ઉપજનો પ્રદેશ કાયમને માટે પોતાના તાબામાં લીધો, અને ભખતાઈથી અંગ્રેજ સિપાઈઓની બનેલી પલટનો તેની નોકરીમાં દાખલ કરી. એ પ્રદેશ તે રોહિલખંડ અને દોઆબ પ્રાંત હતો)

અયોધ્યાના આ પ્રદેશો ,આ રીતે પડાવી લીધા પછી અંગ્રેજોએ નવાબ સાથે એવી સંધિ કરી કે હવે નવાબે એ બધા પ્રદેશો ઉપરના પોતાના સર્વ માલેકી હક્કોનો ત્યાગ કર્યો છે તો હવે નવાબ પાસે રહેલો બાકીનો મુલક તેની પાસે વંશપરંપરાગત રહે આ સંધિપત્રમાં એક શરત એવી હતી કે નવાબે પોતાની પ્રજા ઉપર કદી પણ જુલમ કરવો નહિ આ સંધિ ઈ સ ૧૮૦૧માં થઈ ત્યાર પછી જ્યારે જ્યારે જરૂર જણાઈ ત્યારે દરેક વેળા કરોડો રૂપિયા કંપનીએ નવાબ પાસેથી કઢાવ્યા અયોધ્યાના આખા રાજ્યનું ભાવિ હવે કંપનીના સેનાપતિઓના હાથમાં આવ્યું ! કંપનીને આપેલી રકમ તેમ જ ભેટની ભારે રકમો – જે સખ્તાઈપૂર્વક જ કંપનીએ વસૂલ કરી હતી ! – ને કારણે નવાબનો ખજાનો સાવ ખાલી થઈ ગયો, પરિણામે સ્વતંત્ર રીતે પોતાના રાજ્યનો કારોબાર ચલાવવાનું અગર તો કોઈ તરેહની આંતર સુધારણાઓ કરવાનું તેને માટે અશક્ય થઈ પડ્યું છતાં 'સર્વભૂતહિતે રત ' એવી કંપનીએ તેના પર સતત એવું દબાણ કરવા માંડ્યું કે તેણે પોતાની પ્રજાને સુખી અને સંતુષ્ટ રાખવા સારુ રાજ્યવ્યવસ્થામાં અવશ્ય કશો ફેરફાર કરવો જોઈએ પણ નવાબથી એ બની શકે તેવું હતું ક્યાં ? રાજ્યની ઉપજ વધારવા અર્થે તેણે કરેલા દરેક

પ્રયત્નમાં કંપનીએ દરેક ઠેકાણે અંતરાયો આણ્યા. રાજ્યના જે જૂના કાયદાઓને લીધે લોકો સુખશાંતિથી રહેતા હતા તે બધા રાજવસૂલાતના કાયદાઓ ફેરવીને કંપનીએ નવા દાખલ કર્યા. આ નવા કરેલા કાયદાઓને લીધે લોકો એટલા તો હેરાન પરેશાન બની ગયા કે કંપનીને પોતાની ભૂલ કબૂલ કરવી પડી, અને દસ વર્ષને અંતે તેણે એનો જાહેર એકરાર પણ કર્યો આ રીતે કશી સત્તા ન હોવા છતાં કંપનીએ નવાબના આંતર્ રાજવહીવટમાં દખલ આરંભી; બીજી બાજુથી વળી એણે એવું પ્રતિપાદન કરવા માંડ્યું કે નવાબની પ્રજાએ કશી ગરબડ કરવી નહિ કે વાંધાઓ કાઢવા નહિ. આ પહેલા પગલાને પરિણામે કંપનીની અમર્યાદ માગણીઓ પૂરી પાડતાં પાડતાં નવાબની તિજોરીનું તળિયું દેખાયું. છતાં કંપનીની વધતી જતી માગણીઓને પહોંચી વળવા સારુ જ્યારે (જે માગણીઓ પૂરી પાડ્યા વિના છૂટકો જ નહોતો) નવાબે પ્રજા પર કરનો બોજો વધાર્યો, ત્યારે એ બહાના તળે કંપનીએ તેને માથે 'ખરાબ રાજવહીવટ'નો દોષારોપ ચડાવ્યો! એ ખરું છે કે પ્રજામાં એ નવા કરોથી ભારે અસંતોષ પેદા થયો હતો. આ રીતે અંગ્રેજોએ નવાબની રાજસત્તાને પાંગળી કરી મૂકી. ને છતાં એ વેળા કોઈ અનુકૂળ સંજોગો જોઈને અન્યાય સામે લડી લઈ રાજકીય સુધારાઓ પ્રાપ્ત કરવા અર્થે લોકો સંપીને સામા થયા હોત તોપણ સમગ્ર દેશની એ એકસંપીલી માગણી તોડી પાડવા સારુ 'સહાયક' (subsidised) લશ્કરના અંગ્રેજી બેયોનેટ અને તલવારો સદા ય સજેલી જ હતી! અને એ બધું છતાં કંપનીએ છેવટ સુધી એવો આગ્રહ તો ધરાવ્યા જ કર્યો કે પ્રજાનો કોઈ જાતનો વાંધો રાજ્ય સામે લેશ પણ હોવો ન જોઈએ! સાચી હકીકત એ હતી કે રાજવહીવટમાં જો સાચેસાચા અને પરિણામકારક સુધારાઓ દાખલ

કરવા જ હતા—અગર તો લૉર્ડને ખરેખાત સુખી કરવાની જ ઇચ્છા હતી તો સૌથી પહેલું પગલું એ ભરવાની જરૂર હતી કે અયોધ્યામાં ગયેલા અંગ્રેજ રેસીડેન્ટને પાછો બોલાવી લઈને નવાબને પોતાના રાજ્યનો આંતર વહીવટ પૂરેપૂરી સ્વતંત્રતા સાથે ચલાવવાની છૂટ આપવી પણ એ પગલું ન ભરવાને કારણે પ્રજામાં વ્યાપેલા અસંતોષનો સઘળો દોષ ખરું જોતાં કંપનીને માથે જ આવે છે[1] લૉર્ડ હેસ્ટિંગ્ઝે પોતે આ જાતનો સ્પષ્ટ પુરાવો આપેલો છે. અને છતાં કંપનીએ નવાબને એવી ધમકી આપી કે જો તે પોતાની પ્રજાને સુખકર થાય એવો રાજવહીવટ નહિ ચલાવે તો ૧૮૦૧માં થયેલ સંધિનો તેણે ભંગ કર્યો છે એમ કંપની માની લેશે.

અને આખેસાચ ૧૮૦૧માં થયેલ સંધિ રદ થઈ, અને ૧૮૩૭માં નવાબને ફરી નવી સંધિ કંપની સાથે કરવી પડી આ સંધિ અનુસાર જોકે નવાબની સત્તા તળે જ સુરંગ ચંપાઈ હતી તોપણ ૧૮૦૧માં થયેલી કપટભરી સંધિમાંથી પોતાની જાતને મુક્ત કરવા સારુ જ નવાબે આ નવા સંધિપત્ર પર સહી કરી આપી ૧૮૪૭માં વાજીદઅલીશાહ ગાદીએ બેઠો આ નવા નવાબે પહેલેથી જ નક્કી કર્યું હતું કે પોતાના સ્વરાજના પ્રાણ ભરખી જનારી આ ઝેરી ગોરી જીવાતનો સમૂળગો નાશ કરવો। એ હેતુસર જ રાજ્યના જીવિતસમા પોતાના લશ્કરમાં તેણે ઝડપભેર સુધારા કરવા માંડ્યા. આ જુવાન નવાબે સિપાઈઓની શિસ્તને માટે બીજા નવા નિયમો દાખલ કર્યા, અને કોઈ કોઈ વાર તો જાતે હાજર રહીને પણ લશ્કરી કવાયત તપાસવાનું તેણે ચાલુ કર્યું. રોજ સવારમાં દરેક પલટનને નવાબ સમક્ષ કવાયત કરવી પડતી. એ વેળા

[1] Charles Ball's *Indian Mutiny*, Vol. I. page 152.

નવાબ જાતે મુખ્ય સેનાપતિનો ગણવેશ પહેરી ત્યાં હાજર રહેતો. તેણે એવો સખત હુકમ કાઢયો હતો કે જે લશ્કરી ટુકડીને કવાયતના મેદાન પર આવતાં મોડું થશે, એ ટુકડીએ દંડ તરીકે રૂ. ૨૦૦૦] આપવા પડશે; પોતાની બાબતમાં પણ કશી કસુર થયાનું કે વિલંબ થયાનું દેખાય તો એ નિયમ ખુદ નવાબ પોતે પણ પાળે એવું નક્કી થયું હતું.[૨]

નવાબ આ રીતે પોતાનું બળ વધારતો હતો એ કંપનીને તો ગમે જ ક્યાંથી ? પરિણામે બહુ ટૂંક વખતમાં જ અંગ્રેજ રેસીડન્ટે નવાબના સઘળા લશ્કરી કાર્યક્રમો તેની પાસે બંધ કરાવી દીધા. સાથે સાથે તેણે નવાબને એવી સૂચના પણ સંભળાવી દીધી કે જો નવાબ પોતાનું ખાનગી લશ્કર વધારશે તો કંપની પણ પોતાનું 'સહાયક' સૈન્ય ( subsidiary force ) વધારવાને સ્વતંત્ર રહેશે; એટલું જ નહિ, પરંતુ વધારેલા એવા લશ્કરના નિભાવ સારુ જોઈતી રકમ દરેક વર્ષે નવાબે વધારાની રકમ તરીકે ભરવી પડશે ! એ સ્વાભિમાની નવાબ આથી ખૂબ બળી ઊઠયો, પરંતુ તેણે વિચારેલી લશ્કરની સુધારણાની આખી યોજના એને જતી કરવી પડી; છાનામાના બેસી રહ્યા વિના તેને માટે બીજો માર્ગ નહોતો. અને છતાં પણ 'પરહિતરત' કંપનીએ પોતાનો એ કક્કો તો ઘૂંટયા જ કર્યો કે નવાબે પોતાનો રાજકારભાર લોકો વધારે સુખી થાય એ જાતનો ગોઠવવામાં સદૈવ પ્રયત્નશીલ રહેવું જોઈએ !)

(પરંતુ હવે તો પોતાનો રાજવહીવટ પ્રજાને સુખી કેવી રીતે કરી શકે તેનો વિચાર કરવાપણું પણ નવાબને રહ્યું નહિ. કેમકે હિંદુસ્તાનનાં સઘળાં સ્વતંત્ર રાજ્યોનો વહીવટ ઉત્તમમાં ઉત્તમ રીતે

૨ *Native Narratives of the Mutiny*, by Metcalfe, pages 32-33.

કરવાની જવાબદારી પોતે ઉપાડી લઈને તથા તુરત લોકકલ્યાણનું ધ્યેય દૃષ્ટિમાં રાખીને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના પ્રતિનિધિ તરીકે ડેલહૌસી હિંદમાં આવી પહોંચ્યો હતો. તેણે પોતાની રાજકારણકુશળ તીવ્ર બુદ્ધિથી તુરત પિછાની લીધું કે ૧૮૩૭માં થયેલી સંધિ ખરું જોતાં કંપનીએ કરેલી એક જબરી ભૂલ હતી, કેમકે જૂની સંધિમાં અયોધ્યાનું રાજ્ય ખાલસા કરવાની જે માનભરી ઉત્તમ તક મળની હતી, તે એ રદ્દ કરવાથી જતી રહી હતી. ૧૮૦૧ની સંધિમાં મૂકાયેલી શરત 'નવાબે પોતાની પ્રજા સુખી થાય એવો રાજવહીવટ ચલાવવો જોઈએ' એ, મરજી પડે ત્યારે અયોધ્યા હોઈયાં કરી જવામાં સરસ રીતે ખપ લાગે તેવી અને છતાં વાંધો ન લઈ શકાય એવું કારણ (Argument) રજૂ કરી શકાય તેવી હતી. ત્યારે હવે ૧૮૩૭ની બની ગયેલી આ ગંભીર ભૂલ શી રીતે સુધારવી? અગર તો નવાબને શું સાફ સંભળાવી દેવું કે સંધિ હજુ થઈ જ નથી? અને સાથેસાથ, એ ધોરણે જ કોઈ પણ જાતના વાંધા વચકાઓ શોધ્યા સિવાય નવાબને સાફ સાફ સંભળાવી દેવાયું કે '૧૮૩૭ની સંધિ સરખી કોઈ સંધિ હજુ થઈ જ નથી!' પણ ૧૮૩૭ પછી બહુ ટૂંકે મુદતમાં એ સ્પષ્ટ થયું કે આ સંધિની અંગ્રેજોને પૂરેપૂરી જાણ હતી. એટલુંજ નહિ, પરંતુ ૧૮૪૭માં લોર્ડ હાર્ડિંગ્ટને એવું ચોખ્ખું જાહેર પણ કર્યું હતું કે આ સંધિ થઈ જ હતી. કર્નલ સ્લીમાને આગળ જતાં ૧૮૫૧માં આ સંધિ થયાનું પ્રતિજ્ઞાપૂર્વક કબૂલ કર્યું હતું. એટલું જ નહિ પરંતુ ૧૮૫૩માં તો કેવળ એનો નિર્દેશ જ નહિ, પણ ખુદ એ સંધિપત્ર જ કંપનીના એ સાલના દફતરમાં બીજા સંધિપત્રો સાથે જોડેલો જણાયો હતો.[3] અને છતાં અંગ્રેજોએ એવી કોઈ સંધિ થયાની ચોખ્ખી ના

[3] Dalhousie's Administration, Vol II. p. 367.

સુણાવી, અને એ રીતે વાજીદઅલીશાહને જણાવી દેવાયું કે જો નવાબ પોતાની પ્રજા સુખી થાય એવો કારોબાર કરી શકે તેમ ન હોય તો રાજ્ય - ચલાવવાની સઘળી જોખમદારી જાતે ઉપાડી લેવાનો કંપનીને વિચાર કરવો પડશે!) .

પણ એ હકીકત વીસરી જવી ન જોઈએ કે આ સઘળા અગત્યના સવાલોનો નિકાલ ડેલહૌસી હિંદુસ્તાનને કિનારે ઊતરે તે પહેલાં જ કરવામાં આવ્યો હતો. એના સઘળા પૂરોગામીઓએ પાપી હેતુઓથી પ્રેરાઈ એ પ્રદેશ હોઇયાં કરી જવાનો રસ્તો એને માટે સાફ કરી રાખ્યો હતો; એટલું જ નહિ, એમના એ સઘળા કુટિલ પ્રયત્નો લગભગ સફળતા પામી ચૂક્યા હતા. ડેલહૌસી માટે તો એ કુટિલ રાજનીતિનો હવે છેવટનો ફટકો મારવાનું જ કામ બાકી રહ્યું હતું; અને ડેલહૌસીનું ધ્યાન પણ હાલ તુરત તેમાં જ પરોવાયું હતું (જે રીતે ચડાઈ કરીને લશ્કરી મદદ વડે પંજાબ અને બ્રહ્મદેશ ખાલસા કરવામાં આવ્યા હતા, તે રીતે અયોધ્યા પણ જીતી લેવાનો સવાલ તો વિચારવાનો હતો જ નહિ કેમકે ફિતુરી કરી અંગ્રેજોના પક્ષમાં ભળી જનારી કોઈ વ્યક્તિ ત્યાં હતી નહિ) મિત્ર તરીકે નવાબ પોતાને મદદ કરતો નથી એવો દોષારોપ પણ અશક્ય હતો, કેમકે નવાબ અનેક વેળા અંગ્રેજોને મદદ આપી ચૂક્યો હતો. સિવાય પોતે ખૂબ ઘસારો સહીને પણ તેણે અંગ્રેજોને પૈસાની મદદ ક્યાં ઓછી કરી હતી? રોકડ ઉપરાંત પણ અંગ્રેજોએ આદરેલી અનેક ચડાઈઓમાં મુશ્કેલીને વખતે અનાજ અને ઈતર જાતજાતની સામગ્રી તેણે પૂરી પાડી હતી.

વળી, નાગપુરની પેઠે નવાબની પાછળ કોઈ સીધો વારસ નથી એવું બહાનું પણ બતાવવાનો અવકાશ હતો નહિ; નવાબની ઔરસ

સંતતિથી આખો રાજમહેલ ભરેલો હતો. ઝાંસીની પેઠે અયોધ્યાના સવાલમાં દત્તકનો પ્રશ્ન પણ નહોતો કેમકે હાલનો નવાબ પોતે માજી નવાબનો – રાજા અને પ્રજા સહુએ કબૂલ રાખેલો – ઔરસ પુત્ર હતો, અને માજી નવાબ પછી એ જ ગાદી પર બેઠો હતો. ટૂંકમાં અનેક રાજાઓને જે જુદાં જુદાં નિમિત્તોથી પોતાનાં રાજ્યો ગુમાવવાં પડ્યાં હતાં, એમાંનું એકે ય બહાનું અયોધ્યાના નવાબની બાબતમાં આગળ ધરી શકાય તેમ નહોતું. પણ નવાબે ઉપર ગણાવ્યા ગુનાઓ પૈકી એકે ય ભલે ન કર્યો હોય, તોપણ એ અક્કલહીન નવાબે અંગ્રેજોનો એક બીજો અક્ષમ્ય અપરાધ કર્યો હતો ! અયોધ્યા સરખી હરેક બાબતમાં 'સંપન્ન અને 'सुजलां सुफलां भूमि' – અનેક પાકોથી લચી રહેનારી કાચા સોના જેવી ભૂમિના માલેક હોવું, એના કરતાં વધારે ભયંકર અપરાધ બીજો કયો હોઈ શકે ? ઈંગ્લાંડની સરકારી નોંધપોથી (Blue – Book) ની રુક્ષ ભાષા પણ આ સુંદર અને ફળદ્રુપ જમીનનું વર્ણન કરતી વેળા કેવાં કાવ્યમય વર્ણનો લખવામાં ઊતરી પડે છે તે જાણવા જેવું છે.

સરકારી નોંધપોથી બોલે છે : "સર્વશ્રેષ્ઠ જમીનમાં ખૂબ ઊંચા વધેલા વાંસનાં જંગલોથી અને આંબાઓની ગાઢ છાયા વડે શીતલ બનેલો તથા લીલાંછમ હરિયાળાં ખેતરોથી લચી રહેલો શસ્યશામલ આ પ્રદેશ ખરેખર ભારે વૈભવશાળી અને મનોહર છે. આંબલીની ઘેરી ઘટ્ટ છાયા વડે, નારંગીનાં ફૂલોની સુવાસ વડે, અંજીરની ચિત્તાકર્ષક રંગરાજિથી અને પુષ્પપરાગના સર્વ સ્થળે પ્રસરી રહેલા મધુર સુગંધને લીધે કુદરતી રીતે જ શોભીવંતા આ પ્રદેશના વૈભવમાં ઉમેરો થાય છે."

અને એથી જ તો આવા મૂલ્યવાન પ્રદેશ ઉપર માલેકી ભોગવવાના અપરાધ સારુ નવાબને પદચ્યુત કરવામાં કોઈ શક

અંગ્રેજને પાછું વાળી જોવાનું કારણ હતું નહિ. એ સત્ય ડેલહૌસી બરાબર પિછાનતો હતો; (અને આખરે ૧૮૫૬માં અયોધ્યા ખાલસા કરવાનો હુકમ છૂટયો ! એ સારુ કર્યું કારણ આગળ ધરવામાં આવ્યું હતું જાણો છો ? નવાબ પોતાનો રાજવહીવટ સુધારવા તૈયાર નથી !)

પ્રજાનો અસંતોષ અને ખરાબ રાજકારભાર એ બે જ કારણો (નવાબને દૂર કરવા માટે) અંગ્રેજોને મન પૂરતાં ગણાતાં હોય તો હિંદુસ્તાન પર ચલાવાતા ફક્ત એક દિવસના વહીવટનો પણ તેઓ કોઈ રીતે બચાવ કરી શકે તેમ નથી. ચીનાઓમાં અફીણનું વ્યસન ચાલે છે; અફગાનિસ્તાનમાં એકહથ્થુ સત્તા જાહેર રીતે અમલમાં છે; એટલું જ નહિ, પરંતુ રશિયામાં તો અંગ્રેજોની આંખ તળે જુલમ અને લૂંટફાટનો તો કોઈ શુમાર રહ્યો નથી. આમ છતાં ચીનના સમ્રાટને, અફગાનિસ્તાનના અમીરને અગર તો રશિયાના ઝારને તેમના તખ્ત પરથી ઉઠાડી મૂકી તેમનાં રાજ્યો ખાલસા કરવાની હિંમત ઈંગ્લાંડ કરી શકશે ખરું ? પાડોશી પોતાના ઘરમાં વ્યવસ્થિતપણે રહેતો ન હોય તેથી તેના હાથપગ બાંધીને, મોંમાં ડૂચો મારી એના ઘરનો કબજો લેવાનો હક્ક તમે શી રીતે બતાવી શકો ? ૧૮૦૧ ની સંધિ મુજબ કોઈ પણ પરિસ્થિતિમાં અયોધ્યાનું રાજ્ય ખાલસા કરવાનો કંપનીને જરાય હક્ક નહોતો. અને જે ખરાબ રાજકારભારને નામે કંપનીએ આભપાતાળ એક કર્યાં હતાં, એ કારભાર ઊભો કરવામાં કંપનીના જ નોકરો શું જવાબદાર નહોતા ! (ડેલહૌસીનું જીવન અને તેના વહીવટનો ઇતિહાસલેખક મિ. આર્નોલ્ડ એવું ભારપૂર્વક જણાવે છે કે અયોધ્યાના નવાબના આ સિવાય બીજા પણ અનેક અપરાધો હતા ! તે પોતાના નોકરોને – સ્ત્રીપુરુષ બન્ને જાતિના નોકરોને – શાલદુશાલા ઇનામમાં આપતો હતો ! વળી તારીખ ૧૧ મેના રોજ એણે મોટા

પાયા પર દારૂખાનું ફોડાવ્યું હતું; એટલું જ નહિ પણ એક દહાડો સવારે તેણે શાહબેગમ અને તાજબેગમને મિજબાની આપી હતી! ખરેખર, આના કરતાં વધારે ભયંકર બીજા કયા અપરાધો નવાબ કરી શકે તેમ હતો? અંગ્રેજો નવાબનાં આ સઘળાં દુષ્કૃત્યો (?) દવાના ડોઝ પીધા સરખું કટાણું મોં કરી ચૂપચાપ સહી લેતા હતા, અને છતાં તેને ગાદી પરથી ઉઠાડી મૂકતા નહોતા. એ ખાતર અંગ્રેજોના ઉપકાર તો જેટલા માનીએ તેટલા ઓછા જ ગણાય!! અને અંગ્રેજોની સહનશક્તિને પણ પછી હદ ખરી કે નહિ? કારણ એક દહાડો ઘોડીઓને ઠાણ દેવાની ક્રિયા ચાલતી હતી ત્યારે એ પશુમૈથુન નજરે નિહાળવા ખુદ નવાબ ત્યાં હાજર હતો. અને આવે અશ્લિલ પ્રસંગે હાજરી આપવાના અક્ષમ્ય અપરાધ ખાતર એ ઘોડીઓની અંગ્રેજોને દયા આવવાથી એ નિર્દય નવાબને તેમણે પદચ્યુત કર્યો!

આવા નજીવા – હલકટ અને મૂર્ખાઈભર્યા આરોપો નવાબ સામે માંડીને પાછું એની રાજ કરવાની નાલાયકીનો ડંકો આ દુષ્ટ વૃત્તિવાળા અંગ્રેજ ઇતિહાસકારો સારી ય દુનિયામાં વગાડે એ નવાઈ જેવું જ છે! આવા પ્રસંગો તેમણે નજરે નિહાળવા હિંદુસ્તાનમાં જાતે આવવું જોઈએ. અરે, એમ પણ શા માટે? ખુદ તેમના જ દેશમાં, તેમનાં સઘળાં રજવાડાંઓના મહેલોમાં તેમ જ પૈસાદાર અમીરઉમરાવોના બંગલાઓમાં આ કરતાં પણ વધારે અશ્લિલ અનેક બનાવો બની રહ્યા છે તે જોઈ વળે તો ય બસ છે! એટલું કરે તો અયોધ્યાની ઘોડીઓ પર ગુજરેલા અત્યાચારો કરતાં એમના દેશમાં ઉક્ત સ્થળે બનતા ભયંકર બળાત્કારો અને વ્યભિચારો અટકાવવા સારુ, તેઓ જો એ અમીરઉમરાવોની જાગીરો ખાલસા કરવામાં અગર તો રાજાઓને પદચ્યુત કરવાના કામમાં સામેલ થાય

તો તેઓ પોતાના વખતનો સદુપયોગ કરે છે એમ કહેવાશે.

(ડેલહૌસીનો નિર્ણય નવાબને જણાવવાનો હુકમ બ્રિટિશ રેસીડન્ટના હાથમાં આવતાંવેંત એ અંગ્રેજ નવાબના રાજમહેલમાં પહોંચ્યો અને "મારું રાજ્ય હું રાજીખુશીથી કંપનીને સોંપી દેવા તૈયાર છું." એમ ખુદ પોતાના હસ્તાક્ષરે લખી આપવાનું દબાણ તેણે નવાબ પર આણ્યું.) એ નિર્ણયવાળો કાગળ વાંચતાં જ નવાબે એ પર પોતાની સહી કરી આપવાની ચોખ્ખી ના પાડી. નવાબ એ દસ્તાવેજ પર સહી કરે એ સારુ રેસીડન્ટે વજીર અને રાણીને પણ લાંચ આપી જોઈ; સિવાય જો નવાબ એ દસ્તાવેજ ઉપર સહી ન કરે તો ભવિષ્યમાં એને અપાનારું પેન્શન પણ બંધ કરવામાં આવશે એવી ધમકી પણ એણે નવાબને આપી. આવાં દુઃખોથી મૂંઝાઈને નવાબ ચોધાર આંસુએ રડી પડ્યો, પણ તે સઘળું વ્યર્થ હતું. [સતત ત્રણ દિવસ નવાબની 'ના' ચાલુ જ રહી, એટલે આખરે નવાબની ચાલુ સત્તાને ધુત્કારીને બ્રિટિશ લશ્કર લખનૌમાં દાખલ થયું, અને નવાબના રાજમહેલ સહિત આખી રિયાસતનો કબજો એણે પોતાને હસ્તક લઈ લીધો. જનાનખાનાં લૂંટવામાં આવ્યાં; બેગમોનાં અપમાનો કરવામાં આવ્યાં; નવાબને તખ્ત પરથી હડસેલી દેવામાં આવ્યો; અને એના રાજમહેલને અંગ્રેજ સોલ્જરોને રહેવાની બરાકોમાં ફેરવી દેવામાં આવ્યો. અને એ રીતે આજ સુધી ખરાબ રીતે ચલાવાતા નવાબના રાજકારભારનો અંત આણી અંગ્રેજોના રામરાજ્ય (!) ની સ્થાપના કરવામાં આવી !)

(અયોધ્યાની ગાદીએ બેસનાર જો કે મુસલમાન નવાબ હતો, છતાં એના હાથ નીચેના મોટા મોટા જાગીરદારો તો હિંદુઓ જ હતા.) જાગીરદારીના અને તાલુકદારીના સઘળા અધિકારો એ હિંદુ જમીનદારોના વંશમાં પેઢી દર પેઢી ચાલ્યા આવતા હતા. એવા

એકેક જમીનદારના તાબામાં સેંકડો ગામડાંઓ સોંપાયેલાં હતાં, જેનું રક્ષણ તેઓ જ કરતા. પોતાની જાગીરોના રક્ષણ અર્થે તેઓ થોડું થોડું લશ્કર પણ રાખતા અને કિલ્લાઓ પણ બાંધતા. અર્થાત્ આ સઘળાં કારણોને લઈ કંપનીની કરડી નજર એ જમીનદારો પ્રત્યે થાય એમાં કશું નવાઈ જેવું ન કહેવાય. (એ સઘળા બળવાન જમીનદારોને ધૂળ ચાટતા કરી, બધાને ગરીબીની સમાન કક્ષાએ ઉતારી દેવા સારુ કંપનીની જમીનમહેસૂલની નિર્ઘૃણ વ્યવસ્થારૂપી સ્ટીમરોલર સર્વને કચડી નાખતો આખા દેશ પર ફરતો થયો. તાલુકદારો પાસેથી તેમના વહીવટ તળેનાં કેટલાંક ગામડાંઓ પડાવી લેવામાં આવ્યાં; તેમની જમીનો જપ્ત કરવામાં આવી; તેમના કિલ્લાઓ પાડીને પાધર કરી દેવામાં આવ્યા. પરિણામે આખા અયોધ્યામાં ચોમેર દુઃખની કારમી આહ સંભળાવા લાગી. ગઈ કાલનો અમીર આજે રસ્તે રખડતો ફકીર બની ગયો ! બહુ જૂનાં અને ઉચ્ચ ગણાતાં કુલીન કુટુંબોના આગેવાનોને મૂછનો દોરો પણ ભાગ્યે ફૂટ્યો હોય એવા ગોરા છોકરડા અધિકારીઓના હુકમથી ગામડાંઓમાંથી હાંકી કાઢવામાં આવ્યા. ચારે બાજુ અપમાન અને અપ્રતિષ્ઠાના બનાવો ઉભરાઈ રહ્યા; એકેએક કુટુંબનો સર્વનાશ કરવામાં આવ્યો [૪])

[૪] આ જમીનદારોના સંબંધમાં 'કે' (Kaye) લખે છે : "The chances against them were many and great, for they had diverse ordeals to pass through and they seldom survived them all. When the claims of a great Talukdar could not be altogether ignored, it was declared that he was a rogue or a fool.........They gave him a bad name and they straightway went to ruin him......It was at once a cruel wrong and a grave error to sweep it away as though it were an encumbrance and an usurpation."

અંગ્રેજોનું કહેવું એમ હતું કે આ સઘળાં કૃત્યો તેઓ ગરીબ ખેડૂતો અને ગામડિયાઓના કલ્યાણ અર્થે જ કરે છે. જુલમી જમીનદારો પોતાના ખેડૂતો અને ગામડાની પ્રજાને નીચોવતા હતા તેથી પ્રજાના કલ્યાણ અર્થે નીકળેલા આ અંગ્રેજ સહાયકો (!) લોકોને એ જમીનદારોની ક્રૂર કરવતમાંથી બચાવવા નવી પ્રથા દાખલ કરતા હતા. બેશક, આ ઢોંગી પ્રચારને પરિણામે ખેડૂતો અને ગામડિયાઓ કેટલા પ્રમાણમાં છેતરાયા હતા એ તો અયોધ્યાના રણમેદાન પર તુરત જ જણાઈ આવવાનું હતું! પોતાના માલેકની સેવા નિમકહલાલીથી કરી રહેતા એ વિશ્વાસુ ખેડૂતો ઘરવખરીહીન ભટકતા ભિખારી બનાવાયેલા, સંપૂર્ણપણે લૂંટી લેવાયેલા અને પોતાના વતનમાંથી હાંકી કઢાયેલા પોતાના એ જૂના જમીનદારો તથા તાલુકદારોને મળવા આવતા, પોતાના એ માલેકોની સામે બેસી એમની એ વિષમ પરિસ્થિતિ જોઈ સાથેસાથ રડી ઊઠતા, ને એ રીતે પોતાનો પ્રેમ દાખવતા! આ રીતે અયોધ્યાના નવાબથી માંડીને સાદા ભોળા ગામડિયા સુધીની હરેક વ્યક્તિને આ દાવાનળની ઝાળ સ્પર્શી ચૂકી હતી. એવી એક પણ જગ્યા રહી નહોતી જ્યાં લૂંટફાટ, મારઝૂડ, આગ અગર એવી જાતના જુલમોનાં દૃશ્યો ભજવાયા ન હોય, એક પણ એવું ઘર શોધી કાઢવું મુશ્કેલ હતું જે ભાગીતોડીને સ્મશાન સમું ઉજ્જડ બનાવાયું ન હોય. નવાબના જુલમી અને ખગબ રાજકારોબારને સ્થાને સ્થપાયેલ આ અત્યંત કલ્યાણકારી અને સુખદાયી રાજવહીવટનો નમૂનો હતો!

(સ્વ-રાજ અને પર-રાજમાં કેવું મહદ અંતર રહેલું છે એની અતિ સ્પષ્ટ કલ્પના આ જાતના ભારે કષ્ટો સહીને અયોધ્યાની પ્રજાએ પ્રાપ્ત કરી હતી તેમની નજર સામે જૂનો સત્તાવન ઈતિહાસ

જીવત રૂપે ખડો થયો એમની એવી ચોક્કસ ખાતરી થઈ ચૂકી કે આ ગુલામી કરતા મૃત્યુ બહેતર છે સ્વ-દેશ તો ખેદાનમેદાન થઈ ગયો અને સ્વ-રાજનો પણ વિનાશ થયો, હવે ગઢ ક્યા સુધી જોવી? આવી અતિ શરમભરેલી અને અપમાનભરી દશા વિષે તેમને ભારે અણગમો પેદા થયો ગુલામી એ જ મૂળે તો ઝેરી ટાઢર માખીઓના પૂડા સમાન છે તેઓ જોઈ શક્યા કે જ્યા સુધી એ પૂડો – એ ટાઢર એ મ્યાએ વળગેલુ છે, ત્યા સુધી ડેલહૌસી સરખી ભમરીઓ પોતાની ઝેરી સૂંઢોના ડખ જીવ જતા સુધી આપણને માર્યા જ કરવાની! એમણે જોયુ કે ડેલહૌસી સરખી એકાદ ઝેરી ભમરીને મારી નાખવાનો કશો અર્થ નથી, અને તેમણે નિશ્ચય કરી લીધો કે ભમરીઓનુ એ આખુ ટાઢર જ ત્યાથી સમૂળગુ ઉખેડીને ફેંકી દેવુ! આ રીતે સ્વરાજ મેળવવા મારુ જીવનમરણનુ યુદ્ધ ખેલી લેવાનો નિશ્ચય કરીને અયોધ્યાએ ધનુષ્ય પર પણછ ચડાવી ટકાર કર્યો.)

આ અરસામા અયોધ્યા પ્રમાણે બીજા પ્રાતોમા પણ ત્યાના જમીનદાર અને વતનદાર વર્ગનો સમૂળગો ઉચ્છેદ કરી તેમને બળહીન કરી દેવાને ઈરાદે ઈનામ-કમિશનના ચક્રો ચાલુ થઈ ચૂક્યા હતા જે જમીનો તથા જાગીરો માત્ર તલવારની સન૦ પર જ મેળવેલી હતી, તે સઘળી જમીન-જાગીરો લેખિત સનદપત્રોને અભાવે ખૂચવી લેવાઈ! કમિશનના આ સર્વભક્ષી કામકાજનો પૂરો ખ્યાલ આપવા એટલુ લખવુ બસ થઈ પડશે કે આ કમિશને દસ વર્ષમા જ એકદર ૩૫,૦૦૦ મોટી મોટી જાગીરો અને ઈનામોની તપાસ કરી તેમાથી ત્રણ પચમાશ ભાગ ખૂચવી લઈ કપનીને કબજે લઈ લીધો હતો આમ આખા દેશમા કોઈ પણ જાતની માલમિલકત વિષે કોઈ જાતની સ્થિરતા – ખાતરી રહી નહિ રાજામહારાજાઓના

સિંહાસનો, સરદારોનાં વતનો, જમીનદારોની જાગીરો, તાલુકદારોના તાલુકાઓ, નાગરિકોનાં ઘરબાર, સઘળું કહેતાં સઘળું એ ભયાનક દાવાનળમાં બળીને ભસ્મ થઈ ગયું. કેવળ જીવતા રહેવું એ પણ જોખમ ભરેલું બની રહ્યું. આજે મળેલો લૂખો સૂકો રોટલો પણ કાલે ફરી મળશે કે કેમ એ વિષેની સતત ચિંતા હરેક વ્યક્તિનું કાળજું કંપાવી રહી. (સ્વરાજ અને પરદેશી રાજ્ય, સ્વાતંત્ર્ય અને ગુલામી, એ ઉભય દ્વંદ્વ વચ્ચેનો ખુલ્લેખુલ્લો તફાવત અતિશય બિહામણે સ્વરૂપે લોકોની નજર સામે દેખાઈ રહ્યો. આમ બાળકોથી માંડીને ઘરડાં સુધી હરેક પ્રજાજનને ચાલુ પરિસ્થિતિની દારુણતાનો ખ્યાલ આવી જતાં, એ સ્થિતિમાં અળશિયાં જેમ જીવતા રહેવા કરતાં માણસાઈને છાજે તે રીતે મૃત્યુને ભેટવાનો માર્ગ વધારે શોભાદાયી છે એમ હરેકની ખાતરી થઈ ચૂકી!

આ રીતે આજ સુધી અવ્યવસ્થિતપણે કોઈ રગશિયા ગાડા પેઠે ચાલતા હિંદી રાજાઓના રાજકારોબાર રામરાજ્યને પણ શરમાવે એવી દિલસોજભરી અને સુવ્યવસ્થિત રીતે (?) ચલાવવાનો અંગ્રેજોએ આરંભ કર્યો!!!)

## પ્રકરણ પાંચમું

### બળતામાં ઘી

(આગલા પ્રકરણમાં જણાવ્યા મુજબ જે ગુલામીને પરિણામે આવાં અન્યાયભર્યાં જુલમી કૃત્યો તેમ જ અત્યાર સુધી ન ગણાવાયેલા

મેંકડો બીજા અપરાધો (જે અસંખ્ય હોઈ ગણાવી ન શકાય.) જાહેર રીતે બન્યા કરે, એ ગુલામી ઉઘાડી આંખે જોયા કરવી–જાણીબૂઝીને સહી લેવી, જેમણે આ બધી દુષ્ટતા આચરી તેમની જ સન્મુખ શિર ઝુકાવવું, એમાં જ શું આપણા ધર્મનો સાચો નાશ નથી સમાયો? એવો કયો ધર્મ કે જેણે પરતંત્રતા અને ગુલામી વૃત્તિનો જોરશોરથી નિષેધ કર્યો ન હોય?) સારીય દુનિયાને ચલાવનાર પરમાત્માને–જેણે સઘળી ચરાચર સૃષ્ટિને સ્વતંત્ર રીતે રહેવા સારુ જ સરજી છે એ પરમેશ્વરના ચિત્સ્વરૂપ સાથે તદાકાર થઈ જવાનું અંતિમ ધ્યેય હરેક ધર્મમાં ઉપદેશાયું છે, ગવાયું છે. એ નિર્મલ પરમ જ્યોતિમાં મળી જવું હોય તો માનવીમાં કોઈ પણ જાતની અપૂર્ણતા હોવી ન જોઈએ. પરંતુ જે દેશને ગુલામીનો શાપ લાગ્યો હોય તેનામાં અપૂર્ણતા વિના બીજું હોઈ પણ શું શકે? ન્યાયની પરમોચ્ચ ભાવના તે ઈશ્વર, અને ન્યાયનો સંપૂર્ણ અભાવ એટલે જ પરતંત્રતા! સ્વતંત્રતાનું સર્વોચ્ચ વિકસિત સ્વરૂપ એ જ પરમાત્મા અને સ્વાતંત્ર્યનો સંપૂર્ણ લોપ એ જ પરવશતા અગર ગુલામી! આમ હોઈ જ્યાં ઈશ્વરનું અસ્તિત્વ હોય ત્યાં પરતંત્રતાને સ્થાન ન હોઈ શકે, અને જ્યાં પરવશતા સોળે કળાએ સામ્રાજ્ય ભોગવતી હોય ત્યાં ઈશ્વરનું અગર ઈશ્વરી ગુણોનું અસ્તિત્વ ન જ હોઈ શકે. અર્થાત્ જ્યાં ઈશ્વરને જ ઊભા રહેવાપણું નથી ત્યાં ધર્મ તો ટકી જ શી રીતે શકે? આગળ, સઘળા અન્યાયોના ઉત્પત્તિસ્થાન રૂપ પરવશતા જ્યાં સ્વચ્છંદે વિહરતી હોય ત્યાં સાચા ધર્મનું અસ્તિત્વ હોઈ શકે એ અસંભવિત જ છે. ગુલામી એ સીધો નરકને દ્વારે લઈ જનારો ધોરી માર્ગ છે, એથી ઊલટું સાચો ધર્મ એ જ સ્વર્ગપ્રાપ્તિનું અચૂક સાધન છે. સ્વર્ગે સંચરવું હોય તો પ્રથમ તો ગુલામીની સાંકળો તોડી નાખવી જોઈએ.

શ્રી સમર્થ રામદાસે શિવાજી મહારાજને અને શ્રી પ્રાણનાથ મહારાજે રાજા છત્રસાલને ઉપદેશેલો આ જ ખરેખરો સાચો વ્યવહારુ વેદાન્ત છે. અને ધર્મનું રક્ષણ જો કરવું જ હોય તો 'मारितां मारितां घ्यावें (स्व)राज्य आपुलें.'* વાળો અઢીસો વર્ષ પહેલાં શ્રી સમર્થે ઉપદેશેલો મહામંત્ર, ૧૮૫૭માં ગુલામીમાં જકડાયેલી અને રહેંસાતી આમજનતાના હૈયામાં ઘોળાઈ રહ્યો.)

જેમણે આ અનૈસર્ગિક અને અન્યાયમાંથી પેદા થયેલી પારતંત્ર્યની બેડીઓ હિંદુસ્તાનના પગમાં બળજબરીથી પહેરાવી હતી, તેમણે માત્ર હિંદુસ્તાનમાં જ નહિ પરંતુ આખી દુનિયામાં ધર્મનો વિનાશ આદરવાની શરૂઆત પણ કરી દીધી હતી. એવો કયો ધર્મ છે જેણે અન્યાયનો વિરોધ ન કર્યો હોય ? પરંતુ આ મૂંગા વિરોધને ગણકાર્યા વિના હિંદુસ્તાનમાં પગ દીધો ત્યારથી તે ઈ. સ. ૧૮૫૭નું ભીષણ યુદ્ધ સળગી ઊઠયું ત્યાં સુધી હિંદુ-મુસલમાનોના ધર્મોને કચડી નાખવાનો રીતસરનો અને સતત પ્રયત્ન ફિરંગી શત્રુઓએ કર્યા કર્યો છે. આફ્રિકા અને અમેરિકાના જંગલી આદિ વતનીઓને ખ્રિસ્તી બનાવ્યાના અપૂર્વ વિજયને લીધે ઈંગ્લાંડ પોતાનું મસ્તક અભિમાનથી ઊંચું રાખી ફરતું હતું. ત્યાંના વિજયથી ઉલ્લાસમાં આવી જઈ અંગ્રેજો એમ ગંભીરતાથી માનતા થઈ ગયા હતા કે અહીં હિંદુસ્તાનમાં પણ એક છેડાથી બીજા છેડા સુધી થોડા જ વખતમાં ખ્રિસ્તી ધર્મનો જયજયકાર થઈ જશે. અંગ્રેજોના મનમાં તો એવી ખાતરી હતી કે હિંદુસ્તાનના લોકો પાશ્ચિમાત્ય સંસ્કૃતિનો ચમકારો એક જ વાર બરાબર જુએ તો તેઓ જાતે જ પોતાના ધર્મ માટે શરમિંદા બની જઈ તેનો ત્યાગ કરશે; પરિણામે વેદ

* 'મારતાં મારતાં પણ પોતાનું (સ્વ)રાજ મેળવવું જોઈએ.' —ભાષા. કર્તા.

અને કુરાન કરતાં બાઈબલ જ તેમને મન વધારે પવિત્ર જણાશે, તથા મંદિરો અને મસ્જિદો વેરાન બની જઈ બધા ચર્ચમાં જ આવતા થઈ જશે! ગઈ સદીના પૂર્વાર્ધમાં લખાયેલા અંગ્રેજોના લેખો, તેમનાં ભાષણો અને તે કાળના સાહિત્યમાં આપણે એનો પ્રત્યક્ષ પુરાવો મેળવી શકીશું. ૧૮૫૭માં ઈસ્ટ ઇંડિયા કંપનીના ડાયરેક્ટર મિ. મેંગલ્સે 'હાઉસ ઑફ કૉમન્સ'માં એવું વિધાન કર્યું હતું કે "હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી ખ્રિસ્તી ધર્મનો ઝંડો અભિમાનપૂર્વક ફરકતો કરી શકાય તે ખાતર જ એ વિશાળ સામ્રાજ્ય ઈશ્વરે આપણને સોંપ્યું છે. માટે (મારું કહેવું છે કે) આખા હિંદુસ્તાન દેશને ખ્રિસ્તી બનાવી દેવાના મહાન્ કાર્યમાં કોઈ પણ જાતની ઢીલાશ ન રાખતાં દરેકે (એની સફળતા માટે) પૂરેપૂરો પ્રયત્ન કરી છૂટવું જોઈએ."

૧૮૩૬માં જ્યારે બંગાળમાં અંગ્રેજી કેળવણી માટેની શાળાઓ પહેલી જ વાર શરૂ કરવામાં આવી ત્યારે મૅકાલેએ પણ લગભગ આવી જ જાતનો ખાતરીભર્યો આશાવાદ પ્રગટ કર્યો હતો કે આજથી ૩૦ વર્ષ પછી બંગાળમાં એક પણ મૂર્તિપૂજક શોધ્યો નહિ જડે.[૧]

હિંદુ મુસલમાનોની ધાર્મિક માન્યતાઓ પરત્વે ફિરંગીઓનાં દિલ તીવ્ર દ્વેષ અને મત્સરથી એવાં તો કલુષિત થઈ ગયાં હતાં કે પશ્ચિમના મોટા કહેવાતા લેખકો પણ શિષ્ટાચારના સાદા નિયમોનું ઉલ્લંઘન કરીને જ્યારે જ્યારે અવસર સાંપડે ત્યારે ત્યારે આ બંને

---

[૧] "It is my firm belief, that if our plan of education is followed up, there would not be a single idolator in Bengal 30 years hence." – Macaulay's Letter to his mother, Oct. 12, 1836.

ધર્મો પર અણછાજતા આક્ષેપો મૂકવાનું 'પરાક્રમ' કર્યા વિના રહી શકતા નહોતા

આખા હિંદુસ્તાનને ખ્રિસ્તી બનાવી દેવાનો આવો સતત પ્રયત્ન ઈસ્ટ ઇન્ડિયા કંપની શા માટે કરી રહી હતી તેનું કારણ તો ચોખ્ખું જ છે એને એમ લાગતું હતું કે એક વાર જો હિંદુસ્તાનના ધર્મો નાશ પામે તો ત્યાંની રાષ્ટ્રીય ભાવના પણ આપોઆપ મરી જાય કેમકે આવા પ્રાણહીન–ચેતનહીન દેશ ઉપર રાજ્ય કરવું જેટલું સહેલું છે, તેટલું સહેલું જે પ્રજા પ્રાણવાન અને ચેતનવતી છે–જેને પોતાની જાતનું પૂરું ભાન છે, તેના પર રાજ્ય કરવું ખરેખર સહેલું નથી જ એ રીતે જોતા આખો સવાલ ધર્માંતરનો નહોતો પણ એનું ખરું શુદ્ધ સ્વરૂપ રાજકીય જ હતું વળી આ કાર્ય સાધવામાં અંગ્રેજોએ પોતાની કુટિલ નીતિ જ કેમ વાપરી પરંતુ તલવારનો ઉપયોગ કેમ ન કર્યો એનો પણ ખુલાસો મળી જાય છે (ઔરંગઝેબના ઇતિહાસમાંથી ઇગ્લાંડે ઘણા શાણપણના પાઠ શીખ્યા હતા અંગ્રેજોએ આ મોગલ સામ્રાજ્યના રાજકીય શૃંખલાના કાચાપાકા સઘળા મકોડા બરાબર ઊંડાણથી તપાસ્યા હતા જીતેલા દેશના ધર્મનો નાશ કરવાથી એ દેશને કાયમને માટે પરતંત્ર બનાવી રાખવો સહેલું બને છે એ ડહાપણનું જ્ઞાન તેમણે ઔરંગઝેબ પાસેથી મેળવ્યું ખરું, પણ તે સાથે જાહેરમાં ધાર્મિક બાબતોમાં દબાણ અને જુલમ કરવાના ભૂલભરેલા માર્ગને અનુસરવાનું તેમણે ચતુરાઈથી છોડી દીધું અને એ કારણે ધીરેધીરે પરંતુ સતત પ્રયત્નપૂર્વક હિંદુસ્તાનને ખ્રિસ્તીસ્તાન બનાવવાની યોજના હિંમતભેર જાહેર રીતે તો નહિ પરંતુ અપ્રત્યક્ષ રીતે અમલમાં મૂકવાનું અંગ્રેજોએ હાથ ધર્યું)

તે વેળા રેવરન્ડ (પાદરી) કેનેડીએ કહ્યું હતું-કે : " જ્યાં સુધી હિંદુસ્તાનમાં આપણું સામ્રાજ્ય તપે છે ત્યાં સુધી કોઈ પણ મુશ્કેલીને ગણકાર્યા સિવાય આખા દેશમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવો એ જ આપણું મુખ્ય કર્તવ્ય છે, એ આપણે કદી ભૂલવું ન જોઈએ. હિમાલયથી કન્યાકુમારી સુધીનો આખો ભારતવર્ષ ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરે અને હિંદુ તેમ જ મુસ્લિમ બંને ધર્મોની નિંદા કરતો થઈ જાય, ત્યાં સુધી આપણું આ કાર્ય જોસભેર આગળ ધપવું જોઈએ. આને માટે આપણે દેશવ્યાપી પ્રયત્નો આદરવા જોઈએ, તથા આપણી પાસેની સઘળી સત્તા અને અધિકારોનો ઉપયોગ આપણે આ દિશામાં વાળવો જોઈએ – તે એટલે સુધી કે દુનિયાના પૂર્વ છેડામાં હિંદુસ્તાન એ ખ્રિસ્તી ધર્મનો એક જબરામાં જબરો મજબૂત કિલ્લો બની જાય ! ")

આવા ઉદ્‌ગારો અંગ્રેજ અધિકારીઓ તેમ જ મિશનરીઓ જાહેરમાં સતત કાઢ્યા કરતા; તે સાંભળ્યા પછી જો હિંદુસ્તાનના દરેક વતનીના દિલમાં એમ થઈ જાય કે આજથી અંગ્રેજી સત્તા તળે હવે દરેકને બળાત્કારથી ખ્રિસ્તી ધર્મની દીક્ષા અપાશે, તો તેમાં નવાઈ જેવું ન ગણાવું જોઈએ. સ્વરાજ્યના અસ્તની સાથે સાથે જ ધાર્મિક સ્થાનો તેમ જ દરગાહોને ઈનામો અને જાગીરો અગર તો વર્ષાસનો બાંધી આપનારા ઉદાર રાજામહારાજાઓ તથા નવાબો નામશેષ થતા ચાલ્યા. સિવાય, જૂનાં રાજરજવાડાંઓ તરફથી જે દેવસ્થાનો અગર દરગાહોને જે ઈનામો – વર્ષાસનો મળ્યા કરતાં હતાં તે પણ પછીથી બંધ કરવામાં આવ્યાં. (ધર્મની પાછળનું રાજસત્તાનું સંરક્ષણકવચ સરી પડતાં જ હિંદુ અને મુસલમાન બંને પ્રત્યે જુલમ થવા માંડ્યા હોય એમાં જરા ય નવાઈ પામવા

જેવું નથી. સરકારી તેમ જ ખાનગી પત્રોમાં હિંદુ–મુસલમાન ઉભયને માટે 'હીધન' ( Heathen એટલે જંગલીઓ – પથ્થરને પૂજનારાઓ ) નો જે નવો અપશબ્દ વાપરવાનો રિવાજ અંગ્રેજોએ ચાલુ કરી દીધો હતો, તેથી હિંદુ-મુસલમાનોનાં લોહી તપી ઊઠયાં હોય તો નવાઈ નહિ. અને છતાં લોકો એવી આશા સેવી રહ્યા હતા કે આ ફિરંગીઓ – જેમને ખ્રિસ્તી ધર્મના પ્રચાર કરતાં વેપાર-ધંધો વિશેષ એ જ ગમે છે, અગર તો જેઓ દરિદ્રનારાયણ ઈસુના ભક્ત નહિ પરંતુ મુદ્દે લક્ષ્મીદેવીના જ પરમ ઉપાસકો છે, તેઓ કેવળ સીધા અત્યાચારો દ્વારા લોકોની ધાર્મિક લાગણીને દૂભવશે નહિ.

પરંતુ લોકોએ સેવેલી એ આશા તેમનો ભ્રમમાત્ર છે એનો પુરાવો જ રજૂ કરવો હોય તેમ, અનિયંત્રિત રાજસત્તાના મદમાં અંગ્રેજોએ તુરત જ હિંદુસ્તાનના ધર્માચરણમાં પણ હાથ ઘાલવાનું શરૂ કરી દીધું. સતીનો ચાલ બંધ કરી દેવાનો કાયદો કરવા અંગે કલકત્તામાં જે વેળા વાટાઘાટો શરૂ થઈ ત્યારથી જ બ્રિટિશ રાજની કુટિલ નીતિ પરત્વે લોકો શંકાશીલ તો બન્યા જ હતા. તે પછી થોડા જ દિવસોમાં વળી વિધવાવિવાહના તેમ જ પુનર્વિવાહના કાયદાઓ પણ સરકારે જાહેર કર્યા. આ કાયદો હજુ તો પસાર થતો હતો ત્યાં જ કેનિંગે જાહેર કર્યું કે બહુપત્નીત્વનો રિવાજ બંધ કરવાનો કાયદો પણ ધારાસભામાં મંજૂરી અર્થે રજૂ કરવો જોઈએ. અર્થાત્ થોડા વખતમાં એવા કાયદાનો ખરડો રજૂ થતાં જ એ પસાર કરવા સારુ લોર્ડ કેનિંગે જાતે મોટા પાયા પર પ્રયત્ન કરવા માંડયો. કંપની જે જે નવા કાયદાઓ પસાર કરી હિંદવાસીઓ પર ઠોકી બેસાડતી હતી, તે સઘળા કાયદાઓ યોગ્ય હતા કે ભૂલભરેલા એની ચર્ચા અહીં અસ્થાને છે અહીં તો એટલું જ

પ્રતિપાદન કરવામાં આવે છે કે પોતાના ધાર્મિક રીતરિવાજો અને રૂઢિઓ પર ચાલુ થયેલું આ આક્રમણ કઈ હદે જઈ પહોંચશે એ હિંદુ-મુસ્લિમ ઐક્ય વર્ગ સમજી શક્યો નહિ. નવા નવા કાયદાઓ ઘડીને પોતાની હકુમત ચલાવવાના તોરમાં અંગ્રેજોએ લોકોના ધાર્મિક રીતરિવાજોમાં બળજબરીથી દખલ કરવાની શરૂઆત કરી દીધી હતી. એ કાયદાઓ સારા હશે અને ખરાબ પણ હશે; એને વધારે પડતું મહત્ત્વ આપવાની પણ ખરું જોતાં કશી જરૂર નહોતી. પરંતુ ધર્મશાસ્ત્રોમાં બતાવાયેલ સામાજિક રીતરિવાજોમાં કશો ફેરફાર કરવો હોય તો તે ધર્મના પ્રતિષ્ઠિત અને અધિકારી ગણાતા સારા વિદ્વાન પંડિતોને એ કાર્ય સોંપી તેમની તેમ જ તે ધર્મના અનુયાયીઓની સંમતિ લઈને પછી જ અમલી કરવા જોઈએ, એ વાત તો દીવા જેવી ચોખ્ખી છે. જે સત્તા પરદેશી છે, અને જેનો ધર્મ જાહેર રીતે પરધર્મ છે, જેમને અહીના ધર્મ વિષે (હિંદુ અગર મુસલમાન બને) કશું જ્ઞાન નથી, તથા જેમનો એ અંગે કશું કરવાનો અધિકાર નથી, એવા કૌઉન્સિલમાં બિરાજતા વિધર્મીઓની બહુમતિથી અને સત્તાના પરિબળે તેમ જ તે ધર્મના અનુયાયીઓના સ્પષ્ટ અને સાર્વજનિક વિરોધ છતાં ધાર્મિક રીતરિવાજોમાં બળજબરીથી ફેરફાર કરવા મંડી પડે છે, તેવા બ્રિટિશોના જુલમભર્યા રાજવહીવટમાં અગર તો ઔરંગઝેબની કારકિર્દીમાં બહુ મોટા તફાવત નથી એમ નાઈલાજ કહેવું પડે છે! આજે જો કંપનીએ સતી થવાની અટકાયત કરતો કાયદો પસાર કર્યો – અને લોકોએ શાંતિપૂર્વક એ કાયદાનો અમલ સ્વીકારી લીધો, તો કાલે વળી કંપની મૂર્તિપૂજા સામે જ ઘા કરનારો કોઈ બીજો કાયદો પસાર નહિ કરે એની શી ખાતરી? એક અન્યાય ગળી ગયા તો બીજો અન્યાય માથે લદાય વિના રહે જ નહિ!

નવા કાયદાઓ દ્વારા ધર્મની બાબતમાં — ધાર્મિક રૂઢિઓમાં ફેરફાર કરવાની પદ્ધતિ જો એમ ને એમ ચાલુ થવા દેવાય તો ઔરંગઝેબની તલવાર પાસે નમી પડયા જેવું જ થાય! (આમ હોઈ જે વેળા અંગ્રેજોએ ઔરંગઝેબનો પાઠ ભજવવા માંડયો તે વેળા હિંદુસ્તાનને માટે પણ શિવાજી અગર તો ગુરુ ગોવિંદસિંહ નિર્માણ કર્યા વિના બીજો માર્ગ રહ્યો નહિ! હિંદુસ્તાન આખામાં આવી જ માન્યતા નાનામોટા સર્વ પ્રજાજનોના દિલમાં તે વેળા ઘર ઘાલી બેઠી.)

ખ્રિસ્તી મિશનરીઓએ પણ રસ્તે રસ્તે અને સ્થળે સ્થળે પ્રચાર કરીને આ અસંતોષમાં ઉમેરો કર્યો. (તેઓ જાહેર રીતે એવું પ્રતિપાદન કરવા લાગ્યા કે થોડા જ દિવસોમાં આખો 'હિંદુસ્તાન ખ્રિસ્તી બની જશે.) એક તરફથી હિંદુ અને મુસ્લિમ ધર્મને પાયામાંથી ઉખેડી નાખવા હોય તેમ સરકારે નવા નવા કાયદાઓ ઘડવા તથા મંજૂર કરવા માંડયા હતા. (રેલ્વેની સગવડ આખા દેશમાં કરવાની શરૂઆત થઈ ચૂકી હતી; તે સાથે તેના ડબ્બાઓમાં બેસવા કરવાની ગોઠવણ એવી રખાઈ હતી કે હિંદુઓની વર્ણધર્મ (સ્પૃશ્યાસ્પૃશ્ય) ની માન્યતાને ભારે આઘાત પહોંચે.) મિશનરીઓની મોટી મોટી નિશાળોને સરકારે ભારે મોટાં ફંડોનાં દાન કરવા માંડયાં હતાં. લૉર્ડ કેનિંગ પોતે પોતાને હાથે જ ખ્રિસ્તી મિશનોને હજારો રૂપિયા દાન તરીકે આપતો હતો. તેથી તો આખા ય હિંદુસ્તાનને ખ્રિસ્તી બનાવી દેવાનો એનો નિર્ધાર હતો એ ચોખ્ખું જણાઈ આવતું હતું. (ઉપરાંત વટલીને ખ્રિસ્તી થઈ જવા ઇચ્છનારાઓને પોતાની પૂર્વેની (હિંદુ-મુસલમાન હતા તે વેળાની) વડીલોપાર્જિત મિલકત ચાલી જવાની બીતિ રહેતી હોય તો તેમને સારુ ધર્માંતર સાથે જ એ માલમિલકત પણ મળે એવો એક કાયદો રાજ્ય તરફથી મંજૂર કરાવી લેવાથી બધું પતી જતું હતું!)

આમ મિશનરીઓ પોતાનાં પ્રચારનાં ભાષણો હજુ પૂરાં કરી નથી રહ્યા ત્યાં તો એવા સમાચાર આવ્યા કે ધર્માંતર પછી પણ વટલાયેલાઓને તેઓ પૂર્વધર્મમાં હતા તે વેળાની વડીલોપાર્જિત માલમિલકત પરના વારસાહક્કો જેમના તેમ મળી શકશે. ઉપરાંત એક બીજી પણ બાબત જણાઈ ચૂકી કે ખ્રિસ્તી ધર્મગુરુ અને મુખ્ય ખ્રિસ્તાચાર્ય (Arch Bishop) ના મોટા મોટા પગારો પણ હિંદુસ્તાનની તિજોરીમાંથી જ ચૂકવાતા હતા (સરકારી નોકરોમાં પણ ઠેઠ ઉચ્ચ પદવી પરના અધિકારીથી માંડીને છેવટની પાયરીના પાદરી સુધીના હરેક અંગ્રેજના મનમાં લોકોને ખ્રિસ્તી બનાવી દેવાની આ ચળવળ પરત્વે એવો તો ઉત્સાહ ઊલટયો હતો કે સરકારી નોકરીમાંહેનો હરેક ગોરો ઉપરી અધિકારી પોતાના હાથ તળેના 'કાળા' નોકરોને ખ્રિસ્તી બની જવાનું ભારે દબાણ કર્યા કરતો !) હિંદુસ્તાનને પૈસે તાજામાજા થયેલા અને જામી પડેલા આ સરકારી અધિકારીઓ હિંદુસ્તાનને જ ખર્ચે ખુદ હિંદુસ્તાનના મૂળમાં જ કુહાડાઓ ચલાવી રહ્યા હતા; એટલું જ નહિ પરંતુ ખુદ સરકાર પણ એ સંબંધે કશું ધ્યાન દેતી નહોતી. ને ખરી વાત (એ છે કે સરકાર એટલે પણ લોર્ડ કેનિંગ અને તેની કાઉન્સિલના ગોરા સભાસદો જ કે બીજું કોઈ?) એકંદરે આ પરિસ્થિતિમાં લોકોનો ભય સકારણ હતો; તેમનું દિલ એવું ખાતરીબંધ કહી રહ્યું કે બ્રિટિશ અમલમાં પોતાના ધર્મ ઉપર ભવિષ્યમાં ભારે આપત્તિ આવી પડવાની છે. (લોકોમાં ફેલાતો આ ભયંકર અસંતોષ શમાવવાના ઉપાય તરીકે મિશનરીઓએ હિંદુસ્તાનની મુખ્ય બળવાન શક્તિરૂપ જે લશ્કર તેમાં જ – ખુદ સિપાઈઓને જ ખ્રિસ્તી બનાવી દેવાના પ્રયત્નો આરંભ્યા.) એમાં એમનો હેતુ એવો હતો કે વિરુદ્ધ ઊલટેલા બહારના લોકોની અસર સિપાઈઓ સુધી

પહોંચવાની પછી કશી બીતિ જ ન રહે. અંગ્રેજોનો આ લુચ્ચાઈ-ભર્યો પેંતરો લોકોના પૂરેપૂરો ખ્યાલમાં આવી ગયો હતો; બળવા-ખોરોના તે વેળાના જાહેરનામા પરથી એ મુદ્દો સ્પષ્ટ રીતે જાણી પણ શકાય છે. એ જાહેરનામાંઓમાં ગણાવેલાં બધાં દુઃખો અને તકરારો અક્ષરશઃ સાચાં હોવાનો પુરાવો તે વેળાના અંગ્રેજ ઇતિહાસકારોએ કેવળ નાઈલાજ બનીને લખેલાં વાક્યો – શબ્દોમાંથી સહેજે સાંપડી શકે છે. પ્રત્યક્ષ લડાઈની ધમાધમી સિવાયના બાકીના સઘળા દિવસો સિપાઈઓને માટે તો આરામના જ દિવસો હતા. પરંતુ અંગ્રેજી રાજ્યના લશ્કરમાં સઘળા કર્નલો, કૅપ્ટનો અને બીજા અંગ્રેજ અધિકારીઓ આ બધો સમય શી રીતે નિર્ગમન કરતા હતા? તેઓ નવરાશના એ વખત દરમિયાન બીજું કશું ન કરતાં ખ્રિસ્તી ધર્મ પર મોટાં મોટાં ભાષણો આપતા, અને બધા સિપાઈઓએ એ સાંભળવા હાજર રહેવું એવી સખ્તાઈ હતી! સિવાય આ ભાષણો અને પ્રચાર – પ્રવચનો શું એમ માનો છો કે સાદી સભ્ય ભાષામાં કરવામાં આવતાં હતાં? નહિ, કદી પણ નહિ!

(જેમના કેવળ પવિત્ર નામોચ્ચાર વડે હરેક હિંદુનું દિલ ભક્તિભાવથી તળબોળ થઈ જાય એવા ભગવાન રામચંદ્રના, તેમ જ જેનું કેવળ પાક નામ લેતાં પણ હરેક મુસલમાનના દિલમાં આદર સાથે પ્રભાવ પડે એવા હઝરત મહંમદ સાહેબના નામે એ ખ્રિસ્તી મિશનરીઓ ઉચ્ચારી ન શકાય એવી ગાળોનો બેશુમાર વર્ષાદ વરસાવતા. એ જ અરસામાં વળી વેદ અને કુરાનની પવિત્રતાઓનો નાશ થઈ રહ્યો હતો, અને મૂર્તિઓ અભડાવવામાં આવતી હતી. જો કોઈ સૈનિક આ હરામખોર ફિરંગીઓનો ગાળ સામે એવી જ ભૂંડી ગાળ અને મુક્કી સામે મુક્કી લગાવી પ્રતિકાર કરતો તો

મિશનના પાદરીઓના કહેવા પરથી એ ગરીબ સિપાઈની 'ચોટલી' કાપી નાખવામાં આવતી, એટલું જ નહિ પણ અંગ્રેજોની બરાકોમાં રહેવું એટલે સ્વધર્મને તિલાંજલિ આપીને જ જીવન જીવવું એવી દશા થઈ જતી. કેમકે જો કોઈ સિપાઈ ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરતો તો તેનાં ભારે વખાણ કરવામાં આવતાં, તેને ઊંચી પાયરીએ ચડાવવામાં આવતો, એના ગ્રેડમાં પણ ખાસ સુધારો કરી દેવામાં આવતો તેમ જ તેને પગારવધારો પણ મળતો. એ સાથે લાયક સિપાઈનો ઇરાદાપૂર્વક કોઈ ભાવ પણ પૂછતું નહિ! (એક ફિતુર થયેલ સિપાઈને એણે કરેલા ધર્માંતરને કારણે હવાલદાર બનાવવામાં આવ્યો, અને એવા જ બીજા સ્વધર્મદ્વેષ્ટા હવાલદારને વળી સુબેદાર મેજરની પદવીએ ચડાવવામાં આવ્યો.[૨])

લશ્કરમાં ભરતી થયેલા સૈનિકો ગરીબ, અભણ અને લાંબી દૃષ્ટિ વિનાના હતા. જો-એક વેળા આ સિપાઈઓને વટલાવવામાં સફળતા મળે તો પછી તો બાકીના સઘળા લોકોને આંખના પલકારામાં ખ્રિસ્તી બનાવી દઈ શકાય એવી કલ્પનાથી સઘળી બાબતોનો સમગ્રપણે વિચાર કરી અંગ્રેજોએ નક્કી કર્યું કે ખ્રિસ્તી બનાવવાનો પહેલો સપાટો સિપાઈઓ પર જ ચલાવવો. અને એ નિર્ણય અનુસાર સઘળી દિશાએથી જાહેરમાં તેમ જ ખાનગીમાં હિંદુ-મુસ્લિમ ધર્મ પરના આક્રમણની શરૂઆત કરવામાં આવી એટલું જ નહિ પરંતુ લશ્કરના કેટલાક કમાંડરો અને કર્નલોએ તો છાપાંઓમાં પણ જાહેર રીતે એવું જોસભેર પ્રતિપાદન કરતાં પાછું વાળી ન જોયું કે પોતે તો કેવળ સિપાઈઓના ધર્મનો ઉચ્છેદ કરવા ખાતર જ લશ્કરમાં દાખલ થયા છે! બંગાળ-ઈન્ફન્ટ્રીનો

૨ *Causes of the Mutiny*, by a Bengali Hindu.

કમાંડર જાતે સરકારી અહેવાલમાં લખે છે: "હું સતત ૨૮ વરસથી લશ્કરમાં સિપાઈઓને ખ્રિસ્તી બનાવવાની મહેનત કરું છું; અને આ જંગલી મૂર્તિપૂજક સિપાઈઓના આત્માઓને સેતાન પાસેથી બચાવવાની તજવીજ કરવી એ પોતાની લશ્કરી ફરજો અંગેની એક ફરજ (militaty duty) જ છે એમ માનું છું." [એક હાથમાં બાઇબલ અને બીજા હાથમાં લશ્કરી હુકમોની ફાઈલો રાખીને જ રાજવહીવટ ચલાવનારા એ અધિકારીઓની રાતદિવસ આવી પેરવી ચાલુ રહેતી. પરિણામે ધર્મનો મૂળ પાયો ઊખડી જતાં એ સંભાળી રાખવાનું જ હવે અશક્ય બની જશે એવી સિપાઈઓના દિલમાં પેઠેલી બીતિ નિરાધાર હતી એમ કોણ કહી શકશે? ચારે તરફ લોકોના દિલમાં નક્કી થઈ ગયું કે અહીંના સઘળા ધર્મોનો નાશ કરીને એને બદલે ખ્રિસ્તી ધર્મને સર્વશ્રેષ્ઠ સ્થાને સ્થાપવાનું સરકારે બીડું ઝડપ્યું છે!]

હિંદુઓ તેમ જ મુસલમાનોના દિલમાં ફિરંગીઓ પ્રત્યે કેવો તીવ્ર દ્વેષભાવ સળગી રહ્યો હતો એ બતાવતી વેળા એક અંગ્રેજ લેખક લખે છે: "એક મૌલવીને હું ઓળખું છું, તે બહારથી એવું દર્શાવતો કે મારી સાથે ખૂબ ગાઢ પરિચયમાં છે. પણ જ્યારે તે મરણપથારીએ પડ્યો હતો ત્યારે હું તેની પાસે જ હતો. મેં તેને પૂછ્યું: 'ભલા ભાઈ! તારી અંતિમ ઇચ્છા શી છે?' એ સવાલ સાંભળી તે સહેજ બેચેન બન્યો લાગ્યો; તેના મોં પર વિષાદની છાયા ફરી વળતી દેખાઈ. તેને આટલું બધું દુઃખ થવાનું કારણ મેં પૂછતાં જ તેણે જવાબ આપ્યો: 'હું તમને સાચેસાચું કહી દઉં તો માફ કરશો, પણ જીવતા દરમિયાન હું કેવળ બે ફિરંગીઓને પણ મારી નથી શક્યો તે મને મનમાં બહુ સાલે છે!' એક બીજે પ્રસંગે એક વિદ્વાન અને પ્રતિભાસંપન્ન હિંદુને

તો મને ચોખ્ખું મોઢામોઢ સંભળાવ્યું હતું કે 'તમે અહીંથી ક્યારે ચાલ્યા જાઓ, ને અમારા પરાક્રમી પૂર્વજોને શોભાવે એવી જાતના સ્વરાજની રચના અહીં ફરી ક્યારે થાય, એ જોવા અમારાં હૈયાં તલપાપડ થઈ રહ્યાં છે !'"[3]

આ જાતનો અસંતોષ દેશમાં ચારે તરફ ધૂંધવાઈ રહ્યો હતો. તે જ અરસામાં ડેલહૌસીએ હિંદુ ધર્મ પર ફરી નવું આક્રમણ કરવાની શરૂઆત કરી દીધી. સરકારનાં સઘળાં પગલાંઓનો બચાવ કેવળ કર્તવ્યબુદ્ધિથી કરનારા અંગ્રેજ ઇતિહાસ-લેખકોને પણ એ દુષ્ટતાનો બચાવ કરવો મુશ્કેલ છે. હિંદુ ધર્મશાસ્ત્રોએ આદેશેલી, અને સૈકાંઓથી દેશમાં ચોમેર પ્રચલિત હોઈ લોકોને પ્રિય થઈ પડેલી દત્તવિધાનની અત્યંત પવિત્ર શાસ્ત્રાજ્ઞાનું ઉલ્લંઘન કરવા જે વેળા આ ખ્રિસ્તી વીર ડેલહૌસી કમર કસી તૈયાર થયો ત્યારે તો આખો ભારતવર્ષ હચમચી ઊઠ્યો. અત્યાર સુધી (દેશમાં) દારૂગોળો ખાંડીખાંડીને ભરી રાખવામાં આવ્યો જ હતો; માત્ર તેને જામગરી ચાંપવાનો જ અવકાશ હતો. પરંતુ ડેલહૌસીએ પોતાના જે પગલાથી એ જામગરીની ગરજ સારી !

ભડભડ બળતા આ ક્રોધાગ્નિમાં જાણે ઘી હોમાવાનું બાકી હોય તેમ નવી જાતની કારતૂસો વાપરવાનો સખ્તાઈભર્યો હુકમ સિપાઈઓને કરવામાં આવ્યો. એ હુકમ જાહેર કર્યા પછી બંદૂકો માટે વાપરવાની આ નવી જાતની કારતૂસો બનાવવાનાં કારખાનાં ઠેકઠેકાણે ખોલવામાં આવ્યાં. કારતૂસો વાપરવા લાયક રહે તે સારુ ચિકટ પદાર્થ તરીકે તેમના પર એક ખાસ જાતનું ચરબીનું મિશ્રણ ચોપડવામાં આવતું. એ કારતૂસો પર ચોપડેલી ચરબીનું ઢાંકણ

[3] Rey. Kennedy, M. A.

હાથે તોડી નાખવાને બદલે દાંત વતી જ તોડવાનો નવો હુકમ કરવામાં આવ્યો. એના અનુસંધાનમાં તુરત સ્થળે સ્થળે સિપાઈઓને બંદૂકો ફોડતાં શીખવવાની તેમ જ એ નવી કારતૂસો જે વિશિષ્ટ પ્રકારે તોડવાની હતી એની તાલીમ આપી નિશાનબાજી શીખવવાની લશ્કરી શાળાઓ પણ ખોલવામાં આવી. જુદે જુદે સ્થળે ચાલુ થયેલી આ શાળાઓના સરકારી અહેવાલોમાં એવું જાહેર કરવામાં આવ્યું કે 'આ નવી જાતની દૂર સુધી નિશાન લઈ શકાય એવી બંદૂકો સિપાઈઓને ખૂબ જ પસંદ પડી છે!'

એક દહાડો કલકત્તા પાસેના ડમડમ ગામનો એક બ્રાહ્મણ સિપાઈ હાથમાં પાણીનો લોટો ભરીને લશ્કરની છાવણી તરફ જઈ રહ્યો હતો. તે જ વેળા ત્યાં એક ભંગી આવી ચડ્યો; તેણે પેલા બ્રાહ્મણના લોટામાંથી પીવા માટે પાણી માગ્યું. બ્રાહ્મણે કહ્યું: "તું અડે તો મારો લોટો અભડાઈ જાય." જવાબમાં પેલા ભંગીએ કહ્યું: "મહારાજ! હવે તમારું જ્ઞાતિનું એ અભિમાન બાજુએ રાખો તો વધારે સારું! તમે જાણો છો કે હવે પછી તમારે ગાયનું માંસ અને ડુક્કરની ચરબી તમારા પોતાના દાંત વડે તોડવા પડવાનાં છે? આ નવી દાખલ કરેલી કારતૂસો પર આ નાપાક ચીજોનું મિશ્રણ ઈરાદાપૂર્વક ચોપડવામાં આવે છે, તેનો ખ્યાલ છે?" તેના એ શબ્દો કાને પડતાં જ પેલો બ્રાહ્મણ સિપાઈ ખૂબ જ મૂંઝાયો ને ભૂત વળગ્યું હોય એમ ગભરાયેલ સ્થિતિમાં તુરત તે છાવણી તરફ દોડ્યો. ક્ષણવારમાં સઘળા સિપાઈઓ ગુસ્સાથી ગાંડાતૂર બની ગયા, અને ચારે તરફ એક જ જાતની ભયભરેલી ગણપણ વાતો શરૂ થઈ. સિપાઈઓએ માની લીધું કે પોતાને ધર્મભ્રષ્ટ કરવાને ઈરાદે ફિરંગીઓએ જાણીબૂઝીને આ

નવી કારતૂસો પર ગાયનું લોહી અને ડુક્કરની ચરબી ચોપડવાનું ગોઠવ્યું છે. (આ બાબતમાં સરકારે સાફ શબ્દોમાં એવી જાહેરાત કરી કે સિપાઈઓને ધર્મભ્રષ્ટ કરવાનો ઈરાદો સરકારનો છે જ નહિ, એટલું જ નહિ પરંતુ કારતૂસોને ગાયનું લોહી અને ડુક્કરની ચરબી ચોપડવાની વાત પણ નરાતાળ જૂઠી અને કપોલકલ્પિત છે !)

(તો પછી આ જૂઠી (?) વાત જાહેર શી રીતે થઈ ? આ અફવા ફેલાવવામાં કારણભૂત સિપાઈઓ હતા કે સરકાર હની ? જો કારતૂસો પર ગાયનું લોહી અને ડુક્કરની ચરબી ખરેખર ચોપડવામાં આવતાં હતાં તો આ બાબત શું સરકારની જાણમાં નહોતી ? કે કોઈ બીજો જ ચોક્કસ હેતુ એની પાછળ છુપાયેલ હતો ? એ કારતૂસો પર શાનું મિશ્રણ ચોપડાતું હતું અને તે શી રીતે બનાવાતું હતું એ હકીકત અંગ્રેજો જાણતા નહોતા એ દલીલ ક્ષણભર પણ ટકી શકે તેની નથી. કેમકે ૧૮૫૩માં જ્યારે આ કારતૂસો નવેસરથી પહેલવહેલી બનાવવામાં આવી અને કાનપુર, રંગૂન, ફોર્ટ વિલિયમ (કલકત્તા) વગેરે સ્થળે 'કાળા' સોલ્જરોને તે આપવામા આવી, ત્યારે પોતાના ઉપરીઓ પૂરે વિશ્વાસ રાખી એ સિપાઈઓએ એમાં કોઈ નાપાક ચીજનો ઉપયોગ કરવામા આવ્યો છે કે કેમ એની લેશ પણ શંકા આણ્યા વિના દાત વતી તે તોડી. તે ક્ષણે પણ એ કારતૂસો પર શુ ચોપડવામાં આવ્યુ છે તેની સપૂર્ણ માહિતી એ અગ્રેજ અધિકારીઓને તો હતી જ ! ૧૮૫૩ના ડિસેમ્બરમાં કર્નલ ટકરે સરકારી અહેવાલોમાં આ હકીકત સ્પષ્ટતાથી લખી રાખી છે.[૪] એટલું જ નહિ પણ એ હકીકત મુખ્ય સેનાપતિ પોતે પણ જાણતો હતો. ઉપરાંત એ પણ નોધવા સરખુ છે કે ગાયનુ લોહી

૪ *Kaye's Indian Mutiny*, Vol I, Page 380.

અને ડુક્કરની ચરબી એ બંને ચીજો બંને ધર્મમાં અપવિત્ર અને તેથી ત્યાજ્ય ગણી છે એ જાણવા છતાં આ કારતૂસો બનાવવાનાં કારખાનાંઓ હિંદુસ્તાનમાં જુદે જુદે સ્થળે હિંમતભેર ઊભાં કરવામાં આવ્યાં હતાં. આ કારખાનાંઓમાં મજૂરી કરતા હલકી કોમના મજૂરો પાસેથી ચોક્કસ ખાતરી લાયક માહિતી મેળવી લીધા પછી બેરાકપુરના સિપાઈઓએ એ બાતમી આખા દેશમાં ફેલાવી દીધી–વીજળીનો વેગ પણ જેની પાસે હારી જાય એટલી ત્વરાથી એ માહિતી દેશ આખામાં પ્રસરી ગઈ! કેવળ પંદર જ દિવસની અંદર તો હરેક હિંદુ અને હરેક મુસલમાન કારતૂસની આ એક જ બાબત વિષે વાત કરતો સંભળાતો હતો! અને જેમ જેમ લોકોના ગુસ્સાનો પારો વધારે ને વધારે ચડતો ગયો તેમ તેમ વાઈસરૉયથી માંડીને એક અદના ગોરા સોલ્જર સુધીની હરેક વ્યક્તિ જોરશોરથી ફરી ફરીને પ્રતિપાદન કર્યા કરતી હતી કે કારતૂસોની વાત કેવળ બનાવટી ગપ જ હતી!

ફિરંગી સરકારનાં આ બધાં વિધાનો સાફ જૂઠાં તો હતાં જ; પરંતુ એ જૂઠાં છે એ જાણવા છતાં ઇરાદાપૂર્વક લોકોને તે કહી સંભળાવવામાં આવતાં હતાં. મુખ્ય સેનાપતિને ચાર વરસ પહેલાંથી આ હકીકતની માહિતી હતી, એ વાત જ મુદ્દે ખોટી છે એમ જાહેર રીતે જણાવવામાં આવ્યું; એટલું જ નહિ પરંતુ છેક હમણાં હમણાં સુધી અંગ્રેજ ઇતિહાસકારો એમ ભારપૂર્વક જણાવતા હતા કે ડમડમના કારખાનામાં બનાવેલી કારતૂસોને ગાયનું લોહી અને ડુક્કરની ચરબી ચોપડવામાં આવતી જ નહોતી; કેવળ ભોળા અને અણસમજુ સિપાઈઓએ ઉડાવેલી એ માત્ર ગપ્પ હતી. પણ હવે ખાતરીથી કહી શકાય એવું છે કે સરકાર આ બધું પૂરેપૂરું

જાણતી જ હતી; કારતૂસો તૈયાર કરવા સારુ ચરબી પૂરી પાડનાર કૉન્ટ્રેક્ટરે તે વેળા કરી આપેલા કરારમાં 'અમે ગાયની ચરબી જ આપશું' એવું સ્પષ્ટ લખી આપ્યું હતું. એ કરારપત્રમાં એમ પણ લખેલું હતું કે કારતૂસોને ચોપડવાની ચરબી બેઆને રતલના ભાવે પૂરી પાડવી જોઈશે. આ હકીકત ફૂટી જતાં ફિરંગી સરકારે એ વાત જેમ તેમ દબાવી દેવાને ઈરાદે ફરી બીજો હુકમ કર્યો કે: "કારતૂસો માટે જે ચરબી વાપરવામાં આવે તે માત્ર બકરાં અગર ઘેટાંની હોવી જોઈએ; ગાય અગર ડુક્કરની ચરબી કદી પણ વાપરવાની નથી!" આ નવા હુકમનો કશો અર્થ થતો હોય તો તે એ જ કે અત્યાર સુધી ગાય તથા ડુક્કરની ચરબી જ કારતૂસો માટે વપરાતી હતી. આ નવો હુકમ કરવાની જરૂરિયાત એટલા જ માટે ઊભી થઈ કે આજ સુધીની વાત સર્વાંશે સાચી વસ્તુસ્થિતિ પર જ મંડાયેલી હતી. ફૉરેસ્ટે પ્રગટ કરેલા અસલ સરકારી દસ્તાવેજો પરથી તો ચોખ્ખું જણાઈ આવે છે કે કારતૂસો માટે વપરાયેલ ચરબીમાં ગાય અને ડુક્કરની ચરબીનું જ મિશ્રણ હતું; અને એ હકીકત અહીંના સઘળા વરિષ્ઠ અંગ્રેજ અધિકારીઓ ચોક્કસપણે જાણતા હતા.[૫] અને સિપાઈઓએ જ્યારે એ કારતૂસો દાંત વડે

---

[૫] કે લખે છે: "There is no question that beef fat was used in the composition of this tallow." Vol. I, page 381.

લૉર્ડ રૉબર્ટ્સ લખે છે : "The recent researches of Mr. Forrest in the records of the Government of India prove that the lubricating mixture used in preparing the cartridges was actually composed of the objectionable ingredients, cow's fat and lard and that incredible disregard of the soldiers' religious prejudices was displayed

તોડવાની ચોખ્ખી ના સંભળાવી ત્યારે લશ્કરના અમલદારોએ સોગનપૂર્વક જાહેર કર્યું કે કારતૂસો વિષેની સઘળી વાત સદંતર જૂઠી છે. એટલું જ નહિ પરંતુ જે સિપાઈઓ પોતાની મૂર્ખાઈભરી ધાર્મિક માન્યતાને, (?) વળગી રહીને એ તોડવાની ના સંભળાવતા હતા તે સઘળાને સ્પષ્ટ શિક્ષા કરવાની ધમકી પણ આપવામાં આવી. પણ જ્યારે એ ધમકીઓને પણ ગણકાર્યા વિના સિપાઈઓએ પોતાના ધર્મના બચાવ ખાતર ગમે તે પરિસ્થિતિને ભેટવાની તત્પરતા દાખવી ત્યારે જ સરકારે નમતું આપ્યું અને એ વાતનો સ્વીકાર કર્યો કે સિપાઈઓ ચરબીની જગ્યાએ કાગળ વાપરે તો વાંધો લેવામાં નહિ આવે પણ જે સરકારે ગાય અને ડુક્કરની ચરબી વાપરવાની નીચતા દાખવી હતી, તે સરકાર હવે ચરબીને બદલે સગવડતા અર્થે કાગળ વાપરવાની રજા આપતી હતી તેમાં બીજી કોઈ હલકટ યુક્તિ કાગળે તેલિયો કરવા માટે તે નહિ યોજે એની શી ખાતરી (guarantee) અપાતી હતી ? અજાણપણે એક વાર ભૂલથી ગાય અને ડુક્કરની ચરબીથી સિપાઈઓનાં મોં અભડાયાં કે તુરત મિશનરી કર્નલ અને પાદરી કમાન્ડર અધિકારીઓ તેમને ચીડવવા કહેતા : "જુઓ, તમે તો હવે વટલાઈ ગયા ને ?" આ રીતે એક બાજુએ લશ્કરના આ અમલદારો પોતે કરેલાં જૂઠાણાભર્યાં કૃત્યોનો અસ્વીકાર કરીને તથા પોતાના અગાઉના બોલ ફેરવી તોળીને સિપાઈઓનાં થયેલાં મનદુઃખ હળવાં કરવા તથા તેમના ક્રોધને શાંત પાડવા પ્રયત્નો કરતા હતા, ત્યારે બીજી બાજુ એ જ અધિકારીઓ ધર્મદ્વેષથી પ્રેરાઈને લશ્કરી કવાયતના

---

in the manufacture of these cartridges." —*Forty Years in India*, page 431.

મેદાન (Parade ground) પર ભગવાન શ્રીરામચંદ્ર અને હઝરત સાહેબને જેમાં લાંબો ગાળો ભાંડી હોય એવાં મોટાં મોટાં હસ્તપત્રકો હજારોની સંખ્યામાં સિપાઈઓમાં વહેંચીને તેમના ક્રોધાગ્નિમાં જાણે બળતામાં ઘી રેડતા હતા. કારતૂસ અંગેના વિરોધની આ ચળવળ ઠેઠ જાનેવારીની શરૂઆતથી ઊપડી હતી; અને એ મહિનો પૂરો થતા પહેલાં સરકારને ફરી નમતું આપવું પડયું તથા એવો હુકમ કાઢવો પડયો કે "સિપાઈઓ હવે પછી પોતે જાતે બનાવેલી ચરબી વાપરી શકે એવી છૂટ સરકાર તેમને આપે છે.") વળી આગળ જતાં બીજા એક લશ્કરી ખખબારમાં બધે સઘળાઓની જાણ સારુ એવી જાહેરાત કરી કે હવે પછી લશ્કરમાં એક પણ વાંધાભરી કારતૂસ વપરાશે નહિ. કોઈ પારંગત, સિદ્ધહસ્ત, અઠંગ અને અસત્યવાદી જાદુગર પણ આવી ફક્કડ રીતે એક આંગળી પરનું થૂંક બીજી આંગળી પર ફેરવી શકત કે કેમ તે શંકાભર્યું છે! ૧૮૫૬ ની સાલમાં ૨૨,૫૦૦ કારતૂસો અંબાલા ડેપોમાંથી અને ૧૪,૦૦૦ કારતૂસો સિયાલકોટ ડેપોમાંથી મળીને કુલ ૩૬,૫૦૦ કારતૂસો જુદે જુદે સ્થળે રવાના કરવામાં આવી હતી. રાયફલના તાલીમ વર્ગોમાં આ કારતૂસો જ સામાન્ય રીતે સઘળે કાયમ વપરાતી હતી. ગુરખા ટુકડીઓમાં આ કારતૂસો જાહેર રીતે વહેંચાઈ; સિવાય સિપાઈઓ પાસે તે બળજબરીથી વપરાવવામાં આવશે એવી ધમકીઓ પણ લશ્કરી ઉપરીઓ આપ્યા જ કરતા. એટલું જ નહિ પણ એક સ્થળે એ કારતૂસો નહિ લેવાની હઠ સિપાઈઓએ બતાવતાં જ એ આખી ટુકડીને સખત શિક્ષા પણ કરવામાં આવી હતી.)

(આ રીતે સિપાઈઓને જણાઈ ચૂક્યું કે એ કારતૂસો પોતાના

દાંત વડે ચાહે તો તોડવી પડે યા ન તોડવી પડે, પણ આ સઘળી આપત્તિનું મૂળ કારણ કેવળ પરતંત્રતા ને રાજકીય ગુલામીમાં જ છે, અને એનો પૂરેપૂરો વિનાશ કર્યા વિના શાંતિ મળવાની નથી. પરતંત્રતારૂપી નરકમાં ખદબદી રહેલા કીડાઓને વળી ધર્મ શો અને વાત શી? ધર્મની પહેલી નિશાની સ્વતંત્ર રાષ્ટ્રના સ્વતંત્ર નાગરિક હોવું એ જ હોઈ શકે!

તારે જાગૃત થા, ભારત! ઊઠ, ઊભો થા! શ્રી રામદાસે આગ્રહપૂર્વક એ જ ઉપદેશ આપ્યો છે કે:—

> धर्मासाठीं मरावें ।
> मरोनी अवघ्यांसी मारावें ।
> मारितां मारितां घ्यावें ।
> राज्य आपुलें ॥[૬]

એ સંદેશો પોતાના હૃદયમાં જપતાં જપતાં હિંદુસ્તાનનો એકેએક સિપાઈ સ્વરાજ્ય અને સ્વધર્મ અર્થે જંગ ખેલવા તત્પર બની પોતાની તલવાર સજ્જ રાખો!

## પ્રકરણ છઠ્ઠું

### ચેતાવો યજ્ઞકુંડ!

તેથી જ તો હવે આપણું રાજકીય સ્વાતંત્ર્ય પાછું હસ્તગત કરવા અર્થે તથા આપણી પિતૃભૂમિ અને પુણ્યભૂમિની ઉજ્જવળ પ્રતિષ્ઠાનું સંરક્ષણ કરવા અર્થે હાથમાં ખડ્ગ ધારણ કરી સામનો

૬ અર્થ માટે જુઓ પાનું ૧૮મું ફૂટનોટ

કરતા કરતા ભીષણ યુદ્ધ માટે કમર કસ્યા વિના બીજો માર્ગ રહ્યો દેખાતો નથી. તેથી તો એ રુધિરોત્સવના અધિષ્ઠાતા દેવ–ભગવાન અગ્નિ નારાયણને સૌથી પ્રથમ પ્રસન્ન કરવાની આપણે ઉતાવળ કરવી જોઈએ. પુરાણોમાં વર્ણન છે કે ઇંદ્રજિતે પણ ધગધગતી અગ્નિજ્વાળામાંથી પ્રગટ થયેલો દિવ્ય અજેય રથ પોતાને મળે એવી આશાથી યુદ્ધે સંચરતા પહેલાં આવી જ જાતના એક યજ્ઞનું અનુષ્ઠાન કર્યું હતું. એ વાત ખરી છે કે ઇંદ્રજિતનો ઉદ્દેશ મૂળે જ રાક્ષસી અને પાપી હોવાથી તેને એ અનુષ્ઠાનમાં સિદ્ધિ પ્રાપ્ત ન થઈ. પરંતુ આપણો હેતુ ન્યાય્ય છે, અને આપણું ધ્યેય પણ અત્યંત પવિત્ર છે. તેથી આપણા આ અનુષ્ઠાનમાં વિઘ્ન આવી પડવાની કોઈ પણ જાતની ભીતિ રાખવાને કારણ નથી. વળી જો કે આપણે એ સંપૂર્ણપણે જાણીએ છીએ કે જેને આપણે સત્ય તરીકે ઓળખીએ છીએ, અને જેના સારુ આપણે ભીષણ સંગ્રામ ખેલવા નીકળી પડીએ છીએ, તે સત્ય મૂળમાં ગમે તેટલું પવિત્ર અને ન્યાય્ય હોવા છતાં એની પાછળ જો યોગ્ય પ્રમાણમાં સામર્થ્ય અને બળસંચય ન હોય તો ચોક્કસપણે તેમાં વિજયી નીવડશું જ એમ કહી શકાતું નથી. તેમ છતાં આપણામાં જેટલી શક્તિ અને બળ હોય તે સઘળું જમાવીને એ સત્ય ખાતર ઝૂઝવું, એમાં જ સાચા શૂરવીરનું મન તો દૈવી રણશક્તિથી સંચરેલો અનહદ યુદ્ધાનંદ સાંપડે છે!

તો ચાલો ત્યારે, એ યજ્ઞકુંડ આપણે ચેતવીએ! એ પવિત્ર અગ્નિદેવના શુભાશીર્વાદ મેળવવા અત્યંત જરૂરી તો છે જ.

યજ્ઞવેદી પર એક અતિ વિસ્તૃત અને ઘણો ઊંડો વિરાટ યજ્ઞકુંડ ખોદીને તૈયાર કરો. જુઓ, એ રાષ્ટ્રીય પુણ્યપ્રકોપની.

અગ્નિજ્વાલાઓ એકબીજીને હવે ભરખી જવા માંડી છે ! આ યજ્ઞ-કાર્યનો સંકલ્પ તો ઘણાં વર્ષો પૂર્વે ૧૭૫૭માં જ થઈ ચૂકેલો છે. માટે એ યજ્ઞની પહેલી આહુતિનું માન પ્લાસીના યુદ્ધને આપો, અને આ યજ્ઞકુંડમાં પહેલો સ્વાહાકાર એનો બોલાવો !

અને પેલો પંજાબનો કોહિનૂર ક્યાં ? આ આહુતિની સહાય અર્થે તો ખુદ ડેલહૌસીએ પોતે જ એ પંજાબનો કોહિનૂર એના મૂળ માલેક ગુરુ ગોવિંદસિંહના ખાલસા સૈનિકો પાસેથી ઝૂંટવી આણ્યો છે ! હિંદુસ્તાનના સાર્વભૌમપદના એક માત્ર પ્રતીક તરીકે અતિ પ્રાચીન કાળથી સર્વવિશ્રુત બનેલા એ ' નિર્મળ શાંત પ્રભાકિરણો ' વાળા કોહિનૂર હીરા કરતાં બીજી કઈ આહુતિ એ ક્ષુધાતુર અગ્નિદેવને વધારે પ્રજ્વલિત કરવા સારુ યોગ્ય ગણાશે ? ચાલો ત્યારે પંજાબના એ કોહિનૂરને માટે પણ બોલો, સ્વાહા !

આ પછીની આહુતિ તો બ્રહ્મદેશની જ હોવી જોઈએ. એને માટે ત્યાંના રાજા થીબોને હદપાર કરી દો અને પછી ભડભડ બળતા એ અગ્નિકુંડમાં બ્રહ્મદેશનું રાજ્ય પણ ' સ્વાહાકાર ' સાથે હોમી દો !

પણ ત્યારે પ્રત્યક્ષ શિવાજી મહારાજનું જ ગણાય એવું પેલું સિંહાસન કાં ભૂલી જાઓ ? સાતારાને એક બાજુએ સડયા કરતું પડી રહેવા દેવામાં શો અર્થ છે ? એને માટે લાયક ગણાય એવું એનું ' અગ્ર ' ( પહેલા હોવાનું ) માન તો આપણે તેને આપવું જ જોઈએ ના ? માટે હે પરમ દયાળુ આંગ્લસત્તા ! તારા અતિ બુભૂક્ષિત બનેલા કરવતસમા નહોર વડે જેટલું ફાડીચૂંથી શકાય તેટલું ફાડીચૂંથીને સાતારાના સિંહાસને બિરાજેલા રાજપુરુષને ધૂળમાં રગદોળીને ( ત્યાં જ એ સુખેથી રાજ્ય ચલાવી શકશે ) એ

મરાઠાઓનું સિંહાસન અહીં ખેંચી આણુ ! રાષ્ટ્રના પુણ્યપ્રકોપનો એ મહાનલ વધારે વધારે પુષ્ટ બને તે માટે સાતારાનું સિંહાસન પણ એમાં જ ધકેલી દો !

વળી એકલા નાગપુરની ગાદીની આહુતિ એ ક્રોધભર્યા મહાસંહારક અગ્નિદેવ માટે બહુ નાનકડી ગણાશે ! માટે એ સિંહાસનની સાથોસાથ ત્યાંના નિર્જન રાજમહેલો, હાથીઘોડાઓ અને ખુદ રાણીઓને પણ—બળજબરીથી તેમની પાસેથી છીનવી લીધેલાં ઝવેરાત અને દાગીના ઉપરાંત—તેમની આર્ત, બેસૂર, વિલાપભરી ચિચિયારીઓ સાથે અહીં હાજર કરો, અને સઘળાની એક જ આહુતિ બનાવી એ ધગધગતા અગ્નિકુંડમાં એમને પણ હોમી દો !

આટલાં હુતદ્રવ્યોથી ગર્જતે ભિડાતી એની સર્પજિહ્વાસમી જ્વાળાઓ જાણે મોટા મોટા સ્થંભો હોય તેમ એક બીજા ઉપર અફળાતી હોય તોપણ હજુ આથીય વધારે ભયાનક ભીષણતાથી એ અગ્નિકુંડ ધખધખવો જરૂરી છે. માટે ઝાંસીની બિજલીને પણ હવે એમાં જ હોમી દો !

યજ્ઞકુંડમાં ઉઠાળા મારી રહેલા વૈશ્વાનરના એ વિરાટ—અગાધ ઉદરમાં કેવો મહાન્ ખળભળાટ અને ઊથલપાથલ મચી રહ્યાં છે એની કંઈક ઝાંખી કરાવે એવી ભીષણ ઊંડાણમાંથી આવતી ગર્જના તમે સાંભળી શકો છો ? અવશ્ય કોઈ મહાભયંકર પ્રસ્ફોટસમી ભીષણ ક્રાંતિ અંદર રહ્યાં રહ્યા અસ્થિ—માંસ—મજ્જા વગેરેમાંથી આકાર ધારણ કરતી જન્મી રહી છે ! માટે હવે જલદી સળગી ઊઠે એવું જે કંઈ હાથ આવે તે સઘળું—એકેએક નાની મોટી સમિધ એ મહાપ્રતાપી અગ્નિનામુખમાં સ્વાહા કરી દો ! તો હવે અર્કાટના નવાબને પણ હોમી દો ! તંજાવરની ગાદીનો

પણ સ્વાહાકાર બોલાવો ! અંગુલી તથા સંબળપુરના રાજમુકુટોને પણ અંદર ધકેલી દો ! જમીનદાર, તાલુકદાર, જાગીરદાર, વતનદાર – છેડે 'દાર' શબ્દ લગાડનાર એ સઘળાઓને 'નાદાર' બનાવીને તેમના માલિક તરીકેના સઘળા હક્કો, તેમનાં વતન અને જમીન-જાગીર સઘળું છીનવી લ્યો ને એમને પણ અંદર ધકેલી દો ! બોલો, સ્વાહા ! સ્વાહા ! ! સ્વાહા ! ! !

અને હવે આવ્યો છે ડમડમનો વારો ! માટે હે શત્રુઓ તેમ જ મિત્રો ! તમે જલદી કરો. આખા ય હિંદુસ્તાનમાં ફેલાયેલાં ડમડમ સરખાં અનેક કારખાનાંઓમાંથી લાખોની સંખ્યામાં નવી તાજી કારતૂસો લઈ આવો; તેના પર ગાયનું લોહી ચોપડી તેને ડુક્કરની ચરબીમાં રગદોળી બરાબર ખદખદાવો-રાંધો, અને એને પણ આ સર્વસંહારક અને સર્વભક્ષક અગ્નિદેવના કરાલ મુખમાં હોમી દો ! જ્વલનને શિખરે પહોંચેલા એ વિરાટ અગ્નિનું રૂપાંતર હવે ક્રોધની ટોચે પહોંચેલા રણાગ્નિમાં થઈ રહ્યું છે એ નિહાળો !

દેખો ! હવે એ યજ્ઞકુંડમાંથી ઊછળી રહેલી અગ્નિશિખાઓ પર રણતાંડવ આદરતી એ કરાલ કાલી–મહાન રુધિરોત્સવની એ અધિષ્ઠાત્રીદેવી–આખરે પ્રગટ થાય છે ! હે મહાદેવી ! नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः । તને હજારોહજારો વંદન છે ! હે ચંડી ! તારા એ રૌદ્ર ભયાનક તાંડવ તળે અન્યાયી, જુલમી અને ઉદ્ધત પાશવી શક્તિ જલીને ખાક બની રહી છે, તારા હાથ માંહેના એ વજ્રસમા ઘણ વડે શૃંખલાઓ તડાતડ તૂટી રહી છે, ને દેશો સ્વતંત્ર થઈ રહ્યા છે; અને તારી સહસ્રાવધિ જીભો હજારો મોં વાટે લાંબા લબકારા મારી રહી છે–પોતાના જ અસ્તિત્વનો, જીવનમરણનો સંગ્રામ ખેલી રહેલા રાષ્ટ્ર ઉપર જ્યારે યુદ્ધનાં ઘનઘોર વાદળાંઓ

જામ્યાં હોય તે વેળા એકાંદામાં વહી રહેલા સંગ્રામશોણિતનું આકંઠ પાન કરવા અર્થે તૃષાતુર બનીને જેની જીભ લબકારા મારી રહી છે, એવી હે મહાશક્તિ !–મૃત્યુ એ પણ જેનું એક સ્વતંત્ર સ્વરૂપ છે એવી હે કાલી ! હે મહાકાલી ! તને અમારાં હજારો વંદન છે ! કૃપા કરી અમારી આ પ્રાર્થના–અમારી આ પૂજાનો સ્વીકાર કર અને અમારા પર પ્રસન્ન થા ! અને હે દેવી ! અમારી અસિલતાઓની ધાર વધારે તીક્ષ્ણ બનાવીને તેના પર તારા વરદ હસ્ત વડે વિજયના આશીર્વાદ વરસાવ !

"વિજયપ્રાપ્તિનો વરદ હસ્ત કદાચ નહિ મૂકી શકું તોપણ તમારાં ખડ્ગોને વેર લેવાનું વરદાન તો હું અવશ્ય આપું છું ! વેર ? હા વેર ! અન્યાયી પાશવી શક્તિઓનો જકડી લે તેવું સમર્થ વેર ! કુદરતની આ ગૂઢ શક્તિ (Nemesis) થી જ–વેરથી જ હરકોઈ જુલમી રાજસત્તા પણ સાક્ષાત્ મૃત્યુથી ગભરાઈ ઊઠે તેમ ગભરાય છે ! અને એ દૈવી દંડશક્તિના કરસંપુટમાં જ ભાવિમાં ઊગી નીકળનાર વિજયવૃક્ષનાં બીજો પણ સાચવી રાખેલાં હોય છે !"

## પ્રકરણ સાતમું

### ગુપ્ત સંગઠન

છઠ્ઠા પ્રકરણમાં વર્ણવ્યા મુજબ જે કાળે આખા ય હિંદુસ્તાનમાં ક્રાંતિનું આંદોલન જોર પકડી રહ્યું હતું તે જ વેળા બ્રહ્માવર્તમાં પણ એ સ્વાતંત્ર્યસંગ્રામ સફળ નીવડે એ દૃષ્ટિએ એ યુદ્ધને અંગેનાં

જરૂરી પગલાંની યોજનાબદ્ધ વિચારણા કરવાનો એક કાર્યક્રમ યોજાઈ રહ્યો હતો.)

(ત્રીજા પ્રકરણમાં લંડનમાં આપણે રંગો બાપુજી અને અઝીમુલ્લાને એ ગોરી વસ્તી વચ્ચે ખાનગી મંત્રણાઓ કરતા છોડી દીધા હતા. સાતારાના એ બ્રાહ્મણ અને બ્રહ્માવર્તના એ ખાનસાહેબ વચ્ચે શી શી વાતચીતો થતી હતી એ સઘળાની નોંધ ઇતિહાસે પ્રમાણભૂત રીતે જોકે નથી રાખી, તોપણ એટલું તો ખાતરીથી કહી શકાય એમ છે કે એ બંને જણાએ લંડનમાં બેઠાં બેઠાં ક્રાંતિનાં આંદોલનની રૂપરેખા બરાબર તૈયાર કરી રાખી હતી. લંડનથી નીકળીને રંગો બાપુજી સીધો સાતારા પહોંચ્યો, પણ અઝીમુલ્લાખાન માટે સીધા હિંદુસ્તાન પહોંચવું શક્ય નહોતું. જેમની વિરુદ્ધ આ સ્વાતંત્ર્ય-સંગ્રામ ખેડવાનો હતો તેમની રાજનીતિનો તેમ જ સત્તાનો વિસ્તાર માત્ર હિંદુસ્તાન પૂરતો જ મર્યાદિત રહ્યો નહોતો; આથી બની શકે તેટલા સબળા મોરચેથી બ્રિટિશો પર હલ્લો કરવો જરૂરી હતો. તે સાથે જ આગામી સ્વાતંત્ર્યસંગ્રામને યુરોપના કયા કયા દેશમાંથી સીધી મદદ અગર નૈતિક સહાનુભૂતિ મળી શકે તેમ છે એનો પણ પૂરતો અંદાજ અત્યારથી જ કરી લેવો જરૂરી હતો. આ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને જ હિંદુસ્તાન પહોંચતા પહેલાં અઝીમુલ્લાખાને આખા યુરોપનો પ્રવાસ ખેડવાનું નક્કી કર્યું. સારીય આલમમાં મુસલમાનોના ખલિફા તરીકે મનાતા તુર્કસ્તાનના સુલતાનની રાજધાનીમાં પણ તે પહોંચ્યો. એ વેળા લડાયેલા રુસો–તુર્ક યુદ્ધમાં સેબાસ્ટપોલના મહત્ત્વના યુદ્ધમાં ઈંગ્લાંડને સારો એવો માર પડ્યો હતો એ હકીકત જાણી લીધા પછી થોડા દિવસો એ રશિયામાં પણ રહી આવ્યો. કેટલાએક અંગ્રેજ ઇતિહાસકારોને તો એવો

પૂરતો વહેમ છે કે અઝીમુલ્લા રશિયામાં રહ્યો તેમાં તેનો હેતુ ઈંગ્લાંડની વિરુદ્ધ એશિયામાં રશિયા પોતે કોઈ મોરચો ઊભો કરશે કે નહિ તે જાણી લેવાનો જ હતો; તેનો ઈરાદો એવો પણ હતો કે બની શકે તો રશિયા સાથે આક્રમણાત્મક તેમ જ સંરક્ષણાત્મક સંધિ કરી લેવી! રાષ્ટ્રીય સંગ્રામના ડંકા જ્યારે બજવા માંડ્યા ત્યારે, તેમ જ તે પછીથી પણ, લોકો જાહેર રીતે કહેતા હતા કે રશિયાનો ઝાર તેમ જ તેનું આખું સૈન્ય ફિરંગીઓ સાથે યુદ્ધે નીકળી પડવાનું છે. આ લોકવાયકાને ધ્યાનમાં લઈએ તો ઉપર વર્ણવેલી શંકા વધારે પાયાદાર હોય એમ માનવાને કારણ મળે છે. અઝીમુલ્લા જ્યારે રશિયામાં હતો ત્યારે લંડન ટાઈમ્સના લડાઈ-ખાતાના ખાસ ખબરપત્રી અને જાણીતા લેખક મિ. રસેલને તે મળ્યો હતો અને તેની સાથે વાતચીત પણ થયેલી. એ ભોળા-અજાણુ રસેલને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે રૂસો-તુર્ક લડાઈ પૂરી થતાં જ થોડા દિવસોમાં પોતાના આ મહેમાનના દિંગ કરી નાખે એવા ક્રાંતિપ્રયત્નોના સમાચાર હિંદુસ્તાનમાંથી મોકલવાનો ફરી પોતાને વારો આવશે! તા. ૧૮મી જૂનના રોજ અંગ્રેજ અને ફ્રેન્ચની સંયુક્ત ટુકડીઓને રશિયાએ સખ્ત ફટકા મારી તેમને પાછા ફરવાની ફરજ પાડી. એ અંગ્રેજોના પરાજયની બાતમી મળતાં જ અઝીમુલ્લાએ અંગ્રેજોની છાવણીમાં પ્રવેશ મેળવી લીધો. તેનો પહેરવેશ સઘળો હિંદુસ્તાની જ હતો; ઉપરાંત કોઈ રાજમહારાજાને છાજે તેવો તે કિંમતી પણ હતો. રસેલ તેને મળવા બહાર આવતાં જ તેણે કહ્યું: "જે રશિયન યોદ્ધાઓએ (રૂસ્તુમોએ) અંગ્રેજો અને ફ્રેન્ચોના સંયુક્ત મોરચાને પણ હઠાવી પાછો કાઢ્યો છે, એ શૂરવીરોની અને તેમની રાજધાનીની મુલાકાત

સેવાનો મારો ઇરાદો છે."[1] કોઈની બનાવટ કરવામાં અગર તો સ્વચ્છ રીતે ટીખળ કરવાની કળામાં અઝીમુલ્લાખાન ભારે હોંશિયાર હતો ! જે રશિયનોએ—રરતુમોએ અંગ્રેજ અને ફ્રેન્ચ લોકોને મારીને ભગાડી મૂક્યા હતા તેમને જોવાની અઝીમુલ્લાની ઉત્કંઠા સંતોષવા ખાતર રસેલે અઝીમુલ્લાને પોતાને તંબુએ આવવાનું આમંત્રણ આપ્યું. તે દહાડો સૂર્ય આથમીને ઘેરું અંધકાર છવાતાં સુધી તે "ધણધણી રહેલી એ રશિયન તોપો તરફ ભારે કુતૂહલપૂર્ણ નજરે જોઈ રહ્યો હતો." રશિયન તોપનો એક ગોળો તો છેક તેના પગ આગળ પટકાયો તોપણ તે જરા ય ગભરાયો નહિ સાંજે પાછા ફરતી વેળા હર્ષથી ઊછળતા હૈયે અઝીમુલ્લાએ રસેલને કહ્યું : "રશિયનોનો આવો મજબૂત કિલ્લેબંદીવાળો મોરચો અંગ્રેજો તથા ફ્રેન્ચો મળીને પણ તોડી શકશે કે કેમ એ વિષે મને ભારે શંકા છે !" તે રાત્રે પછી તો તે રસેલના તંબૂમાં જ સૂતો અને સવારે વહેલો પાછો ફર્યો. નીકળતા પહેલાં એક ચિઠ્ઠી લખીને તે ટેબલ પર મૂકતો ગયો હતો. તેણે તેમાં લખ્યું હતું : "રસેલ મહાશયને અઝીમુલ્લાના શુભેચ્છાપૂર્વક ધન્યવાદ. આશા છે કે આપે પોતે અંગત રીતે કરેલા મારા આદરસત્કાર માટે આપના આભાર માનવાની મને રજા આપશો જ !"

રશિયા છોડ્યા પછી અઝીમુલ્લા ક્યાં ક્યાં રખડ્યો હતો એ કહેવું મુશ્કેલ છે. પણ પાછળથી કાનપુરના જાહેરનામામાં થયેલ

---

૧ આ આખી હકીકત "રસેલની રોજનીશી" ( Russell's Diary ) નામના જાણીતા ગ્રંથમાંથી મેળવેલી છે. રસેલ ૧૮૫૭ના સંગ્રામમાં લંડન ટાઈમ્સની વતી તેના યુદ્ધ–ખાતમીદાર તરીકે હિંદ આવ્યો હતો. એણે વર્ણવેલા ઘણાખરા પ્રસંગો (નજરે જોયેલા હોઈ) પ્રમાણભૂત ગણી શકાય એવા છે.

નક્કી થઈ ચૂક્યું હતું. " हतो वा प्राप्स्यसि स्वर्गं, जित्वा वा भोक्ष्यसे महीम्" – રણમાં ખપી જઈશ તો સ્વર્ગના સિંહાસને બેસી શકીશ; અને પરાક્રમી વીર તરીકે જીતીને પાછો ફરીશ તો આ દુનિયાનું રાજ્ય સુખે ભોગવી શકીશ! માટે તૈયાર થા! " ततो युद्धाय युज्यस्व नैनं पापं अवाप्स्यसि। યુદ્ધ એ કોઈ જાતનું પાપકર્મ નથી એ બરાબર ધ્યાનમાં રાખી લે. " શ્રીકૃષ્ણ ભગવાનના આ દૈવી સંદેશ વડે નાનાનાં વિસ્ફારિત નેત્રો દૈવી પ્રતિભાથી ચમકી ઊઠયાં.[૩] પહેલાં તો નાનાએ આખા ય દેશની પરિસ્થિતિ બરાબર તપાસી લીધી. દેશબાંધવોની હેરાનગતિ ભરી અપદશા, દ્રવ્ય પડાવવા માટે તેમના પર વરસી રહેલો જુલમ, અને સ્વધર્મ ઉપર ચાલી રહેલું ભયંકર આક્રમણ વગેરે જોતાં ગુલામીના આ ઘર કરી ગયેલા જૂના રોગના ચોક્કસ નિદાનને અંતે એને એવા નિશ્ચય-નિર્ણય પર આવવું પડયું કે આ પ્રાણઘાતક રોગનો વિનાશ માત્ર એક તલવાર' વડે જ હવે થઈ શકે તેમ છે! નાનાએ પોતાના દિલની અંદર આ પરિસ્થિતિ અંગે આખરી ઉદ્દેશ કેવી જાતનો આલેખ્યો હતો તે જોકે સ્પષ્ટ રીતે બતાવી શકાય તેવું નથી, છતાં એની માન્યતા એવી હોય એમ દેખાય છે કે પહેલાં તો તલવારનો આશરો લઈને અંગ્રેજોને હાંકી કાઢવા અને પછી હિંદુસ્તાનના

સુધી બેરીર અને શોકભર્યા અવાજે કાઢતાં પડ્યાં હતાં; અને જેના પર મોગલ સામ્રાજ્યનું ભવિષ્ય દીન ભાવે મીટ માંડી રહેતું તે પેશ્વાની રાજમુદ્રા બ્રહ્માવર્તના રાજમહેલમાં વિધવા બની પોતે જ સીલબંદ બની પેટીમાં પડી રહી હતી ! પરંતુ અઝીમુલ્લાખાન પાછો ફરતાં જ ચારે બાજુ કોઈ નવી જ જાતનું ચેતનાભર્યું વાતાવરણ ફેલાઈ રહ્યું હોય એમ લાગ્યું. ધૂળમાં રગદોળાતો ભગવો ઝંડો ફરી નવલા તેજથી ચમકી રહ્યો. જેઓ જૂનાં રણગીતો લગભગ ભૂલી ગયાં હતાં, તે મરાઠાઓનાં રણવાદ્યો ફરી વાર એ વિસરાઈ ગયેલાં સંગ્રામગીતોના સૂરોથી બ્રહ્માવર્તના વાતાવરણને ગજવી રહ્યાં. પેશ્વાની રાજમુદ્રાઓ પણ પરતંત્રતાના શાપનો વિનાશ કરવા જાણે આતુર થઈ રહી. શ્રીમંત નાનાસાહેબનાં નેત્રો 'મૂળે વાઘસમાં ભયાનક અને પાણીદાર' તો હતાં જ; એમાં એનું સ્વાભિમાન છંછેડાયું હતું એટલે તો એનાં તેજ અને વિસ્તાર – ભયાનકતામાં ઉમેરો થયો હતો—અઝીમુલ્લાના યુરોપથી પાછા ફર્યા પછી તો સવિશેષ ઉમેરો થયો હતો. એમાં વળી ભગવાન્ શ્રીકૃષ્ણના "तस्मात् युद्धाय युज्यस्व" ના વીરસંદેશના શ્રવણ વડે નાનાના હૃદયમાં કોઈ નવી જ જાતની અપૂર્વ સ્ફુર્તિ ઊછળી હતી. બ્રહ્માવર્તને ખૂણે ખૂણે અનાદિ મંત્ર ઘૂમી વળ્યો : "तस्मात् युद्धाय युज्यस्व" "ઊઠ, ઊભો થા, યુદ્ધ માટે કમર કસ !" પોતાના જ દેશમાં–હિંદુસ્તાનમાં પરદેશી સત્તાની ગુલામીમાં જકડાઈને સબ્રા કરવાનું દુર્ભાગ્ય લોકોને નસીબે લખાયું હતું ! ખુદ સ્વરાજનો વિસ્તાર જ સમેટાઈ જવા જેવો થઈ રહ્યો હતો.(સ્વદેશ તેમ જ એની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના સામ–દામ–ભેદ આદિ સઘળા માર્ગો હવે નકામા નીવડી ચૂક્યા હતા. હવે એ સવાલનો નિકાલ 'યુદ્ધ વિના' નહિ જ આવે એ

નક્કી થઈ ચૂકયું હતું. " हतो वा प्राप्स्यसि स्वर्गं, जित्वा वा भोक्ष्यसे महीम् "–રણમાં ખપી જઈશ તો સ્વર્ગના સિંહાસને બેસી શકીશ; અને પરાક્રમી વીર તરીકે છતીને પાછો ફરીશ તો આ દુનિયાનું રાજ્ય સુખે ભોગવી શકીશ ! માટે તૈયાર થા ! " ततो युद्धाय युज्यस्व नैनं पापं अवाप्स्यसि । યુદ્ધ એ કોઈ જાતનું પાપકર્મ નથી એ બરાબર ધ્યાનમાં રાખી લે. " શ્રીકૃષ્ણ ભગવાનના આ દૈવી સંદેશ વડે નાનાનાં વિસ્ફારિત નેત્રો દૈવી પ્રતિભાથી ચમકી ઊઠયાં.[3] પહેલાં તો નાનાએ આખા ય દેશની પરિસ્થિતિ બરાબર તપાસી લીધી. દેશબાંધવોની હેરાનગતિ ભરી અપદશા, દ્રવ્ય પડાવવા માટે તેમના પર વરસી રહેલો જુલમ, અને સ્વધર્મ ઉપર ચાલી રહેલું ભયંકર આક્રમણ વગેરે જોતાં ગુલામીના આ ઘર કરી ગયેલા જૂના રોગના ચોક્કસ નિદાનને અંતે એને એવા નિશ્ચય-નિર્ણય પર આવવું પડયું કે આ પ્રાણઘાતક રોગનો વિનાશ માત્ર એક તલવાર વડે જ હવે થઈ શકે તેમ છે! નાનાએ પોતાના દિલની અંદર આ પરિસ્થિતિ અંગે આખરી ઉદ્દેશ કેવી જાતનો આલેખ્યો હતો તે જોકે સ્પષ્ટ રીતે બતાવી શકાય તેવું નથી, છતાં એની માન્યતા એવી હોય એમ દેખાય છે કે પહેલાં તો તલવારનો આશરો લઈને અંગ્રેજોને હાંકી કાઢવા અને પછી હિંદુસ્તાનના

[3] Nana's object, then, was to lay foundations of his future sovereignty at Cawnpore. The mighty power exercised by the Peshwas was to be restored; and to himself, the architect of his own fortunes, would belong the glory of replacing that vanished sceptre. There can be no doubt that some such thoughts influenced him." Trevelyan, page 133.

આ ધ્યેયની સિદ્ધિ કઈ રીતે કરવી એ એક જ વિચાર બ્રહ્માવર્તના રાજમહેલના દરેક વિચારી પુરુષના મનમાં ઘોળાઈ રહ્યો હતો. સ્વાતંત્ર્યપ્રાપ્તિ સારુ ખેલાનાર એ ભીષણ સંગ્રામમાં વિજય હાંસલ કરવા માટે બે બાબતો ખાસ આવશ્યક હતી. એક તો આખાય હિંદ દેશને આવરી લે એવું મહાન વિચાર-આંદોલન જગાડવું અને બીજું એ ધ્યેયની સિદ્ધિ અર્થે આખા દેશમાં એકી વખતે ક્રાંતિ જાગી ઊઠે એવી ગોઠવણ કરવી. બીજી રીતે કહીએ તો હિંદુસ્તાનને સ્વાતંત્ર્ય માટે અભિમુખ બનાવીને એ અર્થે કયા મર્મસ્થળે પહેલો ફટકો મારવો એનું માર્ગદર્શન કરાવવું. આ બંને બાબતો સ્વાતંત્ર્યના અંતિમ ધ્યેયની દૃષ્ટિએ અતિ મહત્ત્વની હતી. સિવાય એ પણ એટલું જ અગત્યનું હતું કે આ સઘળી યોજના સંપૂર્ણ તૈયાર થાય ત્યાં સુધી આ અંગેની લેશ પણ માહિતી કંપની સરકારને કાને જાય નહિ. ઇતિહાસના પાઠ ભૂલ્યા વિના, કહો કે એમાંથી લેવાના સઘળા ધડાઓ ગળે ઉતારીને બ્રહ્માવર્તમાં તુરત એક ગુપ્ત સંગઠન ઊભું કરવામાં આવ્યું.

(આ છૂપી ચળવળ ચલાવતા ક્રાંતિમંડળની માહિતી, આજે અગર તો ભવિષ્યમાં પણ કોઈ કાળે ઉપલબ્ધ થાય — બીજી અનેક ગુપ્ત સંસ્થાઓ પેઠે જ — એ અશક્ય છે છતાં, જે જે આધારભૂત હકીકતો પ્રકાશમાં આવી રહી છે તે પરથી એટલું તો સહેજે કહી શકાય તેમ છે કે આ ક્રાંતિકારી સંગઠન યોજનારી પડદા પાછળની વ્યક્તિઓના ગુણગાન તો કરીએ તેટલાં ઓછાં જ છે.[૪])

---

૪ આ સંબંધમાં ટ્રેવેલિયન લખે છે ' No society of rich and civilized Christians who ever undertook to preach the gospel of peace and goodwill can have employed a more perfect system of organization than was adopted by these rascals whose mission it was to preach the gospel of sedition and slaughter.' –*Cawnpore*, page 39

(૧૮૫૬ પહેલાં થોડા વખતે આ રાજકીય ધ્યેય પરત્વે લોકોનાં દિલ વાળી લેવા અર્થે નાનાસાહેબે આખા ય હિંદુસ્તાનમાં પ્રચારકો મોકલ્યા હતા. આ ઉપરાંત વધારેમાં તેણે પોતાની ખાસ પસંદગીના રાજકારણકુશળ એવા અંગત વિશ્વાસુ લોકોને દિલ્હીથી મ્હૈસૂર સુધી સઘળા રાજાઓ પાસે પાઠવ્યા હતા; હેતુ એવો હતો કે તેઓ પણ ક્રાંતિયુદ્ધમાં જોડાઈ ભારતીય સંઘરાજ્યનું ધ્યેય સત્ય સૃષ્ટિમાં ઉતારવામાં મદદગાર થાય. એ લોકો સાથે દરેક રાજામહારાજાઓને અંગત જુદા પત્રો પણ લખી આપ્યા હતા;) એમાં વારસ ન હોવાને બહાને દેશીરાજ્યોને ખાલસા કરી હિંદુસ્તાનને અત્યંત કનિષ્ઠ અવસ્થાએ ઉતારી દેવાનો દાવ અંગ્રેજો કેવી લુચ્ચાઈથી ખેલી રહ્યા છે, હજુ પણ ટકી રહેલાં રાજ્યોનો નિકાલ પણ આ જ ધોરણે લાવવાનો તેમનો કેવો જાતનો ઈરાદો છે, તેમજ પરતંત્રતાની ધૂંસરીમાં 'સ્વધર્મ અને સ્વરાજ્ય' ને અંગ્રેજો પોતાની એડી તળે કેવા કચડી રહ્યા છે, તે સઘળું બહુ જ સ્પષ્ટ રીતે સમજાય તેવા શબ્દોમાં આબેહૂબ રીતે ઉતારવામાં આવ્યું હતું. પત્રને છેવટે દરેક રાજાને એવી આગ્રહભરી વિનંતી કરવામાં આવી હતી કે પોતાના જ સ્વાતંત્ર્યને ચિરંજીવી કરવા જે મહાન્ ક્રાંતિયુદ્ધ મંડાવાનું હતું તેમાં હરેકે જોડાઈ જવું. (કોલ્હાપુર, પટવર્ધન સંસ્થાનો, અયોધ્યાના નવાબ, બુંદેલખંડના રાજા વગેરે અનેક રજવાડાંઓમાં નાનાસાહેબે આવી જાતના પત્રો મોકલ્યાના સ્પષ્ટ પુરાવાઓ મોજૂદ છે) (મ્હૈસૂર રાજ્યમાં મોકલવામાં આવેલા નાનાસાહેબના એક દૂતને તો અંગ્રેજોએ અટકમાં પણ લીધો હતો. આ માણસે આપેલી જુબાની એટલી કિંમતી છે કે અહીં તે અક્ષરેઅક્ષર ઉતારી છે તે કહે છે: "અયોધ્યા પ્રાંત ખાલસા કરતા પહેલાં આશરે ત્રણેક મહિના અગાઉ નાનાસાહેબે આ પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. શરૂઆતમાં

સઘળા રાજાઓના એક સંયુક્ત ઝંડા તળે હિંદુસ્તાનની કેન્દ્રસત્તા સ્થાપવી. આંતર કલહો અને પક્ષભેદના દાવાનળમાં સપડાઈ જતાં હિંદદેશ પરતંત્રતાની ઘોર યાતનામાં કેમ કરતાં ફસાઈ પડ્યો હતો એનો મૂર્તિમંત ઇતિહાસ નાનાની આંખ સામે નાચી રહ્યો. તેની સન્મુખ એક બાજુ શિવાજી મહારાજની તો બીજી બાજુ ખુદ પોતાના પિતા બાજીરાવ બીજાની ચિત્રપ્રતિમા દેખાતી હતી. આ બંને ચિત્રો એકીસાથે નજરે આવતાં જ પૂર્વેની વૈભવશાળી સ્થિતિ અને આજની શરમજનક હીન દશા વચ્ચેનો વિરોધ તીવ્ર સ્વરૂપે તેના ખ્યાલમાં આવ્યો !(માટે પહેલાં તો સહુના સહકાર વડે રણમેદાનમાં લડીને ભારતનું સ્વાતંત્ર્ય પાછું પ્રાપ્ત કરવું, ને પછી અંદર અંદરના કલહો અને પક્ષભેદો મિટાવી દઈ, દુનિયાના સ્વતંત્ર દેશોની પરિષદમાં ભારતને પણ ગૌરવભર્યું સ્થાન મેળવી આપે એવી અખિલ ભારતીય સંઘ રાજ્યોની શાસનપ્રણાલિ હિંદુસ્તાનમાં ઊભી કરવી, એ નાનાસાહેબનો સૌથી પ્રથમ અમલી કાર્યક્રમ બન્યો.)

(વળી હિંદુસ્તાન એટલે હિંદુ અને મુસલમાનોનું સંયુક્ત રાષ્ટ્ર, એ જ અર્થ નાનાના મનમાં એ વેળા સ્થિર-નિશ્ચિત સ્વરૂપે ગોઠવાયો હતો.) હિંદમાં જ્યાં સુધી મુસલમાનો રાજકર્તા તરીકે વસતા હતા ત્યાં સુધી તેમની સાથે ભાઈભાઈના દાવે વર્તવામાં—એ રીતે સાથે રહેવામાં આનંદ સમજવામાં એક રીતે આપણી રાષ્ટ્રીય અસ્મિતાની નબળાઈ સમાયલી હતી; આ કારણે મુસલમાનોને પરદેશી ગણવા એ તે વેળાના હિંદુઓ માટે યોગ્ય અને આવશ્યક હતું. પરંતુ એ મોગલ સત્તાનો સૈકાઓના યુદ્ધને અંતે પૂરો વિનાશ પંજાબમાં ગુરુ ગોવિંદસિંહે, રજપૂતાનામાં રાણા પ્રતાપસિંહે, બુંદેલખંડમાં રાજા

છત્રસાલે અને દિલ્હીમાં તો ખુદ ત્યાંના મયૂરાસન પર આરૂઢ બનીને મરાઠાઓએ સિદ્ધ કર્યો હતો. હિંદુપદ પાદશાહીએ એ મુગલાઈ સામ્રાજ્યને હરાવીને એને નામશેષ દશામાં આણ્યું હતું, અને આખા હિંદમાં પોતાની અસ્મિતા ફરી પ્રસ્થાપિત કરી હતી. હવે પછી મુસલમાનો સાથે હાથ મિલાવવામાં કોઈ રીતે રાષ્ટ્રનું અપમાન ગણાય તેવું રહ્યું નહોતું; ઊલટું એ તો ઉદારતાપૂર્વક સાધેલ સહકાર હતો. અર્થાત્ હિંદુમુસલમાનો વચ્ચેના અંદર અંદરના કલહને ભૂતકાળમાં દફનાવી દેવામાં હરકત નહોતી. હવે આ વેળાનો સંબંધ વિજેતા રાજકર્તાઓ અને પરાજિત પ્રજા તરીકેનો નહોતો, પરંતુ ધર્મનો પ્રશ્ન બાજુ પર રાખતાં એ સંબંધ ભાઈભાઈના સરખો થતો હતો. બંને કોમો એક જ હિંદભૂમિની સંતતિ હતી. બંનેનાં નામ ભલે જુદાં હોય પરંતુ બંને એક જ માતાના ખોળામાં રમતા હતા. અને એ રીતે હિંદ-ભૂ બંનેની માતા બની જતાં બંનેમાં એક જ લોહી વહેતું હોઈ બંને માજણ્યા ભાઈઓ બન્યા હતા. (નાનાસાહેબ, બહાદુરશાહ, મૌલવી અહમદશાહ, ખાન બહાદુરખાન અને ૧૮૫૭ની ક્રાંતિના બીજા અનેક અનામી આગેવાનો ઓછાવધતા પ્રમાણમાં પણ આ જાતની બંધુભાવનાથી પ્રેરાઈને અંદર અંદરનો વેરભાવ ભૂલી જઈ (એ વેર સંભારી રાખવામાં આજની ઘડીએ અદૂરદર્શિતા અને મૂર્ખાઈની નિશાની જ હતી.) સ્વદેશના ઝંડા તળે એકત્ર મળ્યા. ટૂંકમાં નાનાસાહેબ અને અઝીમુલ્લાના કાર્યક્રમમાં જે ઉદાર ધોરણ સ્વીકારાયું હતું તે એ જ હતું કે પહેલાં હિંદુ અને મુસલમાનોએ સાથે મળી ખભેખભો મિલાવી સ્વદેશ-સ્વાતંત્ર્ય અર્થે લડવું, અને ઇચ્છિત સ્વતંત્રતા પ્રાપ્ત થતાં જ હિંદી રાજવીઓના આધિપત્ય તળે હિંદુસ્તાનનું એક સંગઠિત સંઘરાજ્ય બનાવવું !)

કોઈના જવાબો આવતા નહિ, કેમકે કોઈને વિજયની ખાતરી દેખાતી નહોતી! પરંતુ અયોધ્યા ખાલસા થયાનું જણાતા જ નાનાસાહેબે પત્રોનો એવો ધોધ ચલાવ્યો કે ધીરે ધીરે લખનૌ સરકારને નાનાના કથનમાં કાંઈક સત્ય છે એમ જણાયુ પુર્બીયાનો આગેવાન રાજા માનસિંહ પણ એ જ વિચાર ઉપર આવ્યો. સિપાઈઓએ પોતાનુ સગઠન આદરવાનો પ્રયત્ન શરૂ કરી દીધો અને લખનૌ સરકારે તેમને મદદ પણ કરવા માંડી અયોધ્યા ખાલસા થતા સુધી કોઈના તરફથી જવાબ આવ્યા નહોતા; પણ એ બનાવ બનતા વાર હરેક જણની ઊંઘ ઊડી ગઈ, અને હરેકે નાના સાથે ખાનગી જોડાણની શરૂઆત કરી દીધી આગળ જતા કાનૂસોનો સવાલ ઊભો થયો, લોકો પણ છંછેડાયા ને પછી તો પૂછવું જ શુ ? નાના ઉપર પત્રોનો ધોધ વહેવો શરૂ થયો!"[૫] આ માણસે નાનાસાહેબે જે

[૫] "For months, for years indeed, they had been spreading their network of intrigues all over the country. From one native court to another, from one extremity to another of the great continent of India, the agents of Nana Sahib had passed with overtures and invitations discreetly—perhaps mysteriously—worded to princes and chiefs of different races and religions, but most hopefully of all to the Maharattas...There is nothing in my mind more substantiated than the complicity of Nana Sahib, in widespread intrigues before the outbreak of the Mutiny The concurrent testimony of witnesses examined in parts of the country widely distinct from each other takes this story altogether out of the regions of the conjectural '—Kaye's *Indian Mutiny*, Vol. I, pages 24–25.

જુદા જુદા રાજામહારાજાઓને પત્રો મોકલ્યા હતા તેની લાંબી નામાવલિ પણ આપી છે.)

આ રીતે આ સ્વાતંત્ર્યસંગ્રામનો ખાનગી પ્રચાર ચાલતો હતો તે વેળા મુખ્યત્વે તો દિલ્હીના દીવાનેખાસમાં ક્રાંતિનાં બીજોનાં મૂળ દૃઢ થવા માંડયાં હતાં. અંગ્રેજોએ દિલ્હીના બાદશાહની માત્ર બાદશાહી જ ખેંચી લીધી હતી એટલું જ નહિ, પરંતુ બાબરના વંશજની 'બાદશાહ'ની પદવી પણ ઉડાવી દેવાનો તેમણે તાજેતરમાં ઠરાવ કર્યો હતો. આવી વિકટ પરિસ્થિતિ આવી લાગતાં જ દિલ્હીના બાદશાહે તથા તેની અત્યંત વહાલી, ચતુર અને દૃઢનિશ્ચયી બેગમ ઝિન્નતમહાલે બંનેએ મનમાં નક્કી જ કરી દીધું કે પોતાનો અસલ વૈભવ ફરી મેળવવાની આવી સુંદર તક હાથમાંથી જવા ન દેવી. તેઓ મક્કમ નિશ્ચય પર આવ્યાં કે મરવું જ હોય તો દિલ્હીના બાદશાહ અને તેની બેગમને છાજે એવા પ્રતિષ્ઠાભર્યા મૃત્યુને ભેટવું. એ અરસામાં ઈરાનના શાહ સાથે અંગ્રેજો યુદ્ધમાં ઊતર્યા હતા. આ તકે હિંદુસ્તાનમાં પણ બળવો જાગે તો પોતાને લાભ જ થશે એ વિચારે ઈરાનના શાહે દિલ્હીના બાદશાહ સાથે ખાનગી રાજકીય પત્રવહેવાર શરૂ કરી દીધો હતો. બાદશાહના જાહેરનામામાં એવો સ્પષ્ટ નિર્દેશ હતો કે દિલ્હીના સમ્રાટ તરફથી ઈરાનના શાહના દરબારમાં ખાસ વિશ્વાસુ દૂતો પણ મોકલવામાં આવ્યા હતા. આ હિલચાલો ઈરાનના શાહના દરબારમાં ચાલી રહી હતી તે વેળા ખુદ દિલ્હી શહેરમાં હૃદયના ઠેઠ ઊંડાણમાંથી લોકોની લાગણીઓ ઉશ્કેરવા માટે એક પ્રચંડ આંદોલન શરૂ થઈ ચૂક્યું હતું; એ સારુ આખા દિલ્હી શહેરમાં જાહેર ભીંતપત્રો પણ ચોડવામાં આવ્યા હતા. ૧૮૫૭માં લખેલ એક પ્રસિદ્ધ જાહેરનામામાં

લખ્યું છે: "ફિરંગીઓ પાસેથી હિંદુસ્તાનને સ્વતંત્ર કરવા અર્થે ઈરાનનું લશ્કર આવી રહ્યું છે. માટે કાફરોના ત્રાસમાંથી છૂટવા અર્થે, હવે નાના તેમ જ મોટા, આબાલવૃદ્ધ, અભણ અને ભણેલા, નાગરિકો તેમ જ સૈનિકો, હરેકહરેક હિંદી ભાઈએ રણમેદાનમાં ઊતરી પડવું જોઈએ.[૬] આ ભીંતપત્રો દિલ્હી શહેરમાં જાહેર રીતે ચોડાતા અને વંચાતા હતા છતાં એ કોણ ચોડે છે એની કોઈ તરેહની લેશ પણ માહિતી અંગ્રેજોને મળતી નહોતી) હિંદનાં છાપાંઓમાં પણ આ જાહેરનામાંઓ પ્રગટ થતાં હતાં; સિવાય સાંકેતિક અને ગૂઢ ભાષામાં વારંવાર એ છાપાંઓમાં એને અંગેના અભિપ્રાયો પણ પ્રગટ કરવામાં આવતા હતા. દિલ્હીના રાજમહેલમાં વસતા શાહજાદાઓ તેમ જ તેમના આશ્રિતો કોઈ વાર છૂપી રીતે તો કોઈ વાર જાહેર રીતે આ અસંતોષ ફેલાવતા હતા, તેમ જ ગુપ્ત કારસ્થાનોની જાળ ગૂંથતા હતા. (રાજા જવાનબખ્તના ઘોડો ફેરવવાના મેદાનમાં (Riding Ground) સાર્જંટ ફ્લેમિંગનો દીકરો ૭ વરસો સુધી ઘોડો ફેરવ્યા કરતો હતો. પણ ૧૮૫૭ના એપ્રિલમાં આ અંગ્રેજ જુવાન જ્યારે વજીર મહેબૂબઅલીને નિવાસસ્થાને ગયો ત્યારે એ જવાનબખ્ત એકાએક ગુસ્સામાં આવી પેલા અંગ્રેજ જુવાનને કહેવા લાગ્યો: "ખબરદાર, હવેથી અહીં પગ દીધો છે તો! ચાલ્યો જા કોઈ ફિરંગીનું મોં જોતાં જ મારું લોહી હવે ઊકળી ઊઠે છે!" અને ગુસ્સાના આવા કડક શબ્દો સંભળાવ્યા પછી જવાનબખ્તે પેલા અંગ્રેજ જુવાનના મોં પર થૂંક્યો.[૭] બેશક, બીજાઓ આ ચીડિયા શાહજાદા જેવું વર્તન

---

[૬] Kaye's *Indian Mutiny*, Vol. II, page 30.

[૭] "Jawan Bakht commenced abusing, declaring that

ન બતાવતાં સઘળી યોજનાઓ ગુપ્ત રીતે પાર પાડતા હતા. મિસેસ ઓલ્ડવેલ નામની અંગ્રેજ બાનુએ જુબાની આપતી વેળા ખુદ પોતાને કાને સાંભળ્યાનું કહ્યું છે કે અનેક મુસ્લિમ માતાઓ અંગ્રેજોનો જડમૂળથી નાશ થાય એટલા માટે ખુદાની બંદગી કરવાને પોતાનાં બાળકોને કહેતી.[૮] દિલ્હીના બાદશાહના ખાનગી કારભારી ( Private Secretary ) મુકુંદલાલે લખ્યું છે: "રાજમહેલના દરવાજામાં બેસીને મોગલો અને બીજાઓ સાથે મળી બળવાની ચર્ચા કરતા સિપાઈઓ હવે તુરતમાં ફિતુર થશે, દિલ્હીનું લશ્કર પણ અંગ્રેજો વિરુદ્ધ નીકળી પડશે, અને પછી આખી પ્રજા અને લશ્કર બંને મળી ફિરંગીઓની ધૂંસરી ફગાવી દઈ સ્વરાજ ભોગવતા થશે, વગેરે જાતના અગર એને મળતા અભિપ્રાયો સહુ જાહેર કરતા. લોકોના દિલમાં એક એવી આશા નિર્માણ થઈ ચૂકી હતી કે એક વાર સ્વરાજ મેળવી લીધું કે પછી સઘળી સત્તા અને અધિકાર પોતાના હાથમાં રહેવાના !" આ રીતે દિલ્હીના હરેકેહરેક ઘરમાં પ્રજાજનો છંછેડાઈ ગયા હતા; આ દારૂગોળાનો ધડાકો થવામાં હવે માત્ર જામગરી ચપાય એટલું જ બાકી રહ્યું હતું.)

દિલ્હી અને બ્રહ્માવર્તની રાજધાનીઓ પેઠે જ લખનૌમાં પણ ક્રાંતિયુદ્ધની જ્વાળાઓ ભભૂકવાની શરૂઆત થઈ ચૂકી હતી; ડેલહાઉસીની રાજ્યતૃષ્ણાના છેલ્લા બલિદાન તરીકે જે અયોધ્યા

the sight of the Kaffir Feringhi disturbed his serenity, spat in his face and desired him to leave. "—*Military Narrative*, ( page 374. )

[૮] Trial of the King of Delhi.

હોમાયું હતું, એની રાજધાની લખનૌ ક્રાંતિના આવા દાવાનળમાં શી રીતે પછાત રહી શકે? લખનૌનો નવાબ અને તેનો વજીર બંને કલકત્તા નજીક રહેતા હતા. બહારથી જોનારને તો એમ જ ભાસે કે લખનૌનો વજીર ભારે મોજવિલાસમાં પડ્યો છે; પણ ખરું જોતાં અલી નખ્ખીખાન પણ નાનાસાહેબની પેઠે જ કલકત્તા નજીક ચાલી રહેલા કાવતરાની રૂપરેખાઓ દોરવામાં ગૂંથાયેલો રહેતો. બંગાળાના સિપાઈઓને પોતાને પક્ષે ખેંચી લઈ બરાબર ઠરાવેલે સમયે તેમણે ક્યારે અને શી રીતે આવી મળવું એ વિષેની તેની છૂપી છતાં વિશાળ અને હિંમતભરી યોજનાઓ જોતાં હરકોઈ વ્યક્તિ અલી નખ્ખીખાનની બુદ્ધિનાં વખાણ કર્યા વિના ન જ રહી શકે. સિપાઈઓમાં અંગ્રેજો વિરોધી ભાવનાઓ પ્રગટાવવા સારુ તેણે ફકીર તેમ જ સંન્યાસીઓને વેશે પોતાના કેટલા ય પ્રચારકો લશ્કરમાં ફરતા કરી દીધા હતા. લશ્કરના દેશી ઉપરી-અધિકારીઓ સાથે તેણે પત્રવહેવાર આદર્યો, અને એ દ્વારા કંપનીની નોકરી કરતાં સ્વરાજ્યમાં કેવો મોટો લાભ સમાયેલો છે એ બિના તેમના ધ્યાનમાં પાકી રીતે ઠસાવી દીધી. અયોધ્યા ખાલસા કરવામાં અંગ્રેજોએ કરેલ અક્ષમ્ય અપરાધો, નવાબના રાજકુટુંબીઓનાં તેમણે કરેલાં ભારે અપમાનો, ખુદ બેગમો અને રાણીઓને ધક્કા મારીને રાજમહેલમાંથી હાંકી કાઢ્યાની વિગતો, વગેરે સળગાવી મૂકે તેવા અત્યાચારોનાં દશ્યો, એવી હૃદયદ્રાવક રીતે સિપાઈઓ પાસે રજૂ કરવામાં આવતાં કે તેમની આંખમાંથી આંસુઓની ધારાઓ રેલાતી. એ વર્ણનો સાંભળતાં સાંભળતાં જ સિપાઈઓ એવા તો ઉશ્કેરાઈ જતા કે દરેક જણ હાથમાં ગંગાજળ લઈને અગર તો કુરાન પર હાથ મૂકીને સોગન લેતો કે "ખોળિયામાં પ્રાણ હશે ત્યાં સુધી અમે અંગ્રેજી સત્તાના ભુક્કા કરી નાખવા એ જ જીવનનું

ધ્યેય છે એમ માનશું !" આ રીતે જ્યારે સુબેદાર–મેજર, સુબેદાર અને જમાદાર સરખા મુખ્ય, મુખ્ય અધિકારીઓ પ્રતિજ્ઞાથી બંધાતા ત્યારે તો આખી ટુકડીઓ જ આપોઆપ એ જ ધ્યેયને સ્વીકારી લેતી. આ રીતે જાતજાતની યુક્તિપ્રયુક્તિઓ દ્વારા અયોધ્યાના વજીરે બંગાળ માંહેનું આખું લશ્કર પોતાના પક્ષમાં આણ્યું હતું.૯ [બંગાળ માંહેનું લશ્કર એટલે અયોધ્યા, આગ્રા વગેરે પ્રદેશનું પરંતુ બંગાળમાં કેમ્પ નાખી પડેલું લશ્કર. આમાં પુરભય્યા, મુસલમાન અને હિંદુઓની ભરતી થયેલી હતી. પંજાબના શીખ લોકોની પેઠે જ બંગાળી લોકો (બ્રાહ્મોધર્મી, ભણેલાઓ, વગેરે) ક્રાંતિયુદ્ધની વિરુદ્ધમાં હતા. એટલે તો ક્રાંતિવાદીઓ 'બાબુ' લોકો પર ભારે રોષ રાખતા હતા–મરાઠી ભાષાંતરકર્તા.] ખુદ કલકત્તાના કિલ્લા ફોર્ટ વિલિયમમાં પણ અલી નખ્ખીખાનના દૂતો ક્રાંતિનો સંદેશ ખાનગી રીતે ફેલાવ્યા જ કરતા હતા.)

૯ બરાકપુરના સિપાઈઓના પત્રો જ અંગ્રેજોને હાથ લાગ્યા હતા. એ પત્રો જ 'કે' એ પુરાવા તરીકે સામેલ રાખ્યા છે. "The second grenadier said that the whole regiment is ready to join the Nabob of Oudh." "Subahadars said that they would join the Nabob of Oudh." Subahadar Madarkhan, Sirdar Khan and Ram Shahi Lal said, "that in treachery no one could come up to the level of the 'Beti-Choot' Feranghis. Though the Nabob of Oudh gave up his Kingdom, he could not even get a pension." Many other letters, like this, the English came across afterwards.—Kaye's *Indian Mutiny*, Vol I, page 429. (These regiments consisted of the sepoys from Oudh, Agra, and were only stationed in Bengal—Author's note).

જુદા જુદા રાજાઓ અને સંસ્થાનિકોને પત્રો લખીને તેમનામાં પડેલી સુષુપ્ત શક્તિને જગાડવાનું કામ મુખ્યત્વે નાનાસાહેબના હાથમાં હતું. બ્રહ્માવર્ત, દિલ્હી, લખનૌ, સાતારા વગેરે પ્રમુખ રાજસત્તાનાં કેન્દ્રો આ ક્રાંતિમાં સામેલ હોવાથી—આગળ પડતો ભાગ લઈ રહેલ હોવાથી એ કાર્ય માટે નાણાનો તોટો પડવાનો તો કદી સંભવ જ નહોતો. (સમાજમાં જે જે લોકોની થોડી ઘણી પણ લાગવગ અને પ્રતિષ્ઠા હતી એવા સઘળાઓને પોતાના પક્ષમાં લઈ લેવા અર્થે ફકીર, પંડિત, સંન્યાસી વગેરેને તુરત તેમની પાસે રવાના કરી દેવામાં આવતા.) એ સઘળા ફકીરો સાચેસાચા ફકીરો હતા એમ કહેવું જોખમભર્યું જ ગણાય. કેટલાએક ફકીરો તો કોઈ અમીરના ઠાઠથી ફરતા. મુસાફરી અર્થે તેમને હાથીઓ આપવામાં આવ્યા હતા. પગથી માથા સુધી શસ્ત્રસજ્જ બનેલા સિપાઈઓ એમના રક્ષણ અર્થે સાથે ફરતા. એમની છાવણીનો દેખાવ જાણે લશ્કરી છાવણી પડી હોય એવો જ હંમેશાં રહેતો! આવા ઠાઠમાઠથી ફરતા હોવાથી લોકો પર તેમની અજબ છાપ પડતી, સિવાય સરકારને વહેમ આણવાને પણ બહુ કારણ મળતું નહિ. લોકોમાં આદરપાત્ર બનેલા મોટા મોટા મૌલવીઓને આ પવિત્ર રાજકીય યુદ્ધનો પ્રચાર કરવા સારુ હજારો રૂપિયા આપીને રવાના કરવામાં આવતા. આ સઘળા મૌલવીઓ અને પંડિતો, ફકીરો અને સંન્યાસીઓ, દેશના એક છેડાથી બીજા છેડા સુધી રખડીને શહેરે શહેરે અને ગામડે ગામડે ફરીને, ખાનગીમાં આ રાજકીય યુદ્ધનો પ્રચાર કરી રહ્યા હતા. આ જાતની ભૂમિકા તૈયાર થતાં જ જુદી જુદી ગુપ્ત ટોળીઓએ સ્વતંત્ર રીતે પ્રચાર કરવાનું પણ આદરી દીધું. પગારદાર પ્રચારકોનું સ્થાન અને કામ હવે

સ્વયંસેવક પ્રચારકોએ ઉપાડી લીધું. આવા લોકોએ ભિક્ષા અર્થે ઘેરઘેર ભટકીને આખા દેશમાં સ્વાતંત્ર્ય, સ્વદેશભક્તિ અને સ્વધર્મ-પ્રેમનાં બીજો લોકોમાં હિંમત અને શક્તિ પેદા કરવા અર્થે રોપવા માંડયાં. આ સ્વાતંત્ર્યસંગ્રામની તૈયારી એટલી તો કાળજી અને સાવધાનીથી ચાલ્યા કરતી હતી કે રાજખટપટ અને કપટજાળમાં કાબેલ ગણાતા અંગ્રેજોને એ દાવાનળ પ્રત્યક્ષ સળગી ઊઠતા સુધી એની લેશ પણ ભાળ સાંપડી નહોતી!) કોઈ ફકીર અગર સંન્યાસી એકાદ ગામમાં આવી પહોંચતાં જ ગામ આખામાં અસંતોષનો અગ્નિ ધૂંધવાઈ રહેતો; કોઈ કોઈ વાર અંગ્રેજોને કાને આના ભાંગ્યાતૂટયા ખબર પહોંચી પણ જતા ખરા. બજારમાં ઝીણી ઝીણી ચર્ચાઓ શરૂ થતી. ભિસ્તી લોકો 'સાહેબ'ને બંગલે પાણી પહોંચાડવાની ના સંભળાવતા. અંગ્રેજ કુટુંબોમાંથી 'આયા'ઓ કશી ચેતવણી આપ્યા વિના જ ચાલી જતી. 'મેમસાહેબ'ની હાજરીમાં બબરચીઓ ઈરાદાપૂર્વક અધૂરો ડ્રેસ પહેરીને હાજર થતા; એટલું જ નહિ પણ ચપરાશી હિંદી છોકરાઓ સંદેશો પહોંચાડવા જતી વેળા પોતાના 'સાહેબ' સામે કારણ વિના જ ટટ્ટાર રીતે ચાલતા અગર તો તેમની મશ્કરી કરવા કોઈ કોઈ વાર બાઘાઈ બતાવી ચાળા પણ પાડતા.[૧૦] છતાં લોકોમાં દેખાતી આ અસાધારણ જાગૃતિ પ્રત્યે કેવળ આશ્ચર્ય વ્યક્ત કરવા ઉપરાંત અંગ્રેજોને કોઈ ખાસ શંકા પેદા થઈ નહોતી. એ ફકીરો અને પંડિતો વિશેષે કરી સિપાઈઓની છાવણીની આસપાસ જ ફર્યા કરતા. હિંદુ તેમ જ મુસલમાન સિપાઈઓ પોતાના ધર્મગુરુઓ પ્રત્યે પુષ્કળ આસ્થાવાળા હોવાથી અંગ્રેજોને જોકે કોઈ વાર એમના વિષે શંકાશીલ થવાનું મન થઈ

---

[૧૦] Trevelyan's *Cawnpore*.

આવતું, છતાં તેમની વિરુદ્ધનાં કશાં પગલાં લેવા સરકાર હિંમત કરી શકતી નહોતી. સરકારને એવો ભય કહ્યા કરતો કે તેમનું એવું પગલું સિપાઈઓના અસંતોષમાં કદાચ ને ઉમેરો કરનારું બની જાય તો ! એક વેળા આવા એક સંન્યાસીએ સિપાઈઓના ઠેઠ ઘરમાં પેસીને ક્રાંતિયુદ્ધનાં બીજો વાવ્યાની બાતમી સરકારને અચાનક મળી. તુરત ત્યાંના (મીરતના) અંગ્રેજ સેનાપતિએ સિપાઈઓના કૅમ્પની પાસે ધામો નાખી પડેલા પેલા સંન્યાસીને ત્યાંથી ચાલ્યા જવાનું ફરમાવ્યું. એ હુકમ મળતાં જ કોઈ નિરુપદ્રવી સદ્‌ગૃહસ્થની પેઠે એ હિંમતવાન પ્રભાવશાળી સંન્યાસીએ હાથી પર સ્વારી કરી ત્યાંથી પાસેના જ બીજા ગામડામાં જઈ સિપાઈઓને જ ઘેર ધામા નાખ્યા ![11] પેલો સ્વદેશપ્રેમી મૌલવી અહમદશાહ, જેના નામની *કીર્તિપ્રભા સારા ય હિંદુસ્તાનમાં સદૈવ ઝળકી રહી છે, ને જેનાં* મહાન પરાક્રમભર્યાં કાર્યોનું વર્ણન હજુ આગળ અમે કરવાના જ છીએ, તે પણ આ જ મિસાવે સારા ય દેશમાં ફરીને ક્રાંતિનો પ્રચાર કરવા લાગ્યો. આખરે જ્યારે તેણે દસ દસ હજાર લોકોની પ્રચંડ સભાઓ સમક્ષ જાહેર પ્રચાર આરંભ્યો અને કહેવા માંડ્યું કે 'જો સ્વધર્મ અને સ્વદેશને બચાવવા હોય તો અંગ્રેજોને દેશમાંથી મારીને હાંકી કાઢ્યા સિવાય બીજો માર્ગ નથી' ત્યારે જ તેને પકડવામાં આવ્યો; અને પછી તો રાજદ્રોહના આરોપસર અંગ્રેજોએ એને ફાંસીની શિક્ષા ફરમાવી !

એ કાળે એવો રિવાજ હતો કે દરેક લશ્કરી ટુકડી સાથે એકેક મુલ્લાં અને એકેક પંડિત ધાર્મિક પ્રસંગો સારુ રાખવામાં આવે. આ રિવાજને બહાને ઘણા ક્રાંતિકારીઓ મુલ્લાં અને પંડિતો તરીકે

11 *The Meerut Narrative.*

લશ્કરી નોકરીમાં જોડાઈ ગયા; એ લોકો રાત્રિની વેળા સિપાઈઓને એકઠા કરી પોતાના ક્રાંતિના સિદ્ધાંતો ખાનગી રીતે તેમને સમજાવતા. આ રીતે એ રાજદ્વારી સંન્યાસીઓ, પંડિતો અને મૌલવીઓએ સતત બે વર્ષ સુધી પ્રચાર કરીને ભાવિમાં ખેલાનારા ભીષણ જંગની પૂર્વભૂમિકા તૈયાર કરી.)

ગામડાંઓમાં જ્યારે આ જાતના ફિરસ્તા-સંન્યાસીઓ, તેમ જ પ્રવાસી-પ્રચારકો ક્રાંતિનો સંદેશ સંભળાવી રહ્યા હતા ત્યારે મોટાં શહેરોમાં એ કામ સ્થાનિક પ્રચારકોએ ઉપાડી લીધું હતું. મોટાં મોટાં તીર્થસ્થાનો જ્યાં હજારોની સંખ્યામાં યાત્રાળુઓ એકઠા થતા, ત્યાં ક્રાંતિ-પ્રચારકો પહોંચી જતા અને ફિરંગીઓએ ઝૂંટવી લીધેલી રાજસત્તા વિષે લોકોના દિલમાં જે અપ્રગટ છૂપો વિરોધ સમાયલો હતો તેને અંગ્રેજો પ્રત્યેના તીવ્ર દ્વેષમાં સહેજે ફેરવી નાખતા. ગંગા સરખા તીર્થક્ષેત્રને કાંઠે કેવી અજબ ધમાલ ચાલી રહી હતી, સ્નાનના સંકલ્પની સાથે જ ક્રાંતિયુદ્ધનો સંકલ્પ કેવી રીતે કરાવાતો હતો, વગેરે માહિતી તે તે સ્થાનના બળવાની હકીકત લખતી વેળા આગળ આપવામાં આવશે. એ યાત્રાસ્થાનોમાં તો ફિરંગીઓ પ્રત્યેનો દ્વેષ એવી કક્ષાએ પહોંચ્યો હતો કે, કાશીનાં મંદિરોમાં તો અનેક રાજામહારાજાઓની આજ્ઞાનુસાર ત્યાંના ક્રાંતિપક્ષને વિજય મળે એટલા ખાતર આચાર્યો દ્વારા મોટી મોટી જાહેર પ્રાર્થનાઓ પણ કરવામાં આવતી.[૧૨]

(દરેક પળે સ્વધર્મ અને સ્વરાજનું અપમાન કઈ રીતે કરવામાં આવતું હતું તેનો ચોખ્ખો ખ્યાલ સામાન્ય જનતાને બહુ જ સહેલી અને સરળ ભાષામાં આણી આપવા અર્થે ક્રાંતિકારીઓએ સર્વગ્રાહી

૧૨ *Red Pamphlet.*

આવતું, છતાં તેમની વિરુદ્ધનાં કશાં પગલાં લેવા સરકાર હિંમત કરી શકતી નહોતી. સરકારને એવો ભય હતો કે તેમનું એવું પગલું સિપાઈઓના અસંતોષમાં કદાચ ને ઉમેરો કરનારું બની જાય તો ! (એક વેળા આવા એક સંન્યાસીએ સિપાઈઓના ઠેઠ ઘરમાં પેસીને ક્રાંતિયુદ્ધનાં બીજો વાવ્યાની બાતમી સરકારને અચાનક મળી. તુરત ત્યાંના (મીરતના) અંગ્રેજ સેનાપતિએ સિપાઈઓના કૅમ્પની પાસે ધામો નાખી પડેલા પેલા સંન્યાસીને ત્યાંથી ચાલ્યા જવાનું ફરમાવ્યું. એ હુકમ મળતાં જ કોઈ નિરુપદ્રવી સદ્દગૃહસ્થની પેઠે એ હિંમતવાન પ્રભાવશાળી સંન્યાસીએ હાથી પર સ્વારી કરી ત્યાંથી પાસેના જ બીજા ગામડામાં જઈ સિપાઈઓને જ ઘેર ધામા નાખ્યા ![11]) પેલો સ્વદેશપ્રેમી મૌલવી અહમદશાહ, જેના નામની કીર્તિપ્રભા સારા ય હિંદુસ્તાનમાં સદૈવ ઝળકી રહી છે, ને જેનાં મહાન પરાક્રમભર્યાં કાર્યોનું વર્ણન હજુ આગળ અમે કરવાના જ છીએ, તે પણ આ જ મિસાલે સારા ય દેશમાં ફરીને ક્રાંતિનો પ્રચાર કરવા લાગ્યો. આખરે જ્યારે તેણે દસ દસ હજાર લોકોની પ્રચંડ સભાઓ સમક્ષ જાહેર પ્રચાર આરંભ્યો અને કહેવા માંડયું કે 'જો સ્વધર્મ અને સ્વદેશને બચાવવા હોય તો અંગ્રેજોને દેશમાંથી મારીને હાંકી કાઢવા સિવાય બીજો માર્ગ નથી' ત્યારે જ તેને પકડવામાં આવ્યો; અને પછી તો રાજદ્રોહના આરોપસર અંગ્રેજોએ એને ફાંસીની શિક્ષા ફરમાવી !

(એ કાળે એવો રિવાજ હતો કે દરેક લશ્કરી ટુકડી સાથે એકેક મુલ્લાં અને એકેક પંડિત ધાર્મિક પ્રસંગો સારુ રાખવામાં આવે. આ રિવાજને બહાને ઘણા ક્રાંતિકારીઓ મુલ્લાં અને પંડિતો તરીકે

11 *The Meerut Narrative.*

લશ્કરી નોકરીમાં જોડાઈ ગયા; એ લોકો રાત્રિની વેળા સિપાઈઓને એકઠા કરી પોતાના ક્રાંતિના સિદ્ધાંતો ખાનગી રીતે તેમને સમજાવતા. આ રીતે એ રાજદ્વારી સંન્યાસીઓ, પંડિતો અને મૌલવીઓએ સતત બે વર્ષ સુધી પ્રચાર કરીને ભાવિમાં ખેલાનારા ભીષણ જંગની પૂર્વભૂમિકા તૈયાર કરી.)

ગામડાંઓમાં જ્યારે આ જાતના ફિરસ્તા-સંન્યાસીઓ, તેમ જ પ્રવાસી-પ્રચારકો ક્રાંતિનો સંદેશ સંભળાવી રહ્યા હતા ત્યારે મોટાં શહેરોમાં એ કામ સ્થાનિક પ્રચારકોએ ઉપાડી લીધું હતું. મોટાં મોટાં તીર્થસ્થાનો જ્યાં હજારોની સંખ્યામાં યાત્રાળુઓ એકઠા થતા, ત્યાં ક્રાંતિ-પ્રચારકો પહોંચી જતા અને ફિરંગીઓએ ઝૂંટવી લીધેલી રાજસત્તા વિષે લોકોના દિલમાં જે અપ્રગટ છૂપો વિરોધ સમાયલો હતો તેને અંગ્રેજો પ્રત્યેના તીવ્ર દ્વેષમાં સહેજે ફેરવી નાખતા. ગંગા સરખા તીર્થક્ષેત્રને કાંઠે કેવી અજબ ધમાલ ચાલી રહી હતી, સ્નાનના સંકલ્પની સાથે જ ક્રાંતિયુદ્ધનો સંકલ્પ કેવી રીતે કરાવાતો હતો, વગેરે માહિતી તે તે સ્થાનના બળવાની હકીકત લખતી વેળા આગળ આપવામાં આવશે. એ યાત્રાસ્થાનોમાં તો ફિરંગીઓ પ્રત્યેનો દ્વેષ એવી કક્ષાએ પહોંચ્યો હતો કે, કાશીનાં મંદિરોમાં તો અનેક રાજામહારાજાઓની આજ્ઞાનુસાર ત્યાંના ક્રાંતિપક્ષને વિજય મળે એટલા ખાતર આચાર્યો દ્વારા મોટી મોટી જાહેર પ્રાર્થનાઓ પણ કરવામાં આવતી.[૧૨]

(દરેક પળે સ્વધર્મ અને સ્વરાજનું અપમાન કઈ રીતે કરવામાં આવતું હતું તેનો ચોખ્ખો ખ્યાલ સામાન્ય જનતાને બહુ જ સહેલી અને સરળ ભાષામાં આણી આપવા અર્થે ક્રાંતિકારીઓએ સર્વગ્રાહી

૧૨ *Red Pamphlet.*

પ્રચારના એકે ય પ્રયત્નો છોડયા નહોતા; અને તેથી જ એ યોજના અનુસાર જેના પ્રત્યે લોકો બહુ જ ઉત્કંઠા ધરાવે છે અને જ્યાં તેઓ હજારોની સંખ્યામાં એકઠા થાય છે એવા મેળાઓ, ઉત્સવો અને તમાસા–ભવાઈઓના કાર્યક્રમો પણ તેમણે નજર બહાર જવા દીધા નહોતા! યમપુરીના ખેલમાંની યાંત્રિક પૂતળીઓ હવે જુદી જ જાતની ભાષાઓ વાપરતી હતી; તેમના નાચોએ પણ હવે ભીષણ–રુદ્રસ્વરૂપ ધારણ કર્યું. ચોકીઓ સામે ઝાડો તળેના છાંયડામાં, ધર્મશાળાઓમાં તેમ જ ચોકેચોક કોઈ જુદી જ જાતના અગમ્ય સંદેશાભર્યાં વીરરસ–કાવ્યો (પોવાડા તેમ જ લાવણીઓ) નાં ગાન સંભળાવા લાગ્યાં. ઉત્તર હિંદમાં જે ગીતો પુષ્કળ લોકપ્રિય છે તેમાં 'અલ્લા ઉદ્દલ'નું ગીત ગવાતાં જ લોકોમાં વીરરસ ઊછળી આવે છે એવી એ ગીતની ખ્યાતિ છે. એ ગીત પણ આ વેળા જ્યારે અતિશય સ્ફૂર્તિદાયક સ્વરે લલકારવામાં આવતું ત્યારે લોકોમાં વીજળી સમો શક્તિસંચાર થઈ આવતો, ને લડાયક ભાવના ઊછળી મારી ઊઠતી; પોતાના પૂર્વજોનાં વીરોચિત પરાક્રમો સાંભળી લોકોને પણ એવાં પરાક્રમો કરી બતાવવાનું મન થઈ આવતું; અને એવી ધન્ય ક્ષણે ચાલુ દુઃખદ પરિસ્થિતિનું કરુણ બ્યાન શ્રોતાઓ પાસે રજૂ કરી ગીત ગાનાર વ્યક્તિ વિષયને એવી રીતે ફેરવી લેતી કે તેથી ફિરંગીઓ વિરુદ્ધ બળવો કરી ઊઠવાની સ્ફૂર્તિ લોકોમાં આપોઆપ જાગ્રત થાય! અને પછી પૂર્વજોના પરાક્રમોથી પણ ચડિયાતાં પરાક્રમો કરી બતાવવાની પ્રેરણા લોકોને આપવામાં આવતી. જે તમાસબીન લોકોની હિલચાલ વિષે સરકારને કદી કશી પડી નહોતી અથવા જેની તેમને માહિતી પણ ભાગ્યે જ રહેતી, એવી ગામેગામ ભટકતી ટોળીઓનો ઉપયોગ પણ ક્રાંતિના પ્રચાર અર્થે કરી લેવાનું

ક્રાંતિપક્ષના બુદ્ધિશાળી આગેવાનો ચૂકયા નહોતા. કલકત્તાથી પંજાબ સુધી ફરી ફરીને આ તપાસબીનો પોતાના બનાવટ ખેલો (?) દરરોજ રાત્રિએ ગામેગામ કરી બતાવતા.[13]

તમાસાનો આ પ્રચાર સ્ત્રીઓમાં થવો શક્ય નહોતો; ક્રાંતિકારી નેતાઓએ એને માટે એક જુદી જ યોજના વિચારી કાઢી; (અને સ્ત્રીઓમાં જાગૃતિ આણવા માટે ખોટા જડીબૂટી વેચનારા વૈદો અને ધાગાદોરા કરનારા તથા ભવિષ્ય ભાખનારા જ્યોતિષીઓને – તેમની સ્ત્રીઓને ઊભી કરી,) આ ભટકતી સ્ત્રીઓ – જિપ્સીઓ – (Female Gypsies) જડીબૂટીવાળાઓ અને જાદુમંતર કરનારાઓ પરદેશી રાજસત્તાની જુલમી રાજનીતિની માહિતી લોકોને આપતા, અને અંગ્રેજ સત્તાનો નાશ તુરતમાં જ થવાનો છે એવું ભવિષ્ય વર્તાવતા. માતૃભૂમિને સતાવી રહેલા આ પિશાચનો વિધ્વંસ કરવાનો–પરતંત્રતા રૂપી દુષ્ટ રાક્ષસનો વિનાશ કરવાનો એક માત્ર ઉપાય એ સત્તા સામે બળવો પોકારવાનો જ છે એમ તેઓ સમજાવતા–સૂચવતા. અંગ્રેજ સત્તા વિષેનો વૈરભાવ સ્ત્રીઓના દિલમાં કેટલી હદ સુધી પેદા થયો હતો, અને અંગ્રેજ સત્તાનો સર્વનાશ થયેલો જોવા તેઓ કેવી આતુર બની હતી, એ બિના હવે પછીનાં વર્ણનોમાંથી આપોઆપ સમજાઈ આવશે. આ રીતે તીર્થક્ષેત્રોમાં, આશ્રમોમાં, મંદિરોમાં, મેળાઓમાં, નાનામોટા ઉત્સવો અને તમાસાઓમાં, રસ્તેરસ્તે અને ઘેરઘેર, સિપાઈઓમાં તેમ જ સ્ત્રીઓમાં, નાગરિકોમાં તેમ જ ગામડિયાઓમાં, નાટકોમાં અને ભવાઈઓમાં, પુરુષોમાં તેમ જ સ્ત્રીઓમાં : સર્વ સ્થળે ક્રાંતિયુદ્ધનો પ્રચાર ચાલી રહ્યો હતો.

[13] Trevelyan's *Cawnpore*, *Short Narratives*.

હરેક સ્થળે પરતંત્રતા પ્રત્યેની સૂગ–તિરસ્કાર અને સ્વરાજ પ્રત્યેની પ્રેમભાવના ઉત્કટ સ્વરૂપે દેખાઈ આવતી હતી. "મારો ધર્મ મૃતપ્રાય દશાએ પહોંચ્યો છે, મારો દેશ મૃત્યુપથે પરવરી રહ્યો છે, મારા દેશબાંધવોને બિલાડાં–કૂતરાં કરતાં યે અધમ દશામાં જીવન વિતાવવું પડે છે." એવી ભયભરી ભાવના હરેક હૃદયને દઝાડી રહી હતી; તે સાથોસાથ રંકથી રાય સુધી હરેકના દિલમાં પોતાના દેશનો ઉદ્ધાર થાય અને પોતાના દેશબંધુઓ માનવીને શોભે તેવું વીર જીવન જીવવા તત્પર થાય એવી અદમ્ય આકાંક્ષા જાગૃત થઈ રહી હતી. સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થે લોહીની (પોતાના તેમ જ શત્રુઓના) નદીઓ વહેવડાવવી પડે એ તો છેક મામૂલી કિંમત છે એમ લોકો દૃઢપણે માનતા થયા. આમ હોવાથી 'દીન, દીન!' અને 'હર હર મહાદેવ!'ના આકાશ ફાડી નાખે તેવા યુદ્ધનાદો અનિવાર્ય બની રહ્યા.

સ્વાતંત્ર્યની તીવ્ર લાલસા હૃદયમાં પેદા કરવા અર્થે તથા તે સારુ કટિબદ્ધ થવા માટે જનતાને પ્રવૃત્ત કરવા સારુ કાવ્ય જેવું બળવાન સાધન બીજું ભાગ્યે જ હશે. આમજનતાનાં દિલ કોઈ મહાન વિચારથી ઓતપ્રોત થઈ જાય – તન્મય બની જાય તોપણ એ ભાવ શબ્દરૂપે પ્રગટ કરવાનું તેમને માટે ઘણી વાર મુશ્કેલ હોય છે. કેવળ એક કવિહૃદય જ એ વિચારને પોતાની પ્રતિભાને બળે સહુ કરતાં વધારે તીવ્રપણે અનુભવી શકે છે. પરિણામે એ વિચારને તે એવો સુંદર શબ્દદેહ આપે છે કે એ વિચાર આમજનતાના દિલમાં સંપૂર્ણપણે ઊંડે ઊતરી જઈ જડ ઘાલી બેસે, અને લોકો અગાઉ કરતાં પણ વધારે તીવ્રપણે એ ભાવનાના ભક્ત બની જાય. આમ હોઈ ક્રાંતિકારી ઉત્થાનોમાં રાષ્ટ્રગીતોનું સ્થાન અણમોલું બની રહે

છે રાષ્ટ્રગીત એટલે ખરુ કહીએ તો ઉદાત્ત ધ્યેયથી રસબસ બની રહેલા રાષ્ટ્ર-આત્માનું કાવ્યદેહરૂપ પ્રતીક! સારી ય આમ-જનતાના દિલમા પરસ્પર આત્મીય ભાવ પ્રગટાવવા એના સરખું બીજુ એકે સાધન નથી સ્વધર્મના રક્ષણ અર્થે તેમ જ સ્વરાજની પ્રાપ્તિ અર્થે સ્વાતન્ત્ર્યની તીન અભિલાષા સાથે જે કાળે આ ભારત-ભૂમિ જાગૃત થઈ ઊઠી હતી તે વેળા રાષ્ટ્રના અંત કરણમાંથી આવુ કાવ્યઝરણું ફૂટી ન નીકળ્યુ હોત તો જ નવાઈ ગણાત! દિલ્હીના બાદશાહના એક આગળ પડતા રાજકવિએ – બાદશાહી શાયરે એક રાષ્ટ્રગીત રચ્યુ હતુ, અને બાદશાહે પોતે સહુને ઉદ્દેશીને ફરમાન કર્યું હતુ કે "આ કાવ્ય હરેક જાહેર (Public) કાર્યક્રમ વેળા તેમ જ સમારભોને ટાણે હિંદુસ્તાનના દરેક નાગરિકના કંઠેથી ગવાવુ જોઈએ " એ ગીતમાં જૂની ઐતિહાસિક કાળની પરાક્રમગાથા-ઓનુ તેમ જ ચાલુ સ્થિતિની અધમ દશાનુ વર્ણન હતુ હજુ કાલ સુધી સર્વસત્તા સાથેના ગજમુગટો જેમને શિરે વિરાજતા હતા, તેમને આજે કૂતરાને મોતે મરવાનો સમય આવી લાગ્યો હતો! ગઈ કાલ સુધી જેમનો ધર્મ પૂરી પ્રતિષ્ઠા પામતો હતો, તે હવે પીડ પાખડનુ રાજસત્તારૂપી કવચ ઊતરી જતા આજે બેહાલ નિર્વસ્ત્ર દશાને પામ્યો હતો! ગઈ કાલ સુધી જેઓ સમ્રાટ્પદ પર આરૂઢ થયેલા હતા તેઓ આજ પરદેશી શત્રુના પગ તળે ચ પાઈ–કચરાઈ રહ્યા હતા! આની તરેહના અનેક દુ ખદ પડઘાઓ એ રાષ્ટ્રગીતમાથી ઊઠતા હતા[૧૪])

---

[૧૪] "A mandate had, of late, gone forth from the palace of Delhi enjoining the Mahomedans at all their solemn gatherings, to recite a song of lamentation indited

આ રીતે જે વેળા આ રાષ્ટ્રગીતનું ગાન લોકોમાં પૂર્વેના વૈભવની સ્મૃતિઓ તાજી કરીને સાંપ્રતકાળની પરિસ્થિતિની દારુણતાને વધારે ઉઠાવદાર રીતે રજૂ કરી રહ્યું હતું, તે જ અરસામાં ભાવિ આશાનો તારલિયો ઊગે અને લોકોમાં ફરી નવોત્સાહ પ્રગટી નીકળે તેમ સારાય દેશમાં એક જોરદાર ભવિષ્યવાણી પ્રસરી રહી હતી. ભવિષ્યકથન એટલે એક રીતે કહીએ તો માનવી મનનાં ભાવિમાં ચાલી રહેલાં ઉડ્ડયનો જ ગણાવાં જોઈએ ! હિંદ દેશનું દૈયું સ્વરાજ અર્થે ઝૂરવા માંડયું કે તુરત ભવિષ્યવાણીઓમાં પણ સ્વરાજ્યનો ઉલ્લેખ શરૂ થયો ! ઉત્તરમાં હિમશૃંગોથી માંડી દક્ષિણમાં રામેશ્વરનો છેડા સુધી નાનાં મોટાં સહુકોઈને મોએ એક જ વાત સંભળાવી શરૂ થઈ: 'હજારો વર્ષો પૂર્વે એક પ્રાચીન તપોનિધિ ઋષિએ એવી ભવિષ્યવાણી ભાખી છે કે ફિરંગીઓનું રાજ્ય સ્થપાયા પછી બરાબર સો વર્ષે એ રાજસત્તાનો અંત આવશે !' ભરતખંડનાં છાપાંઓમાં પણ એ ભવિષ્યવાણીને ખૂબ અગત્યની પ્રસિદ્ધિ અપાઈ, તે સાથે એવું પણ સૂચવાયું હતું કે "૨૩ જુન ૧૮૫૭ના રોજ કંપનીની સત્તા સ્થપાયાં બરોબર સો વર્ષ પૂરાં થાય છે." આ ભવિષ્યવાણીને જોરે હિંદુસ્તાનમાં અનેક આશ્ચર્યકારી ઘટનાઓ બની; એટલું જ નહિ પણ એમ કહેવામાં કશી હરકત નથી કે એ ભવિષ્યવાણીને અભાવે હિંદુસ્તાનના ઇતિહાસની ઘણી હકીકતો ઊક જુદી જ રીતે લખાઈ હોત – લખવી પડત ! ૧૮૫૭ની

---

by the regal musician himself which described in touching strains the humiliation of their race and the degradation of their ancient faith, once triumphant from the northern snows to the southern straits, but now trodden under the foot of the infidel and the alien." – Travelyan's *Cawnpore*.

સાલ એ અંગ્રેજી રાજ્યની સ્થાપનાની તેમ જ પ્લાસીના યુદ્ધની શતસાંવત્સરિક સાલ હતી; અને એ જ ગણતરીને જોરે ૧૮૫૭ની શરૂઆતથી જ હિંદુસ્તાનના દિલમાં કોઈ નવી આશા અને અજબ સ્ફૂર્તિનો સંચાર થઈ ચૂક્યો હતો. આ ભવિષ્યવાણી કોણે ચાલુ કરી એ વિષે અંગ્રેજ ઇતિહાસકારોમાં ઘણો વાદવિવાદ થયેલો; અને આખરે એમ નક્કી કરવામાં આવ્યું કે આની પાછળ ચોક્કસપણે હિંદુઓનો જ હાથ હતો – કહો કે એમણે જ એ દાવ અજમાવ્યો હતો. પ્લાસીના યુદ્ધને ૧૮૫૭માં બરાબર સોમું વર્ષ હિંદુ પંચાગની ગણતરીએ જ થતું હતું. ઇતિહાસને અગત્યને હરેક પાને આ હકીકત સદા વજ્રલેપસમી નોંધાઈ છે કે આ રાષ્ટ્રવ્યાપી ભવિષ્યવાણીને જોરે નાનાં મોટાં સહુના દિલમાં કોઈ એવો અજબ સ્ફૂર્તિસંચાર થયો હતો કે હરેક વ્યક્તિ એ કથનને સત્યસૃષ્ટિમાં ઉતારવા ઉત્સાહભેર પ્રવૃત્ત થઈ હતી.

બ્રહ્માવર્તમાં શરૂઆતથી જ સ્થપાયેલા ક્રાંતિના ગુપ્ત સંગઠને હવે વધારે જોસભેર ગતિ કરવા માંડી.[૧૫] તેનાં કેન્દ્ર–કાર્યાલયો ઉત્તર હિંદુસ્તાનમાં સ્થળે સ્થળે કામે લાગી ગયાં હતાં, અને સૌથે સાથે તેના તાણાવાણા રોજ-બ-રોજ લંબાયે જતા હતા. આ સંગઠનનું કેન્દ્ર દક્ષિણમાં પણ ઊભું કરવાનો પ્રયત્ન રંગો બાપુજીએ આદર્યો હતો. કાનપુરની સઘળી હિલચાલનું મુખ્ય કેન્દ્ર ( Focus ) અર્થાત્

૧૫ પોતાના વિસ્તૃત ઇતિહાસગ્રંથને અંતે મેલિસન લખે છે : " Of this conspiracy, the Moulvie was undoubtedly a leader. It had its ramifications all over India–certainly at Agra where the Moulvie stayed sometime and almost certainly at Delhi, at Meerut, at Patna and at Calcutta where the ex-King of Oudh and a large following were residing."—Vol. V, p. 292.

બ્રહ્માવર્તનો રાજમહેલ હતું ! દિલ્હીનો બાદશાહી દીવાનેખાસ પણ એ શહેરની સઘળી હિલચાલોનાં કેન્દ્રસ્થાનસમો બની રહ્યો હતો. લખનૌ અને આગ્રાને તો ખૂણેખૂણે સ્વાતંત્ર્યસંગ્રામની યોજનાબદ્ધ સંગઠિત જાળ પેલો મહામુસદ્દી મૌલવી અહમદશાહ પાથરી જ રહ્યો હતો; તો બીજી બાજુ જગદીશપુરનો વીરવર કુમારસિંહ, નાનાસાહેબ સાથે વિચારોની આપલે કરી લઈ પોતાના પ્રાંતનાં સઘળાં સૂત્રો જાતે હસ્તગત કરીને યુદ્ધસામગ્રી એકઠી કરવા પાછળ ગૂંથાયો હતો. આ ધર્મયુદ્ધના બીજાએ પટનામાં તો એવાં ઊંડાં મૂળ ઘાલ્યાં હતાં કે તે આખું ય શહેર ક્રાંતિપક્ષના એક મોટા કિલ્લાસમું બની ગયું હતું. સ્વદેશ અને સ્વધર્મને અર્થે મૌલવી, પંડિત, જમીનદાર, ખેડૂત, વેપારી, વકીલ, વિદ્યાર્થી વગેરે જે કોઈ ગણવા-યોગ્ય વિભાગો હતા તે સઘળા જ પ્રાણની કુરબાની કરવા નીકળી પડ્યા હતા. પટનામાં તો વળી આ સઘળી ખાનગી ક્રાંતિ-સંઘટનાનો મુખ્ય આગેવાન એક પુસ્તક વેચનાર બુકસેલર હતો ! કલકત્તામાં પણ અયોધ્યાના નવાબે તેમ જ અલી નખ્ખીખાને સિપાઈઓમાં રાજદ્રોહનો તણખો ફેંક્યો જ હતો; સિપાઈઓ પણ બળવાની રાહ જોઈને તૈયાર થઈ રહ્યા હતા. હૈદ્રાબાદની મુસલમાન પ્રજા જાગ્રત થઈ હતી, અને તેણે પણ ખાનગી મસલતો આરંભી દીધી હતી. કોલ્હાપુરના મહારાજાની આસપાસ પણ ક્રાંતિનો પવન ફુંકાઈ રહ્યો હતો. થોડા જ અવધિમાં સળગી ઊઠનાર રાષ્ટ્રયુદ્ધમાં રાષ્ટ્રીય ઝંડા તળે પોતાના અનુયાયીઓ સહિત હાજર થઈ લડવા સારુ પટવર્ધન-સંસ્થાનો તેમ જ નાનાસાહેબના સસરા સાંગલીકર તૈયાર થઈ રહ્યા હતા. એટલું જ નહિ, પણ ઠેઠ મદ્રાસમાં તો ૧૮૫૭ની શરૂઆતમાં ભીંતપત્રો વંચાતા હતા: "સ્વદેશી

ભાઈઓ તેમ જ ધર્મબંધુઓ ! સહુ ઊઠો; એકએક જણ જાગ્રત થઈ જાઓ, અને ક્રૂર ફિરંગીઓને અહીંથી હાંકી કાઢો. એ લોકોએ ન્યાયને લોખંડની એડી તળે કચડી નાખ્યો છે; એમણે જ આપણું સ્વરાજ્ય આંચકી લીધું છે. આપણા દેશને ધૂળ ચાટતો કરવાનો એ લોકોએ નિરધાર કર્યો છે. ફિરંગીઓના એ અસહ્ય જુલમમાંથી છૂટવાનો એક માત્ર ઉપાય તેમની સામે શસ્ત્રયુદ્ધ પોકારવાનો–તેમનાં લોહી વહેવડાવવાનો છે! સ્વાતંત્ર્ય અર્થેનું આપણું આ 'ધર્મયુદ્ધ' છે, ન્યાયની ખાતર ખેલાતો રણજંગ–ધર્મયુદ્ધ તે આ જ છે! આ યુદ્ધમાં ફુરબાની કરનારાઓ શહીદ ગણાશે; પરંતુ જેઓ આવા રાષ્ટ્રકાર્યમાં ઝંપલાવતાં પાછી પાની કરશે – જેઓ પોતાની આ પવિત્ર ફરજ બજાવતાં ચૂકશે, તેઓ ડરપોક દેશદ્રોહીઓમાં લેખાશે; તેમના સારું ધગધગતાં નર્કાગારો પણ તૈયાર છે! ભાઈઓ! તમે આમાંથી શું પસંદ કરશો? નિર્ણયની ઘડી આવી લાગી છે, માટે તુરત નિશ્ચય કરી નાખો. પળનો પણ વિલંબ શા માટે કરો છો?"

જુદે જુદે ઠેકાણે અનેક પ્રાંતોમાં સ્વતંત્ર રીતે કાર્ય કરી રહેલાં ક્રાંતિમંડળોની જાળ એકસૂત્રે વણી લેવા અર્થે છૂપી રીતે સ્વતંત્ર પ્રવાસીઓ એ કાર્ય કરી રહ્યા હતા. કાગળોથી ભાગ્યે જ કામ લેવાતું. જો કોઈ વાર પત્રો લખવા પડતા, તો તે ગૂઢ સાંકેતિક ભાષામાં જ લખાતા, અને તેમાં કોઈ પણ વ્યક્તિનો નામોલ્લેખ કરવામાં આવતો નહિ. પરંતુ આગળ જતાં જ્યારે શંકા પડે તેવા હરેક કાગળો ફોડીને વાંચવાનું અંગ્રેજોએ ચાલુ કર્યું ત્યારથી તો પોતાની યોજનાઓ ખુલ્લી ન પડી જાય તેમ જ શત્રુને તેની લેશ પણ માહિતી હાથ ન લાગે તે માટે ક્રાંતિપક્ષના નેતાઓએ પોતાના પત્રવહેવાર માટે કેવળ આંકડાઓ અને ટપકાંઓની યોજેલી સ્વતંત્ર

સાંકેતિક ભાષાનો ઉપયોગ કરવા માંડ્યો.[૧૬]

આ જાતની તૈયારી દેશમાં ચારે બાજુ ચાલી રહી હતી તે જ વેળા સિપાઈઓની ધાર્મિક લાગણીઓ દૂભવવાની દુષ્ટ વૃત્તિમાંથી જન્મેલી નવી જાતની કારતૂસો વાપરવાની ભારે ગંભીર ભૂલ અંગ્રેજ લોકો કરી બેઠા; ને તે સાથે તેમનાં હજારો પાપોનો ઘડો હવે છલોછલ ભરાઈ ગયો! સ્વદેશ બાંધવોના હૈયામાં ઊછળી રહેલા ધ્યેયની પૂર્તિ અર્થે ખેલાનારા સ્વાતંત્ર્યસંગ્રામમાં વખત આવતાં 'પહેલો ભડાકો હું જ કરીશ' એ જાતની હરીફાઈ સિપાઈઓમાં અંદરોઅંદર ચાલી રહી હતી. અલી નુખ્ખીખાન તેમ જ નાનાસાહેબે પ્રત્યેક લશ્કરી ટુકડીઓના સિપાઈના દિલમાં પોતા વિષેનો આદર કેટલે અંશે પેદા કર્યો હતો, તેમ જ હરેક ટુકડીએ ટુકડીએ સિપાઈઓનું સ્વદેશાભિમાન જાગ્રત કરવા સારુ હજારો ફકીરો કેવી રીતે મોકલવામાં આવ્યા હતા, તેનું વર્ણન આ પહેલાં અપાઈ ગયું છે. પરંતુ કારતૂસો અંગેનું હલકટ કારસ્થાન તો અંગ્રેજોએ પોતે જ કરવાથી હરેક સિપાઈ સ્વેચ્છાથી હવે પોતાના પડોશી સિપાઈને સ્વાતંત્ર્યસંગ્રામમાં જોડાવાના શપથ લેવાનું આગ્રહથી કહીને તેનું દિલ વાળી લેવાનો પ્રયત્ન કરતો થઈ ગયો. આ બે મહિનામાં બરાકેપુર, પંજાબ, મહારાષ્ટ્ર, મીરત, અંબાલા તેમ જ બીજી જગોએ ગોઠવાયેલી લશ્કરી ટુકડીઓમાં અયોધ્યાના નવાબને નામે હજારો પત્રો મોકલાયા હતા. પરંતુ પત્રોના વધારાને લીધે વજનદાર થયેલી અસંખ્ય થેલીઓ પોસ્ટખાતાંઓમાં વધવા માંડેલી દેખાતાં જ અંગ્રેજ અધિકારીઓના—ખાસ કરીને સર જૉન લૉરેન્સના મનમાં વહેમ આવ્યો ને તેમણે એ થેલીઓ ફોડીને જોવા માંડી.

[૧૬] Inne's *Sepoy Revolt*, page 55.

અત્યાર સુધીમાં સિપાઈઓના દિલમાં કોઈ અજબ જાતનો આત્મ-વિશ્વાસ પેદા થઈ ચૂક્યો હતો. 'કાલી નદી'ના યુદ્ધમાં ઘાયલ થયેલા સિપાઈઓને જ્યારે ફાંસીએ ચડાવવાનો હુકમ થયો ત્યારે તેમને પૂછવામાં આવેલું: 'શા માટે તમે અંગ્રેજોની વિરુદ્ધ બંડ કર્યું હતું?' અને સિપાઈઓએ પણ નિર્ભયતાથી જવાબ આપેલો: 'જો સઘળા સિપાઈઓ એકીસાથે સંપ કરે તો ગોરાઓની દશા તો દરિયામેં ખસખસ સમી થઈ જાય!' અંગ્રેજોએ ફોડેલા આવા એક કાગળમાં લખ્યું હતું: "ભાઈઓ! ફિરંગીઓની કટાર આપણે જાતે જ આપણા શરીરમાં ઘોંચીએ છીએ. જો આપણે બંડ કરશું તો વિજય આપણો જ છે. કલકત્તાથી પેશાવર સુધીનો આખો દેશ આપણા માટે ખુલ્લો પડેલો છે!" રાત્રિવેળા સિપાઈઓ ખાનગી બેઠકો ભરતા. સામાન્ય સભામાં બધા ઠરાવો મંજૂર કરવામાં આવતા અને આંતરિક મંડળે કરેલા નિર્ણયો દરેક જણ પોતાને માટે બંધનકારક ગણતો. પોતે ઓળખાઈ ન જાય તેટલા સારુ ખાનગી મંડળોમાં એકઠા મળતી વેળા દરેક જણ પોતાનું આખું મોં કપડાથી ઢાંકી દેતો; માત્ર આંખો જ ખુલ્લી રાખવામાં આવતી. ખાનગી મંડળીમાં મળીને સહુ અંગ્રેજોએ દેશ પર ગુજારેલા હજારો અન્યાયોનું વર્ણન કરતા.[૧૭] ક્રાંતિમંડળમાં જોડાયેલ કોઈ પણ વ્યક્તિનું નામ

[૧૭] "These incendiary fires were soon followed by nocturnal meetings. Men met each other with muffled faces and discussed in excited language the intolerable outrages the British Government had committed upon them."—Kaye's *Indian Mutiny*, Vol. I, page 365. "On the parade ground about 1300 men were assembled. They had their heads covered so that only a small part of the face was exposed. They said they were determined to die for their religion."—*Narrative of Indian Mutiny*, page 5.

કોઈ શત્રુને જઈને કહી આવે છે એવો માત્ર વહેમ આવતાં જ તેને દેહાંત દંડની સજા થતી. સઘળાઓને પરસ્પર વિચારવિનિમય કરવાનો સામુદાયિક લાભ મળે એ હેતુથી જુદી જુદી ટુકડીઓમાં ઉત્સવો–સમારંભોને બહાને બીજી ટુકડીઓને જમવાનું આમંત્રણ આપવામાં આવતું; અને આ બહાને મળેલાં સિપાઈઓનાં સ્નેહસંમેલનો ભારે સફળતાપૂર્વક પાર પડતાં. ખાસ પસંદ કરેલા સિપાઈઓની બેઠકો સુબેદારોને બંગલે ભરાતી. લશ્કરના હરેક અદના સિપાઈને પણ પોતા પર ચાલી રહેલાં રાજકીય અને ધાર્મિક આક્રમણનો સ્પષ્ટ ખ્યાલ જોકે આપવામાં આવ્યો હતો, અને દરેક સિપાઈ એ બધું જાણતો હતો તેમ જ અંગ્રેજો વિરુદ્ધ લડી લેવા ભારે ઉત્સુક હતો, છતાં કેવી રીતે બળવો કરવો, ક્યારે કરવો, જુદાં જુદાં મંડળોના મુખ્ય નેતાઓ કોણ, એમાંનો કશો ઝાંખો સરખો ખ્યાલ પણ કોઈ સિપાઈને આપવામાં આવ્યો નહોતો. આ બધું ટુકડીના અધિકારીઓ પર છોડી દેવામાં આવ્યું હતુ. માત્ર હરેક જણ પાસેથી તુલસીપત્ર અગર ગંગાજળ હાથમાં લઈને અગર તો પવિત્ર કુરાન પર હાથ રાખીને એવા સોગંદ લેવંગાવવામાં આવતા કે આખી ટુકડી જે કરશે તે પ્રમાણે જ વર્તવાને પોતે બંધાય છે. આ રીતે એક આખી ટુકડી સોગંદ લઈને શપથબદ્ધ થઈ જોડાઈ જતી એટલે એ ટુકડીના આગેવાનો બીજી ટુકડીના આગેવાનો સાથે વાતચીત શરૂ કરતા; અને પરસ્પર પ્રામાણિકપણાની ખાતરી કરાવી આપી સંયુક્ત પ્રયત્નો આદરતા. સિપાઈઓના સોગંદની પેઠે જ ટુકડીઓના પરસ્પરના સોગંદ લેવાતા ને તે અફર તથા કાયમી મનાતા. દેશભરના સંગઠનની યોજનામાં આ રીતે સૈન્યની એકેક ટુકડી ઘટકરૂપ બની રહેતી. આગળ જતાં અંગ્રેજોએ

આ યોજના પરત્વે પુષ્કળ માહિતી એકઠી કરી હતી. તેને જ આધારે મિ. વિલ્સને સરકારી અહેવાલોમાં લખી રાખ્યું છે કે "મને સાંપડેલા પુરાવા પરથી હું ખાત્રીપૂર્વક માનું છું કે ૩૧મી મે ૧૮૫૭નો દિવસ જ સાર્વત્રિક ઉત્થાનના દિવસ તરીકે નક્કી થયો હોવો જોઈએ. દરેક ટુકડી દીઠ ત્રણ જણની સમિતિ રહેતી; બળવા અંગે જે કંઈ કરવાનું હોય તે સઘળું એ સમિતિ જ કરતી. આ કારણે શી ગોઠવણ થઈ છે તે સિપાઈઓ કદી જાણતા નહોતા. બીજી ટુકડીઓ જેમ કરે તેમ જ આપણે પણ કરવાનું છે એવી પરસ્પર સમજણ અને ભાવના હરેક ટુકડીમાં પ્રવર્તી રહેલી હતી. અગત્યની યોજનાઓ વિચારવાનું તેમ જ પત્રવહેવારનું સઘળું કામ ટુકડીની સમિતિ ઉપાડી લેતી. અને આ ગોઠવણ મુજબ બધાએ મળી નક્કી કર્યું કે ૩૧ મી મેનો દિવસ બળવો કરવાના દિવસ તરીકે સિપાઈઓએ સમજી લેવો. એ દિવસે રવિવાર હોવાથી ઘણાખરા ગોરા અમલદારો અનાયાસે દેવળો–ચર્ચમાં જ મળી આવવાનો સંભવ હતો. એ સઘળા ગોરા વડા અધિકારીઓની અન્ય યુરોપિયનોની સાથે જ કતલ કરવાનું ઠર્યું હતું. તે પછી રવી પાકની ઉપજથી ભરેલી સરકારી તિજોરીઓ લૂંટવાની તેમની યોજના હતી. કેદખાનાંઓ તોડીને સઘળા કેદીઓને છૂટા કરવાના હતા; કારણ કેવળ વાયવ્ય સરહદ પ્રાંતના કેદીઓમાંથી જ ૨૫,૦૦૦નું લશ્કર ઊભું થઈ શકે તેમ હતું. બળવો પોકારતાની સાથે જ દારૂગોળો અને શસ્ત્રસરંજામના ભંડારો હસ્તગત કરવાની યોજના વિચારાઈ હતી; સિવાય બની શકે તે તે સ્થળે કિલ્લાઓ અને ગઢો પણ સંરક્ષણ અર્થે સાચવી લેવાના હતા. ક્રાંતિકારી સંગઠનની રચના આ જાતની હતી, અને આખું લશ્કર તેમાં સામેલ થવા પ્રતિજ્ઞાથી બંધાઈ ચૂક્યું હતું."

આ ગુપ્ત સંગઠનને પૈસાની મદદ કરવામાં લખનૌના શેઠ-શાહુકારો, નાનાસાહેબનો ખજાનો, વઝીર અલી નજીબખાન, દિલ્હીનો રાજમહેલ અને ક્રાંતિમંડળના મહાન નેતાઓ પહોંચી વળે તેવા હતા જ ! સિપાઈઓ જ્યારે પોતાની યોજનાઓ અંગે ખાનગી મંત્રણાઓ કરતા હતા તે વેળા એક અતિ નજીવી ભૂલને પરિણામે કોઈ નરાધમ – નિમકહરામ આદમી દ્વારા કેટલીએક ખાનગી વાતો ફૂટી ગઈ. તુરંત જ અંગ્રેજ સરકાર તરફથી હુકમો છૂટચા કે જ્યાં જ્યાં સિપાઈઓ ફૂટી ગયાનો વહેમ આવે ત્યાં ત્યાં આખી પલટનને જ વિખેરી નાખી સિપાઈઓને પોતપોતાને ઘેર રવાના કરી દેવા. પણ એનું પરિણામ બહુ સુંદર આવ્યું ! કેમકે સરકારના આવા પગલાથી ક્રાંતિની જ્વાળાઓ ફેલાવવા અર્થે જોઈતા સ્વયંસેવકો, સંન્યાસી, પ્રચારકો વગેરે મેળવી આપવાનું કાર્ય સરકારે પોતે થઈને દેશને કરી આપ્યું ! ક્રાંતિના નેતાઓએ ભારે પરિશ્રમપૂર્વક મહેનત કરીને જુદાં જુદાં સંસ્થાનો, સર્વસામાન્ય આમવર્ગ તથા લશ્કર એ ત્રણે વિભાગોની સુંદર ગૂંથણી યોજી હતી. છતાં એ યોજનામાં નાગરી ખાતાના અમલદારો બાકી રહી જતા હતા. આગળ જતાં આ જ નાગરી અમલદારોએ ક્રાંતિના સંગઠનમાં કેવી મહત્ત્વભરી કામગીરી બજાવી હતી તેની વિગતવાર માહિતી આપવી જરૂરી છે. એ માહિતી પરથી ઉત્તર હિંદુસ્તાનના એ આગેવાન નાગરી અમલદારોએ આ 'બળવા' માં કેટલો અગત્યનો ભાગ ભજવ્યો હતો એનો પૂરેપૂરો ખ્યાલ વાચકોને આવી શકશે. તલાટી-તહસીલદારોથી માંડીને ઠેઠ વરિષ્ઠ અદાલતોના ન્યાયાધીશો સુધી, હિંદુધર્મી તેમ જ મુસલમાનધર્મી સઘળા અમલદારો, વકીલો અને કારકુનો, સહુ આ ક્રાંતિસંગઠનમાં ખાનગી રીતે જોડાઈ ગયેલા

ગયા એમ જરૂર જાણજો." આ પત્રકો રોજ નવાં નવાં ફરીફરીને ચોડવામાં આવતાં હતાં તે અંગ્રેજ અધિકારીઓ જોકે જાણતા હતા, છતાં એ પત્રકો માત્ર ફાડીને ઉખેડી નાખ્યા વિના તેઓ કશું કરી શકતા નહોતા—કરી શકે તેમ નહોતા! કેમકે આજે એક જાહેરાત ફાડી ઉખેડી નાખતાં જ તે સ્થળે બીજે દિવસે બીજું પાનું ત્યાં ચોટાડેલું દેખાતું જ! પોલીસોએ તો જાહેર કરી દીધું હતું કે આ પત્રકો કોણ ચોટાડી જાય છે અગર ક્યારે ચોટાડી જાય છે તે શોધી કાઢવાનું કામ પોતાની શક્તિ બહારનું બની ગયું છે. પરંતુ પાછળથી અંગ્રેજોના જાણવામાં એનું કારણ આપોઆપ આવ્યું કે ખુદ પોલીસો જ આ ક્રાંતિપક્ષના સભાસદો બની ગયા હતા![૧૮]

રશિયન ક્રાંતિમાં જ નહિ પરંતુ હિંદુસ્તાનના ક્રાંતિસંગ્રામમાં પણ પોલીસો પ્રજાવર્ગ પ્રત્યે પુષ્કળ સહાનુભૂતિપૂર્વક વર્તતા હતા. તે વેળા અધિકારીઓનો કાર્યક્રમ ચાલુ સરકારી નોકરી છોડી દીધા વિના માત્ર ખાનગી રીતે દેશની ક્રાંતિકારી મંડળમાં જોડાઈ જવાનો હતો. અને જ્યારે ખરી વેળા ઊભી થતી ત્યારે તેઓ સ્વરાજમાં ભળી જતા, અને અંગ્રેજ સરકારના અમલમાં જે ફરજો બજાવતા તે જ ફરજો તેઓ ક્રાંતિના અમલકાળે પણ બજાવવા લાગી જતા. ક્રાંતિના ગુપ્ત સંગઠનયંત્રનાં ચક્રો હવે ખૂબ ઝડપભેર ફરતાં થઈ ગયાં હતાં; અર્થાત્ એ વેળાએ જુદાં જુદાં ચક્રોની ગતિ સમાન વેગમાં જ સચવાઈ રહે તેવો પ્રયત્ન કરવાનું ભારે અગત્યનું બની ગયું હતું. આ કારણે એ જ ઉદ્દેશ સાથે બંગાળમાં ક્રાંતિપક્ષનો એકાદ દૂત હાથમાં રાતા કમળ સાથે સિપાઈઓની છાવણીમાં પ્રવેશ મેળવતો. એ કમળફૂલ એ પહેલી પલટનના મુખ્ય હિંદી અધિકારીને આપતો; હિંદી વડો અધિકારી

૧૮ *Red Pamphlet*: Part II.

તે પોતાના હાથ તળેના અફસરને આપતો; તે બીજાને, બીજો ત્રીજાને, એમ એકએક અદના સિપાઈના હાથમાં ફરતું ફરતું છેવટ પાછું એ ફૂલ મૂળ દૂતના હાથમાં આવી પહોંચતું. બસ, આટલી સૂચના પૂરતી થઈ પડતી! આ પ્રમાણે એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના એ ક્રાંતિદૂત તીર વેગે ત્યાંથી આગળ નીકળી જતો. રસ્તે વળી બીજી પલટન ભેટતાં ત્યાંના મુખ્ય હિંદી લશ્કરી અધિકારીના હાથમાં પેલું લાલ કમળ એ ધરી દેતો. આ કાર્યદ્વારા કાબ્યદશાને પહોંચેલી ક્રાંતિની સંગઠનયોજના એક જ લોહીવર્ણા વિચારે ગૂંથાઈ જતી. આ લાલ કમળનો સંકેત જાણે ક્રાંતિની અંતિમ ઘડીની સૂચક રાજમુદ્રારૂપ બની બેઠો હતો! એ લાલ કમળનો સ્પર્શ કરતી વેળા સિપાઈઓના દિલમાં કઈ કઈ જાતની ભાવનાઓ ઊભી થતી હશે એની કલ્પના કરવાનું પણ મુશ્કેલ છે. ખરેખર, કોઈ મહાન વક્તા પણ પોતાના અમોઘ વાણીપ્રવાહ વડે શ્રોતાઓમાં જે પરાક્રમ-ભાવના પ્રગટાવી ન શકત, તે વીરવૃત્તિનો સંચાર લડાયક ખમીરવાળા એ સિપાઈઓમાં વાચાવિહોણા એક લાલ કમળપુષ્પે કેવળ પોતાના લોહિયાળ લાલ રંગ વડે જ પેદા કર્યો![૧૯]

---

૧૯ " A man appeared with a lotus flower and handed it to the chief of the regiment. He handed it on to another. Every man took it and passed it on and, when it came to the last, he suddenly disappeared to the next station. There was not, it appears, a detachment, not a station in Bengal, through which the lotus flower was not circulated. The circulation of this simple symbol of conspiracy was just after the annexation of Oudh. " – *Narrative of Mutiny*, page 4. ( એ પુસ્તકમાં એ લાલ કમળપુષ્પનું ચિત્ર પણ આપેલું છે. )

કમળપુષ્પ! શુચિતા, સુયશ અને પ્રકાશની સુંદર ભાવના-ઓનું કવિઓએ માનેલું એ પ્રતીક છે! એનો રંગ કેવો છે? રક્તોજ્જ્વલ! એ પુષ્પના કેવળ સ્પર્શમાત્રથી પણ હૃદયકમળ ખીલી ઊઠે એવું એ મૃદુ-ચેતનવંતું છે! હજારો સિપાઈઓએ જ્યારે એ કમળનું ફૂલ પોતા પાસેથી અન્યને હાથ સરકાવ્યું હશે ત્યારે એ ફૂલના મૂકવાણી-સંદેશમાં પણ કેવો મહાન ગૂઢાર્થ અને ઉદાત્ત ધ્યેયની સ્ફૂર્તિનું સૂચન થયું હશે! ખરેખર, એ લાલ કમળે સહુનાં હૈયાંને એક સાંકળે સાંધી દીધાં; કેમકે બંગાળામાં તો સિપાઈઓ તેમજ ખેડૂતો બન્નેને મોંએ એકજ જાતની વાત સંભળાતી હતી: "सब कुछ लाल हो जायगा!" અને એ શબ્દો ઉચ્ચારતી વેળા તેમની આંખો કોઈ એવો ભાવ દર્શાવી ઊઠતી કે, તેમના એ શબ્દો પાછળ કોઈ ભારે ઊંડો અર્થ સમાયો હોવાની ખાતરી થયા વિના રહે નહિ. "सब कुछ लाल हो जायगा!" फिर किससे? સર્વત્ર લાલ લાલ બની જશે ખરું, પણ શા કારણે?[૨૦]

આ લાલ કમળ તથા તે દ્વારા સૂચવાયેલ ભાવના વડે હરેક વ્યક્તિના દિલમાં એકજ અવાજ ઊઠતો હતો. પરંતુ તે સાથે આખાય દેશમાં પથરાયેલાં મુખ્ય ક્રાંતિકેન્દ્રોમાં પણ આવીજ તરેહની એકતાની ભાવના-એકજ ધ્યેય અને એકજ જાતની શબ્દભાવના પેદા થાય તે સારુ એ સઘળાં કેન્દ્રોમાં વારંવાર જઈને મળવું એ પણ જરૂરી હતું. આ કારણે ક્રાંતિસંગઠનનાં જુદાં જુદાં કેન્દ્રોના અંકોડા બરાબર શૃંખલાબદ્ધ-એક સાંકળરૂપ બને એ ઉદ્દેશથી બ્રહ્માવર્તનો રાજમહેલ ત્યજીને નાનાસાહેબ બહાર નીકળી પડ્યા. તેમની સાથે તેમનો નાનો ભાઈ બાળાસાહેબ, તથા આકર્ષક વ્યક્તિત્વ-

૨૦ Trevelyan's *Cawnpore*.

ભર્યો તેનો વાક્‌ચતુર મંત્રી અઝીમુલ્લા પણ હતો. એમણે બ્રહ્માવર્ત શા અર્થે છોડયું હતું ? 'તીર્થયાત્રા સારુ !' નવાઈની વાત છે કે એક બ્રાહ્મણ અને એક મુસલમાન હાથમાં હાથ મિલાવીને તીર્થયાત્રા કરવાના હેતુથી સાથે નીકળી પડયા હતા ! ખરેખર, એ પ્રસંગ અદ્‌ભુત – અપૂર્વ ગણાય !

આ બિના ૧૮૫૭ માં બની. 'યાત્રાનાં સ્થાનો'ની કંઈ નહિ તો એક વેળા મુલાકાત લેવાનું ખરેખર અતિ આવશ્યક હતું. આ કારણે તેમણે પહેલી મુલાકાત દિલ્હીની લીધી. ત્યાં થયેલી વિચારોની આપલેમાં કઈ બાબતો પર મુખ્યત્વે વધારે ભાર દેવામાં આવ્યો હતો એની સાક્ષી તો એક એ દીવાનેખાસ અગર તો કદાચ તે વેળાનું દિલ્હીનું વાતાવરણ જ આપી શકે. બરાબર એ જ વેળા આગ્રાથી કોઈ મિ. મોરેલ નામનો એક ન્યાયાધીશ નાનાસાહેબને મળવા આવેલો. નાનાસાહેબે એની આગતાસ્વાગતા એવી તો અદ્‌ભુત રીતે કરી કે બિચારાને સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવ્યો હોય કે આજથી માત્ર એકાદ બે મહિનાની અવધિમાં જ અંગ્રેજોનું કોઈ બીજી જ તરેહનું સ્વાગત કરવાની તૈયારી કરવામાં નાનાસાહેબ તે વેળા રોકાયેલા હતા ! દિલ્હીમાં ચાલી રહેલી સઘળી તૈયારીનું પૂરું અવલોકન કરી લીધા પછી નાનાસાહેબ અંબાલા પહોંચ્યા. ૧૮ મી એપ્રિલે તો તેઓ સઘળાં ક્રાંતિકેન્દ્રો પૈકી સૌથી વધારે અગત્યનું કેન્દ્ર લખનૌમાં જઈ પહોંચ્યા. તે જ દહાડો લખનૌમાં એક એવો બનાવ બની ગયો હતો કે ત્યાંના ચીફ કમિશનર સર હેન્રી લૉરેન્સની ગાડી ઉપર લોકો ઊલટયા અને તેના પર પથરાઓ તથા ધૂળકાદવનો વર્ષાવ થયો. બરાબર એ જ અરસામાં શ્રીમંત નાનાસાહેબ લખનૌમાં આવી પહોંચ્યા હતા ! એ કારણે તો સારા ય લખનૌમાં આનંદ અને ઉત્સાહનું એક અજબ

તરેહનું મોજું ફરી વળ્યું. લખનૌના જાહેર રસ્તાઓ પરથી નાનાસાહેબને મોટા સરઘસને આકારે ફેરવવામાં આવ્યા; અને લોકોમાં પણ પોતાના ભાવિ સેનાપતિનાં દર્શનથી કોઈ અજબ આત્મવિશ્વાસ પેદા થયો. નાનાસાહેબ પોતે હેન્રી લૉરેન્સને ખાસ મળવા ગયા, અને પોતે તો માત્ર લખનૌ જોવાને ઈરાદે ત્યાં આવેલ હોવાનું તેને જણાવ્યું. હેન્રી લૉરેન્સે પોતાના તાબાના સઘળા અધિકારીઓને એક ખાસ હુકમ દ્વારા નાનાસાહેબનો યોગ્ય આદરસત્કાર કરવાનું જણાવ્યું. ગરીબ બિચારો લૉરેન્સ! લખનૌ જોવાનો નાનાનો આ વેળાનો ઈરાદો કઈ તરેહનો હતો તેનો એને ખ્યાલ પણ ક્યાંથી હોય? લખનૌથી નાનાસાહેબ કાલ્પી ગયા. આ અરસામાં જગદીશપુરના કુમારસિંહ સાથે નાનાનો ખાસ ખાનગી પત્રવહેવાર ચાલતો જ હતો.[21] (આમ દિલ્હી, અંબાલા, લખનૌ, કાલ્પી વગેરે કેન્દ્રસ્થળોના મુખ્ય આગેવાનોની મુલાકાત લઈ, તેમની સાથે ભાવિ સંગ્રામનો નિર્ણય તથા તેની રૂપરેખાઓની સ્પષ્ટ યોજના વિચારી લઈ, એપ્રિલના અંતમાં નાનાસાહેબ પાછા બ્રહ્માવર્ત આવી પહોંચ્યા.)[22]

---

૨૧ *Red Pamphlet.*

૨૨ આ પ્રવાસમાં નાનાએ અનેક સ્થળોની મુલાકાત અવશ્ય લીધી હોવી જોઈએ; પરંતુ અંગ્રેજ લેખકોએ એનો ઉલ્લેખ કરવાનું ઈરાદાપૂર્વક છોડી દીધું હોવાથી અમે પણ તેનો ઉલ્લેખ કરી શકતા નથી. પરંતુ આ સાથેનું અવતરણ આપ્યું છે તે ખાસ અગત્યનું છે– "Afterwards, the worthy couple (Nana and Azim), on the pretence of pilgrimage to the hills, visited the military stations all along the main trunk road and went so far as Umballa. It has been suggested that their object in going to Simla was to tamper with the Gurkha regiments stationed on the hills. But

જે અરસામાં પ્રમુખ આગેવાનોની મુલાકાત લઈને બળવો ઉઠાવવાનો ચોક્કસ દિવસ નક્કી કરવાના હેતુથી, તેમ જ સઘળાં સ્થળોમાં ધ્યેયની એકતા સચવાય એ અર્થે, નાનાસાહેબ જુદે જુદે સ્થળે યાત્રાને બહાને જઈ રહ્યા હતા, તે જ વેળાએ પ્રજા પણ 'તે દિવસ'ની તૈયારી પાકે પાયે કરી લે તે હેતુથી ક્રાંતિદૂતોની એક ખાનગી પરંતુ નવી જ તરેહની ટોળી એ જ કારણસર નીકળી પડી હતી ! આવા ક્રાંતિદૂતોનો આ વિચાર એક રીતે છેક નવો હતો એમ તો ન જ કહેવાય. જે જે વેળાએ ક્રાંતિની જ્વાળાઓ આ દેશમાં સળગી હતી તે દરેક વેળા આ ક્રાંતિદૂતો—ચપાતીઓએ (રોટલીઓએ) ક્રાંતિનો સંદેશો આખા દેશમાં દૂર દૂરને ખૂણે પહોંચાડવાની ફરજ બજાવી હતી. વેલોરના 'બંડ'માં પણ ચપાતીઓએ પોતાને ફાળે આવતી આ કામગરી બજાવી જ હતી. દેશના છેક દૂરમાં દૂરને ખૂણે પણ પોતાની અદશ્ય પાંખો વડે ઊડતાં પહોંચી જઈને આ દેવદૂતિકાઓ પોતાના અપૂર્વ સંદેશ વડે દેશની દરેક વ્યક્તિના અંતઃકરણમાં ચેતનની અગ્નિ-જ્વાલા જગવી દેતી. આ દૂતિકાઓ ક્યાંથી આવે છે ને ક્યાં ચાલી જાય છે તેનો કશો પત્તો કદી કોઈને લાગતો નહિ. જે લોકોને આ વિચિત્ર પરંતુ સંદેશવાહક ચીજના આગમનનો ચોખ્ખો ખ્યાલ હતો તેમને આ ચપાતીઓ બરાબર જરૂર પૂરતો ને એ જ વ્યક્તિના કાનપૂરતો મંત્ર ફૂંકી ઝડપભેર આગળ પસાર થઈ જતી. પણ જેમની પાસે જઈને આ ક્રાંતિદૂતિકાઓ પ્રત્યક્ષ મુલાકાત લેતી

---

finding, on their arrival at Umballa, a portion of the regiments were in the cantonments, they were unable to effect their purpose with these men and desisted from their proposed journey, on the plea of the cold weather." — *Russel's Diary.*

તેની સાથે તેઓ ઘણી લાંબી ગુફ્તેગો ચલાવતી ને તેમને વશ કરી લેતી. કેટલાએક વેરબુદ્ધિથી પ્રેરાયલા સરકારી અધિકારીઓએ એ ચપાતીઓ જપ્ત કરી એકઠી કરી આણી, અને વારેવારે ચોળીને તેનો લોટ કરી નાખ્યો. એમ કરવામાં તેમનો હેતુ આ ચપાતીઓમાંથી કશી માહિતી મળી શકે તો મેળવવાનો હતો ! પણ ખૂબીની વાત એ હતી કે કોઈ વળગેલી ચૂડેલની પેઠે બોલવાનો હુકમ મળતાં જ એ ચપાતીઓ પોતાનું મોં છેક સીવી દઈ મૂંગી બની જતી ! સાધારણ રીતે આ ચપાતીઓ ઘઉં અગર મકાઈના લોટની બનાવાતી. તેના પર કશું લખવામાં આવતું નહોતું. છતાં જેને માહિતી હતી તે વ્યક્તિને આ ચપાતીઓ કેવળ દર્શનમાત્રથી એના દિલમાં ક્રાંતિની અજબ સ્ફૂર્તિ પેદા કરતી ! દરેક ગામડાના ચોકીદાર પાસે આ ચપાતી જઈ પહોંચતી. તેમાંથી એક બટકું તોડી તે પોતે ચાખતો અને બાકીની ગામમાં સઘળા લોકોને 'પ્રસાદ' તરીકે વહેંચી દેતો. ફરી પાછી તેટલી જ ચપાતીઓ (જેટલી સંખ્યા એ ગામમાં પહોંચાડવામાં આવી હોય તેટલી જ) નવી બનાવવામાં આવતી અને તે પડખેના બીજા ગામે મોકલી દેવામાં આવતી. તે ગામનો ચોકીદાર પહેલાંની પેઠે જ સઘળી બાબતોનું પુનરાવર્તન કરતો અને વળી પાછી એટલી જ ચપાતીઓ પડખેના ત્રીજા ગામડે પહોંચાડતો. આ રીતે ભારતની ક્રાંતિની આ સળગતી અગ્નિશલાકા પ્રત્યેક શહેર અને પ્રત્યેક ગામડે પેસીને ક્રાંતિના અગ્નિ વડે આખાય દેશને સળગાવવા લાગી ! "ચાલ ચાલ, ક્રાંતિદૂતિકા ! હવે જલદી કર. ઉતાવળે પહોંચી જઈ ભારતભૂમિના સર્વ પ્રિય પુત્રોને એ શુભ સંદેશો પહોંચાડી દે કે સહુને સ્વતંત્રતા બક્ષવા અર્થે દેશે આ પવિત્ર લોહિયાળ યુદ્ધ ખેલવાનું જાહેર કરી દીધું છે ! ચાલ,

ક્રાંતિદૂતિકા ! જલદી આગળ ચાલ અને દેશમાં દશે દિશામાં ઘૂમી વળ ! મધ્યરાત્રે પણ વિસામો લેવા ના રોકાતી. ચારે તરફ વાતાવરણ ગજવી મૂકે એવી એક ભયંકર ગર્જના સંભળાવી દે કે "માતૃભૂમિ હવે રણે ચડી છે ! માટે સઘળા તૈયાર થાઓ અને તેનું રક્ષણ કરવા ફરી વળો !" શહેરના દરવાજા બંધ હોય તો તે ઊઘડે ત્યાં સુધી રાહ જોવા ન રોકાતાં તું આકાશમાર્ગે સંચાર કરીને પણ અંદર પહોંચી જજે. રસ્તે પર્વતની મહા ભયંકર ખીણો પડી છે; પર્વતની કરાડો ભારે તીક્ષ્ણ અને ઊંચી છે; મહા ભયાનક જંગલો રસ્તો રૂંધી રહ્યાં છે તો નદીઓનાં જળ અફાટ પાત્રવાળાં અને અગાધ ઊંડાણભર્યાં છે. છતાં એ કોઈ જાતની રુકાવટોથી ડર્યા વિના આ પ્રલયકારી સંદેશો લઈ તું તીરવેગે નીકળી પડ ! તારી વેગવાન ગતિ પર જ દેશ અને ધર્મના જીવન-મરણનો સવાલ અવલંબે છે. માટે જેટલા માઇલ તું વધારે ખેડી શકે તેટલા વહેલી તકે ખેડવાના તારા સઘળા પ્રયત્નો તું કરી છૂટજે ! આ વેળા પવનને તું પાછળ રાખી દેજે. શત્રુ તારા એક દેહનો વિનાશ કરે તો હે અત્યદ્‌ભુત દૂતિકા ! તું એવા સેંકડો નવા દેહ તુરત ફરી ધારણ કરી લઈને રાષ્ટ્રના અસ્તિત્વને આ અતિ અણીને પ્રસંગે તું આગળ સંચાર કરતી જજે. તારા હરેક નવા દેહને અને આત્માને સહસ્રશઃ નવી વાચા ફૂટે તો ફૂટવા દેજે ! સઘળાને સાદ કરજે; પતિપત્ની, ભાઈબહેન, માતા અને બાળક, સર્વ કોઈને તેમજ તેમનાં સગાંવહાલાં સઘળાંઓને ફાળે પડતું દૈવી યોજનાનું આ કામ પાર પાડવા અર્થે તું સહુને સાદ દેજે ! મરાઠાઓનાં ભાલાં, રજપૂતોની સમશેરો, શીખોની કિરપાણો, અને મુસલમાનોના ચાંદ – એકેએક સહુ 'ભલે આવો અને આ રુધિરોત્સવ સફળ બનાવવામાં સહાયભૂત બનો ! કાનપુરની રણદેવતાને

હાક દેજે ! ઝાંસીના કિલ્લામાંના સઘળા દેવોને આહ્વાન કરજે ! જગદીશપુરના દેવતાઓને પણ બોલાવજે ! આ ક્રાંતિયુદ્ધને સફળ કરવા અર્થે શરણાઈઓ, રણભેરીઓ, રણશીંગાંઓ; ધ્વજ, પતાકાઓ, આકાશે પહોંચે તેવી યુદ્ધગર્જનાઓ અને રણગીતો સાથે સઘળાંને હાજર થઈ જવાની તું હાકલ કરજે ! સહુએ હાજર થવાનું છે એમ સંભળાવજે. કહેજે કે રાષ્ટ્રની અધિષ્ઠાત્રી દેવી આ મહામંગલ ઉત્સવ ઊજવવા હવે અધીરી બની છે. માટે સઘળાઓ પોતાના સર્વ અનુયાયીઓના સમૂહ સાથે હાજર થઈ જાઓ ! સહુને સંભળાવી દેજે કે એ શુભ ઘડી હવે સમીપ આવી પહોંચી છે !"

ભાઈઓ ! ઊઠો, અને તૈયાર થઈ જાઓ ! અને ઓ અભાગી જુલમગાર રાજસત્તા ! તું પણ હવે આ લીલીકુંજમાં લીધેલી સુખનિદ્રા ત્યજીને જરા આંખો ખોલીને આસપાસ નજર ફેંકી લે ! દૂર ક્ષિતિજમાં દેખાતી નીલીલીલી પર્વતરાજી કદાચ ખરેખર એવી જ હશે એવો એક વેળા દુનિયાને ભાસ થાય પણ ખરો; પરંતુ એ પર્વતશિખર પર ચાલવામાં ભારે ભયંકર ભૂલ સમાયલી છે એનો પૂરો ખ્યાલ દુનિયાને નથી હોતો. ચાલ, તું એ પર્વતશિખર પર પગલાં ભરવા માંડ ! જુલમી રાજસત્તા ! એ ભૂમિ તું તારી એડી તળે કચરવાનું શરૂ કરી દે ! હવે ૧૮૫૭ની સાલનો સૂર્ય તપવા માંડ્યો છે, ઘડીના છઠ્ઠા ભાગમાં હવે સારી દુનિયાને જાણ થઈ જશે કે કવિ કાલિદાસે એક સ્થળે કરેલું વર્ણન આ વેળા હિંદુસ્તાનને સંપૂર્ણ રીતે લાગુ પડે છે :

> शमप्रधानेषु तपोधनेषु गूढं हि दाहात्मकमस्ति तेजः ।
> स्पर्शानुकूला इव सूर्यकान्तास्तदन्यतेजोऽभिभवाद्वमन्ति ॥
>
> —शाकुंतल (અંક ૨ જો, શ્લોક ૭ મો.)

તપ અને શાંતિ એ જ જેમનુ ધન છે, તેમનામા પ્રલયકારી અગ્નિનુ તેજ પણ ગુપ્ત રીતે વાસ કરી રહેલું હોય છે અને જો એક વાર એ અગ્નિને ચેતવવામા—ચીડવવામા આવે તો સારીય દુનિયાને સળગાવી મારે એવો તે ભયકર હોય છે

સારીય દુનિયા હવે જાણી લે કે સહિષ્ણુતા એ હિંદુસ્તાનનો મહામોટો ગુણ હોવા છતા હિંદુસ્તાનના આ કુદરતી સ્વભાવજન્ય સદ્ગુણનો અણઘટતો લાભ ઉઠાવવાનુ પડય ત્ર જો કોઈ વિચારે, અગર ગોઠવે, તો જે હિંદુસ્તાનના દિલમા સહુને સહિષ્ણુતાથી સમાવી લેવાની અપરપાર ક્ષમા વાસ કરી રહેલ છે તે જ હિંદુસ્તાનના હૃદયકુડમા વેરથી સળગી ઊઠે તેવો મહાભયકર અગ્નિ પણ વાસ કરી રહેલ છે ! પ્રલયકર મહારુદ્રના તૃતીય નેત્રના કોઈએ દર્શન કર્યા છે? જ્યા સુધી એ ન ખૂલે ત્યા સુધી એ હિમશીતલ અને શાત રહે છે પણ એક વાર જો એ ઊઘડી જાય તો આખાય બ્રહ્માડને બાળીને ભસ્મ કરી નાખે એવી ભયકર જ્વાલાઓ તે ચેતાવી શકે છે( કોઈ જ્વાલામુખીનો ખ્યાલ કરી હશે ઉપરથી જોતા લીલાછમ તૃણાકુરોથી એનુ મુખ ઢકાયેલુ હોય છે પણ જો એ મુખ એક વાર ફાટે, તો અંદરથી ધગધગતો લાવારસ વહેવા માડે છે। બરાબર એ જ તરેહનો, શંકરના તૃતીય નેત્ર કરતા પણ અતિ પ્રલયકારી એવો હિંદનો આ ચેતનો જ્વાલામુખી હવે ધખધખી રહ્યો છે લાવારસના ભયાનક ઉછાળા એના ઉદરમા સળવળાટ કરી રહ્યા છે, સ્ફોટક રસાયણોના ભીષણ મિશ્રણો એમા પેદા થઈ રહ્યા છે અને સ્વાતંત્ર્યપ્રેમના અગ્નિતણખા આ રસાયણ પર ઊડી પડવાની તૈયારીમા છે જુલમગાર સત્તા ! સાવધાન હજુ મોડુ થાય તે પહેલા બધું વિચારી જો અને ચેતી જા ! એમા સહેજ પણ આખ આડા કાન થશે

તો ચોક્કસ જાણજે કે તારા સરખી ઉદ્ધત, અન્યાયી તેમ જ જુલમગાર રાજસત્તાને જ્વાલામુખી સરખો ભભૂકતો વૈરનો હુતાશન કેવો હોઈ શકે એનો ખ્યાલ એના ભયંકર પ્રસ્ફોટના આંચકા પછી જ માત્ર આવી શકશે ।

ખંડ પહેલો સમાપ્ત

# પ્રસ્ફોટ

(“ જે સિપાઈઓએ આજ સુધી અંગ્રેજી સત્તાને વિસ્તારી તેને ટકાવી રાખવામાં સહાય કરી હતી તેમની જ તલવારો આજે અંગ્રેજો સામે તોળાઈ રહી હતી ! આ દશ્ય-પરિસ્થિતિ નજરે પડતાં જ વિગલિત-ગાત્ર બનેલી અંગ્રેજી સત્તા મીરત છોડીને દિલ્હીમાં નાસી ગઈ. પણ ત્યાં તો ખુદ બાદશાહે પોતે એક હાથે તેનું ગળું દાબ્યું અને બીજે હાથે તેનો રાજમુગટ પણ છીનવી લીધો ! (આમ) જેના પર ભરચૌટામાં મીરતની સ્ત્રીઓ પણ થૂંકી હતી, અને જેના રાજમુગટાદિ સર્વ અલંકારો લોકોએ બળપૂર્વક ઉતારી લીધા હતા, તેમ જ જે તલવારોના પ્રહારથી લોહીલુહાણ બની ગઈ હતી તે અંગ્રેજી રાજસત્તા, અંગ્રેજ લોહીથી ખરડાયેલ પોતાના કેશ સાથે ગળામાં હાડકાંઓની માળાઓ ધારણ કરીને રોતી કકળતી, વિહ્વળ બનીને કલકત્તાને માર્ગે પ્રયાણ કરવા ભારતી નજરે પડી !”)

# ખંડ બીજો

## પ્રકરણ પહેલું

### શહીદ મંગલ પાંડે

'૫૭ના ક્રાંતિસંગ્રામ અંગેની અનેક વિસ્મય પમાડે તેવી ઘટનાઓમાં ક્રાંતિની તૈયારી જે ગુપ્તતાપૂર્વક યોજવામાં આવી હતી—સિદ્ધિએ પહોંચી હતી તે બિના સૌથી વધારે આશ્ચર્યકારક છે. બડા બડા વિચક્ષણ અંગ્રેજ અમલદારો પણ એ ચળવળની ઉત્પત્તિ ક્યાંથી થઈ એ ચોક્કસપણે જાણી શક્યા નહોતા, કેમકે ક્રાંતિનો દાવાનળ (હુતાશન) સારાય હિંદમાં ફેલાઈ ગયો હતો ત્યારે પણ—' અરે ક્રાંતિની શરૂઆત થયાં એક વર્ષ વીતી ગયા છતાં, એ અંગ્રેજ અધિકારીઓ પૈકી અનેક એમ ચોક્કસપણે માનતા હતા કે "ક્રાંતિનું મૂળ કારણ ચરબી ચોપડેલી કારતૂસો જ છે ' ૧પરંતુ હવે જ અંગ્રેજોના જાણવામાં આવ્યું" કે "કારતૂસોનું બહાનું તો કેવળ પ્રાસંગિક નિમિત્તરૂપ જ બન્યું હતું. અર્થાત્ તે પછી તેઓ પોતે એવું વિધાન કરતા થઈ ગયા કે "સ્વધર્મ અને સ્વરાજ્યના પવિત્ર

હેતુથી પ્રેરાઈને જ ૧૮૫૭ના રણવીરોએ એ સંગ્રામ માંડેલો.[1] અંગ્રેજોની જાગૃત સત્તાનો અમલ ચાલતો હતો છતાં તેને જરા સરખી ગંધ ન આવે એવી રીતે નાનાસાહેબ, મૌલવી અહમદશાહ તથા વઝીરઅલી નખ્ખીખાને ક્રાંતિની સંકલના એવી કુશળતાપૂર્વક ગૂંથી હતી – એવી ગુપ્ત રીતે યોજી હતી કે તેમનાં વખાણ કરીએ તેટલાં થોડાં જ ગણાય. જે નેતાઓએ અત્યંત સફળતાપૂર્વક એક-

---

૧ મેલિસન લખે છે: "In this lesser sense, then, and in this only, did the cartridges produce the mutiny They were instruments used by the conspirators, and those con spirators were successful in their use of the instruments only because, in the manner I have endeavoured to point out, the mind of the Sepoys and of certain sections of the population had been prepared to believe every act testi fying bad faith of their foreign masters."

મેડલી કહે છે: "But, in fact, the greased cartridges was merely the match that exploded the mine which had, owing to a variety of causes, been for a long time preparing."

"Mr. Disraeli dismissed the greasing of the cartridges with the remark that nobody believed that to have been the real cause of the outbreak." —Charles Ball's '*Indian Mutiny*' Vol. I, p. 629

એક લેખક તો આથી આગળ વધી જણાવે છે: "That the fear about the cartridges was a mere pretext with many is shown beyond all question. They have not hesitated to use freely when fighting against us, the very cartridges which, they declared, would, if used, have destroyed their caste."

બીજાની સાથે ભળી જઈને સંહકારથી લડવાની આવશ્યકતા હિંદુ-મુસલમાન ઉભય પક્ષના દિલમાં ઉતારી દીધી, તેમ જ જેમણે સિપાઈઓ, પોલીસો, જમીનદારો, શહેરી અધિકારીઓ, ખેડૂતો, વેપારીઓ, શેઠશાહુકારો વગેરે પ્રજાના સઘળા વર્ગના અને સઘળા થરોના લોકોનાં દિલ ક્રાંતિની ભવ્ય કલ્પનાથી ઉલ્લસિત કર્યાં, તેમની એ પ્રચંડ કાર્ય અર્થે યોજેલી ગુપ્ત યોજનાશક્તિનો જોટો જગતમાં જડવો મુશ્કેલ છે. ક્રાંતિની આ ગોઠવણ જે વેળા બરાબર પરિપૂર્ણતાએ પહોંચવા આવી હતી તે જ વેળા બંગાળમાંની લશ્કરી ટુકડીઓના સૈનિકોને સરકાર ચરબી ચોપડેલી કારતૂસો વાપરવાની ફરજ પાડી રહી હતી. આ કારતૂસોનો પહેલો પ્રયોગ બંગાળમાં ૧૯ મી પલટન ઉપર થશે એમ મનાતું હતું. તે વેળા ફેબ્રુઆરી મહિનો ચાલતો હતો. બંગાળમાં કેમ્પ નાખી પડેલી પલટનો પૈકી ૩૪ મી પલટન બળવો કરવા ભારે આતુર બની રહી હતી. તે વખતે એ પલટન બરાકપુરમાં હતી. કલકત્તા પાસે વસતા વઝીરઅલી નખ્ખીખાને આ આખી પલટનને આ પહેલાંથી જ ક્રાંતિયુદ્ધનો મંત્ર ભણાવીને પ્રતિજ્ઞાથી બાંધી લીધી હતી. આ પલટન પૈકીની કેટલીક નાની ટુકડીઓને (companies) થોડા વખતથી ૧૯ મી પલટન સાથે રાખવામાં આવી હતી. એટલા સહવાસમાત્રથી ૧૯ મી પલટન સંપૂર્ણ રીતે ક્રાંતિના વિચારોથી રંગાઈ ગઈ. પરંતુ અંગ્રેજોને આ પૂર્વ-ભૂમિકાની કશી જાણ ન હોવાથી તેમણે પ્રથમ પ્રયોગ તરીકે એ કારતૂસો ફરજિયાત વાપરવાની સખ્તાઈ આ ૧૯ મી પલટન ઉપર કરવા માંડી. પરંતુ આખી પલટને જાહેર રીતે તેમના હુકમને ગણકાર્યો નહિ; એટલું જ નહિ પરંતુ તેણે સરકારને એમ પણ ચોખ્ખેચોખ્ખું જણાવી દીધું કે જરૂર પડશે તો આખી પલટન આને અંગે હથિયારો ઊંચકતાં અચકાશે નહિ ! એ જોતાં જ

અંગ્રેજ અમલદારોએ પોતાના ક્રમની ધોરણ મુજબ 'કાળા આદમી' પર જબરદસ્તી કરવા માંડી; પણ તેઓ તુરતમાં જ પામી ગયા કે હવે એ પૂર્વેનો 'કાળો આદમી' રહ્યો નથી! એ વસ્તુસ્થિતિની ખાતરી તો તલવારના ખણખણાટે, તેમના કાન દ્વારા છેક હૈયાના ઊંડાણ સુધી કરાવી દીધી! આ અપમાન એ વેળા અંગ્રેજોને ગુપચુપ ગળી લીધા વિના છૂટકો નહોતો, કેમકે સિપાઈઓને ડરાવવા સારુ તે વેળા તેમની પાસે ગોરી પલટનોનો અભાવ હતો. આ મુશ્કેલી દૂર કરવા અર્થે માર્ચ મહિનાની શરૂઆતમાં બ્રહ્મદેશમાંથી એક ગોરી પલટનને કલકત્તા બોલાવી લેવામાં આવી. એ પલટન આવી પહોંચતાં જ ૧૯ મી પલટનનાં હથિયારો ઉતારી લઈ એ પલટનને વિખેરી નાખવાનો હુકમ છૂટ્યો. એ હુકમનો પહેલો અમલ બરાકપુરમાં કરવાનું નક્કી થયું.

પરંતુ પોતાના દેશબાંધવોના અપમાનનો આ કિસ્સો ઉઘાડી આંખે દેખ્યા છતાં શાંતિથી તે જોયા કરવા બરાકપુરની પલટન તૈયાર નહોતી. તેમાં પણ સિપાઈઓ પૈકી એક મંગલ પાંડે નામના આદમીની તલવાર તો કમર પર લટકતા મ્યાનમાં શાંતિથી પડી રહેવા જરા ય ખુશી નહોતી. ૧૯ મી પલટન પેઠે જ ૩૪ મી પલટન પણ કંપનીની નોકરી છોડી દેવા તૈયાર થઈ રહી હતી; આ કારણે સઘળા દેશભક્ત વીરોના મનમાં એમ થઈ આવ્યું કે એ કરતાં તો આખી યે આખી પલટન જ તોડીને વિખેરી નાખે તો વધારે સારું!, પરંતુ શાણા અને ક્રાંતિના શિસ્તપાલનમાં માનનારા આગેવાનોએ સઘળાં કેન્દ્રોના આગેવાનોનો મત લેવાના લાંબા વિચારે એક મહિનો શાંતિથી ખેંચી કાઢવાને સહુને સમજાવ્યા. અને એ વિચાર અનુસાર બળવાનો દિવસ નક્કી કરવા સારું જુદે જુદે સ્થળે

ગોઠવાયેલ સઘળી પલટનોને બરાકપુરથી પત્રો પણ રવાના થયા. પરંતુ મંગલ પાંડેની સમશેર એટલી ધીરજ ધરવા ય તૈયાર નહોતી!

મંગલ પાંડે જાતે બ્રાહ્મણ હતો છતાં તેણે ક્ષાત્રવૃત્તિનો સ્વીકાર કર્યો હોઈને તે એક જુવાન શૂરવીર સૈનિક તરીકે જ વધારે જાણીતો થયો હતો. રણમેદાનમાં ભારે હિંમતબાજ અને શૂરવીર, તે સાથે ચારિત્ર્યમાં અત્યંત શુદ્ધ અને પાપભીરુ, જરૂર પડતાં સ્વધર્મ ખાતર પ્રાણ પણ કુરબાન કરે એવી ધર્મ પ્રત્યેની પ્રેમભાવનાભર્યા એ તેજસ્વી બ્રહ્મવીરના હૃદયમાં સ્વદેશના સ્વાતંત્ર્યની ભાવના ચમકી ઊઠતાં જ એના સારા ય દેહમાં જાણે કોઈ અજબ વિદ્યુત્સંચાર થયો હોય એવું ચેતન વ્યાપી ગયું. એવા એ શૂરવીર યુવકની તલવાર શાંત શી રીતે રહી શકે ? તેમાં ય શહીદોની તલવારો કદી શાંત બની જતી સાંભળી છે? શહીદોનો તેજસ્વી તાજ માત્ર એ જ શૂરવીરોને મસ્તકે આરોપાય છે, જેઓ યશાપયશના કશા ભય કે ચિંતા વિના પોતાના વહાલા ધ્યેયને પોતાના ધગધગતા લોહીથી રંગી શકે છે ! અને ખરેખર, બહારની દૃષ્ટિએ ' નકામા ' વહેવડાવેલ એ લોહીમાંથી સુયશની નિર્મલ મૂર્તિ પ્રગટી ઊઠે છે ! પોતાના ધર્મબંધુઓ પર અત્યાચાર–જુલમ કરવામાં આવનાર છે એ વિચારે જ એનું હૃદય કકળી ઊઠયું, અને પોતાની આખી પલટને એ જ દહાડો બંડ કરવું એવી એ હઠ લઈ બેઠો. જ્યારે તેણે એમ સાંભળ્યું કે પોતાની માગણીનો સ્વીકાર ક્રાંતિપક્ષના આગેવાનો કરવાના નથી, ત્યારે તો એનું જુવાન લોહી વધારે જોસભેર ઊછળી ઊઠયું. તુરત જ ભરેલી બંદૂક સાથે દોડતો દોડતો તે કવાયતના મેદાન પર પહોંચી જઈ બરાડા પાડવા લાગ્યો : " ભાઈઓ ! ઊઠો, જાગ્રત થાઓ. જરા પણ નાહિંમત ન થશો ! ચાલો, તમને તમારા ધર્મના શપથ છે ! ચાલો, આપણા સ્વાતંત્ર્યને અર્થે આપણે આ નીચ

શત્રુ પર હલ્લો કરીએ !" એમ કહેતાં કહેતાં તેણે પોતા સાથેના સૈનિક ભાઈઓને નીકળી પડવાનું આહ્વાન કરવા માંડયું. સાર્જંટ મેજર હ્યુસેને જ્યારે એ સઘળો મામલો જોયો ત્યારે તેણે મંગલ પાંડેને પકડી લેવાનો સિપાઈઓને હુકમ આપ્યો. સિપાઈ પૈકી કોઈએ પણ આગળ વધીને મંગલ પાંડેને પકડયો નહિ અગર હાથ પણ અડકાડયો નહિ; ઊલટાની પાંડેની એ ભરેલી બંદૂકમાંથી સણસણાટ કરતી ગોળી છૂટી ને બીજી જ ક્ષણે, પેલો અંગ્રેજ અધિકારી મડદું થઈ ધરણી પર ઢળી પડયો ! એ જ ક્ષણે લેફ્ટેનન્ટ બોહ (Baugh) ત્યાં હાજર થયો પણ કવાયતના મેદાન પર એ દોડતો દોડતો આવી પહોંચે તે પહેલાં જ પાંડેએ એક બીજી ગોળી છોડી, અને ઘડ કરતાને સ્વાર તથા ઘોડો બંને જમીન પર પટકાઈ પડયા. પરંતુ પાંડે ફરી પોતાની બંદૂક ભરીને તૈયાર થાય-તે દરમિયાન એ અમલદાર પોતાની જાત સંભાળી લઈ ઊભો થઈ ગયો અને મંગલ પાંડે સામે તેણે પિસ્તોલ ઉગામી. એટલાથી મંગલ પાંડે ડરી જાય કે ડગી જાય તેવો નહોતો. તે તલવાર ખેંચીને પેલા અમલદાર તરફ દોડી ગયો. બોહે ગોળી તો છોડી પણ નિશાન ચૂકયો; અર્થાત્ તેણે પણ પોતાની તલવાર ખેંચી. દરમિયાન બરાબર સાવચેતીપૂર્વક તક લઈને પાંડેએ બોહને પોતાની તલવાર વડે ચીરી નાખ્યો. તે પછી વળી બીજો એક ગોરો સોલ્જર પાંડે પર ચઢી આવ્યો; તે વેળા એક બીજા સિપાઈએ બંદૂકની લોખંડની નળી વડે જ એનું માથું ફોડી નાખ્યું. સઘળા સિપાઈઓએ એક જ શોર મચાવી દીધો : " ખબરદાર, પાંડેના શરીરને કોઈ અડકયા છો તો !" તુરત જ કર્નલ વ્હીલરે હાજર થઈને મંગલ પાંડેને પકડી લેવાનો હુકમ કર્યો. ફરી વાર સિપાઈઓ ગર્જના કરી ઊઠયા : " પરમ પવિત્ર આ બ્રાહ્મણના એક વાળને પણ અમે વાંકા થવા દઈશું નહિ !" અંગ્રેજ લોહીની ચાલી રહેલી નીક ને સિપાઈઓની એ ઉશ્કેરાયેલી

દશા દેખી કર્નલ વ્હીલર તુરત ત્યાંથી પાછો ફરી ગયો. દોડતો તે મુખ્ય સેનાપતિને બંગલે પહોંચ્યો. આ બાજુ મંગલ પાંડેએ પોતાના લોહીથી ખરડાયેલ હાથ ઊંચા કરી કવાયતના મેદાન ઉપર જ શોર મચાવવો આદરી દીધો : "ભાઈઓ ! સહુ ઊઠો, ચાલો, નીકળી પડો !" જનરલ હીઅરસીએ એ સાંભળ્યું કે તુરત જ થોડાએક યુરોપિયન સોલ્જરો સાથે તે મંગલ પાંડે તરફ જવા નીકળી પડ્યો. એ વેળા "હવે પોતે ફિરંગીઓને હાથે જરૂર સપડાશે, અને એમ પકડાવા કરતાં તો મરણ હજાર દરજ્જે સારું !" એ વિચારોથી પ્રેરાઈને ઉન્મત્ત દશામાં મંગળ પાંડેએ જાતે જ પોતાની બંદૂક પોતાની છાતી સામે ધરીને ગોળી છોડી ! તત્કાળ ઘાયલ બનીને એ જમીન પર ઢળી પડ્યો. એ જુવાન સિપાઈને તુરતાતુરત હોસ્પિટલમાં લઈ જવામાં આવ્યો. અને અંગ્રેજ અધિકારીઓ પણ આવા શૂરા સિપાઈની બહાદુરી પ્રત્યે આશ્ચર્ય દાખવતા સહુ પોતપોતાના તંબૂએ ચાલ્યા ગયા. આ બનાવ ૨૯મી માર્ચના રોજ બની ગયો.

આગળ જતાં લશ્કરી અદાલતમાં મંગલ પાંડેનો કેસ ચાલ્યો. તપાસ દરમિયાન કાવતરામાં બીજા જે જે લોકો સામેલ થયા હોય તેમનાં નામ આપવા અંગે તેને પુષ્કળ દમદાટી દેવામાં આવી, પણ એ શૂરવીર જુવાને સઘળી વાતમાં ચોખ્ખો નકાર સંભળાવી દીધો. તેણે એમ પણ કહ્યું કે પોતે મારી નાખેલા અંગ્રેજ અધિકારીઓ વિરુદ્ધ તેને અંગત કશું વેરઝેર નહોતું. મંગલ પાંડે જો એવા ક્ષુદ્ર વ્યક્તિદ્વેષને કારણે પ્રેરાયો હોત તો તેનું નામ શહીદોની પવિત્ર નામાવલિમાં ગૂંથાવાને બદલે એનો સમાવેશ ક્રૂર હત્યારાઓની યાદીમાં થયો હોત ! પરંતુ મંગલ પાંડેએ આચરેલું એ વીરકૃત્ય તો એક ઉદાત્ત ધ્યેય સાથે જોડાયેલું હતું—એ

ગાથા જે દહાડો દરેક માતા પોતાના પુત્રોને ભારે અભિમાનપૂર્વક કહી સંભળાવતી હશે એ કેવો ધન્ય પ્રસંગ હશે!

## પ્રકરણ બીજું

### મીરત

મંગલ પાંડેના રૂધિરજલથી' સીંચાયેલ ક્રાંતિશહીદીના બીજને ઊગી નીકળતાં લાંબો વખત લાગ્યો નહિ. ૩૪મી પલટનના સુબેદારને, ગત વેળા તે ક્રાંતિ અર્થે ખાનગી બેઠકો ભરે છે એવા આરોપ પરથી ગુનેગાર ઠેરવી, તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. સિવાય ૧૯મી તથા ૩૪મી પલટનો ક્રાંતિ કરવાની—બળવો પોકારવાની ખાનગી યોજના કરતી હતી એ બિના લેખિત પુરાવા સાથે સિદ્ધ થઈ ચૂકી કે તુરત એ પલટનોનાં હથિયારો આંચકી લઈ સઘળા સિપાઈઓને ઘેર રવાના કરી દેવામાં આવ્યા. સરકારની દૃષ્ટિએ આ પગલું તેમને 'સજા' કરવા અર્થે લેવાયું હતું, પરંતુ સિપાઈઓને મન એ અભિમાનનો પ્રસંગ બની ગયો. અંગ્રેજી—યુરોપિયન પલટનોને તે દહાડે સજ્જ–તૈયાર રહેવાના હુકમો હતા; તથા અંગ્રેજ લશ્કરી અધિકારીઓની એવી માન્યતા હતી કે લશ્કરી નોકરીમાંથી છૂટા કરવામાં આવતાં જ સિપાઈઓને શિસ્તભંગ કર્યા બદલ મનમાં સહેજ પશ્ચાત્તાપ પણ થશે. પરંતુ એ નવાઈ જેવુ હતું કે હજારો સિપાઈઓએ પોતાનાં હથિયારો, રાજીખુશીથી જાણે કોઈ પોતાની અણગમતી અસ્પૃશ્ય ચીજને ફેંકી દેતા હોય તેમ, નીચે મૂકી દીધાં,

અને ગુલામીની બેડીઓ આપમરજીથી તોડી નાખી. શરીર પરના યુનિફોર્મ અને પગના જોડા ખેંચી કાઢ્યા, અને કોઈ પાપ ધોઈ નાખવાં હોય તેમ બાજુની નદીમાં સ્નાનાર્થે દોડી ગયા. સિપાઈઓમાં એવો રિવાજ હતો કે લશ્કરી ટોપી સિપાઈઓએ પોતાને ખર્ચે કરાવવી પડતી; આ કારણે સરકારે સિપાઈઓને છૂટા કર્યા ત્યારે તેમની ટોપીઓ સાથે લઈ જવાની છૂટ આપી. પણ પાપપ્રક્ષાલન સમા એ નદીસ્નાન પછી પરતંત્રતાના પ્રતીક સમી એ ટોપીઓ પહેરવા સિપાઈઓ પોતે જ ક્યાં રાજી હતા ? ૭૮, ૭૯, એવું પાપ કર્મ આચરવાની કોઈની મરજી જ નહોતી ! પરદેશી ગુલામીના સ્મરણ સમી એ ટોપીઓ માથે ચડાવવાનો–તે પહેરીને મહાલવાના દિવસો હવે પુનઃ આવવાના નહોતા, તો ગુલામીનાં એ ચિહ્નો શા માટે ફેંકી ન દેવાં ? અને હજારો ટોપીઓ હવામાં ફગાવી દેવાઈ; અને છતાં ગુરુત્વાકર્ષણના અટળ નિયમને વશ બની એ એકેએક ટોપી પાછી હિંદુસ્તાનની ભૂમિ પર જ આવી પડી, અને ખરેખર હિંદમાતા ફરી અપવિત્ર બની ગઈ ! ચાલો ત્યારે સિપાઈઓ ! દોડો, જલદી કરો; ને અંગ્રેજ અધિકારીઓની નજર તળે જ ગુલામીનાં બીજાં બધાં ચિહ્નો તોડી, ફાડીને ધૂળમાં ફેંકી દો, તથા પગ તળે રગદોળો ! અને સઘળા સિપાઈઓ એ અપવિત્ર ગણાતી ટોપીઓને પગતળે છૂંદવા લાગ્યા. અંગ્રેજ સત્તાનું જ એ જાણે સાક્ષાત્ અપમાન થઈ રહેલું જોઈને – સિપાઈઓ ટોપીઓને ખૂંદતા હતા એ દૃશ્ય દેખીને અંગ્રેજ અધિકારીઓનાં લોહી ક્રોધ તેમ જ આશ્ચર્યથી જાણે થીજી ગયાં ![1]

મંગલ પાંડેના રુધિર દ્વારા કેવળ બંગાળમાં જ ક્રાંતિનાં બીજ

---

[1] *Red Pamphlet*, Part I, page 34.

આથા જે દહાડો હરેક માતા પોતાના પુત્રોને ભારે અભિમાનપૂર્વક કહી સંભળાવતી હશે એ કેવો ધન્ય પ્રસંગ હશે!

## પ્રકરણ બીજું

### મીરત

મંગલ પાંડેના રુધિરજલથી સીંચાયેલ ક્રાંતિશહીદીના બીજને ઊગી નીકળતાં લાંબો વખત લાગ્યો નહિ. ૩૪મી પલટનના સુબેદારને, ગત વેળા તે ક્રાંતિ અર્થે ખાનગી બેઠકો ભરે છે એવા આરોપ પરથી ગુનેગાર ઠેરવી, તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. સિવાય ૧૯મી તથા ૩૪મી પલટનો ક્રાંતિ કરવાની-બળવો પોકારવાની ખાનગી યોજના કરતી હતી એ બિના લેખિત પુરાવા સાથે સિદ્ધ થઈ ચૂકી કે તુરત એ પલટનોનાં હથિયારો આંચકી લઈ સઘળા સિપાઈઓને ઘેર રવાના કરી દેવામાં આવ્યા. સરકારની દૃષ્ટિએ આ પગલું તેમને 'સજા' કરવા અર્થે લેવાયું હતું, પરંતુ સિપાઈઓને મન એ અભિમાનનો પ્રસંગ બની ગયો. અંગ્રેજી-યુરોપિયન પલટનોને તે દહાડે સજ્જ-તૈયાર રહેવાના હુકમો હતા; તથા અંગ્રેજ લશ્કરી અધિકારીઓની એવી માન્યતા હતી કે લશ્કરી નોકરીમાંથી છૂટા કરવામાં આવતાં જ સિપાઈઓને શિસ્તભંગ કર્યા બદલ મનમાં સહેજ પશ્ચાત્તાપ પણ થશે. પરંતુ એ નવાઈ જેવું હતું કે હજારો સિપાઈઓએ પોતાનાં હથિયારો, રાજીખુશીથી જાણે કોઈ પોતાની અણગમતી અસ્પૃશ્ય ચીજને ફેંકી દેતા હોય તેમ, નીચે મૂકી દીધાં,

અને ગુલામીની બેડીઓ ઝાંપમરજીથી તોડી નાખી. શરીર પરના યુનિફૉર્મ અને પગના જોડા ખેંચી કાઢ્યા, અને કોઈ પાપ ધોઈ નાખવાં હોય તેમ બાજુની નદીમાં સ્નાનાર્થે દોડી ગયા. સિપાઈઓમાં એવો રિવાજ હતો કે લશ્કરી ટોપી સિપાઈઓએ પોતાને ખર્ચે કરાવવી પડતી; આ કારણે સરકારે સિપાઈઓને છૂટા કર્યા ત્યારે તેમની ટોપીઓ સાથે લઈ જવાની છૂટ આપી. પણ પાપપ્રક્ષાલન સમા એ નદીસ્નાન પછી પરતંત્રતાના પ્રતીક સમી એ ટોપીઓ પહેરવા સિપાઈઓ પોતે જ ક્યાં રાજી હતા! ૭૮, ૭૯, એવું પાપ કર્મ આચરવાની કોઈની મરજી જ નહોતી! પરદેશી ગુલામીના સ્મરણ સમી એ ટોપીઓ માથે ચડાવવાનાં–તે પહેરીને મહાલવાના દિવસો હવે પુનઃ આવવાના નહોતા, તો ગુલામીનાં એ ચિહ્નો શા માટે ફેંકી ન દેવાં? અને હજારો ટોપીઓ હવામાં ફગાવી દેવાઈ, અને છતાં ગુરુત્વાકર્ષણના અટળ નિયમને વશ બની એ એકેએક ટોપી પાછી હિંદુસ્તાનની ભૂમિ પર જ આવી પડી, અને ખરેખર હિંદમાતા ફરી અપવિત્ર બની ગઈ! ચાલો ત્યારે સિપાઈઓ! દોડો, જલદી કરો; ને અંગ્રેજ અધિકારીઓની નજર તળે જ ગુલામીનાં બીજાં બધાં ચિહ્નો તોડી, ફાડીને ધૂળમાં ફેંકી દો, તથા પગ તળે રગદોળો! અને સઘળા સિપાઈઓ એ અપવિત્ર ગણાતી ટોપીઓને પગતળે છૂંદવા લાગ્યા. અંગ્રેજ સત્તાનું જ એ જાણે સાક્ષાત્ અપમાન થઈ રહેલું જોઈને – સિપાઈઓ ટોપીઓને ખૂંદતા હતા એ દશ્ય દેખીને અંગ્રેજ અધિકારીઓનાં લોહી ક્રોધ તેમ જ આશ્ચર્યથી જાણે થીજી ગયાં![1]

મંગલ પાંડેના રુધિર દ્વારા કેવળ બંગાળમાં જ ક્રાંતિનાં બીજ

---

[1] *Red Pamphlet*, Part I, page 34.

ધ્યેય પ્રત્યેના અત્યંત ભક્તિભાવથી પ્રેરાયેલું હતું. 'મામાનામી જમાનયો' ના શ્રીમદ્ ભગવદ્‌ગીતાના સંદેશ અનુસાર જયપરાજયને સમાન ગણીને સ્વધર્મ અને સ્વરાજના રક્ષણ અર્થે જ એની તલવાર મ્યાનમાંથી બહાર ખેંચાઈ હતી. સ્વધર્મ અને સ્વદેશ પર ગુજારવામાં આવતા અત્યાચારો ઉઘાડી આંખે જોઈ રહ્યા કરતાં મરણ સો થોકે સારું એવા નિશ્ચય સાથે તે પ્રથમ નીકળી પડ્યો હતો. એના આ હિંમતભર્યા કૃત્યના મૂળમાં પ્રેરણારૂપે રહેલી એની દેશભક્તિ અને શૂરવીરતા બન્ને ખરેખર સ્તુતિપાત્ર જ છે! મંગલ પાંડેને ફાંસીની સજા થઈ. એપ્રિલની ૮મી તારીખે તેને ફાંસીએ ચડાવવાનું ઠરાવ્યું. શહીદના પ્રત્યક્ષ વહેતા લોહીમાં દિવ્ય સ્ફૂર્તિ પ્રેરનારો કેવો અખંડ ઝરો સંતાયો હશે તે તો કોણ જાણે, પણ તેનું કેવળ નામ માત્ર સાંભળવાથી પણ આપણા દિલમાં ઉદાત્ત ભાવનાઓની જાણે ભરતી ચડવા માંડે છે! અર્થાત્ શહીદોને ભેટવાને અત્યંત ઉત્સુક બની રહેલો એ વીર શહીદ જ્યારે પ્રત્યક્ષ જીવતો જાગતો લોકો સામે ખડો હશે, તે વેળા તેના પ્રત્યે અનન્ય શ્રદ્ધા ધરાવનાર લોકોના હૃદય પર એની છાપ કેવી ભવ્ય પડી હશે! જે લોકો મંગલ પાંડેનું પ્રત્યક્ષ દર્શન પામ્યા હશે તેમના દિલમાં તેના પ્રત્યે અત્યંત ભક્તિભાવ અને અથાગ દિવ્ય પ્રેમ ઉભરાઈ રહ્યો હોય તો કશું આશ્ચર્ય પામવા સરખું નથી! આખા બરાકપુરમાંથી તેને ફાંસી દેવા માટે કોઈ ફાંસીગરો તૈયાર થયો નહિ. આખરે આ હલકટ કૃત્ય પાર પાડવા સારુ ઠેઠ કલકત્તાથી ફાંસીગરાઓને આણવામાં આવ્યા. ૮મી તારીખે સવારના પહોરમાં મંગલ પાંડેને લશ્કરી સિપાઈઓની વચ્ચે વધસ્થાને લઈ જવામાં આવ્યો. સઘળા સૈનિકોના દેખતાં ધીર ગંભીર પગલે તે વધમંચક પર જાતે ચઢયો.' 'મારી સાથેના કાવતરામાં સામેલ થયેલા મારા મિત્રોનાં કોઈનાં નામ હું મરણાંતે પણ નહિ કહું.' એમ જે

તે જોરથી સંભળાવતો હતો, તે દરમિયાન ફાંસો ખેંચવામાં આવ્યો, અને મંગલ પાંડેનો દિવ્ય આત્મા પોતાના અચેતન શરીરને ત્યાં જ છોડીને સ્વર્ગે સંચર્યો !

ક્રાંતિયુદ્ધની મંડાણ આ રીતે અહીંથી થયાં; એના પહેલા શહીદે આમ સ્વર્ગપ્રયાણ કર્યું. જેનું લોહી શહીદીરૂપી મહા નદીનું ઉત્પત્તિસ્થાન બની રહ્યું છે, તે મંગલ પાંડેના પુણ્યનામનું સ્મરણ આપણે દિલમાં સદૈવ અભિમાનપૂર્વક સાચવી રાખવું જોઈએ. અત્યાર સુધીનાં ત્રણ વર્ષ દરમિયાન અગર તેથી વધારે લાંબા સમય દરમિયાન રોપાયેલા આ સ્વાતંત્ર્યબીજને મંગલ પાંડેના દેહમાંથી વહેતા ઊના લોહીરૂપી જલનું સિંચન આમ પ્રથમ પહેલું થયું. આ બીજ જે દહાડો વૃદ્ધિ પામીને ફૂલશેફાલશે તે દહાડે આ પ્રથમ વાર જલસિંચન કરીને એ વૃક્ષને ઉછેરનાર મહાન ધૈર્યશાલી વીરનરનું વિસ્મરણ રખે આપણને ન થઈ જાય એમ આપણે ઇચ્છીએ !

મંગલ પાંડે તો મરી છૂટ્યો; પરંતુ તેણે આપેલી સ્ફૂર્તિ અને પ્રેરણા આખા ય હિંદુસ્તાનમાં પ્રસરી રહી; જે તત્ત્વને સારુ એ શહીદ થયો, એ તત્ત્વ અમરતાને પામ્યું. ક્રાંતિને ચરણે એણે પોતાનું લોહી, સીંચ્યું એટલું જ નહિ, પરંતુ ક્રાંતિને ચરણે એણે પોતાનું નામ પણ સમર્પી દીધું. સ્વધર્મ અને સ્વરાજ્ય અર્થે ખેલાયેલા ૧૮૫૭ના સંગ્રામમાં શત્રુ-મિત્ર ઉભય પક્ષ તરફથી સઘળા ક્રાંતિકારીઓને માટે 'પાંડે' એ જ નામાભિધાન લાગુ કરેલું હતું.[૨] આ શહીદોની યશ-

[૨] "The name has become a recognised distinction for rebellious Sepoys throughout India." Charles Ball. "This name was the origin of the Sepoys generally being called *Pandays.*" —Lord Robert's *Forty One Years in India.*

ભયંકર યાતના–શિક્ષા ભોગવવી પડશે એની પૂરેપૂરી ધાક લોકોના દિલમાં કેટલી ઊંડી ઊતરી ગઇ છે, તે આ હકીકત પરથી વધારે સ્પષ્ટ રીતે જાણી શકાય કે " અંગ્રેજ રાજસત્તાનું હિંદનું ઘડતર–ચણતર ખરેખર આંતરકલહો ઉપર જ થયું છે! ને એથી જ અંબાલામાં એક પણ દેશદ્રોહી નીચ વ્યક્તિ ન સાંપડવાથી મુખ્ય સેનાપતિ એન્સનની દશા ભારે મુશ્કેલ બની ગઈ. અર્થાત્ જ્યારે એક બાજુ તે સિપાઈઓની આ ગુપ્ત યોજના અને તેના અભેદ્ય સંગઠનની વાહવાહ કરતો હતો, ત્યારે ખાનગી રીતે તે એ સપ-ખાઓ પર પૂરતું વેર લેવાની યોજના પણ ઘડતો હતો.

પણ અગ્નિદેવનો આવો પુણ્યપ્રકોપ તો હિંદુસ્તાનમાં ઠેરઠેર ફાટી નીકળ્યાનું જણાઈ આવ્યું અગ્નિપ્રલયનો આખરી દાવાનળ ભભૂકી ઊઠે તે અગાઉ આવી છૂટક છૂટક ચિનગારીઓ ને તણખા જ્યાં ત્યાં ઊડયા કરે એ કેવળ સ્વાભાવિક પણ હતું! નાનાસાહેબનું આગમન લખનૌમાં થયું ત્યારથી એ શહેરમાં નાનીનાની હિલચાલો તો શરૂ થઈ ચૂકી હતી. ત્યાં પણ દેશદ્રોહીઓ તથા પરદેશી લોકોનાં રહેઠાણો અગ્નિદેવને આહુતિરૂપે અપાઈ ચૂક્યાં હતાં! જે અંગ્રેજોએ આખો દેશ પરતંત્રતાની પોલાદી બેડીમાં જકડી લીધો હતો, તેમને નાસી છૂટવાની જરા સરખી તક ન મળે એટલું જ નહિ પરંતુ સઘળાને અહીં જ બાળીને ભસ્મ કરી દેવામાં આવે એવા ઉદ્દેશથી આખા હિંદુસ્તાનમાં એક જ વખતે ચિનગારી ચાંપી બળવો કરવાનો દિવસ ૩૧મી મે ને રવિવાર નક્કી કરવામાં આવ્યો હતો. લખનૌના ગુપ્ત મંડળે ક્રાંતિપક્ષના એ કાર્યક્રમને જોકે સંમતિ પણ આપી હતી, છતાં ઉતાવળા થયેલા શૂરા લડવૈયાઓ એટલા દિવસ રાહ જોઈને શી રીતે બેસી રહી શકે? ઉપરાંત વળી ગુપ્ત મંડળોની

વવાયાં એમ નથી; ઠેઠ અંબાલા અને આખા ય હિંદુસ્તાનના અન્ય ભાગોમાં એથી ભારે ચેતન વ્યાપી ગયું.* અંગ્રેજ લશ્કરનું મુખ્ય થાણું અંબાલામાં જ હતું; લશ્કરનો મુખ્ય સેનાપતિ ઍન્સન પણ એ વેળા ત્યાં જ રહેતો હતો. અંબાલાના સિપાઈઓએ તો જે કોઈ અધિકારી પોતાથી વિરુદ્ધ જાય તેનો બંગલો જ સળગાવી દેવાની નવી જ કલ્પના પેદા કરી. પછી શું બાકી રહે? રોજ રાત્રે દેશદ્રોહીઓ તેમ જ જુલમગાર સત્તાધારીઓના મકાન પર અગ્નિતાંડવ શરૂ થવા માંડયાં. આગો લગાડવાનું આ કામ એટલી છૂપી રીતે પાર પાડવામાં આવતું કે ખુદ અગ્નિદેવ જ જાણે એ ગુપ્ત મંડળના પોતે સભાસદ હોય એમ હરકોઈને ઘડીભર થઈ જાય! બાળવાના કામનો તો કોઈ નેહો, જ નહોતો. છતાં નવાઈની વાત એ છે કે આ આગો લગાડવાના કાર્ય સાથે જરાશો સંબંધ ધરાવનાર કોઈ પણ માણસને પકડી લાવનારને હજારો રૂપિયાનાં ઇનામો જાહેર કરવા છતાં કોઈ પણ ક્રાંતિકારી સભાસદ દેશદ્રોહીનું પાતક વહોરી લેવા આગળ ન આવ્યો. આખરે મુખ્ય સેનાપતિ ઍન્સને ગવર્નર જનરલને લખ્યું: "આ આગો કોણ લગાડે છે એ શોધી શકાતું નથી એ જ ખરેખર ભારે નવાઈભરી ઘટના છે. હરેક જણ આંખે તેલ આંજીને સાવધ થઈ ચોકી કરે છે છતાં આ દુષ્ટ કૃત્યો કરનાર કોણ છે એ શોધી કાઢવું છેક અશક્ય બની ગયું છે." એપ્રિલના અંતમાં તેણે ફરી લખી જણાવ્યું: "અંબાલામાં રોજ જે આગો લગાડવામાં આવે છે તે કરનારું કોણ છે એનો પત્તો અમે હજુ સુધી મેળવી શક્યા નથી એ મને પણ ભારે નવાઈ લાગે છે. છતાં પોના પર ગુજારવામાં આવેલા અન્યાયો – જુલમોનું વેર લેવા અર્થે જેમણે આ ભયંકર માર્ગ સ્વીકાર્યો છે એ દુષ્ટ લોકોમાં પણ કેવું અભેદ સંગઠન છે, અને કદાચ કોઈ જાણભેદુ નીકળી આવે તો તેને કેવી

ભયંકર યાતના—શિક્ષા ભોગવવી પડશે એની પૂરેપૂરી ધાક લોકોના દિલમા કેટલી ઊંડી ઊતરી ગઇ છે, તે આ હકીકત પરથી વધારે સ્પષ્ટ રીતે જાણી શકાય છે " અંગ્રેજ રાજસત્તાનું હિંદનુ પડતર—ચણતર ખરેખર આતરકલહો ઉપર જ થયુ છે। ને એથી જ અબાલામા એક પણ દેશદ્રોહી નીચ વ્યક્તિ ન મળવાથી મુખ્ય સેનાપતિ એન્સનની દશા ભારે મુશ્કેલ બની ગઈ અર્થાત્ જ્યારે એક બાજુ તે સિપાઈઓની આ ગુપ્ત યોજના અને, તેના અભેદ્ય સગઠનની વાહવાહ કરતો હતો, ત્યારે ખાનગી રીતે ને એ સઘ ળાઓ પર પૂરતુ વેર લેવાની યોજના પણ ઘડતો હતો

પણ અગ્નિદેવનો આવો પુણ્યપ્રકોપ તો હિંદુસ્તાનમાં ઠેરઠેર ફાટી નીકળવાનુ જણાઈ આવ્યુ અગ્નિપ્રલયનો આખરી દાવાનળ ભભૂકી ઊઠે તે અગાઉ આવી છૂટક છૂટક ચિનગારીઓ ને તણખા જ્યા ત્યા ઊડયા કરે એ કેવળ સ્વાભાવિક પણ હતુ। નાનાસાહેબનું આગમન લખનૌમા થયુ ત્યારથી એ શહેરમાં નાનીનાની હિલચાલો તો શરૂ થઈ ચૂકી હતી. ત્યા પણ દેશદ્રોહીઓ તથા પરદેશી લોકોના રહેઠાણો અગ્નિદેવને આહુતિરૂપે અપાઈ ચૂકયા હતાં। જે અંગ્રેજોએ આખો દેશ પરતત્રતાની પોલાદી બેડીમા જકડી લીધો હતો, તેમને નાસી છૂટવાની જરા સરખી તક ન મળે એટલુ જ નહિ પરતુ સઘળાને અહીં જ બાળીને ભસ્મ કરી દેવામા આવે એવા ઉદ્દેશથી આખા હિંદુસ્તાનમા એક જ વખતે ચિનગારી ચાંપી ભળવો કરવાનો દિવસ ૩૧મી મે ને રવિવાર નક્કી કરવામાં આવ્યો હતો લખનૌના ગુપ્ત મડળે ક્રાંતિપક્ષના એ કાર્યક્રમને જોકે સમતિ પણ આપી હતી, છતાં ઉતાવળા થયેલા શૂરા લડવૈયાઓ એટલા દિવસ રાહ જોઈને શી રીતે બેસી રહી શકે? ઉપરાત વળી ગુપ્ત મડળોની

સભામાં થતાં તીખાં ઉત્તેજક ભાષણો અને ઠેરઠેર ભડકે બળતાં શત્રુનાં ઘરોના હુતાશન દેખી તેઓ વધારે સચેત થયા. ૩ જી ગેના રોજ આ રીતે બેફામ બનેલા ચાર સિપાઈઓ લેફ્ટેનન્ટ મેરેમના તંબૂમાં પેઠા અને તેને કહેવા લાગ્યા: "જુઓ, સાહેબ! અંગત રીતે અમારે તમારી સામે કશો વાંધો નથી. પરંતુ તમે ફિરંગી છો એ કારણે તમારે મૃત્યુને અધીન થવું જ પડશે."[૨] યમદૂત સમા વિકાળ ભાસતા એ સિપાઈઓને દેખતાં જ લેફ્ટેનન્ટ મેરેમની જીભના લોચા વળ્યા. આજીજીના કરુણ સ્વરે તેણે કહ્યું: "ભાઈઓ! તમે ધારો તો પળવારમાં મારા ટુકડા કરી શકો છો! પરંતુ મારા સરખા એક ગરીબ માણસને મારી નાખવાથી તમારું શું વળવાનું છે? હું જતાં વળી બીજો કોઈ આવીને મારે સ્થાને હાજર થવાનો જ છે. ટૂંકમાં જો કાંઈ વાંક હોય તો તે મારો અંગત નથી પણ આ રાજતંત્રનો જ સઘળો દોષ છે. દયા કરીને મને છોડી દો!" તેના એ શબ્દો સાંભળીને પેલા સિપાઈઓ જરા ઠંડા પડ્યા. તેમને બરાબર ભાન થયું ને યાદ આવ્યું કે ક્રાંતિનો મુખ્ય હેતુ અંગ્રેજી રાજ–અમલને જ ઉથલાવી પાડવાનો છે. એમ વિચારી તેઓ પાછા ચાલ્યા ગયા. પણ આ બનાવના સઘળા સમાચાર તો મુખ્ય સેનાપતિને કાને પહોંચી જ ચૂક્યા, અને સર હેન્રી લોરેન્સે અનેક યુક્તિ પ્રયુક્તિઓ વાપરીને એ આખી પલટનને નિઃશસ્ત્ર કરી વિખેરી નાખી.

પરંતુ મીરતમાં આ કરતાં સહેજ જુદી તરેહનું છતાં ભડકાવે એવી જાતનું તોફાન ઊપડ્યું હતું. સિપાઈઓનો કારતૂસો પ્રત્યે ખરેખર વાંધો છે કે નહિ તેનો તાગ લેવાની એક નવી જાતની યુક્તિ અંગ્રેજોએ શોધી કાઢી. અને એ યોજના મુજબ ૬ ઠ્ઠી મેના

[૨] Charles Ball's *Indian Mutiny*, Vol. I, page 52.

રોજ એક ઘોડેસ્વાર ટુકડીના બધા સિપાઈઓને એ કારતૂસો વાપરવાની ફરજ પાડવાનો કિસ્સો કરવાનું તેમણે નક્કી કર્યું! પરંતુ નેવું સિપાઈઓમાંથી માત્ર પાંચ જણાએ જ એ કારતૂસોને માત્ર સ્પર્શ કર્યો. ફરી વાર એ કારતૂસો લેવાનું દબાણ કરવામાં આવ્યું; છતાં આ બીજી વેળા તો એકેએક સિપાઈએ એ હુકમ ગણકાર્યો નહિ અને સહુ બેરેકોમાં પાછા ચાલ્યા ગયા. આ સમાચાર જ્યારે મુખ્ય સેનાપતિ પાસે રજૂ કરવામાં આવ્યા ત્યારે તેણે એ પંચાશી-એ પંચાશી સિપાઈઓને લશ્કરી અદાલત પાસે ખડા કર્યા અને સઘળાને આઠથી દસ વર્ષની સખત કેદની શિક્ષા સંભળાવી!

આ આખો ય હૃદયભેદક બનાવ ૯ મી મેનાં રોજ બન્યો. એ પંચાશી સિપાઈઓને યુરોપિયન પાયદળ અને તોપખાનાના પહેરા વચ્ચે ઊભા કર્યા હતા. એ દૃશ્ય જોવા માટે હિંદી સિપાઈઓને પણ હાજર થવાનું ફરમાન છૂટયું હતું. પહેલાં તો એ પંચાશી દેશ-વીરોના યુનિફોર્મ – ગણવેશ ઉતારી લેવાનો હુકમ નીકળ્યો. તુરત તેમણે પહેરેલા એ ગણવેશનાં કપડાં ફાડીને ઉતારી લેવામાં આવ્યાં. એમાં કઈકના હાથ ખેંચાયા – ખેડી નાખવામાં આવ્યા, અને છેવટે સઘળાને હાથકડીઓ જડી કેદ કરવામાં આવ્યા. જે હાથમાં આજ સુધી શત્રુઓનાં હૃદયો વિદારનારી તલવારો ચમકતી હતી તે જ શસ્ત્રધારી હાથ હવે વજનદાર હાથકડીઓથી જકડાઈ રહ્યા! આવા બનાવોને કારણે ત્યાં હાજર રહેલા સઘળા સિપાઈઓ કોપી ઊઠયા, પણ બાજુમાં જ અંગ્રેજ તોપખાનું તૈયાર હોવાથી તેમણે એ પળે જ પોતાની તલવારો ખેંચવાનું મોકૂફ રાખ્યું. ત્યાર પછી એ પંચાશી સિપાઈઓને દસ વરસની સખત કેદની સજા થયાનું જાહેર કરવામાં આવ્યું, અને પછીથી એ ધર્મવીરોને એ ભારે વજનની બેડીઓની

ધૂંસરીએ વાંકા વાળીને કેદખાના તરફ ખેંચી જવામાં આવ્યા. તે વેળા અન્ય દેશભક્ત સિપાઈઓએ એ ધર્મવીરોને કઈ જાતની નિશાનીઓ કરી હતી એ બિના તો ભવિષ્યકાળ જાહેરમાં આણશે જ. પરંતુ એટલી નિશાનીઓથી પણ તેમનામાં નવું ચેતન પ્રગટ્યું. કેમકે તેમણે કરેલી એ નિશાનીઓનો અર્થ લગભગ એવા જ આશયનો હશે કે: "જે પરદેશી ગુલામીમાં રહ્યાથી ગાય અને ડુક્કરની ચરબીમાં બોળેલી કારતૂસો વાપરવાનો ઈન્કાર કરવો એટલે દસદસ વર્ષની સખત-મજૂરી સાથેની કડક સજાને પાત્ર થવા સરખો ગુનો કર્યા બરાબર ગણાતું હોય, એ ગુલામીને જ અમે સંપૂર્ણ રીતે ઉખાડી નાખશું; એ તો શું પણ તમારા પગમાં જડાયેલી પરતંત્રતારૂપી બેડીઓનો પણ અમે ભાંગીને ભૂકો કરી નાખશું!"

આ બનાવ સવારે બન્યો. સિપાઈઓ હવે ધીરજ રાખી શકે તેમ નહોતા. પોતાના દેશભાઈઓએ માત્ર સ્વધર્મરક્ષા અર્થે સ્વાભિમાન બતાવ્યું એ એક જ કારણસર આ પરદેશી સત્તાધિકારીઓએ પોતાની નજરોનજર એ બધાને કેદ કર્યા હતા; આ અપમાન અસહ્ય હતું. શરમના માર્યા મનમાં બળતા જળતા અને ગુસ્સે થતા તેઓ બેરેકમાં પાછા ગયા. બપોરના જ્યારે તેઓ બજારમાં રખડવા નીકળ્યા ત્યારે પુરવાસી સ્ત્રીઓ તેમને તુચ્છકાર પૂર્વક અવહેલના સાથે સંભળાવતી હતી: "વાહ રે વાહ! ત્યાં તમારા દેશભાઈઓ જેલમાં સડ્યા કરે છે ને તમે આમ માખીઓ મારતા રખડ્યા કરો છો? છીછી! ધિક્કાર છે તમારા જીવતરને!"[૩] એક તો તેમનાં દિલ દુભાયેલાં હતાં જ અને અપમાનથી તેઓ મનમાં સળગી રહ્યા હતા; તેમાં જાહેર રસ્તે સ્ત્રીઓનાં આવાં મર્મભેદી

[૩] J. C. Wilson.

મહેણાં સાંભળ્યા પછી તેઓ શી રીતે શાંત રહી શકે ? તે દહાડે રાત્રે સિપાઈઓની છાવણીમાં અનેક ખાનગી સભાઓ મળી. હવે ૩૧મી મે સુધી તેમનાથી રાહ જોઈ શકાય તેમ હતું નહિ. પોતાના દેશબાંધવો જેલમાં સડ્યા કરતા હોય, ત્યારે કેવળ માટીનાં પૂતળાંની જેમ તેઓ શી રીતે માત્ર જોયા જ કરે ? રસ્તે રખડતાં છોકરાં અને સ્ત્રીઓ પણ હવે જાહેર રીતે દેશદ્રોહી તરીકે તેમના પ્રત્યે આંગળી ચીંધતાં હતાં. એ સંજોગોમાં બીજાઓ જાગે ત્યાં સુધી રાહ જોવી ખરી ! ૩૧મી મેને તો હજુ ઘણા દહાડા બાકી હતા. ત્યાં સુધી તેમણે શું ફિરંગીઓના ઝંડા તળે જ ચાલુ રહેવું ! અશક્ય ! એ નહિ જ બની શકે. આવતી કાલે જ રવિવાર છે; માટે આવતી કાલે ભગવાન ચંડરશ્મિ પોતાનાં કિરણો સંકેલી લે તે પહેલાં જ આ દેશભક્ત બાંધવોની બેડીઓ તોડી નાખ્યે જ છૂટકો ! તે સાથે માતૃભૂમિની ગુલામીની શૃંખલાઓ તોડી નાખી સ્વાતંત્ર્યનો ઝંડો ફરકાવવો જ જોઈએ ! એ વિચારસરણી અનુસાર "અમે ૧૧ અગર ૧૨મી મેના રોજ ત્યાં આવી પહોંચશું, બધું બરાબર તૈયાર રાખજો." એવા સંદેશા સાથે તુરત જ એક દૂતને દિલ્હી તરફ રવાના કરી દેવામાં આવ્યો.[૪]

આખરે ૧૦મી ને રવિવારનો દિવસ ઊગ્યો.. ૧૮૫૭ની છૂપી તૈયારીઓની અંગ્રેજોને એટલી નજીવી માહિતી હતી કે મીરતમાં ભરાતી સિપાઈઓના ખાનગી મંડળોની સભાઓનો તેમને કશો જ ખ્યાલ નહોતો; સિવાય અન્ય સ્થળોના સિપાઈઓ જોડે તેમનો જે પત્રવહેવાર તથા સંદેશા ચાલી રહ્યા હતા તે વિષે તો તેઓ છેક અજ્ઞાત–અંધારામાં જ હતા. તે દહાડે સિપાઈઓ સવારમાં ઊઠીને

[૪] *Red Pamphlet*

હમેશની પેઠે કામકાજ પર ચડી ગયા. ઘોડાગાડીઓ, ઉનાળાની ગરમી ઓછી કરનારા શીતોપચાર, સુગંધી ફૂલો, સહેલગાહો, ગાનતાન, બધું હમેશના ક્રમ મુજબ ઠાઠમાઠ પૂર્વક ચાલી રહ્યું હતું. થોડાંએક અંગ્રેજી કુટુંબોના નોકરો એકાએક નોકરી છોડીને તે દહાડો ચાલ્યા ગયા હતા; પણ તે અંગે ઘડીભર આશ્ચર્ય વ્યક્ત કરવા ઉપરાંત તેમાં કશું વિશેષ મહત્ત્વનું છે એમ કોઈએ માન્યું નહિ. બીજી બાજુ સિપાઈઓમાં સામુદાયિક હત્યાકાંડ ચલાવવો કે કેમ એ વિષે ભારે વાદવિવાદ ચાલી રહ્યો હતો! ૨૦મી પલટન આગ્રહપૂર્વક એવું કહી રહી હતી કે "જ્યારે અંગ્રેજો દેવળમાં હોય તેજ વેળા બળવો કરવો અને 'હરહર મહાદેવ' ની રણગર્જના થતાં જ સઘળા નાગરી તેમ જ લશ્કરી અંગ્રેજોની–સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાંત–કતલ કરવી અને પછી દિલ્હી ઊપડવું." આખરે એ યોજનાને જ સહુએ સંમતિ આપી. દેવળના ઘંટના ડંકા શરૂ થતાં જ સઘળા અંગ્રેજો પોતપોતાની સ્ત્રીઓ સાથે દેવળ–ચર્ચને રસ્તે ચાલી નીકળ્યા. એક બાજુ જ્યારે આ ધમાલ ચાલતી હતી તે વેળા મીરતના તેમ જ તેની આસપાસનાં ગામડાંઓના સંખ્યાબંધ લોકો પોતાનાં જૂનાંપાનાં અને ભાંગ્યાંતૂટયાં મળ્યાં તે હથિયારો સાથે એકઠા થઈ રહ્યા હતા. એમ જણાય છે કે દેશની મહાન સેવા અર્થે મીરતના સઘળા પ્રજાજનો આટલે સુધી તૈયાર થઈ રહ્યા હતા છતાં અંગ્રેજોને એની લેશ પણ માહિતી નહોતી. પાંચ વાગે પ્રાર્થનાનો ઘંટ વાગવો શરૂ થયો. અને ખરેખર પોતાનાં પાપોનો જવાબ દેવા હાજર થતા પૂર્વે જ જાણે અંગ્રેજોની આ અંતિમ પ્રાર્થના થતી હતી! તુરત બીજી બાજુ સિપાઈઓની છાવણીમાં "મારો ફિરંગીકો!" "ફિરંગી કી કત્લ કરો!" ના ભયંકર ચિત્કારો વડે આખું વાતાવરણ ધણધણી ઊઠયું!

સહુ પહેલાં ઘોડેસ્વાર સૈનિકો સેંકડોની સંખ્યામાં મળી પોતાના દેશભાઈઓ અને ધર્મવીરોને કારાવાસમાંથી છોડાવવા અર્થે જેલ તરફ દોડ્યા. જેલના મુખ્ય અધિકારી જેલર વગેરે સહુ ક્રાંતિપક્ષના સભાસદ હોવાથી 'મારો ફિરંગી કો!'ની રણગર્જના સંભળાતાં જ તેમણે જેલના દરવાજા ખોલી નાખ્યા, અને પોતાના દેશભાઈઓ સાથે જોડાઈ ગયા. ઘડીવારમાં જેલની દીવાલોને તોડી પાડવામાં આવી. છૂટા થયેલા કેદીઓ જે વેળા પોતાના મુક્તિદાતા દેશબાંધવોને હરખભેર ભેટ્યા હશે તે વેળાનો દેખાવ કેવો અવર્ણનીય બન્યો હશે તેની કલ્પના આવવી પણ મુશ્કેલ છે! આકાશ ફાડી નાખે તેવી ઘોષણાઓ સાથે એ ઘૃણાભર્યા કારાગૃહને પાછળ રાખી સઘળા વીરોએ હવે ચર્ચની દિશા તરફ ઘોડા ફેંક્યા. પણ તે પહેલાં એક પાયદળ પલટને બળવો શરૂ કરી દીધો હતો! ૧૧મી પલટનના કર્નલ ફિનિસે ત્યાં હાજર થઈ હમેશની પદ્ધતિ અનુસાર ભારે દમામપૂર્વક દમદાટી દેવા માંડી. પરંતુ સિપાઈઓ તો જમની જેમ તેના પર ઊલટ્યા. ૨૦મી પલટનના એક સિપાઈએ તેના પર પિસ્તોલ છોડી અને ઘોડા સાથે તે ધરણી પર ઢળી પડ્યો. શું પાયદળ કે શું તોપખાનું, શું હિંદુ કે શું મુસલમાન, એકેએક જણ અંગ્રેજોના લોહીના તરસ્યા બન્યા હતા! આ બનાવના ખબર મીરતની બજારમાં પહોંચતાં જ ત્યાંનું વાતાવરણ પણ પ્રક્ષુબ્ધ બન્યું; અને સઘળે સ્થળે જ્યાં જ્યાં અંગ્રેજ માનવી દેખાયો ત્યાં ત્યાં તેને કાપી નાખવામાં આવ્યો! બજારના લોકોએ તલવારો, ભાલાઓ, લાકડીઓ, છરીઓ, જે કાંઈ હાથ આવ્યું તે ઉપાડીને ઠેરઠેર અંગ્રેજોનો પીછો લેવાની શરૂઆત કરી દીધી. અંગ્રેજોના કબજાના જે જે બંગલાઓ, કચેરીઓ, જાહેર મકાનો, હોટેલો, વીશીઓ વગેરે હતાં, તે દરેકને આગ ચાંપવામાં આવી. મીરતના આકાશનું દૃશ્ય

ખરેખર ભીષણ–મહા ભયાનક બની રહ્યું. ધુમાડાના ગોટેગોટ તથા અગ્નિની પ્રચંડ જ્વાળાઓથી આખું શહેર ઘેરાઈ ગયું; તે સાથે હજારો કંઠમાંથી ઊઠતી 'મારો ફિરંગી કો'ની ઘોષણા વડે ચારે દિશાઓ ધણધણી ઊઠી. બળવાની પહેલી ચિનગારી પડતાં જ અગાઉથી નક્કી કરી રાખ્યા મુજબ દિલ્હી સાથે જોડેલાં તારનાં દોરડાંઓ બધાં કાપી નાખવામાં આવ્યાં, તેમ જ રેલ્વેનો રસ્તો પણ ચારે બાજુથી ઘેરી લઈ અટકાવી દેવામાં આવ્યો. રાત અંધારી હતી; એ કારણે હજુ જીવતા રહેલા અંગ્રેજોને હવે શું કરવું એ મોટો સવાલ થઈ પડ્યો. કેટલાએક તબેલામાં સંતાયા, તો કેટલાકોએ ઝાડ તળે રાત્રિ પસાર કરી. કેટલાક બંગલાને ત્રીજે માળ જઈને લપાઈ બેઠા. કેટલાકોએ ખાડા–ખાઈઓનો આશ્રય લીધો તો કેટલાકો વળી એકૂનોના વેશમાં સંતાયા. કેટલાકોએ બબરચીઓને હાથપગ જોડી પોતાને બચાવી લેવાની આજીજી કરવા માંડી! અંધકારના ઓળા પથરાવા લાગતાં જ સિપાઈઓ દિલ્હીને પંથે પળ્યા; અને અહીં મીરતમાં વેર લેવાનું બાકી રહેલું કામ પૂરું કરવાની જવાબદારી નાગરિકોએ ઉપાડી લીધી. અંગ્રેજો પરત્વેનો દ્વેષ લોકોના દિલમાં એટલી હદ સુધી ઊંડો ઊતરી ગયો હતો કે પથ્થરના બંગલાઓ જ્યારે બાળી ન શકાયા ત્યારે બધાને પાડીને ખેદાનમેદાન કરી દેવામાં આવ્યા! કમિશનર ગ્રેટહેડનો બંગલો સળગાવી દેવામાં આવ્યો, છતાં કહેવાય છે કે તે સંતાઈ રહ્યો હતો! આથી લોકોએ હથિયારો સહિત બંગલાને ઘેરી લીધો. તે વેળા તેણે પોતાના બબરચીને હાથે પગે લાગી પોતાનો અને પોતાના કુટુંબનો બચાવ કરવાની વિનતિઓ કરવા માંડી. આખરે બબરચીએ લોકોને ઊંધું સમજાવી ત્યાંથી દૂર ખસેડ્યા કે તુરત

અગ્નિમાં બળીને ખખડી પડતા એ બંગલામાંથી કમિશનર ધૂમ નાઠો. ટોળાએ મિસેસ ચેમ્બર્સને બંગલા બહાર ખેંચી આણી છરી ભોંકી તેનો અંત આણ્યો ! કેપ્ટન ક્રેગીએ પોતાનાં બૈરાંછોકરાંને ગુણપાટમાં સંતાડી ચામડીનો રંગ લોકોની નજરે ન પડે એ રીતે એક બંડિયેર દેવળમાં સંતાડી રાખ્યાં. ડૉ. ખ્રિસ્તી અને જનાવરોના ડૉ. ફિલિપ્સ પર હલ્લો કરી તેમને ઠાર કરવામાં આવ્યા. કેપ્ટન ટેલર, કેપ્ટન મેકડોનલ્ડ અને લેફ્ટનંટ હેન્ડરસનને તો ઠેઠ સુધી પાછળ પડી યમસદન પહોંચાડયા. કેટલી ય સ્ત્રીઓ અને બાળકો બળતાં ઘરોમાં અગ્નિના મુખમાં હોમાયાં. અંગ્રેજોના લોહીનો છંટકાવ વધવા સાથે ક્રાંતિકારીઓનો આવેશ અને ક્રૂરતા પણ વધતાં જતાં હતાં ! રસ્તે જતાઆવતા લોકો પણ અંગ્રેજોનાં મડદાંઓને ઠેબે ચડાવી અપમાનિત કરતા હતા ! કદાચ કોઈના દિલમાં દયાનો સંચાર થતો અને તે હાથ વારી લેતો જણાતો તો બીજા હજારો લોકો ત્યાં દોડીને એકઠા થઈ જતા અને 'મારો ફિરંગી કો'ના પોકારો સાથે ભારે કોલાહલ મચાવી દેતા ! તુરત ત્યાં હાજર રહેલા અને તાજા જ જેલમાંથી છોડાવેલા સિપાઈઓને હાથે પડેલાં હાથ-કડીઓનાં ચાઠાં બતાવી બૂમ પાડી ઊઠતા : "આપણે આનો બદલો લેવો જ જોઈએ !" અને પછી દયાની ભાવનાને જરા ય અવસર ન રહેતાં તલવારો વીંઝાવાનું શરૂ થઈ જતું !

ખરું જોતાં, બળવાની શરૂઆત કરવાની મૂળ યોજના મુજબ મીરતનો વારો સહુથી છેલ્લે આવતો જોઈતો હતો. કેમકે મીરતમાં ફક્ત બે પાયદળ પલટનો અને એક ઘોડેસ્વાર પલટન, એટલું જ હિંદી લશ્કર હતું; તે સાથે એક સંપૂર્ણ બંદૂકધારીઓની પલટન અને એક યુરોપિયન રેગ્યુલરની આખી પલટન એટલું અંગ્રેજી સૈન્ય

હતું. સિવાય તોપખાનું તો આખું અંગ્રેજોનું જ હતું. આ પરિસ્થિતિમાં મીરતમાં સિપાઈઓની સફળતાની આશા ઘણી ઓછી હતી. આ કારણે બળવાનું આંદોલન શરૂ થતાંની સાથે જ વેર લેવાનું બાકીનું કામ મીરતના શહેરીઓ પર છોડી દઈને સિપાઈઓએ સીધો દિલ્હીનો માર્ગ લીધો. એ સિપાઈઓને રસ્તામાં જ અટકાવી દઈ ખલાસ કરી દેવાનું કામ બહુ જ સહેલું હતું. પરંતુ ત્યાંના નાગરી તેમ જ લશ્કરી અધિકારીઓની ગભરામણ તથા હિંમત અને સમયસૂચકતાના અભાવ પરત્વે તો ખુદ અંગ્રેજ ઇતિહાસકારોને પણ શરમથી નીચું ઘાલવું પડ્યું છે હિંદી ઘોડેસ્વાર પલટનનો ઉપરી કર્નલ સ્મિથ તો પોતાની પલટણે અંગ્રેજો વિરુદ્ધ બળવો કર્યો છે એવું જાણતાં જ જીવ બચાવવા માટે નાસી છૂટયો! તોપખાનાનો ઉપરી તોપોને તૈયાર કરવામાં પરોવાયો હતો, પણ તે પહેલાં જ સિપાઈઓ તો દિલ્હીને રસ્તે પડી ચૂક્યા હતા. છતાં એ વખતે અંગ્રેજ લશ્કર તુરતાતુરત સિપાઈઓનો પીછો પકડવાનું છોડી દઈ આખી રાત શાંતિથી મીરતમાં જ બેસી રહ્યું.

સાચી વાત એ છે કે મીરતમાં ક્રાંતિનો તણખો એકાએક સળગી ઊઠવા સાથે જે ભડકો થયો તેથી અંગ્રેજો સાવ નાહિંમત બની ગયેલા, ગભરાઈ ઊઠેલા. બીજે દિવસ ઊગતાં સુધી આ અભૂતપૂર્વ અને અચાનક બની ગયેલા બળવાનો કશો સાચો ખ્યાલ કોઈને આવી શક્યો નહિ! ઊલટ પક્ષે સિપાઈઓને માટે આખો કાર્યક્રમ પહેલેથી તૈયાર ગોઠવાયેલ હતો. એ યોજના આવી હતી: પહેલાં તો અચાનક બળવો કરવો; પછી કેદીઓને છોડાવીને અંગ્રેજોની કતલ કરવી, ને પછી અચાનક જાગી ઊઠેલા બળવાને પરિણામે અંગ્રેજો ગભરાઈ રહ્યા હોય ત્યારે, અગર તો મીરતમાં પ્રજાજનો ચારે બાજુથી

આગો લગાડીને લૂંટફાટ કરી રહેતા હોઈ બળવાનું મુખ્ય કેન્દ્ર ક્યાં છે તે ચોક્કસપણે જાણી ન શકવાને લીધે સહુ અંગ્રેજો પોતપોતાનો બચાવ કરવામાં જ રોકાઈ રહ્યા હોય તે દરમિયાન એ તકનો લાભ લઈ સિપાઈઓએ દિલ્હી તરફ રવાના થઈ જવું! સિપાઈઓએ દિલ્હી તરફ ચાલી નીકળવાની આ યોજના ભારે હોશિયારીપૂર્વક વિચારી હતી. દિલ્હી એ આખા હિંદુસ્તાનનું પાટનગર હતું; સૌ પ્રથમ રાજધાની હસ્તગત કરી લઈ સિપાઈઓના બળવાને તુરત જ રાષ્ટ્રીય આંદોલનનું સ્વરૂપ આપી દેવું, ને એ રીતે અંગ્રેજોની પ્રતિષ્ઠા અને અહંકારને ધૂળ મેળવવાં! ક્રાંતિકારી આગેવાનોનો આ દાવ ખરેખર અજોડ હતો એમાં શંકા નથી. જેટલી કુશળતાથી એ યોજના વિચારાઈ હતી તેટલી જ હોશિયારીથી એને પાર પણ પાડવામાં આવી. પરિસ્થિતિનો પૂરો અંદાજ અંગ્રેજો લઈ શકે તે પહેલાં, તારવહેવાર તોડી પાડી, સઘળા માર્ગો રોકી લઈ, કેદીઓને છોડી મૂકી, જુલમી અંગ્રેજ સત્તાધારીઓના લોહીની નદીથી ભૂમાતાને સ્નાન કરાવતા બે હજાર શૂરા સિપાઈઓ અંગ્રેજોના લોહીથી ખરડાયેલી પોતાની તલવારો હવામાં વીંઝતા અને "ચલો દિલ્હી, ચલો દિલ્હી!"ની રણગર્જના કરતા દિલ્હીને પથે પરવરી રહ્યા હતા!

## પ્રકરણ ત્રીજું

### દિલ્હી

શ્રીમંત નાનાસાહેબ પેશ્વા એપ્રિલની આખરે દિલ્હીની મુલાકાત લઈ આવ્યા હતા; અને ત્યારથી સર્વાનુમતે ઠરાવેલી ૩૧ મી મે અને રવિવારના દિવસની રાહ સહુ ભારે આતુરતાથી જોઈ રહ્યા

હતા. એ વેળા આખો ય હિંદુસ્તાન ૩૧ મીના રોજ બળવો કરી ઊઠ્યો હોત તો અંગ્રેજી સત્તાના સર્વનાશ સાથે ભારતની વિજયી સ્વાતંત્ર્યપ્રાપ્તિનો સ્મરણીય પ્રસંગ ઇતિહાસને પાને નોંધાવા સારુ ૧૮૫૭ પછી ઇતિહાસને વધુ વખત રાહ જોવી ન જ પડત! પરંતુ મીરતમાં થયેલ અણધાર્યા ઉત્થાનને કારણે ક્રાંતિપક્ષ કરતાં અંગ્રેજી સત્તાને જ વધારે અનુકૂળતા મળી ગઈ.[1] મીરતની બજારમાં સ્વાભિમાની તેમ જ દેશપ્રેમી સ્ત્રીઓએ પોતાનાં મર્મભેદી વાક્યો વડે સિપાઈઓને ચીડવ્યા, તથા પોતાના સૈનિક બાંધવોને જેલમાંથી છોડાવવાની પ્રેરણા આપી ઇતિહાસમાં એક નવા અને અભિમાનાસ્પદ પ્રસંગનો ઉમેરો કર્યો એ સાચું; છતાં, મીરતના સિપાઈઓએ પોતે ઉઠાવેલા અણધાર્યા બળવાને પરિણામે શત્રુઓને અગમચેતીની તક આપી તેમણે અજાણપણે પોતાના દેશભાઈઓને ભારે મુશ્કેલીમાં પણ મૂકી દીધા.[2] દિલ્હીમાં સઘળા સિપાઈઓ હિંદીઓ જ હતા.

[1] "It is certain, however, that if this sudden rising in all parts of India had found the English unprepared, but few of our people would have escaped the swift destruction. It would then have been the hard task of the British nation to reconquer India or else to suffer our Eastern empire to pass into an ignominious tradition." —Malleson, Vol. V. "The calamitous revolt at Meerut was, however, of signal service to us in one respect, in as much as it was a premature outbreak which disarranged the preconcerted plan of simultaneous mutiny of Sepoys all over the country, settled to take place on Sunday, the 31st of May 1857" —White's *History*, page 17.

[2] From this combined and simultaneous massacre on

વીરને છાજે એવા શહીદ મંગલ પાંડેના બલિદાનના પ્રસંગથી તેઓ પણ અસ્વસ્થ બની રહ્યા હતા. તોપણ બાદશાહ બહાદુરશાહ તથા બેગમ ઝિન્નતમહાલે ઘણી હોશિયારીથી તેમને સંયમમાં રાખ્યા હતા. એ જ ઘડીએ મીરતથી ત્યાંના ખાનગી મંડળનો જરૂરી સંદેશો મળ્યો : "અમે આવતી કાલે ત્યાં આવીએ છીએ. જરૂરી બધી ગોઠવણો કરી રાખજો." અને એ અણધાર્યો વિચિત્ર સંદેશો હજુ દિલ્હી આવી નથી પહોંચ્યો ત્યાં તો મીરતના બે હજાર સિપાઈઓ "ચલો દિલ્હી !"ની ઘોષણા સાથે દિલ્હીને માર્ગે રવાના પણ થઈ ચૂક્યા. ખુદ રાત્રિ પોતે જ ઊંઘ ત્યજી જાગ્રત બની ગઈ હતી, કેમકે હજારો ઘોડાઓની ખરીઓના અવાજો, તેમના હણહણાટો, તલવારો અને બેયોનેટના ખણખણાટો, તથા રસ્તે કૂચ કરતા ક્રાંતિવાદીઓની કાન ફાડી નાખે તેવી ઘોષણાઓ તેમ જ જોરશોરથી ચાલી રહેલી વાતચીતોને પરિણામે એની આંખ શી રીતે મળે ? દિવસ ઊગતાં સહુએ જોયું કે મીરતનું તોપખાનું પાછળ આવતું નથી; તેમને ભારે નવાઈ લાગી. એ આશ્ચર્ય અને આનંદના ઉત્સાહમાં રાત આખીનો થાક સિપાઈઓ વીસરી ગયા, અને સહેજ પણ આરામ લીધા વિના જ તેમણે જોસભેર આગળ

---

the 31st of May, 1857, we were, humanly speaking, saved by the frail ones of the bazaar. The mine has been prepared and the train had been laid, and it was not intended to light the slow match for another three weeks. The spark which fell from female lips ignited it at once and the night of the 10th of May saw the commencement of the tragedy never before witnessed since India passed under British sway." —J. C. Wilson's *Official Narrative*,

માર્ગક્રમણ શરૂ કરી દીધું. મીરતથી દિલ્હી આશરે ૩૨ માઈલને અંતરે છે. સવારના આઠને આશરે મીરતના લશ્કરના થોડાએક ભાગે તો પરમ પવિત્ર યમુના નદીનાં દૂરથી દર્શન પણ કરી લીધાં. પોતાની શીતલ પવનની લહરીઓ વડે સ્વાતંત્ર્યપ્રાપ્તિના કાર્યમાં નિષ્ઠાપૂર્વક જોડાયેલા વીરનરોને જાણે ફરી નવું ચેતન આપી રહેલી એ પરમ પાવન મૈયા કાલિંદીનાં દર્શન થતાં જ હજારો સિપાઈઓએ 'જય જમુનાજી !' ના અવાજો સાથે યમુનાને નમસ્કાર કર્યા. હોડીઓના તરતા પૂલ ઉપરથી ઘોડાઓ દિલ્હીની દિશામાં દોડવા લાગ્યા. પણ 'જમુનાજી !' ને તેમના એ ઇષ્ટ કાર્ય-ધ્યેયનો પૂરો ખ્યાલ અગર અંદાજ હતો ખરો ? તો પછી જતાં જતાં જ યમુના નદીને પોતાના આ પવિત્ર ધ્યેય-કાર્યની માહિતી શા માટે ન આપવી ? એ કાર્યસિદ્ધિ અર્થે તો તેના આશીર્વાદ મેળવીને જ આગળ વધવું વધારે ઇષ્ટ નહોતું શું ? ત્યારે ચાલો પૂલ ઉપરથી પસાર થતા અંગ્રેજને ખેંચીને કાલિંદીનાં ઘેરાં જળમાં એનું લોહી મિલાવી દઈએ ! સિપાઈઓ શા માટે આટલી બધી ઉતાવળથી દિલ્હી આવી રહ્યા છે એનું કારણ આ લોહી પોતે જ જાહેર કરશે !

હોડીઓનો પૂલ વટાવીને સિપાઈઓ દિલ્હીની દીવાલો પાસે આવી પહોંચ્યા એ બાતમી મળતાં જ દિલ્હીના અંગ્રેજ સેનાપતિએ બધા સિપાઈઓને પેરેડગ્રાઉન્ડ પર બોલાવી તેમની સામે 'ગજનિષ્ઠા' ઉપર એક લાંબું ભાષણ કરવા માંડ્યું. ૫૪મી પલટનના કર્નલ રિપ્લેએ મીરતના સિપાઈઓનો વિરોધ-સામનો કરવાનો વિચાર રજૂ કર્યો. લડવા નીકળવાની વેળા ૫૪મી પલટનના સિપાઈઓએ તેને જણાવ્યું : "અમને એક વાર એ મીરતના સિપાઈઓ સાથે ભેટાડો ગોટવે પછી અમે જોઈ લઈશું !" કર્નલે તેમને

'શાબાશી' આપી અને આખી પલટન ક્રાંતિકારીઓ સામે નીકળી પડી. થોડુંએક આગળ વધ્યા એટલામાં તો મીરતનું ઘોડેસ્વાર લશ્કર દિલ્હી તરફ જ કૂચ કરી આવતું તેમણે દીઠું. ઘોડેસ્વાર લશ્કરની પાછળ જ લાલ રંગનાં વસ્ત્રો ધારણ કરેલી અને અંગ્રેજોનાં લોહીની તરસી મીરતની પાયદળ પલટન પણ આવતી જ હતી ! આ બંને લશ્કરો એકબીજાની નજરે પડતાં જ બંનેએ સામસામી લશ્કરી સલામી આપી, અને દિલ્હીનું લશ્કર મીરતના લશ્કરને જઈને ભેટ્યું. પરંતુ તે મિત્રભાવે ! મીરતના લશ્કરે જ્યારે "અંગ્રેજી સત્તાનો વિનાશ થાઓ !" અને "બાદશાહ ઘણું જીવો !" ની ગર્જનાઓ કરવા માંડી કે સામેથી દિલ્હીના લશ્કરે પણ "કાપો ફિરંગીકો" ની ગર્જનાથી જવાબ વાળ્યો. કર્નલ રિપ્લે તો એ દૃશ્ય જોતાં જ આ બધી શી ગરબડ છે, એમ વિચારતો બૂમો પાડવા જાય છે ત્યાં તો ધડાધડ છૂટતી ગોળીઓથી એનું આખું શરીર વીંધાઈ ગયું, ને મૃત્યુ પામી તે ભોંય પર ઢળી પડ્યો. દિલ્હીના લશ્કરના સઘળા અંગ્રેજ અધિકારીઓને આ રીતે મારી નાખવામાં આવ્યા. આમ પોતાની સ્વદેશભક્તિ પર અંગ્રેજોના લોહીની મહોરછાપ લગાવી મીરતના ઘોડેસ્વાર સિપાઈઓ ઘોડેથી ઊતરી દિલ્હીના પોતાના દેશભાઈઓને પ્રેમથી ભેટ્યા. એ જ વેળા દિલ્હીનો ઇતિહાસપ્રસિદ્ધ 'કાશ્મીર દરવાજો' ખોલી નાખવામાં આવ્યો અને 'દીન, દીન !' ની રણઘોષણા વચ્ચે સ્વાતંત્ર્ય વીરોનું લશ્કર એ રસ્તે થઈ દિલ્હીમાં પ્રવેશ્યું.

મીરતના લશ્કરનો બીજો વિભાગ પણ 'કલકત્તા દરવાજે' થી દિલ્હીમાં પ્રવેશ મેળવવાના કાર્યમાં ગૂંથાયો હતો. એ દરવાજો પહેલાં તો બંધ જ હતો; પરંતુ સિપાઈઓના જોરદાર હલ્લાઓથી ધીમે

ધીમે એના દરવાજા ખખડી ગયા અને આખરે આખો દરવાજો ખોલાતાં જ ત્યાંના દરવાનો પણ 'દીન, દીન !'ની ઘોષણા સાથે જ સિપાઈઓમાં ભળી ગયા. ફલકત્તા દરવાજેથી દાખલ થયેલા સિપાઈ-ઓએ પ્રથમ પોતાનો મોરચો દરિયાગંજ વિભાગમાં આવેલા અંગ્રેજોના બંગલાઓ તરફ ફેરવ્યો; પણ તેઓ ત્યાં પહોંચે તે પહેલાં ત્યાંના બંગલાઓ અને ઘરો હડહડ બળતા અગ્નિમાં ભડકે બળી રહ્યાં હતાં. અગ્નિમાંથી બચી ગયેલા અંગ્રેજો તલવારનો ભોગ થઈ પડ્યા. બાજુમાં અંગ્રેજી દવાઓની શીશીઓથી ભરપૂર અને અંગ્રેજોને જ મદદ કરનારું એક અંગ્રેજ રુગ્ણાલય હતું. દરિયાગંજમાં વસતા અંગ્રેજોને આશ્રય આપતા બંગલાઓને બળીને ખાખ થઈ જતા નજરો-નજર જોવા છતાં આ અંગ્રેજ રુગ્ણાલય અંગ્રેજ બચ્ચાઓને બચાવ-વાની હિંમત દાખવે એથી સિપાઈઓ રોષે ભરાય એ સહજ હતું. સિપાઈઓએ ચિડાઈને ત્યાંની સઘળી શીશીઓ ફોડી નાખી. આ રીતે રુગ્ણાલયનો વિનાશ કર્યા પછી, જાણે સાક્ષાત્ ભગવાન પોતે જ હાથમાં ખડ્ગ ધારણ કરી અંગ્રેજ લોહી પીવા અર્થે અનેક રૂપો ધારણ કરીને દિલ્હીમાં ઘેરઘેર ફરી વળ્યા ! પરંતુ આવા લશ્કરનો પોતાનો ઝંડો ક્યાં ? કશોક ઝંડો તો જોઈએ જ. એને માટે સાદા કાપડના ટુકડાઓનો બનાવેલો ઝંડો શી રીતે શોભે ? આથી જ્યાં જ્યાંથી અંગ્રેજોનાં માથાં સાંપડ્યાં ત્યાંથી એ માથાં જ ભાલા પર ભેરવીને એ ભયપ્રદ ઝંડો ફરકાવતું એ લશ્કર અતિ ઝડપભેર આગળ વધતું ચાલ્યું !

દિલ્હીના રાજમહેલમાં તો સિપાઈઓ તેમ જ શહેરીઓની અસાધારણ ભીડ જામી હતી; "બાદશાહની ફતેહ હો !" ની જબર ઘોષણાઓથી આખો રાજમહેલ ગાજી રહ્યો હતો. કમિશનર ફ્રેઝર

ઝપાટાભેર રાજમહેલમાં દાખલ થવા આવતો હતો ત્યાં તો નજદીક ઊભેલા એક નજુલબેગ નામના શહેરીએ તેના ગાલ પર ઝાટકાનો ઘા કર્યો અને હુલાવી દીધો. આટલું સૂચન બસ હતું. તુરત સઘળા ક્રાંતિવીરો ફ્રેઝરને પગ તળે ખૂંદતા દાદર પરથી ઉપર ચડવા લાગ્યા. સિપાઈઓ ફ્રેઝરને ખૂંદીને જ અટક્યા નહિ; ઉપર ચડીને તેઓ ત્યાં રહેતા જેનિંગ્ઝ અને તેનાં બાળબચ્ચાંઓના ઓરડા તરફ દોડ્યા. તુરત ઓરડાનાં બારણાં અંદરથી બંધ કરી દેવાનો કોઈએ પ્રયત્ન કર્યો, પણ તે નકામું હતું. જોરદાર હલ્લા પાસે બારણાં ધડોધડ ખૂલી ગયાં અને સિપાઈઓ અંદર ઘૂસ્યા. જેનિંગ્ઝ, તેની દીકરી અને એક મહેમાનને સિપાઈઓની તલવારોએ ખલાસ કર્યાં. પણ શરૂઆતથી જ ભયથી લાચાર બની જઈ દિલ્હીમાં રસ્તે રસ્તે નાસી છૂટવા મથતો કેપ્ટન ડગ્લસ ક્યાં ? એને પણ કાપી કાઢો ! અને ખૂણામાં છૂપાઈ બેસનારો ડરપોક પેલો કલેક્ટર ક્યાં ? એને પણ જલદીથી યમદ્વાર પહોંચાડી દો ! હાશ, હવે માત્ર આ દિલ્હીના બાદશાહી રાજમહેલમાં એક પણ ફિરંગી જીવતો નથી રહ્યો. શૂર-વીરો ! હવે થોડા સમય માટે તમે આરામ કરી શકો છો. દિલ્હીના આ બાદશાહી મહેલના ચોકમાં હવે તમારું ઘોડેસ્વાર સૈન્ય છાવણી નાખી ભલે આરામ લેતું; આખી રાત દેમાર કૂચકદમ કરતા આ પાયદળ સૈનિકો પણ હવે આ દિવાનેખાસના આલેશાન મકાનમાં ભલે વિસામો ભોગવતા !

આમ દિલ્હીનો આખો ય રાજમહેલ ક્રાંતિપક્ષના લશ્કરના તાબામાં આવી ગયો. તે પછી બાદશાહ, સમ્રાજ્ઞી બેગમ ઝિન્નતમહાલ અને સિપાઈઓના આગેવાનો સઘળા એકઠા મળી ભાવિ કાર્યક્રમનો વિચાર કરવા બેઠા. આટલું બની ગયા પછી અગાઉ નક્કી કર્યાં મુજબ ૩૧મી

એ સુધી રાહ જોઈ બેસી રહેવામાં કેવળ મૂર્ખાઈનું જ પ્રદર્શન થાય તેમ હતું. આથી હા ના, હા ના, કરતાં આખરે બાદશાહે જાહેર રીતે ક્રાંતિને મળી જવાનો નિર્ણય કર્યો. આ બધી વિચારણા ચાલતી હતી તે દરમિયાન મીરતનાં તોપખાનામાંથી ફિતુર થયેલ ઘણા તોપચીઓ દિલ્હીમાં આવી પહોંચ્યા. તેમણે રાજમહેલમાં પેસતાંની સાથે જ બાદશાહને તથા ઉદયોન્મુખ સ્વાતંત્ર્યસૂર્યને ૨૧ તોપોના ધડાકા સાથે લશ્કરી સલામી આપી. ક્રાંતિપક્ષના આગેવાનો સાથે અત્યાર સુધી વાદવિવાદ અને ચર્ચા ચાલ્યા છતાં બાદશાહના દિલમાં જે સહેજસાજ ભય અને અનિશ્ચિતતા વ્યાપી રહેલાં હતાં, તેના આ તોપોના ભડાકા સાથે જ કુરચેકુરચા ઊડી ગયા; તે સાથે હિંદના બાદશાહ તરીકેની અનેક મહત્ત્વાકાંક્ષાઓ તેના દિલમાં ચમકવા લાગી. અંગ્રેજ લોહીમાં તરબોળ થયેલી પોતાની તલવારો ચમકાવતા ક્રાંતિસેનાના આગેવાનોએ બાદશાહને જણાવ્યું : “ ખાવિંદ ! મીરતમાં અંગ્રેજોનો પૂરેપૂરો નાશ થયો છે. દિલ્હી તો આપના હાથમાં જ છે, અને પેશાવરથી માંડીને કલકત્તા સુધીના સઘળા સિપાઈઓ કેવળ આપના હુકમની રાહ જોઈ રહ્યા છે. અંગ્રેજોની ગુલામીની બેડીઓ તોડી નાખી ખુદાએ બક્ષેલી આઝાદી મેળવવા સારુ આખો હિંદુસ્તાન હવે જાગૃત થઈ ચૂક્યો છે. આ વેળા સ્વતંત્રતાનો ઝંડો આપ આપના હાથમાં લઈ લ્યો; એમ કરવાથી આખા ય હિંદુસ્તાનના સઘળા આગેવાનો એ ઝંડા તળે લડવા એકઠા થઈ જશે. હિંદુસ્તાને હવે સ્વાતંત્ર્ય અર્થે સંગ્રામ આદરી દીધો છે. માટે જો આપ એની સરદારી ઉપાડી લ્યો તો ઘડીના છઠ્ઠા ભાગમાં કાં તો એ સેતાન ફિરંગીઓને અમે દરિયામાં ડુબાવી દેશું અગર એમનાં મુડદાં ગીધસમડીઓને ચૂંથવા માટે સોંપી દેશું ! ”[૩] હિંદુ તેમ જ મુસલમાન બન્ને જાતિના આગેવાનોનું

[૩] Charles Ball's *Indian Mutiny*, Vol. I, page 74.

આવું એક અવાજે થયેલું ઉત્સાહપ્રેરક નિવેદન સાંભળી બાદશાહને પણ ઘણી હિંમત આવી. તેની કલ્પનાસૃષ્ટિમાં પોતાના પૂર્વજો શાહજહાન અને અકબરની સ્મૃતિઓ ખડી થઈ, અને ગુલામીમાં જીવતર કાઢવા કરતાં સ્વદેશ અર્થે સ્વતંત્રતા મેળવવાના સીધા પ્રયત્નો કરતાં કરતાં ખપી જવું બહેતર છે એવા ઉદાત્ત અને સ્ફૂર્તિદાયી વિચારો તેના મનમાં ઊભરાવા લાગ્યા. બાદશાહે એ આગેવાન સિપાઈઓને જણાવ્યું : "તમે જાણો છો કે આજે શાહી ખજાનો સાવ ખાલી છે. એ સ્થિતિમાં હું તમને તમારા પગારો ક્યાંથી ચૂકવી શકું ?" સિપાઈઓએ તુરત જવાબ આપ્યો : "જનાબ ! બ્રિટિશોનો ખજાનો આખા હિંદુસ્તાનમાં ઠેરઠેર ભરેલો પડ્યો છે. અમે તે લૂંટીને આપના ચરણમાં રજૂ કરશું."[૪] એ જવાબ સાંભળતાં જ બાદશાહે ક્રાંતિની આગેવાની લેવાની હા પાડી; તુરત ત્યાં હાજર રહેલા સઘળા સિપાઈઓએ બાદશાહના નામના જયઘોષના મહાધ્વનિથી રાજમહેલ ગજવી મૂક્યો !

જે વેળા રાજમહેલમાં આ બધી વાતચીતો ચાલતી હતી તે વેળા બહાર શહેરના ભાગમાં ભયંકર અંધાધૂંધી પ્રવર્તી રહી હતી. દિલ્હીના સેંકડો પુરવાસીઓ હાથ પડે તે હથિયાર ધારણ કરીને ક્રાંતિકારીઓને આવી મળતા હતા; અને કોઈ ભટકતો અંગ્રેજ હાથ પડે તો તેને કતલ કરવાને ઈરાદે ગલીએ ગલીએ રખડતા દેખાતા હતા. લોકોએ બપોરના બાર વાગે દિલ્હી બેંકને ઘેરી લીધી. મૅનેજર બેરિસ્ફોર્ડ અને તેનું કુટુંબ લોકોના વૈશ્વાનરમાં હોમાઈ ગયું. આખી બેંક તોડી ફોડી પાયમલ કરી દેવામાં આવી. તે પછી લોકોનું ટોળું 'દિલ્હી ગૅઝેટ'ના છાપખાના તરફ વળ્યું. કંપોઝીટરો મીરતના સમાચાર

૪ Metcalfe.

બીબાંમાં ગોઠવવામાં તલ્લીન હતા. એટલામાં બહાર ' દીન, દીન !' ના પોકારો થતા સંભળાયા. એક ક્ષણ માત્રમાં ત્યાંના સઘળા ખ્રિસ્તીઓને યમદ્વાર પહોંચાડી દેવામાં આવ્યા; ટાઈપો ફેંકી દેવામાં આવ્યા; મશીનો તોડી ફોડીને ભાંગી નાખવામાં આવ્યાં; અને અંગ્રેજોના સ્પર્શમાત્રથી જે જે વસ્તુ વટાળાઈ હતી તે સઘળીનો નાશ કરી દેવામાં આવ્યો. ક્રાંતિનાં પૂર તો આગળ વધ્યે જ જતાં હતાં. પેલી બાજુનું ખ્રિસ્તીનું દેવળ જોયું ? ક્રાંતિના વંટોળમાં માત્ર એક એનું જ શિખર ઉન્મત્ત ભાવે માથું ઊંચું રાખી રહે એ કયાંનો ન્યાય ? આ ખ્રિસ્તી દેવળમાંથી જ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજસત્તા યાવચ્ચંદ્રદિવાકરૌ તપ્યાં કરે એવી પ્રાર્થનાઓ આકાશવાસી પિતાને કરવામાં આવતી હતી ! કોઈ પણ દહાડો ભૂલેચૂકે પણ આ દેવળના વ્યાસપીઠ ઉપરથી ત્યાં એકઠાં મળેલા નરનારીઓને એવું કહેવામાં આવ્યું હતું ખરું કે હિંદુસ્તાનમાં આપણું રાજ્ય એક મહા કલંક સમાન છે–સ્વાતંત્ર્ય વિરુદ્ધનો એ એક ભયંકર અપરાધ છે ? ઊલટું આ પક્ષપાતી ચર્ચ-સંસ્થાઓએ અન્યાયી જુલમગારોને પોતાની પાંખ તળે ઘાલી તેમના પારલૌકિક કલ્યાણ કરતાં ઐહિક ઉન્નતિની જ ચિંતા વધારે સેવ્યા કરી હતી. આવી જાતના આ સેતાની અડ્ડાઓ આપણી વસ્તી વચ્ચે જ સ્થાપવાની આપણે છૂટ આપી તેના બદલા તરીકે જ આપણને ગાય અને ડુક્કરની ચરબી ચોપડેલી કારતૂસો આજે મળી છે ! ચાલો ત્યારે, ઊપડી પડો ! જોઈ શું રહ્યા છો ? પેલા ક્રૉસને ખેંચી કાઢો; દીવાલ પર ટાંગેલાં બધાં ચિત્રો નીચે પટકી પાડો; પેલા ધ્યાનમંદિરનો અને ખ્રિસ્તપીઠનો ભાંગીને ભૂકો કરી નાખો અને 'ક્રાંતિનો જય હો !" નો જયનાદ ગજાવો ! મંદિરમાં રોજ ઘંટ વગાડવામાં આવે છે. આપણે પણ બહાર નીકળતી વેળા એ જ ઘંટ જોરજોરથી વગાડીએ. બજાવો, ઘણણણ, ઘણણણ ! અરે

આજે આટઆટલા જોરથી ઘંટનાદ થઈ રહ્યો છે છતાં એક પણ અંગ્રેજ—ગોરો માનવી આ મંદિર તરફ પગલાં કાં ન માંડે ? ઘંટદેવ ! તમને આ 'કાળા' હાથનો સ્પર્શ કેવો ગમે છે ? તમને એ ગમતો ન હોય તો તમે પણ નીચે ઊતરી પડો ! અમારા 'કાળા' ભાઈઓ તમને ઠેબે ઉડાવવા તૈયાર ઊભા છે. ઘંટના મિનારાઓ પરથી જ્યારે એક પછી એક ઘંટ નીચે પછડાતા હતા ત્યારે એના ઘણઘણાટને સાંભળી ક્રાંતિકારીઓનું ટોળું આકાશ ફાડી નાખે તેવા અટ્ટહાસ્ય સાથે અંદર અંદર કહેતું હતું : "ક્યા તમાશા હય ! કૈસી મઝા આતી હય !"

પણ બીજી બાજુ વળી એથી ય ભીષણ બનાવ બની રહ્યો હતો. રાજમહેલની બાજુમાં જ અંગ્રેજી લશ્કરના દારૂગોળાનો ભંડાર હતો. એ ભંડારમાં લડાઈમાં ખપ લાગે એવી અખૂટ જ્વાલાગ્રાહી યુદ્ધસામગ્રી ભરી હતી ઓછામાં ઓછી નવ લાખ કારતૂસો, આઠદસ હજાર રાયફલો, બંદૂકો, ઘેરો ઘાલવામાં કામ લાગે તેવી તોપો અને સ્ફોટક સુરંગોની માળાઓ ( siege-trains ) નો મોટો દારૂગોળો ત્યાં એકઠો કરેલો હતો. ક્રાંતિકારીઓએ એ ભંડાર કાબૂમાં લેવાનો નિર્ણય કર્યો. પરંતુ એ કાર્ય ધાર્યા જેટલું સહેલું નહોતું. આ દારૂગોળાનો ભંડાર સાચવી રહેલા અંગ્રેજ લોકો, એક નાનીશી દીવાસળી ચાંપીને ગમે તેવી મોટી આક્રમણકારી ફોજને ક્ષણવારમાં બાળીને ભસ્મ કરી નાખે, એવી એમાં શક્યતા હતી; અર્થાત્ એ ભંડાર પર કાબૂ મેળવવામાં નાનુંસૂનું જોખમ નહોતું. પરંતુ એ ભંડાર હાથ કર્યા સિવાય 'ક્રાંતિ' ક્ષણભર પણ ટકી શકે એ અશક્યવત હતું. આ કારણે હજારો સૈનિકો એ જોખમ વહોરવા તૈયાર થયા. તેમણે બાદશાહને નામે એક સંદેશો ત્યાંના

મુખ્ય અધિકારી પર પાડ્યો, અને તેમાં તેમને તુરત શરણે આવી એ ભંડાર બાદશાહને સ્વાધીન કરી દેવાનું જણાવ્યું. પણ રાજ્યો અને સિંહાસનો આવી કાગળની ચિઠ્ઠીઓ પાડ્યે કદી જિતાયાં સાંભળ્યાં છે ? લેફ્ટેનંટ વિલોબીએ એ સંદેશાને સાદો નકારનો જવાબ આપવા જેટલી પણ અગત્ય આપી નહિ. આ અપમાનથી છેડાઈ પડી હજારો સિપાઈઓ આર્સેનલ ( દારૂગોળાના ભંડાર )ની દીવાલ ઉપર ચડી ગયા. અંદર નવ અંગ્રેજો ને થોડાએક હિંદી નોકરો હતા. દિલ્હીના કિલ્લા ઉપર જ્યારે આ હિંદી નોકરોએ બાદશાહી ઝંડો ફરકતો દીઠો કે તુરત તેઓ પણ પોતાના ક્રાંતિકારી ભાઈઓ સાથે મળી ગયા. કેવળ પેલા નવ અંગ્રેજો જ ચડી આવેલા સૈનિકો સામે અસાધારણ હિંમતથી પ્રાણની કુરબાની કરી લડવા લાગ્યા. પરંતુ સિપાઈઓના આવા મોટા ટોળા સામે એ મૂઠીભર અંગ્રેજોનું કશું ચાલવાનું નથી એ સ્પષ્ટ દેખી શકાતું હતું. અર્થાત્ જે ક્ષણે આ ભંડાર અંગ્રેજોને સ્વાધીન રહેવાનું અશક્ય બની જાય તે જ ક્ષણે આખો ય ભંડાર સળગાવી દેવાનો મનસૂબો તેમણે ગોઠવી રાખ્યો હતો; કારણ કે કદાચ ને એ આખો ય ભંડાર ક્રાંતિકારીઓને એમ ને એમ અકબંધ સોંપી દેવાય તોપણ એ નવ અંગ્રેજોનાં શિર સલામત તો હતાં જ નહિ ! બીજી બાજુ સિપાઈઓ પણ ચોક્કસ જાણતા હતા કે જો એ દારૂગોળો સળગાવી દેવામાં આવે તો પોતાંના અસંખ્ય બાંધવોનાં બલિદાન એમાં આપ્યા વિના છૂટકો જ નથી; આખર સુધીની એ પૂરેપૂરી કલ્પના સાથે સિપાઈઓએ જોસભેર હલ્લો શરૂ કરી દીધો. દિલ્હી શહેરના નાગરિકો પણ સેંકડોની સંખ્યામાં સિપાઈઓની મદદે દોડી આવ્યા. એટલામાં એકાએક બંને પક્ષોના ધાર્યા મુજબ ભયંકર ધડાકો અને ગડગડાટ થઈ પાતાળ ફાટે એવી જબ્બર ગર્જના સાથે ધુમાડા અને અગ્નિની પ્રચંડ જ્વાલાઓથી

આખું આકાશ ઘેરાઈ ગયું.' એ નવ સાહસિક અંગ્રેજ બહાદુરોએ દારૂગોળાનો ભંડાર ક્રાંતિકારીઓને સોંપી દેવા કરતાં જાતે એ ભંડારમાં દીવાસળી ચાંપી આત્મસમર્પણ કર્યું હતું! પ્રસ્ફોટના એ ભયંકર ધડાકા સાથે જ ૨૫ સિપાઈઓ અને પાસેના રસ્તા પરના ૩૦૦ શહેરીઓનાં શરીરના અક્ષરશઃ ચૂથેચૂંથા ઊડી ગયા!'

પરંતુ એ ભીષણ પ્રસ્ફોટ પાછળ આટલા માનવીઓનાં બલિદાન પછી ભંડાર હસ્તગત કરવાનો ક્રાંતિકારીઓનો પ્રયત્ન છેક જ, નિષ્ફળ ગયો હતો એમ ન જ કહેવાય. ભંડારમાંથી બંદૂકોનો સારો એવો જથ્થો સિપાઈઓને હાથ લાગ્યો, જેને પરિણામે દરેક સિપાઈને ભાગ ચાર ચાર બંદૂકો આવી! જ્યાં સુધી એ દારૂગોળાનો ભંડાર અંગ્રેજોના તાબામાં હતો ત્યાં સુધી મુખ્ય છાવણી માંહેના હિંદી સિપાઈઓ, અંગ્રેજ અધિકારીઓના હુકમને માન આપતા હતા. આ હિંદી સૈનિકોએ પોતાના દેશભાઈઓ સામે હથિયાર ખેંચવાની જોકે ના સંભળાવી દીધી હતી, તોપણ હજુ સુધી તેમણે અંગ્રેજો વિરુદ્ધ બંડ કર્યું નહોતું. સાંજે, ચાર વાગતા આ પ્રચંડ ધડાકાના આંચકાથી આખું દિલ્હી શહેર ઘડીભર હચમચી ઊઠયું. અને તુરત જ મુખ્ય છાવણીના સઘળા સિપાઈઓ "મારો ફિરંગી કો" ના પોકારો સાથે અંગ્રેજો પર તૂટી પડ્યા ગોર્ડન, સ્મિથ, રેન્હલી અને બીજા જે જે અંગ્રેજો હાથ આવ્યા તે સઘળાને તેમણે કાપી નાખ્યા. પૂરાં સો વર્ષને અંતે જાગી ઊઠેલા આ રાષ્ટ્રવ્યાપી વેરમાં પુરુષો, સ્ત્રીઓ, બાળકો, ઘંટબાર, પથરા, ઈંટો, ઘડિયાળો, ટેબલો, ખુરશીઓ, લોહી, માંસ, હાડકા—ટૂંકમાં જે જે ચીજો અંગ્રેજો સાથે સંસર્ગમાં આવી હોય તે એકેએક ચીજોના તોડીફોડી, ભાંગીને ચૂરેચૂરા કરી નાખવામાં આવ્યા! આખરે જ્યારે બાદશાહી ફરમાન

મુખ્ય અધિકારી પર પાઠવ્યો, અને તેમાં તેમને તુરત શરણે આવી એ ભંડાર બાદશાહને સ્વાધીન કરી દેવાનું જણાવ્યું. પણ રાજ્યો અને સિંહાસનો આવી કાગળની ચિઠ્ઠીઓ પાઠવ્યે કદી જિતાયાં સાંભળ્યાં છે? લેફ્ટેનંટ વિલોબીએ એ સંદેશાને સાદો નકારનો જવાબ આપવા જેટલી પણ અગત્ય આપી નહિ. આ અપમાનથી છેડાઈ પડી હજારો સિપાઈઓ આર્સેનલ (દારૂગોળાના ભંડાર)ની દીવાલ ઉપર ચડી ગયા. અંદર નવ અંગ્રેજો ને થોડાએક હિંદી નોકરો હતા. દિલ્હીના કિલ્લા ઉપર જ્યારે આ હિંદી નોકરોએ બાદશાહી ઝંડો ફરકતો દીઠો કે તુરત તેઓ પણ પોતાના ક્રાંતિકારી ભાઈઓ સાથે મળી ગયા. કેવળ પેલા નવ અંગ્રેજો જ ચડી આવેલા સૈનિકો સામે અસાધારણ હિંમતથી પ્રાણની કુરબાની કરી લડવા લાગ્યા. પરંતુ સિપાઈઓના આવા મોટા ટોળા સામે એ મૂઠીભર અંગ્રેજોનું કશું ચાલવાનું નથી એ સ્પષ્ટ દેખી શકાતું હતું અર્થાત્ જે ક્ષણે આ ભંડાર અંગ્રેજોને સ્વાધીન રહેવાનું અશક્ય બની જાય તે જ ક્ષણે આખો ય ભંડાર સળગાવી દેવાનો મનસૂબો તેમણે ગોઠવી રાખ્યો હતો; કારણ કે કદાચ ને એ આખો ય ભંડાર ક્રાંતિકારીઓને એમ ને એમ અકબંધ સોંપી દેવાય તોપણ એ નવ અંગ્રેજોનાં શિર સલામત તો હતાં જ નહિ! બીજી બાજુ સિપાઈઓ પણ ચોક્કસ જાણતા હતા કે જો એ દારૂગોળો સળગાવી દેવામાં આવે તો પોતાના અસંખ્ય બાંધવોના બલિદાન એમાં આપ્યા વિના છૂટકો જ નથી; આખર સુધીની એ પૂરેપૂરી કલ્પના સાથે સિપાઈઓએ જોસભેર હલ્લો શરૂ કરી દીધો. દિલ્હી શહેરના નાગરિકો પણ સેંકડોની સંખ્યામાં સિપાઈઓની મદદે દોડી આવ્યા. એટલામાં એકાએક બ ને પક્ષોના ધાર્યા મુજબ ભયંકર ધડાકો અને ગડગડાટ થઈ પાતાળ ફાટે એવી જબ્બર ગર્જના સાથે ધુમાડા અને અગ્નિની પ્રચંડ જ્વાલાઓથી

નીમેલી તપાસસમિતિએ જ સિદ્ધ કરી છે, અને અંગ્રેજ ઇતિહાસકારોએ પણ એકી અવાજે સત્ય તરીકે સ્વીકારી છે. અને છતાં તે વેળાના ખ્રિસ્તી મિશનરીઓએ ઇંગ્લાંડમાં ખોટા ખોટા અહેવાલો ફેલાવવામાં કશી બાકી રાખી નહોતી! અને એમ ચોખ્ખેચોખ્ખું કહી દેતાં જરા ય વાંધો નથી દેખાતો કે આ હત્યાકાંડની વેળા પોતાના 'વ્યક્તિગત જાતઅનુભવો'ના નામે જે કેટલાંએક સંસ્મરણો એ અંગ્રેજ મિશનરીઓએ લખીને પ્રગટ કર્યાં હતાં - ફેલાવ્યાં હતાં, તે કરતાં વધારે 'હીન, તિરસ્કાર યોગ્ય, દુષ્ટતાભર્યો અને પાયામાંથી જ જૂઠાણાભર્યો' પ્રચાર કરવાની હિંમત હજુ કોઈએ નહિ કરી હોય! જે દેશ પોતાના નાગરિકોને "'અંગ્રેજ સ્ત્રીઓને દિલ્હીના રસ્તાઓ પર વિવસ્ત્ર દશામાં ફેરવવામાં આવી હતી; તેમના પર ખુલ્લાં સ્થાનોમાં બળાત્કાર કરવામાં આવેલા; તેમના સ્તન કાપી નાખવામાં આવેલા; અને અંગ્રેજ બાળકો ઉપર પણ ક્રાંતિકારોએ અત્યાચારો કરેલા." વગેરે નરાતાળ જૂઠાણાં જાહેરમા ફેલાવવાની છૂટ આપે છે, તે દેશને સત્યની કેટલી ખેવના હશે એની કલ્પના સહેજે થઈ શકે એવું છે! હિંદી લોકોને ગોરી સ્ત્રીઓ જોઈતી હતી માટે કાંઈ ૧૮૫૭નો ક્રાંતિ-યજ્ઞ મંડાયો જ નહોતો! ઊલટું હિંદની ભૂમિ પરથી ગોરી સ્ત્રીઓના અસ્તિત્વનો જ સમૂળગો ઉચ્છેદ કરવા અર્થે એ યજ્ઞ મંડાયો હતો!

આ રીતે મીરતની બજારમાં સ્ત્રીઓએ જે થોડાએક મહેણાં માર્યાં - જે મર્મભેદી વાક્યો ઉચ્ચાર્યાં તેને પરિણામે જે વંટોળ ઊપડ્યો, તેણે પૂરાં સો વર્ષ સુધી ટટાર ઊભેલા પરતંત્રતારૂપી વિષવૃક્ષને

---

the tales, which gained currency of dishonour to ladies were, so far as my observation and enquiries went, devoid of any satisfactory proof." Hon. Sir Wm. Muir, K. C. S. I., Head of the Intelligence Dept

છૂટયું ત્યારે જ આ ભીષણ હત્યાકાંડમાંથી કેટલાક અંગ્રેજો બચવા પામ્યા. એ બધાને પકડીને રાજમહેલમાં ચોકીપહેરા તળે પૂરવામાં આવ્યા. ૧૬ મી મેના રોજ ૫૦ અંગ્રેજોને ત્યાંથી ખુલ્લા મેદાનમાં લઈ જવામાં આવ્યા. હજારો પુરવાસીઓ એ અપૂર્વ દસ્ય જોવા ઊલટયા. અંગ્રેજી રાજસત્તા અને એમના જુલમો માટે તેમના પર હજારો ગાળો અને શાપોનો વરસાદ વરસ્યો. સૂચના મળતાં જ સિપાઈઓએ ક્ષણવારમાં એ પચાસે જણનાં માથાં ધડથી વેગળાં કરી નાખ્યાં. કદાચ ને કોઈ અંગ્રેજ તલવારનો ઝાટકાના ભયને-કારણે સહેજ માથું બાજુ પર લઈ લેતાં અગર દયાની યાચના કરતો કે તુરત "'હાથકડીઓનું વેર લ્યો!" "પરતંત્રતાનો કિન્નો-લ્યો!" "દારૂગોળાના ભંડાર પર દેવાયલાં બલિદાનોનો બદલો લ્યો!" એવા અવાજો પ્રેક્ષકોના ટોળામાંથી ઊઠતા, ને તુરત બાજુ ખસેલું અંગ્રેજનું માથું ધડથી જુદું થઈ પડતું. અંગ્રેજોની કતલનો આ હત્યાકાંડ ૧૧ થી ૧૬ મી સુધી ચાલુ હતો. દરમિયાન સેંકડો અંગ્રેજો આ કારમા મૃત્યુકાંડથી બચવા સારુ દિલ્હી છોડી નાસી ગયા. કેટલા-કાએ પોતાના મોં પર જાતે મેશ ચોપડીને 'કાળા આદમી'નો 'તિરસ્કૃત' દેખાવ ધારણ કર્યો! કેટલાકો જંગલો અને વનોમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન કરતાં કરતા સૂર્યની પ્રખર અગ્નિજ્વાળામાં શેકાઈને મરણ પામ્યા. કેટલાકોએ કબીરના દોહરા મોંએ કરી લઈ સંન્યાસીને વેશે ગામડાંઓમાં ભટકીને નાસી છૂટવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેમનો એ બનાવટી વેશ પકડાઈ જતાં ખેડૂતોએ પણ તેમને જીવતા જવા ન દીધા. અને આ બધું હત્યાકાંડ બનવા છતાં એક પણ ગામડામાં અગર ખુદ દિલ્હીમાં એક પણ અંગ્રેજ સ્ત્રીના શિયળ પર કશો જ અત્યાચાર થયો નહોતો.[૫] આ હકીકત અંગ્રેજોએ

૫ "However much of cruelty and blood shed there was,

મળેલા એ દિલ્હીના તખ્તને પાછું પ્રાણવાન – જીવંત કરી શક્યા !

ખરેખર એ પાંચ દિવસો હિંદના ઇતિહાસમાં ચિરસ્મરણીય – અમર બની રહેશે. કારણ કે એ પાંચ દિવસો દરમિયાન જ ગઝનીના મહંમદની સ્વારીથી શરૂ થયેલી હિંદુ – મુસલમાન વચ્ચેની વેરઝેરભરી લડાઈને, ભલે થોડા અવધિ સુધી પણ, દાટી દેવામાં આવી હતી. આખા દેશને – રાષ્ટ્રને નામે પહેલી જ વાર જાહેર કરવામાં આવ્યું હતું કે "હવેથી હિંદુ અને મુસલમાનો એકબીજાના દુશ્મન નથી; હારેલા અને જીતેલા તરીકે તેમનો જૂનો સંબંધ આજે ખતમ થાય છે, અને આજથી બંને કોમો ભાઈભાઈની લાગણીથી જોડાય છે." જે ભારતમાતાને પૂર્વે મુસલમાનોની ગુલામીમાંથી શિવાજી મહારાજે, રાણા પ્રતાપસિંહે, રાજા છત્રસાલે, પ્રતાપાદિત્યે, ગુરુ ગોવિંદસિંહે અને મહાદજી સિંધિયાએ છોડાવી હતી, તે જ ભારતમાતા, તે દહાડે પોતાના પુત્રોને હાકલ કરી અંભળાવી રહી: "આજથી તમે સઘળા ભાઈભાઈ જ છો, અને તમ બંનેની હું સમાન માતા છું." એ પાંચ દિવસોમાં જ હિંદુ અને મુસ્લિમો સાથે મળી પોકારતા થયા હતા કે "હિંદ એ જ અમારી માતૃભૂમિ છે, અને અમે બધા ભાઈભાઈઓ છીએ." એ પાંચ દિવસોમા જ હિંદુ અને મુસ્લિમોએ હિંદના સ્વાતંત્ર્યનો ઝંડો સાથે મળી ફરકાવ્યો હતો. હિંદના ઇતિહાસમાં એ પાંચ દિવસોની યાદ અમર રહી જશે !

## પ્રકરણ ચોથું

### વિષ્કંભક અને પંજાબ પ્રકરણ

દિલ્હી સ્વતંત્ર થયાના ખબર વીજળીવેગે આખા હિંદુસ્તાનમાં

જડમૂળમાંથી સપાટાબંધ ઉખેડીને ફેંકી દીધું ! આ પાંચ દિવસો દરમિયાન ક્રાંતિપક્ષને જે અસાધારણ સફળતા મળી તેનું ખરું કારણ એ હતું કે અંગ્રેજોની ગુલામી પર ફટકા મારવા સઘળી કોમના અને સઘળા વર્ગના લોકો એ કાળે તૈયાર થઈ ઊલટી પડ્યા હતા. મીરતની સ્ત્રીઓથી માંડીને દિલ્હીના બાદશાહ સુધી હરેક હિંદીનું અંતર સ્વધર્મરક્ષણ તથા સ્વરાજની સ્થાપના અર્થે તલસી રહ્યું હતું. આ તીવ્ર લાલસાને ગુપ્ત ક્રાંતિમંડળોએ જરૂરી વલણ આપી દીધું હતું એટલે જ તો ફક્ત પાંચ જ દિવસના ગાળામાં સ્વરાજનો ઝંડો હિંદુસ્તાનના પાયતખ્ત દિલ્હી શહેરમાં ફરકતો થયો હતો ! ૧૬મી સુધીમાં દિલ્હીમાં અંગ્રેજોની માલેકીનું કોઈ નામોનિશાન બાકી રહ્યું નહિ. અંગ્રેજો પ્રત્યેનો દ્વેષ એટલી હદે પહોંચ્યો હતો કે કોઈને મોંએ ભૂલથી અંગ્રેજી શબ્દ ચડી જાય તોપણ તેને માર પડતો ! યુનિયન જેકનાં ચીંથરાં લોકો રસ્તે ચાલતાં પગ તળે રગદોળતા હતા, જ્યારે જેના પરથી પરતંત્રતારૂપી કલંક ધગધગતા લોહી વડે ધોઈ નાખવામાં આવેલ હતો તે સ્વરાજનો યશસ્વી ઝંડો ક્રાંતિને અગ્રભાગે શાનદાર રીતે ફરકી રહ્યો હતો. શહેર આખામાં સ્વાતંત્ર્યપ્રેમનાં એવાં જોરદાર પૂરો ઊલટ્યાં હતાં કે આ પાંચ દિવસો દરમિયાન દિલ્હીમાંથી એક પણ રાષ્ટ્રઘાતક નરાધમ નીકળ્યો નહોતો. સ્ત્રીઓ તેમ જ પુરુષો, ગરીબ તેમ જ તવંગર, વૃદ્ધ તેમ જ જુવાન, સૈનિકો તથા શહેરીઓ, મોલવીઓ અને પંડિતો, અરે હિંદુ તેમ જ મુસલમાન, સહુ સ્વદેશના ઝંડા તળે એકઠા મળ્યા, અને સહુએ સાથે રહી હાથમાં તલવાર ધારણ કરી પરદેશી ગુલામી ઉપર ભીષણ પ્રહારો કર્યા અને એ જ અસાધારણ દેશભક્તિને જોરે, સ્વાતંત્ર્યપ્રેમને કારણે તેમ જ અંગ્રેજો પ્રત્યેની હાડોહાડ ઊતરી ગયેલી દ્વેષભાવનાને લીધે મીરતની સ્ત્રીઓએ ઉચ્ચારેલા એ શબ્દો ધૂળમાં

ક્રાંતિકારીઓએ દિલ્હીમાં પ્રભુત્વ મેળવ્યું એ એક જ બનાવે ક્રાંતિને એકાએક રાષ્ટ્રીય સ્વરૂપ મળી ચૂક્યું ! અને આ અસાધારણ બાતમીથી સારા ય હિંદુસ્તાનના વાતાવરણમાં કોઈ અજબ પવન ફુંકાવા લાગ્યો. હવે સવાલ એટલો જ રહેતો હતો કે લોકજાગૃતિની આ તકનો લાભ અત્યારે જ ઉઠાવી લેવો કે પૂર્વે નક્કી કર્યા મુજબ ૩૧મી મે સુધી રાહ જોઈ બેસી રહેવું ? કેન્દ્ર–ક્રાંતિકાર્યાલયોએ શી યોજનાઓ વિચારી હશે ? વારુ; બીજાં કેન્દ્રોનો વિચાર કર્યા વિના જ જો બંડ કરવામાં આવે તો મીરતના બંડને લીધે બન્યું તેમ ઊલટી ગૂંચવણ વધી તો નહિ પડે ? આવા સવાલો અન્ય જગાઓના ક્રાંતિકેન્દ્રોના આગેવાનો પોતાની જાતને જ પૂછી રહ્યા, અને કશું કર્યા વિના શાંત બેસી રહ્યા. ક્રાંતિને માટે અનિશ્ચિતતા અગર સ્પષ્ટ નિર્ણયના અભાવસમું ઝેરી મારણ બીજું એકે ય નથી. એમાં તો જેટલા પ્રમાણમાં સાર્વત્રિક પ્રચાર જલદી થઈ શકે તેટલી તેની સફળતાની ખાતરી વધારે ગણાય. પહેલી વારના ઉત્થાન પછી નકામો વખત ગુમાવી શત્રુને શ્વાસ લેવા દેવાનો અવસર અપાય તો એને સજ્જ થવાની વધારે અનુકૂળતા અને સમય સાંપડે, સિવાય જેમણે પહેલું બીડું ઝડપ્યું હોય તેઓ પોતાની પાછળ તુરત બીજાઓ કોઈ નથી આવતા એમ દેખે તો નાહિંમત થવાનો પણ સંભવ રહે; ઉપરાંત વળી શત્રુ કાબેલ હોય તો પહેલી વારની ભૂલ સુધારી લઈને નવો બળવો કરનારના માર્ગમાં નવી નવી અડચણો તે પેદા કરી શકે–કરે જ. આ કારણે ક્રાતિમાં પહેલુ ઉત્થાન અને તે પછીનો તેનો સાર્વત્રિક પ્રચાર એ બે બનાવો દરમિયાન શત્રુને તૈયાર થવાનો અવસર સાંપડવા દેવામાં કાયમ ક્રાંતિપક્ષને જ હાનિ રહેલી છે. પણ આ વેળા તો જે બનવું ન જોઈએ તે જ બની

ફેલાઈ જતાં જ, એ કાર્ય આટલું અકાળે ઊકલી જવાથી ભારતવાસીઓ તેમ જ પરદેશીઓ સહુ ઘડીભર તો સ્તબ્ધ બની ગયા. અંગ્રેજ લોકો તો આ નવાઈભરી હકીકત કાને સાંભળતા છતાં ઘણા વખત સુધી તેનો અર્થ પામી જ ન શક્યા. આખા હિંદમાં શાંતિનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે એવા વિશ્વાસ સાથે કલકત્તામાં લોર્ડ કેનિંગ સુખે સૂતો હતો; તો બીજી બાજુ મુખ્ય સેનાપતિ એન્સન સિમલાની શીતળ ટેકરીઓ પર રહેલા જનોના ઘાટ મનમાં ઘડી રહ્યો હતો. દિલ્હી સ્વતંત્ર થયાનો સાવ ટૂંકો તાર જે વેળા કેનિંગના હાથમાં પડ્યો ત્યારે તે વાંચ્યા છતાં તેને પોતાની આંખો પર વિશ્વાસ ન બેઠો! પરંતુ અંગ્રેજો પેઠે જ, હિંદવાસીઓ પણ આ બનાવથી અજાયબીમાં પડ્યા હતા, કેમકે દિલ્હીમાં થઈ ગયેલા આ અકસ્માત બળવાને પરિણામે ગુપ્ત ક્રાંતિકારી સંગઠનની આ પૂર્વે ગોઠવાયેલી સઘળી યોજનાઓ ધૂળ મળી હતી. સિવાય દિલ્હીમાં થયેલા અકસ્માત બળવાને કારણે ગભરાઈ જઈને અંગ્રેજોએ સિપાઈઓની હિલચાલની ગોઠવણની દૃષ્ટિએ જે જબરી ભૂલ એક વાર કરી હતી, તેનું પુનરાવર્તન થવું અશક્ય હતું. ઊલટું થયેલી ભૂલ સુધારી લેવાનો અવસર તેમને અનાયાસે મળી ગયો; કેમકે ભાવિ સંકટની સૂચના તેમને આ રીતે અણધાર્યા થયેલ બળવાથી મળી ગઈ. દિલ્હીનું સિંહાસન તો હવે એકબે દહાડામાં જરા જોરદાર હલ્લો કરવાથી બાદશાહના હાથમાંથી પાછું છિનવી લઈ શકાય તેવું હતું. એ કરતાં અગાઉની યોજના અનુસાર જો સઘળી જગોએ ૩૧ મી મેના રોજ એક જ વખતે ક્રાંતિની જવાળા ભભૂકી ઊઠી હોત તો કેવળ એક જ દિવસમાં ક્રાંતિના સંપૂર્ણ વિજયની સફળતા નક્કી થઈ ચૂકતે! તેમ છતાં ભલે જૂની યોજના સફળ ન નીવડી તોપણ મીરતના અકસ્માત ઉત્થાન પછી પણ

ક્રાંતિકારીઓએ દિલ્હીમાં પ્રભુત્વ મેળવ્યું એ એક જ બનાવે ક્રાંતિને એકાએક રાષ્ટ્રીય સ્વરૂપ મળી ચૂક્યું ! અને આ અસાધારણ બાતમીથી આખા ય હિંદુસ્તાનના વાતાવરણમાં કોઈ અજબ પવન ફૂંકાવા લાગ્યો. હવે સવાલ એટલો જ રહેતો હતો કે લોકજાગૃતિની આ તકનો લાભ અત્યારે જ ઉઠાવી લેવો કે પૂર્વે નક્કી કર્યા મુજબ ૩૧મી મે સુધી રાહ જોઈ બેસી રહેવું ? કેન્દ્ર–ક્રાંતિકાર્યાલયોએ શી યોજનાઓ વિચારી હશે ? વારુ; બીજાં કેન્દ્રોનો વિચાર કર્યા વિના જ જો બંડ કરવામાં આવે તો મીરતના બંડને લીધે બન્યું તેમ ઊલટી ગૂંચવણ વધી તો નહિ પડે ? આવા સવાલો અન્ય જગાઓના ક્રાંતિકેન્દ્રોના આગેવાનો પોતાની જાતને જ પૂછી રહ્યા, અને કશું કર્યા વિના શાંત બેસી રહ્યા. ક્રાંતિને માટે અનિશ્ચિતતા અગર સ્પષ્ટ નિર્ણયના અભાવસમું ઝેરી મારણ બીજું એકે ય નથી. એમાં તો જેટલા પ્રમાણમાં સાર્વત્રિક પ્રચાર જલદી થઈ શકે તેટલી તેની સફળતાની ખાતરી વધારે ગણાય. પહેલી વારના ઉત્થાન પછી નકામો વખત ગુમાવી શત્રુને શ્વાસ લેવા દેવાનો અવસર અપાય તો એને સજ્જ થવાની વધારે અનુકૂળતા અને સમય સાંપડે, સિવાય જેમણે પહેલું બીડું ઝડપ્યું હોય તેઓ પોતાની પાછળ તુરત બીજાઓ કોઈ નથી આવતા એમ દેખે તો નાહિંમત થવાનો પણ સંભવ રહે; ઉપરાંત વળી શત્રુ કાબેલ હોય તો પહેલી વારની ભૂલ સુધારી લઈને નવો બળવો કરનારના માર્ગમાં નવી નવી અડચણો તે પેદા કરી શકે – કરે જ. આ કારણે ક્રાંતિમાં પહેલું ઉત્થાન અને તે પછીનો તેનો સાર્વત્રિક પ્રચાર એ બે બનાવો દરમિયાન શત્રુને તૈયાર થવાનો અવસર સાંપડવા દેવામાં કાયમ ક્રાંતિપક્ષને જ હાનિ રહેલી છે. પણ આ વેળા તો જે બનવું ન જોઈએ તે જ બની

એવું. અગાઉ નક્કી કરેલી યોજનાથી વિરુદ્ધ રીતે પહેલું ઉત્થાન આકસ્મિક રીતે અને ઘણું વહેલું શરૂ થઈ જવાથી અન્ય સ્થળોના આગેવાનો ગૂંચવણમાં પડ્યા; થોડા વખત સુધી ન તો તેઓ શાંતિથી સ્વસ્થ રહી શક્યા, ન તેમનાથી બળવાનો ઝંડો ફરકાવી શકાયો!

ક્રાંતિપક્ષમાં પેદા થયેલી આ અપરિહાર્ય નિષ્ક્રિયતાથી અંગ્રેજોને પુષ્કળ લાભ થયો. હિંદુસ્તાનની ધરતી પર પગ દીધો ત્યારથી આજ સુધીમાં આવા ભયંકર સમાચારો સાંભળવાનો વખત તેમને માથે અત્યાર સુધી કદીય આવ્યો નહોતો. જે સિપાઈઓએ આજ સુધી અંગ્રેજોની સત્તાને વિસ્તારી તેને ટકાવી રાખવામાં સહાય કરી હતી, તેમની જ તલવારો આજે અંગ્રેજો સામે તોળાઈ રહી હતી! આ દૃશ્ય—આ પરિસ્થિતિ નજરે પડતાં જ વિગલિતગાત્ર બનેલી અંગ્રેજી સત્તા મીરત છોડીને દિલ્હીમાં નાસી ગઈ. પણ ત્યાં તો ખુદ બાદશાહે પોતે એક હાથે તેનું ગળું દાબ્યું અને બીજે હાથે તેનો રાજમુગટ પણ છીનવી લીધો! (આમ) જેના પર ભરચૌટામાં મીરતની સ્ત્રીઓ પણ થૂંકી હતી, અને જેના ગજમુગટાદિ સર્વ અલંકારો લોકોએ બળપૂર્વક ઉતારી લીધા હતા, તેમ જ તલવારોના પ્રહારથી જે લોહીલુહાણ બની ગઈ હતી તે અંગ્રેજી સત્તા, અંગ્રેજ લોહીથી ખરડાયેલા પોતાના કેશ સાથે, ગળામાં હાડકાંઓની માળાઓ ધારણ કરીને રોતી કકળતી, વિહ્વળ બનીને કલકત્તાને માર્ગે પ્રયાણ કરવા વલખાં મારતી નજરે પડી! હિંદ માંહેની અંગ્રેજી સત્તા અતિશય ઓખરી બની ચૂકી હતી. એ વર્ષના મે માસમાં આગ્રાથી બરાકપુર સુધીના ૭૫૦ માઈલના વિસ્તૃત પ્રદેશમાં એક પણ ગોરી પલટન હતી નહિ. આ પરિસ્થિતિમાં ક્રાંતિપક્ષની પૂર્વનિયોજિત યોજના અનુસાર જો એ પ્રદેશ સંગઠિત બની જાગી ઊઠ્યો હોત તો, એક

ઈંગ્લાંડ તો શું પણ બીજાં દેસ ઈંગ્લાંડનું જોર પણ હિંદુસ્તાનને તાબે રાખવામાં સફળ નીવડત નહિ ! ગોરા સિપાઈઓની એક જ પલટન દાણાપુરમાં હતી; પંજાબ તેમ જ સરહદ પ્રાંતમાં ગોરી પલટનો ઘણી હતી, પણ તે સઘળી ત્યાં રાખવાની જ જરૂર હતી. આવે અણીને વખતે વધારેમાં વધારે ગોરી પલટનો એક જથે રાખવાની ખટપટ લોર્ડ કેનિંગ ઘણા લાંબા વખતથી કરી રહ્યો હતો. સદ્ભાગ્યે ઈંગ્લાંડ અને ઈરાન વચ્ચે ચાલતી લડાઈ આ જ અરસામાં બંધ પડી, એટલે ત્યાંના લશ્કરને તત્કાળ હિંદ પાછું ફરવાના હુકમો આપવામાં આવ્યા. ઈરાન સાથેની લડાઈ પૂરી થઈ હોવા છતાં અંગ્રેજોએ ચીનમાં કંઈક સળેકડું કર્યું હોવાથી થોડુંએક લશ્કર એ દેશમાં મોકલવાનું નક્કી થયું હતું. પણ હિંદુસ્તાનનો આ અણધાર્યો ધડાકો થતાં જ ચીન જવા તૈયાર થયેલ લશ્કરને તુરત અહીં હિંદમાં જ રોકી લેવાનો કેનિંગે નિર્ણય કર્યો. અને જે બે પલટનો અત્યાર સુધીમાં રંગૂન પહોંચી ગઈ હોત તેને ફરી વખત કલકત્તામાં જ રોકાઈ જવાનું ફરમાવી, ૪૩ મી પાયદળ પલટન અને મદ્રાસની બંદૂકધારી પલટનને ( Fusileers ) સજ્જ અને તૈયાર રાખવાનો હુકમ મદ્રાસના ગવર્નરને પણ મોકલી આપ્યો.

આ રીતે ચારે દિશાએથી ગોરી પલટનો કલકત્તા તરફ એકઠી મળે તેવી ગોઠવણો આદરવા સાથે, સિપાઈઓનો બળવો શમાવવા અર્થે કેનિંગે એક બીજો પણ પ્રયત્ન કરી જોયો. તેણે એક જાહેરનામું તૈયાર કરીને નાનાં મોટાં સઘળાં ગામડાંઓ અને શહેરોમાં તેને ચોડવાના હુકમો છોડ્યા. કાયમી શિરસ્તા મુજબ, અને નિત્યના જ મરીમશાલાથી ભરેલું એ જાહેરનામું લખાયું હતું એ કહેવાની પણ ભાગ્યે જ જરૂર હોય ! તેમાં લખ્યું હતું: "તમારી ધાર્મિક તેમ જ

જ્ઞાતિવિષયક બાબતોમાં કશી દખલ કરવાની અમારી જરાય મરજી નથી. આમ હોઈ તમારી ધાર્મિક લાગણીઓ દૂભવીને તમારા ધર્મનું અપમાન કરવાનો હેતુ અમારા મનમાં ઊંડે ઊંડે પણ હોય એ છેક જ અશક્ય છે. તમારી મરજી હોય તો 'કારતૂસો તમે જાતે બનાવી લઈ શકો છો. એમ છતાં તમે કંપની સરકાર સામે બંડ કર્યું છે, તેમાં તો તમે નિમકહરામીનું–ખાધેલા અન્નને હલાલ નહિ રહેવાનું મહાપાતક આચરી રહ્યા છો!" પણ આવી પોકળ જાહેરાતનાં કાગળિયાં તો હવે કૂતરું યે સૂંઘે તેમ નહોતું! મુખ્ય સવાલ એ જ હતો કે આવી જાતનાં જાહેરનામાં કાઢવાનો અધિકાર આ દેશમાં હવે અંગ્રેજો પાસે રહેવો જોઈએ યા નહિ! હિંદુસ્તાનને આવાં રેઢિયાળ–નકામાં જાહેરનામાં વાંચવાને ફુરસદ જ નહોતી; તેમની નજર તો દિલ્હીથી બહાર પડતાં નવાં આદરપાત્ર બાદશાહી જાહેરનામાંઓ તરફ ચોંટી રહી હતી. ખરેખર એ આખું દૃશ્ય ભારે ગમ્મત પમાડે એવું હતું કે, એક જ વખતે બે જુદીજુદી જાતનાં જાહેરનામાઓ નીકળતાં હતાં! એકની પાછળ, દિલ્હીમાં સ્વતંત્રતાનો ઉત્સાહ હતો તો બીજા પાછળ કલકત્તાની પરદેશી ગુલામીની નિરાશા ભરી હતી. એ શક વિનાની વાત છે કે હિંદુસ્તાન તો દિલ્હીના બાદશાહી જાહેરનામાને જ માથે ચડાવે–અને તેમ જ થયું. આથી કૅનિંગે આખરે કલમને નીચે મૂકી દઈ તત્કાળ મુખ્ય સેનાપતિને દિલ્હી પર તોપો માંડવાનો હુકમ કર્યો.

સર સેનાપતિ એન્સનને દિલ્હી સ્વતંત્ર થયાનો તાર મળ્યો ત્યારે તે સિમલામાં હતો. હવે શું કરવું તેનો હજુ તો તે વિચાર કરે છે, ત્યાં તો તુરત દિલ્હી કબ્જે કરી લેવાનો કૅનિંગનો હુકમ તેને પહોંચ્યો. ક્રાંતિસંગઠનના એકંદર બળ વિષે તેમ જ તેમની

યોજનાઓ અંગે અંગ્રેજો ત્યારે એવા તો ભયંકર અંધારામાં હતા કે તેઓ ભ્રમથી એમ ખાતરીપૂર્વક માનતા હતા કે એક અઠવાડિયામાં તો દિલ્હી પાછું સર કરી લેવાશે, અને એક મહિનામાં તો આખા ય દેશમાંથી બળવાનું નામનિશાન ઉખેડી દેવાશે! પંજાબના કમિશનર સર જોન લૉરેન્સે સરસેનાપતિ ઍન્સનને 'દિલ્હી તુરત કબજે કરી લેવાનો સંદેશો મોકલ્યો હતો. પરંતુ દિલ્હી પાછું જીતી લેવાનો સાચો અર્થ કેનિંગ અગર સર જોન લૉરેન્સ કરતાં ઍન્સન વધારે પાકી રીતે સમજતો હોવાથી પૂરી તૈયારી થતાં સુધી તેણે ગમ ખાઈ જવાનો વિચાર રાખ્યો. સિમલાની આરામદાયી ટેકરીઓ પરથી નીચે ઊતરી હજુ તો તે અંબાલાની મુખ્ય છાવણીએ માંડ આવી પહોંચે છે, ત્યાં તો સિમલામાં જ ભારે ગડબડ મચી રહ્યાના સમાચાર તેણે સાંભળ્યા. ગુરખાઓની નકીરી પલટન બળવો કરી ઊઠ્યાની જોરદાર અફવા સઘળે ફેલાયાથી સિમલાના અંગ્રેજોનાં દિલ ફફડી ઊઠ્યાં–મૂંઝાઈ ગયાં. એ વર્ષે ઉનાળો પણ એવો સખત હતો કે સિમલામાં પણ એ સહેવો આકરો થઈ પડતો હતો. અર્થાત્ શીતલ નિવાસભવનો અને લતાકુંજોના વિહારો ઉડાવવા અત્યાર સુધી ટેવાયલા અંગ્રેજોને મન એ સઘળા વૈભવવિલાસો હવે અવશ્ય મોંઘા પડી જશે એવો ભય પેઠો! 'ગુરખા પલટન આવે છે'ની જોરદાર અફવા ફેલાઈ તે સાથેસાથ સ્ત્રીઓ અને બાળકો રસ્તો જડે તે દિશામાં નાસવા લાગી ગયાં. દોડવાની જાણે સરત ચાલી! અને એ સરતમાં સ્વાભાવિક રીતે જ પીઠ પર બોજો હોવા છતાં સ્ત્રીઓ અને બાળકો કરતાં પુરુષો ઘણા આગળ નીકળી ગયા! અંગ્રેજોની બહાદુરીનું આ પ્રદર્શન બે દિવસ સુધી જાહેરમાં ચાલુ હતું; આખરે એકે ય ગુરખો દેખાયો નહિ, એટલે એ આપોઆપ સમેટાઈ ગયું. એ અરસામાં કલકત્તામાં પણ આવાં જ દશ્યો બની

રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે વારેવારે ઊડતા સમાચારો આવી પહોંચતા કે બરાકપુરની પલટન અંગ્રેજો સામે હથિયારો ઉઠાવી બળવો કરી ઊઠી છે; તુરત સઘળા અંગ્રેજો, તેમની સ્ત્રીઓ અને બાળકો, સહુ દોડાદોડ કિલ્લાની દિશામાં પહોંચી જતાં. કેટલાકોએ ઇગ્લાંડ ઊપડી જવાની બોટની ટિકિટો પણ કઢાવી લીધી; કેટલાકોએ પોતાના પોટલાં બિસ્તરા વીંટી લઈ, બરાબર ગઠ્ઠા બાંધી નાસીને કિલ્લામાં પહોંચી જવાની પૂરી તૈયારી કરી રાખી, કેટલાકોએ તો વળી કામ પડતાં મૂકીને ઑફિસોના ખૂણાઓમાં સંતાઈને ભરાઈ જવાની ચક્વીરતા પણ દાખવી હતી! મીરત અને દિલ્હીમાં જાગેલા બળવાઓને લીધે આવી નાસભાગ શરૂ થઈ ચૂકી હતી; હજુ તેમાં કાનપુરનો પ્રવેશ થવો તો બાકી હતો!

અંબાલામાં આવી પહોચતાં જ દિલ્હીને ઘેરી લેવા માટે તોપો અને બીજા જરૂરી દારૂગોળાનો જમાવ કરી લેવાના હુકમો એન્સને કાઢ્યા. આજ સુધી અંગ્રેજોને માથે આવો કપરો કાળ કદી આવ્યો નહોતો; પરંતુ આ વેળા તો અંગ્રેજોની નબળી બાજુ જ વધારે જાહેરમાં દેખાય એવું બનવા માંડ્યું. અંગ્રેજો ભારે દયામણી સ્થિતિમાં આવી પડ્યા હતા. ઝપાટાભેર તૈયારી પાર પાડતાં એન્સનને નાકે દમ આવી ગયો. આજ સુધી અંગ્રેજ અધિકારીઓને હિંદી સિપાઈઓને માત્ર હુકમો કર્યા કરવાનું જ કામ કરવાનું હતું. પણ હવે ગોરાઓને કેવળ મોંએ હુકમ છોડવાથી કામ સરે તેવું નહોતું. ગોરા સિપાઈઓને આજ સુધી બાદશાહી વૈભવવિલાસો માણવાની ટેવ પડી હતી; તેમનામાં ઉદ્ધતાઈ વધી ગઈ હતી. એ સઘળું તેઓ એક જ દિવસમાં કેમ ભૂલી શકે? પડી ટેવ તુરત શી રીતે ફરવાઈ જાય? જ્યારે દરેક હુકમ પળાવવા હિંદી સિપાઈને વેઠે પકડવાનો

તો હવે સવાલ જ રહ્યો નહોતો. વાહનો, મજૂરો, નોકરો, ખાધા-ખોરાકી, એટલું જ નહિ પરંતુ ઘાયલ-જખમી સિપાઈઓને સારુ કાપડની સ્ટ્રેચરો (Stretchers) તેમ જ માંદાઓની હેરફેર માટે જોઈતાં વાહનો (Ambulances) મળવાં પણ મુશ્કેલ થઈ પડ્યાં. સહાયક-પ્રમુખ (Adjutants), છાવણી અધિકારી (Quarter-Master), કોઠીમુખ્યાધિકારી (Commissaries), વૈદક અધિકારી (Medical Chief), આમાંથી એક પણ અધિકારીને સહાયક-સેવકો અને જરૂરી સાધનો તૈયાર ન મળવાને કારણે, પોતાનો વિભાગ સજ્જ કરવાનું છેક અશક્ય બની ગયું; દરેક બાબતની ખરેખરી મુશ્કેલી ઊભી થઈ. હિંદીઓની મદદ વિના અંગ્રેજી સત્તા કેટલી નિર્બળ, પાંગળી અને પરાવલંબી હતી! એ જ હિંદીઓ જ્યારે પહેલી જ વાર વિફર્યા ત્યારે અંબાલાથી દિલ્હી સુધી પણ છાવણી ફેરવવાનું કાર્ય અંગ્રેજો માટે ભારે મુશ્કેલ થઈ પડ્યું. કેમકે "બધી જાતિઓના તેમ જ સઘળા વર્ગોના હિંદી લોકો જે કાંઈ થતું-કરાતું તે કેવળ તટસ્થ ભાવે ઊભા ઊભા જોઈ રહેતા. શ્રીમંત સાહુકારથી માંડીને શ્રમજીવી મજૂર સુધી કોઈ, એક જ દિવસમાં સહેજે બેસી જતી અંગ્રેજી સત્તાને જરા પણ ટેકો દેવા-સહાય કરવા કોઈ તત્પર થયું નહિ."[1] આ લેખક લખે છે તેમ જો હિંદીઓ ખરેખર આજ સુધી કાયમ આમ તટસ્થ ભાવે વર્ત્યા હોત તો અંગ્રેજી સત્તા ઘડીના છઠ્ઠા ભાગમાં ધૂળમાં મળી જાત. પણ ૧૮૫૭ની સાલમાં પણ એવો સોનાનો સૂરજ ઊગ્યો નહિ. ૧૮૫૭ની સાલને ખરું જોતાં લાંબી રાત્રિની ઘોર નિદ્રાને અંતે પ્રાપ્ત થયેલ નૂતન જાગૃતિના પ્રભાતકાળ સાથે સરખાવી શકાય. જેઓ તેજસ્વી-દેદિપ્યમાન દિવસની

---

[1] Kaye's *Indian Mutiny*, Vol. II

કલ્પના પૂર્ણ રીતે અગાઉથી કરી શક્યા તેઓ તો શય્યા ત્યાગીને તુરત ઊભા થઈ ગયા; પણ જેઓ એમ માનતા હતા કે હજુ તો રાત જ છે, તેવા અનેકોએ પરસત્તાની ગુલામીરૂપી ગોદડી ફરી વાર માથે ઓઢી લઈ નિદ્રાધીન બની પુનઃ આળોટવાની શરૂઆત કરી દીધી. આવા ઊંઘણશી નિદ્રાવીરોમાં કુંભકર્ણનું સ્થાન મેળવવાની સ્પર્ધા પતિઆળા, નાભા અને ઝિંદ એ ત્રણ રાજ્યોએ ભારે જોરથી આદરી દીધી. ક્રાંતિને દીર્ઘજીવી–ચિરંજીવ બનાવવી કે તેને પૂરેપૂરી ચૂંથી નાખવી એ બંને બાબતો કરી બતાવવાની શક્યતા એ રાજ્યો પાસે તે વેળા હતી. દિલ્હી અને અંબાલાની વચમાં આ રાજ્યો આવેલાં હોઈ તેમની મદદ વિના અંગ્રેજોની પીઠ સાવ ખુલ્લી પડી જતી હતી. આ રાજ્યો બીજાં રાજ્યોની પેઠે કેવળ તટસ્થ રહ્યાં હોત તોપણ ક્રાંતિની સફળતાની શક્યતા ઘણી વધારે હતી. તેમાંય જ્યારે પતિયાળા, ઝિંદ અને નાભાનાં રાજ્યોએ ક્રાંતિપક્ષ ઉપર અંગ્રેજો કરતાં પણ વધારે ક્રૂરતાભર્યા હલ્લાઓ આદર્યા ત્યારે તો દિલ્હી અને પંજાબ વચ્ચેનો સંબંધ છેક જ તૂટી પડ્યો. આ રાજ્યોએ દિલ્હીના બાદશાહે પાઠવેલા આમંત્રણનો અનાદર કરીને સંદેશો પહોં-ચાડનારા સ્વારોને જ ઠાર કર્યા; એટલું જ નહિ પરંતુ પોતાના ખજાનાઓ અંગ્રેજોને નામે ન્યોચ્છાવર કરી નાખ્યા, એમના સારુ લશ્કરભરતીઓ કરી, અને જે પ્રદેશમાંથી અંગ્રેજી લશ્કર આગળ વધવાનું હતું એનું રક્ષણ કરવા ઉપરાંત એમની સાથે દિલ્હી ભણી કૂચ કરી જવામાં પણ તેમણે પાછું વાળી જોયું નહિ. અને ગુરુ ગોવિંદ-સિંહના અનુયાયી હોવાનું અભિમાન ધરાવનારાં આ રાજ્યોએ, જે ક્રાંતિકારીઓએ પોતાનાં ઘરબાર અને બાળબચ્ચાં હોમી દઈને દિલ્હીના રાષ્ટ્રીય ઝંડાનું રક્ષણ કરવા અર્થે પ્રાણ પાથર્યા, એ જ ક્રાંતિકારી-ઓનો વિનાશ કર્યો.

પતિયાળા, ઝિંદ અને નાભાનાં રાજ્યોની મદદ પોતાને મળશે જ એ ચોક્કસપણે જણાતાં જ અંગ્રેજોની હિંમતમાં પુષ્કળ ઉમેરો થયો. પતિયાળાના મહારાજાએ લશ્કર અને તોપખાનું સાથે મોકલી પોતાના ભાઈને-થાણેશ્વરના રસ્તાનું સંરક્ષણ કરવા મોકલ્યો; જ્યારે ઝિંદનો રાજા તો પોતે જ પાણીપતના (લશ્કરી દષ્ટિએ) અતિ અગત્યના સ્થળે છાવણી નાખી પડ્યો. આ રીતે આ બે મુખ્ય નાકાંઓ આમ યોગ્ય રીતે સંરક્ષિત બની જતાં દિલ્હીથી અંબાલા સુધીના સઘળા માર્ગો અને પંજાબ સાથે સતત ચાલી રહેલો હેરફેરનો સંબંધ કશા પણ ધોખા વિના અંગ્રેજો માટે અખંડપણે જળવાઈ રહ્યો. મુખ્ય સેનાપતિએ અંબાલાથી તા. ૨૫ મીએ નીકળી દિલ્હી પરની ચઢાઈનો આદર કરી દીધો. પરંતુ દિલ્હી સ્વતંત્ર થયાના સમાચાર સાંભળ્યા તે ઘડીથી જ એન્સનની હિંમત છૂટી ગઈ હતી. ઉપરાંત આજ સુધી એણે સિમલાની હિમશીતળ કુંજોમાં સુખેથી દિવસો વિતાવ્યા હોવાથી તે પછી તુરતમાં જ ખુલ્લાં મેદાનની પ્રચંડ ઉષ્ણતાની ઝાળમાં શેકાઈ જવાનો વારો આવશે એ વિચારની સાથે જ એના દિલમાં ભીતિએ જબરું ઘર ઘાલ્યું. આ રીતે માનસિક વ્યથા અને શારીરિક વ્યાધિથી ઘસાઈ જઈ મેની ૨૭મી તારીખે સરસેનાપતિ એન્સન કૉલેરામાં સપડાઈ મરણાધીન થયો. તે જ દહાડો સર હેન્રી બર્નાર્ડે મુખ્ય સેનાપતિપદ સંભાળી લીધું.

આ રીતે જૂના સેનાપતિને પૃથ્વીમાતાને હવાલે કરી નવા સેનાપતિની સરદારી તળે અંગ્રેજી સૈન્ય દિલ્હી ઉપર હલ્લો કરવા નીકળી પડ્યું. તે વેળા અંગ્રેજોને વિજય મળવાની એટલી પાકેપાયે ખાતરી હતી કે "સવારે લડાઈની શરૂઆત કરી સાંજ પહેલાં તો શત્રુઓના હડિયા ચૂસી દિલ્હી સહેજમાં પાછુ તાબે કરશું!" એવી જાહેર

બડાશો મારવામાં તેઓ મશગૂલ બની ગયા હતા. પણ જ્યારે એ લશ્કર અંબાલાથી રવાના થયું ત્યારે જ એ ગોરા સોલ્જરોના કાળા અંતઃકરણમાં રહેલું છૂપું ઝેર લોકોની નજરે સાફસાફ તરી આવ્યું!

મીરતના લશ્કરમાં સઘળી ભરતી 'હીધન્સ' ( Heathens ) ની જ,–જંગલી ધર્માનુયાયીઓની જ હતી. ('હિધન્સ'ની અત્યંત તિરસ્કારદર્શક ગાળ હિંદીઓ માટે વારંવાર વાપરવાની એ વેળા અગ્રેજોને એક ટેવ જ પડી ગઈ હતી!) મીરત અને દિલ્હીમાં કારતૂસો અંગેના કેવળ 'ગપગોળા' પર વિશ્વાસ રાખીને જેમણે 'નિર્દોષ' અંગ્રેજોની કતલ ચલાવી, તે હિંદ દેશના લોકોનો ધર્મ અને તેમની સામાજિક સંસ્કૃતિ કેટલી જંગલી (!) દશામાં હશે એ આ ઉદાહરણ પરથી સિદ્ધ નથી થતું શું? પણ જે મૂળમા જ છૂપું છે તેને ખુલ્લું કરી તેનું દુનિયાને પ્રદર્શન કરી દેખાડવાનો કશો અર્થ નથી! નહિતર ખોટા ગપગોળા કરતાં સત્યનો જ અને જંગલીપણા કરતાં સંસ્કારિતાનો જ દ્વેષ કરવા ખુદ પ્રભુને જ ઊતરી આવવું પડે! અરેરે; આ ખુદ સત્યની અને પરમાત્માની ચાલી રહેલી વિડંબના દૂર કરવા અર્થે—એ ગંદવાડને ધોઈને સાફ કરવા સારુ લોહીની નદીઓ જ વહેવડાવવી જોઈએ!

અંબાલાથી દિલ્હીને રસ્તે આવેલાં હજારો ગામડાંઓમાંથી લશ્કર પસાર થતી વેળા રસ્તે ચાલ્યા જતા ગમે તે ખેડૂતને પકડી હારબંધ લશ્કરી અદાલત પાસે હાજર કરવામાં આવતા અને દરેકને સીધેસીધી ફાંસીની શિક્ષા ફરમાવવામાં આવતી; એટલું જ નહિ પણ એ શિક્ષાનો અમલ ગરીબ બિચારા ખેડૂતને રાક્ષસી રીતે જંગાલિયતભરી વૈરવૃત્તિથી રેંસીને મારી નાખવામાં પરિણમતો. મીરતમાં હિંદીઓએ પરદેશી અગ્રેજોની કતલ તો જરૂર કરી હતી,

પણ એમાં આવી હેવાનિયતભરી ક્રૂરતા નહોતી ! તલવારનો એક ફટકો અને બે ટુકડા કરી તેઓ તે કામ ખતમ કરી દેતાં. પરંતુ અંગ્રેજોની મોટાઈ હિંદીઓએ કરેલી એ ભૂલ સુધારવામાં સમાઈ હતી ! અદાલત દેહાંતદંડની સજા ફરમાવે કે તુરત બીજી બાજુ ફાંસીનાં લાકડાં ગોઠવાય ત્યાં સુધીમાં એ અભાગી ગરીબ લોકો પર પેલા ગોરા સોલ્જરો અત્યંત નિર્દયતાભર્યા અને પાશવી અત્યાચારો ગુજારતા. દેહાંતશિક્ષા પામેલા એ ગરીબ ખેડૂતના માથાના વાળ બબ્બે ચારચાર લટો ખેંચી કોઈ ઉખેડી નાખતા, તો કોઈ પોતાના બેયોનેટની અણિ ખોસીખોસીને એના શરીરને ચારણી જેવું બનાવી દેતા ! અને એ કરતાં પણ વધારે ક્રૂરતાની હદ જાણવી હોય તો જે ગોમાંસનો સ્પર્શ પણ ન કરવો પડે એટલા ખાતર સાક્ષાત મૃત્યુને ભેટવા અગર દેહાંતદંડની ગમે તેવી યાતનાને સહી લેવા પાછી પાની ન કરે, એવા એ શ્રદ્ધાળુ ગરીબ ગામડિયાઓના મોંમાં એ ગોરા સોલ્જરો ભાલાની અગર તો બેયોનેટની અણિ પર ભરાવીને ગોમાંસના ટુકડાઓ પરાણે પરાણે ખોસતા ![2]

અને અમારા 'જંગલી' વાચક વર્ગને એક હકીકત હજી તો જણાવવી રહી જ જાય છે કે લશ્કરી અદાલતનો એ સઘળો દેખાવ અગાઉ પેઠે જ આજે પણ જેમનો તેમ ચાલી રહ્યો છે. સેંકડો ગરીબ ખેડૂતોને ઢોરની પેઠે ટોળામાં સાથે બેસાડી તેમનો 'ન્યાય' કરવામાં આવતો ! નેધર્લૅંડમાં જ્યારે આવી જ તરેહની ક્રાંતિ થઈ હતી ત્યારે આલ્વાએ આવી જ ન્યાયની અદાલત ચાલુ કરી હતી. એ ન્યાયની અદાલતમાં મળતો ન્યાય એવો અદલ અને ભૂલ વિનાનો તોળાતો કે કેટલીક વાર તો ખુદ ન્યાયાધીશ પોતે જ અદા-

[2] *History of the Siege of Delhi.*

લતની ખુરશીમાં બેઠો ઊંઘ તાણતો હોય ! સજા ફરમાવવાની વેળા થતાં જ એને હલાવીને જાગૃત કરવામાં આવતો, ને પછી તુરત જ અપરાધીઓ તરફ એક વાર દષ્ટિક્ષેપ કરી લઈ 'બધાને ફાંસીએ ચડાવી દો ' નો હુકમ તે લખી નાખતો ! નેપલ્સંડના એ ઐતિહાસિક મૃત્યુદંડભવનની જ પણ સુધારાવધારાવાળી નવી આવૃત્તિ અંગ્રેજોએ હિંદુસ્તાનમાં કાઢી હતી, કેમકે અંગ્રેજોના ન્યાયાધીશો કદી ખુરશીમાં ઊંઘી જતા નહોતા ! એટલું જ નહિ પણ ન્યાયાસન પર પગ દેતા પહેલાં અગાઉથી જ એની પાસેથી શપથ લેવામાં આવતા હતા: "ગુનેગારી અગર બિનગુનેગારપણાનો કશો જ વિચાર કર્યા વિના હું એ સઘળાને દેહાંત દંડની સજા ફરમાવીશ."[3] આવા જે ન્યાયાસન પર વિરાજીને ઉપરના શપથથી પહેલેથી જ બંધાઈ ગયેલ એ અંગ્રેજ ન્યાયાધીશો 'કાળા' આદમીનો ન્યાય તોળવાનો દેખાવ કરી સઘળાને સમાન રીતે 'ફાંસી'ની સજા સુણાવતા, એ ન્યાયની અદાલતને અંગ્રેજી ભાષામાં 'લશ્કરી અદાલત' (Court –martial) એવું અભિધાન આપવામાં આવ્યું છે !

આ રીતે દિલ્હી અને મીરતમાં માર્યા ગયેલા ગણ્યાગાંઠ્યા

[3] "Officers as they went to sit on the court-martial swore that they would hang their prisoners, guilty or innocent and, if any dared to lift up his voice against such indiscriminate vengeance, he was instantly silenced by the clamours of his angry comrades. Prisoners condemned to death 'after a hasty trial were mocked at and tortured by ignorant privates before their execution, while educated officers looked on and approved."

—Holme's *History of the Sepoy War*, page 124.

અંગ્રેજોની હત્યાનો ભયંકર રાક્ષસી કિન્નો લેવા અર્થે, રસ્તે ચાંપતા હજારો ગરીબ ખેડૂતોની સીધી કતલ ચલાવતો અગર તેમના પર પાશવી અત્યાચારો ગુજારતો, મુખ્ય સેનાપતિ બર્નાર્ડ દિલ્હી જતાં જતાં રસ્તામાં મીરતની ગોરી પલટનો સાથે લઈ લેવા એ તરફ ફર્યો. મીરતમાં અંગ્રેજી લશ્કર ઘણું હતું એ અગાઉ કહેવાઈ જ ગયું છે. એ સઘળું લશ્કર અંબાલાના લશ્કરને મળી જવ એ સારુ મીરતથી નીકળી ચૂક્યું હતું. પરંતુ આ મીરતનું લશ્કર પેલા લશ્કરને ભેટે તે પહેલાં જ દિલ્હીનું રાષ્ટ્રીય સૈન્યદળ મીરતના લશ્કરનો સામનો કરવા આગળ આવ્યું, અને ૩૦ મી મેના રોજ હિંદન નદીને કાંઠે એ બન્નેનો ભેટો થયો. હિંદી લશ્કરની જમણી પાંખ બળવાન તોપખાનાને લઈ નિર્ભય હોવાને કારણે અંગ્રેજો એ દિશામાં કશું કરી ન શક્યા; પરંતુ બીજી બાજુ સામસામેનું યુદ્ધ મચી રહેતાં હિંદી લશ્કરની ડાબી પાંખ માટે અંગ્રેજોના ધમારા સામે ટકી રહેવાનું મુશ્કેલ બન્યું. આ કારણે ત્યાં ગોટાળો વળી ગયો, અને રણમેદાન પર પાંચ તોપો એમની એમ પડી રહેવા દઈને હિંદી લશ્કરે દિલ્હી સુધી પીછેહઠ કરી. પરંતુ અંગ્રેજો આવી પહોંચે અને એ તોપો કબજે કરે તે પહેલાં તો ૧૧ મી પલટનનો એક શૂરો સિપાઈ જરા ય ડરયા વિના સામે

ગયા ! સિવાય અનેકો ઘાયલ પણ થયા! આમ શત્રુનાં અનેક માથાં પોતાની માતૃભૂમિને સમર્પણ કર્યાં પછી જ આખરે એ શહીદ સૈનિકે પોતાનું પણ બલિદાન માતૃભૂમિને ચરણે ધરી દીધું ! જે રીતે દિલ્હીના દારૂગોળાનો ભંડાર ( આર્સેનલ ) સળગાવી દેવાના સાહસભર્યા આત્મબલિદાન અર્થે અંગ્રેજ ઇતિહાસકારો લેફ્ટેનન્ટ વિલોબીનાં સ્તુતિગીતો ગાયા કરે છે, એ જ પ્રમાણે માતૃભૂમિને કાજે આત્મબલિદાન દઈને મૃત્યુને ભેટનારા શૂર સૈનિકોનાં આપણે પણ યશોગાન–સ્તુતિ ગીતો જરૂર ગાવાં જોઈએ. આપણું દુર્ભાગ્ય છે કે 'એ શહીદનું' નામ પણ આપણે–આપણા ઇતિહાસે નોંધ્યું નથી ! એ વીર સૈનિકને અંગે ઇતિહાસકાર કે લખે છે: " 'ક્રાંતિકારીઓ'માં પણ દેશસેવા (National cause) કાજે પોતાના પ્રાણ અર્પીને પણ પ્રત્યક્ષ મૃત્યુના મોંમાં પ્રવેશ કરનારા નરવીરો પડ્યા હતા, એની આ ઉદાહરણ પરથી પૂરેપૂરી ખાતરી થઈ. "[૪]

આ પહેલી લડાઈમાં અંગ્રેજોને પૂરેપૂરો વિજય મળવાથી દિલ્હી તો હવે એકાદ બે દહાડામાં જ હાથ આવી જશે એવી સમજણને લીધે દરેક તરફથી દિલ્હી વિષેની માહિતી માગતા પત્રો વારંવાર આવ્યા કરતા હતા. પરંતુ સાચી પરિસ્થિતિ સાવ જુદી જ હતી. કેમકે, ક્રાંતિનો અભૂતપૂર્વ દાવાનળ ધડાકા સાથે સળગી ઊઠી એના તણખા આખાય દેશમાં ચારે પાસ ઊડ્યા હતા, ને ત્યાં પણ આગો સળગવાની શરૂઆત થઈ ચૂકી હતી, તેમ છતાં આખી ક્રાંતિનું નેતૃત્વ હાથમાં લઈ એને યોગ્ય રસ્તે વાળવાનું ખમીર–હિંમત અને વ્યવહારકુશળતા દિલ્હીમાં નહોતું; છતાં હરેક દિલ્હીવાસીના દિલમાં એટલો તો નિર્ધાર પૂરેપૂરો થઈ ચૂક્યો હતો કે 'ઇશ્વરે

---

૪ Kaye's *History of the Indian Mutiny*, Vol. II, page 138.

અંગ્રેજો ભયંકરપણે ગભરાઈ ઊઠયા! છતાં પણ જાતના બચાવ સારુ જેમ તેમ કરી હિંમત આણી બધા સજ્જ થાય છે ત્યાં તો તેઓ જાણી ગયા કે એ લશ્કર ક્રાંતિકારીઓનું નથી પરંતુ મેજર રીડની સરદારી તળે આવતું ગુરખા લશ્કર છે! અંબાલાના અંગ્રેજી લશ્કરને શીખોએ મદદ કરી, અને મીરતના અંગ્રેજી લશ્કરની મદદે ગુરખાઓ દોડી આવ્યા. આવી સ્થિતિમાં ગરીબ બિચારા દિલ્હીના ક્રાંતિકારીઓ શું કરી શકે? આ બંને અંગ્રેજ લશ્કરો. તા. ૭ જૂનના રોજ એકઠાં મળ્યાં. એ જ ટાણે નાભાના રાજાની મદદથી ઊભી કરેલી ઘેરો ઘાલનાર લશ્કરની એક ટુકડી (Siege-train) પણ ત્યાં હાજર થઈ. આ ઘેરો ઘાલનારું લશ્કરી દળ અંબાલા આવી પહોંચે તે જ વેળા, તેના પર છાપો મારી બળવો જાહેર કરવાની વિનવણી ૫ મી પલટનના સિપાઈઓ ગુરખા સૈનિકોને કરતા હતા. પરંતુ સ્વદેશ અગર સ્વધર્મની કોઈ પણ જાતની સેવા બજાવવાની ગુરખાઓએ ચોખ્ખી ના સંભળાવી દીધી, ને ઘેરો ઘાલનારું લશ્કર સહીસલામત દિલ્હી જઈ પહોંચ્યું. ઉપરાંત અંગ્રેજોનું સંયુક્ત લશ્કર પણ બેધડક રીતે હવે દિલ્હી નજીક અલીપુર જઈ પહોંચ્યું.

અંગ્રેજી લશ્કર અલીપુર આવી પહોંચ્યાના ખબર પડતાં જ ક્રાંતિપક્ષનું લશ્કર પણ ફરી વાર દિલ્હીમાંથી બહાર નીકળી આવ્યું અને બુંદેલકી સરાઈમાં તેણે અંગ્રેજોનો સામનો આરંભ્યો. આ વેળા અંગ્રેજી લશ્કર સંપૂર્ણપણે સુસજ્જ હતું. કેમકે સિપાઈઓની પૂરતી સંખ્યાવાળું સંપૂર્ણ તોપખાનું, યુદ્ધોપયોગી અન્ય યંત્રસામગ્રી, કાર્યકુશળ એવા મુખ્ય અધિકારીઓ, તાજું અને પુષ્કળ સંખ્યાબળવાળું સૈનિક દળ, તેમ જ લશ્કરી દૃષ્ટિએ બંચાવ તથા આક્રમણ બંનેની સગવડતાવાળું લડાઈનું મેદાન, આમાંની કોઈ

બાબતની અંગ્રેજપક્ષે ઊણપ નહોતી; ઊલટ પક્ષે ક્રાંતિકારીઓ પાસે ઉદાત્ત ધ્યેય અને મહાન્ આકાંક્ષા સિવાય કશું નહોતું. એમનો આગેવાન એક એવો રાજા હતો, જેણે જનમ ધરીને એકે ય લડાઈ જોઈ નહોતી ! સિવાય ક્રાંતિકારીઓની બાજુએ કેળવાયેલ સાચા સિપાઈઓ કરતાં છાવણીસેવકોની ભરતી જ વધારે હતી. આ સ્થિતિમાં વળી પોતાના દેશબાંધવો કહેવાય એવા ગુરખા અને શીખને અંગ્રેજોની મદદે આવેલા જોઈ તેઓ વધારે નાહિંમત થયા. આ બાજુ અંગ્રેજોને મન તો ' આ લડાઈ માત્ર રમત–તમાશો ( show ) હશે ' એવી ખાતરી હતી. પરંતુ સ્વરાજના મહાન ધ્યેયને કારણે સિપાઈઓના દિલમાં કોઈ એવી અજબ સ્ફૂર્તિ અને અસાધારણ હિંમત પેદા થયાં હતાં કે એને બળે એમણે સઘળી મુશ્કેલીઓને છેક જ તુચ્છ ગણી કાઢી. તે દહાડો ક્રાંતિકારી સૈનિકોએ એવું પરાક્રમ કરી બતાવ્યું કે ' આ લડાઈ માત્ર તમાશો નહિ પરંતુ સાચેસાચી, ભયંકર મૃત્યુને ભેટવાની જીવ સટોસટની લડાઈ છે ' એની પૂરેપૂરી ખાતરી અંગ્રેજોને થઈ ચૂકી. દિલ્હીના તોપખાનાએ તો એવી સફળ કામગરી કરી બતાવી કે એની સામે અંગ્રેજોનું તોપખાનું સાવ નાકામિયાબ બની ગયું ! તોપખાનું સાચવનારા અંગ્રેજ અધિકારીઓ તેમ જ સિપાઈઓ જેમ જેમ એક પછી એક ઠાર થતા ગયા, તેમ તેમ દિલ્હીના ક્રાંતિકારીઓની તોપો વધારે વધારે જોરદાર રીતે ગોળાઓનો વરસાદ વરસાવવા લાગી. આથી અંગ્રેજોને એ તોપખાના પર જ હલ્લો કરવાનો હુકમ છૂટયો. અંગ્રેજ સોલ્જરો ઠેઠ તોપખાના સુધી, અડોઅડ, કહો કે ખુદ દારૂગોળાના ભંડાર સુધી આવી પહોંચ્યા; છતાં ક્રાંતિકારીઓએ એક તસુભાર પણ પીછેહઠ ન કરી ! સ્વધર્મ અને સ્વરાજ સારુ આરંભાયેલા યુદ્ધમાં આ ક્રાંતિપક્ષના સિપાઈઓએ ખરેખરી ગરવીરતા બતાવી આપી.

અંગ્રેજોનાં બેયોનેટ શરીરને વીંધી નાખે ત્યાં સુધી તેઓ પોતાની જગ્યાએથી જરા પણ ખસ્યા નહિ. આ કમનસીબ શૂરવીરોને છેવટની પળ સુધી સાથે રહેનારો, તથા તેમને ઉત્સાહ આપી પ્રેરનારો કોઈ સમર્થ આગેવાન તે વેળા મળી ગયો હોત તોપણ બસ હતું! એણે કશું ન કરતાં માત્ર જોયા કર્યું હોત તોપણ ચાલી શકત. કેમકે અંગ્રેજોનાં બેયોનેટથી શરીર આખું ચારણી થઈ જવા છતાં સ્વધર્મ અને સ્વરાજ અર્થે આ બહાદુરો પોતાને સ્થાનેથી તસુ પણ ચસ્યા વિના છેવટની ઘડી સુધી લડીને કપાઈ મૂઆ! પરંતુ તેમના મુખ્ય સેનાપતિની વાત જાણવા જેવી છે–તોપનો પહેલો ધડાકો સાંભળતાં જ એ બહાદુર સરદાર ક્યાંય દૂર નાસી ગયા હતા! એવા એ અભાગી લશ્કરની ડાબી પાંખ પર અંગ્રેજ ઘોડેસ્વાર લશ્કરે અને પિછાડી પર હોપ્સગ્રૅન્ટના અશ્વારૂઢ તોપખાનાએ હલ્લો કર્યો. આથી પારકાઓ તેમ જ સ્વજનો બંનેને કારણે રંજ પામેલું, કંટાળેલું, આખો દિવસ લડીને થાકી ગયેલું એ લશ્કર લડાઈના મેદાનમાંથી વિખરાયેલ દશામાં દિલ્હી તરફ પીછેહઠ કરી ગયું. હાથવેંતમાં આવેલી સફળતાનો પૂરેપૂરો લાભ લેવાને ઈરાદે સેનાપતિ બર્નાર્ડે અંગ્રેજ લશ્કરને વધારે આગળ વધવાનો હુકમ કર્યો; અને એમ આગળ વધતું વધતું અંગ્રેજ લશ્કર દિલ્હીની સંરક્ષક દીવાલો સુધી આવી પહોંચ્યું. આ દિવસની લડાઈનું પરિણામ એ આવ્યું કે ત્યારથી દિલ્હીની આસપાસની જગ્યાઓ પરનો કાબૂ ક્રાંતિકારીઓ ખોઈ બેઠા, અને ખુદ દિલ્હીના કિલ્લા પર હલ્લો કરી શકાય એવી ચડાઈ કરવા લાયક જગ્યો અંગ્રેજોને વિના મહેનતે હાથ લાગી ગઈ. અહીં એટલું કહેવું જરૂરનું છે કે સીમૂરના હાથ તળે ખૂબ શૂરવીરતાથી લડેલી ગુરખા પલટનનાં યશોગાન અંગ્રેજ ઇતિહાસકારોએ પણ પુષ્કળ ગાયાં છે. અને ખરી વાત છે કે, ખુદ પોતાની માતાની કૂખે પાડેલા એટલે

ખુદ પોતાના જ દેશ ભાઈઓનાં ગળાં અતિશય ઉત્સાહ અને હિંમતથી કાપી નાખવા જે ગુરખાઓ આનંદથી આગળ ધસ્યા હતા, એમની રાજનિષ્ઠાનાં તથા શરવીરતાનાં યશોગાન એટલી બધી મમતા અને આત્મીયતાપૂર્વક અંગ્રેજો વિના બીજું કોણ ગાય?

બુંદેલકી સરાઈના યુદ્ધમાં ગુરખાઓની મદદને લઈને અંગ્રેજો વિજયી તો થયા, પણ એ યુદ્ધે એમની આંખ ઉઘાડી દીધી—એમનો ઘણો ભ્રમ દૂર કર્યો. દિલ્હીમાં દાખલ થઈ રાત્રિ પસાર કરવાની અને પોતાના કટ્ટર શત્રુઓના લોહીથી દિલ્હી તરબોળ કરી દેવાની તેમની જૂઠી આશાઓ આથી પૂરેપૂરા ચૂરા થઈ ગયા. આ લડાઈને અંતે કોઈ પણ હકીકત અંગ્રેજોના ધ્યાનમાં ખાસ કરીને ઊતરી ગઈ હોય – કોઈ કડવું સત્ય તેમને ગળે ઊતર્યું હોય તો તે એ હતું કે ક્રાંતિકારી સૈન્ય પણ કેવળ છાવણીસેવકોની ભરતીનું બનેલું નહોતું! એમાં પણ સ્વધર્મ અને સ્વરાજના રક્ષણ અર્થે સાત્ત્વિક ક્રોધાગ્નિથી સળગી રહેલા ક્રાંતિકારી વીરો જ ભર્યા હતા : એમના ક્રોધાગ્નિ જેટલી જ તીક્ષ્ણ અને તલપતી તલવારો દિલ્હીના કિલ્લા પર ચમકી રહેલી તેઓ દેખતા હતા! આ લડાઈમાં અંગ્રેજોના ચાર અધિકારીઓ અને ૪૭ સિપાઈઓ મૃત્યુ પામ્યા હતા, ને ઘાયલ સંખ્યા ૧૩૦ ઉપરાંતની હતી. પરંતુ એ સઘળી હાનિ કરતાં અંગ્રેજી લશ્કરમાં દુઃખની જે ઘેરી ગમગીની પથરાઈ હતી તેનું મુખ્ય કારણ લશ્કરના સહાયક પ્રમુખ (Adjutant-general) કર્નલ ચેસ્ટરનું મૃત્યુ હતું. આગળ જતાં વાચકો જાતે જ જોઈ શકશે કે અંગ્રેજ ઇતિહાસકારો ક્રાંતિકારીઓને થયેલ નુકસાનીની હકીકત નોંધવામાં કેટલીક વાર અંગ્રેજ નવલકથાકારોને પણ ટપી જાય એવી પુષ્કળ વિગત વાર હકીકત લખે છે. એટલે જ અહીં એમ લખવું જરૂરનું જણાય છે

કે આ લડાઈની ધમાલમાં તે દિવસે ક્રાંતિકારીઓએ કુલ ૧૨ તોપો ગુમાવ્યાનું એક ઇતિહાસકાર નોંધે છે, તો બીજો હિંમતભેર એ સંખ્યા પૂરેપૂરી ૨૬ની હોવાની ખાતરી આપે છે! અને વધારે નવાઈભરી વાત તો એ છે કે આ બને ઇતિહાસકારો તે વેળા લશ્કરના અમલદારપદે હોઈ લડાઈમાં જાતે હાજર રહેનારા પૈકી જ હતા!

આમ તા. ૮ જૂનની સાંજે દિલ્હીના કિલ્લા ફરતો અંગ્રેજ લશ્કરે ઘેરો ઘાલ્યો. અંબાલા અને મીરતથી લશ્કરને સહીસલામત રીતે દિલ્હી સુધી લાવવામાં ઘણો મોટો આધાર પંજાબમાં ચાલી રહેલી હિલચાલ પર રહેતો હતો. આ કારણે મીરતમાં જાગેલા બળવાની અસર આ મુખ્ય પ્રાંત ઉપર કેવી જાતની થઈ હતી, ત્યાંના રાષ્ટ્રીય ભાવનાવાળા લોકોએ એનો લાભ લઈ કઈ કઈ જાતની પ્રવૃત્તિઓ કરી, અને તેમના વિરુદ્ધ અંગ્રેજોએ કરેલી યુક્તિપ્રયુક્તિઓ કેટલી સફળ નીવડી, એ જાણી લેવુ પ્રથમ દરજ્જે જરૂરનું છે. શીખોનું મહારાજ્ય તૂટ્યું ને પંજાબ પ્રાંત અંગ્રેજોના હાથમાં ગયો તે પછી લોર્ડ ડેલહૌસીએ એ પ્રાંતમાં એવી રાજપદ્ધતિ દાખલ કરી કે એને પરિણામે શીખોના બે મહાન્ સદ્‌ગુણો—સ્વાતંત્ર્યની અભિલાષા તેમજ ક્ષાત્રતેજનું સર્વાંશે નિકંદન નીકળી ગયું. આ તાજેતરમાં જીતી લીધેલા —કહો કે છીનવી લીધેલા પ્રાંતનાં ગજસૂત્રો જ્યારે સર હેન્રી લૉરેન્સ તથા સર જૉન લૉરેન્સ નામના અંગ્રેજ અમલદારોને સોંપાયાં, ત્યારે તેમણે સૌથી પહેલુ પગલું લોકોને નિઃશસ્ત્ર કરી નાખવાનું લીધું; તે સાથે જ ઘણાખરા શીખ સિપાઈઓને અંગ્રેજી સૈન્યમાં ભરતી કરી લીધા. સિવાય ઉત્તર હિંદુસ્તાનમાં સ્થળે સ્થળે રાખેલું મોટા ભાગનું ગોરું લશ્કર પંજાબમાં ફેરવવામાં આવ્યું, અને બધી તરફથી એવી

તંગ સ્થિતિ પેદા કરી કે પેટનો ખાડો પૂરવા ખાતર લોકોને એક માત્ર ખેતીનો ધંધો કરવા સિવાય બીજો કોઈ માર્ગ રહે નહિ ! રાષ્ટ્રની માનવશક્તિ જ્યારે માત્ર ખેતીવાડીના ધંધામાં જ રોકાઈ જાય, ત્યારે સહેજે ધીરે ધીરે કરતાં દેશ આખાની ક્ષાત્રવૃત્તિ જ વિનાશ પામે છે. પછી લોકોને ' શાંતિ ' ના દિવસો જ વધારે રુચે છે; અને ખેતીનો ધંધો અટકી ન પડે તેટલા ખાતર તેઓ ક્રાંતિના પ્રયત્નોમાં સહેલાઈથી અને આપખુશીથી કદી પણ સામેલ થતા નથી–મદદકર્તા થતા નથી. અંગ્રેજોની આ દીર્ઘદૃષ્ટિભરી કુટિલ રાજનીતિ પંજાબમાં પુષ્કળ અંશે સફળ નીવડી, અને શીખ મહારાજ્યના અંત પછી કેવળ એક જ દાયકામાં મોટા ભાગના શીખ લોકો પોતાની તલવારોને ઘીસરી જઈને હાથમાં હળનો દાંડો પકડવામાં જ જીવતરની ધન્યતા માનતા થઈ ગયા. એટલું જ નહિ, પરંતુ જે શીખોના હાથમાં હથિયારો રહ્યાં હતાં તેઓ હવે પોતાના દેશભાઈઓના જ વિનાશ અર્થે અંગ્રેજોના હાથનાં કેવળ રમકડાં જેવા બની ગયા ! આ જાતની પૂરેપૂરી ગોઠવણ વર્ષો અગાઉ સફળતાથી પાર પડી ચૂકી હોવાથી પંજાબમાં કોઈ જાતની ગરબડ થવાની લેશ પણ શક્યતા ન હોવાની પાકી ખાતરી મુખ્ય અધિકારી સર જોન લૉરેન્સના દિલમાં હતી. દેશના અન્ય અંગ્રેજ અધિકારીઓની પેઠે સર જોન લૉરેન્સને પણ મે મહિનાની શરૂઆત સુધી ભાવિ મહા સંકટની કોઈ જાતની કલ્પના નહોતી; એટલું જ નહિ પરંતુ ઉનાળાની ગરમીમાં લાહોર છોડીને મરીની શીતળ ટેકરીઓમાં આરામ લેવા જવાનો એણે પણ વિચાર રાખ્યો હતો. પણ ત્યાં તો મીરત અને દિલ્હીના સમાચારે પંજાબ પણ ધ્રૂજી ઊઠ્યો. આ સમાચાર પાછળ રહેલા મહાભયંકર ઊંડા અર્થનો પૂરો ખ્યાલ એ કુશળ અંગ્રેજ

અધિકારી તુરત પામી ગયો, અને અંગ્રેજી સત્તાને ઉથલાવી પાડવાનો પ્રયત્ન કરનારાઓનો પાકે પાયે સામનો કરવાની પૂરી તૈયારી સાથે પોતે જ્યાં હતો ત્યાં જ રોકાઈ રહેવાનો તેણે નિશ્ચય કર્યો.

આ વેળા પંજાબ માંહેના લશ્કરનો ઘણો મોટો ભાગ મિયાં-મીરમાં પડ્યો હતો. લાહોરથી મિયામીરની છાવણી ઘણી નજદીક હોવાથી લાહોરના કિલ્લાનું રક્ષણ કરવા માટે બધા હિંદી સિપાઈઓ જ રાખવામાં આવ્યા હતા. મિયામીરની છાવણીમાં ગોરા સોલ્જરોને મુકાબલે હિંદી સૈનિકો એક અને ચારના પ્રમાણમાં હતા, છતાં મીરતના સમાચાર આવી પહોંચતાં સુધી હિંદી સિપાઈઓ પરત્વે અંગ્રેજ અમલદારોના દિલમાં સહેજ પણ શંકા પેદા થઈ નહોતી. પણ મીરતના સમાચાર મળતાં જ, આ સિપાઈઓ પણ એ ક્રાંતિકારી સિપાઈઓ સાથે કોઈ ખાનગી સંતલસ દ્વારા જોડાયેલા હશે કે કેમ એ વિષે એમના દિલમાં શંકા ઉદ્ભવી. લાહોરના લશ્કરનો મુખ્ય અમલદાર રોબર્ટ મોન્ટગોમરી કરીને હતો. સર જોન લોરેન્સ અને રોબર્ટ મોન્ટગોમરી બંને જણા લોર્ડ ડેલહૌસીની પરંપરામાં ઊછર્યા હતા. આ બંને વ્યક્તિઓ ભારે ધીરજવાળી અને ઠંડા સ્વભાવની હતી, કોઈ પણ અસાધારણ મુશ્કેલીમાં એમની સમયસૂચકતા ભારે વખાણવા લાયક ગણાય તેવી હતી આ કાળે પંજાબના સિપાઈઓના દિલમાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની ભાવના કેટલે અંશે ઊંડી ઊતરી હતી એનો તાગ જાણવો આવશ્યક હતો. આ સારુ અંગ્રેજોએ એક બ્રાહ્મણ જાસૂસને સિપાઈ-ઓનાં મન કઈ બાજુ વળેલાં છે તે જાણી લેવા રોક્યો હતો. આ બ્રાહ્મણે દેશદ્રોહનું કામ ભારે સચ્ચાઈપૂર્વક બજાવ્યું એમ કહ્યા વિના ચાલે તેવું નથી! આ બ્રાહ્મણે મોંટગોમરી સાહેબને સમાચાર આણી આપ્યા કે "સાહેબ! ક્રાંતિનું ઝેર અહીંના સિપાઈઓના દિલમાં

પૂરેપૂરું ઊતરી ચૂક્યું છે–બરાબર વ્યાપી ગયું છે!" અને એમ કહેતાની સાથે એણે પોતાના ગળા ફરતો સૂચક નિશાની કરતો હાથ ફેરવી બતાવ્યો! આટલા સમાચાર લૉરેન્સ અને મૉન્ટગોમરીની આંખો ઉઘાડવા માટે પૂરતા હતા. તેઓ હવે એ સ્પષ્ટ રીતે જોઈ શક્યા કે ક્રાંતિની યોજના અને સંગઠન માત્ર ઉત્તર હિંદુસ્તાન પૂરતાં જ મર્યાદિત હતાં એમ નહિ; ખુદ પંજાબમાં પણ એ ક્રાંતિનો અગ્નિ સારી રીતે ધૂંધવાઈ રહ્યો હતો, અને માત્ર અનુકૂળ સંધિ મળતાં જ ભભૂકી ઊઠે એવી એની તૈયારી હતી. આવી છૂપી યોજના મીરતના કેવળ આકસ્મિત બળવાને કારણે તેમના મગજમાં બરાબર ઊતરી ગઈ; તેમને વિચાર કરી લેવા પૂરતો યોગ્ય વખત પણ મળ્યો, અને એ માટે તેઓ મીરતના અકસ્માત જાગી ઊઠેલા બળવાને મનમાંથી ધન્યવાદ પણ દેવા લાગ્યા. મૉન્ટગોમરીએ તુરત જ સિપાઈઓને નિઃશસ્ત્ર કરવાનો હુકમ કાઢ્યો. ૩૦મી મેના રોજ મિયાંમીરમાં સિપાઈઓની એક સામુદાયિક પૅરેડ ગોઠવવાનું ઠરાવ્યું. પોતા પર કોઈક અવનવી આપત્તિ આજે ઊતરી પડવાની છે એવી સહેજસાજ પણ શંકા સિપાઈઓના દિલમાં ન ઊઠે એટલા ખાતર ઈરાદાપૂર્વક અંગ્રેજ અમલદારો અને સૈનિકો સારુ એક નાચપાર્ટીનો કાર્યક્રમ પણ ગોઠવવામાં આવ્યો હતો. ઉપરથી દેખાતા નાચપાર્ટીના ભુલવણીભર્યા દેખાવની પાછળ રહેલો કુટિલ દાવ સિપાઈઓના ખ્યાલમાં આવે તે પહેલાં તો અંગ્રેજ તોપખાનું અને ઘોડેસ્વાર લશ્કર આ દેશી સિપાઈઓને ઘેરી વળ્યું. આ બધી ગોઠવણ શા સારુ હશે એનો અર્થ સિપાઈઓ જાણી ન શક્યા. એક બાજુ સિપાઈઓની પૅરેડ ચાલતી હતી તે વેળા તોપખાનાને સંપૂર્ણપણે તૈયાર રહેવાના હુકમો અપાઈ ચૂક્યા હતા. આમ ચોપાસથી ઘેરાયલા અને મૂંઝાયલા સિપાઈઓની પલટનોને ફરજિયાત પોતાનાં હથિ-

યારો હેઠાં મૂકવાના હુકમો અપાયા—તેમની પાસેથી સખ્તાઈપૂર્વક તે નીચે મૂકી દેવાયાં. ગુસ્સાથી લાલચોળ બની ગયેલા, પરંતુ સજ્જ થઈને ગોઠવાયલા તોપખાનાને ભયે અસહાય બની બેઠેલા, હજારો સિપાઈઓ એક અક્ષર પણ બોલ્યા વિના ચૂપચાપ હથિયારો હેઠાં મૂકી પોતાની બરાકો તરફ મૂંગામૂંગા ચાલી નીકળ્યા.

જે સિપાઈઓએ પોતાનાં પરાક્રમોને બળે અફઘાનિસ્તાનમાં અંગ્રેજોના જીવ બચાવ્યા હતા, એ જ સિપાઈઓનાં હથિયારો અત્યારે ખૂંચવી લેવાતાં હતાં; આ કાર્ય ચાલુ હતું તે દરમિયાન એક ગોરી ટુકડીને લાહોરના કિલ્લા તરફ રવાના કરી દેવામાં આવી હતી. આ ટુકડીએ કિલ્લા માંહેના અંગ્રેજ તોપખાનાની મદદ વડે ત્યાંના સિપાઈઓને નિઃશસ્ત્ર બનાવી દઈ તેમને બહાર કાઢી મૂક્યા, અને કિલ્લાનો કબજો પોતે લઈ લીધો. અંગ્રેજોએ યોજેલા આ યુક્તિદાવમાં જો સહેજ પણ ઢીલ અથવા શિથિલતા બતાવાયાં હોત તો માત્ર એક જ પખવાડિયામાં આખા પંજાબમાં ક્રાંતિની જ્વાળાઓ ભભૂકી ઊઠયાનું દશ્ય જોવા સાંપડત. કેમકે મિયાંમીરના સિપાઈઓ લાહોરના કિલ્લા પર ક્યારે ચડાઈ કરે છે તેની જ રાહ પેશાવર, અમૃતસર, ફિલ્લુર અને જાલંધરની હિંદી પલટનો ભારે આતુરતાથી જોઈ રહી હતી. મિયાંમીરના સિપાઈઓનાં હથિયારો ખૂંચવી લીધા ઉપરાંત લાહોરનો કિલ્લો પણ અંગ્રેજોએ પોતાના કબજામાં લઈ લીધાના ખબર સઘળે પહોંચી જતાં લોકોમાં અંગ્રેજો વિષેની દહેશત પેસી ગઈ, અને પંજાબમાં તેમને સુરક્ષિત સ્થળ સાંપડવા સાથે તેમની હકુમત વધારે દૃઢ બની, તેમનો મોભો પણ વધ્યો.[૫]

---

[૫] "Had the Punjab gone, we must have been ruined. Long before reinforcements could have reached the upper provinces, the bones of all English men would have been bleaching in the sun. England could never have recovered the calamity and retrieved her power in the East." —*Life of Lord Lawrence*, Vol. II, page 335.

પરંતુ લાહોરના સુરક્ષિત કિલ્લા કરતાં અમૃતસરનું ગોવિંદગઢનું સ્થાન વધારે અગત્યનું હતું. ગોવિંદગઢની જગ્યા શીખોનું પવિત્ર ક્ષેત્ર મનાતું હતું; આ કારણે ત્યાં સહેજ પણ ચળવળ થતાં જ ત્યાંના શીખો બળવો કરી ઊઠે એવો સંભવ વધારે હતો; સિપાઈઓ પણ એના તરફ મીટ માંડી રહ્યા હતા. આમ હોવાથી મિયાંમીરમાંથી જે સિપાઈઓને છૂટા કરવામાં આવ્યા હતા તેઓ સઘળા ગોવિંદગઢ તાબે કરવાને ઈરાદે અમૃતસર તરફ કૂચ કરી રહ્યા હોવાની જોરદાર અફવા ચાલુ થઈ. ભાવિ સંકટનો ખ્યાલ કરીને અમૃતસરના રક્ષણ અર્થે અંગ્રેજોએ શીખ તેમ જ જાટ ખેડૂતોને વિનંતી કરી. અને એમની એ માગણીનો પૂરેપૂરો સ્વીકાર કરી આ અંગ્રેજોના પક્ષપાતી દેશદ્રોહીઓએ તેમને મદદ પણ કરી! અર્થાત્ લાહોરના કિલ્લાની પેઠે અમૃતસરનો કિલ્લો પણ અંગ્રેજોના તાબામાં તા. ૧૫મી મે પહેલાં જ આવી ગયો. આ રીતે લાહોર અને અમૃતસર જેવાં બે મુખ્ય શહેરો ક્રાંતિના વાતાવરણથી સાવ મુક્ત – અસ્પૃષ્ટ જ રહી ગયાં!

પંજાબના સંરક્ષણની જરૂરી સઘળી ગોઠવણ પૂરી કરી સર જોન લોરેન્સે પોતાની આવડતનો ઉપયોગ પોતાના પ્રાંત બહારનાં બીજાં સ્થાનો માટે કરવાની શરૂઆત કરી. દિલ્હીના સમાચાર તેને મળ્યા ત્યારે તે કેવળ 'બંડ' નહિ પરંતુ એક 'રાષ્ટ્રવ્યાપી બળવો' હોવાની આગાહી તેણે તે જ વખતે કરી! છતાં તેના દિલમાં પણ ઊંડે ઊંડે એવો ભ્રમ તો હતો જ કે જો દિલ્હી થોડા દિવસોમાં જ પાછું કબજે કરી શકાય તો બીજે કોઈ સ્થળે ક્રાંતિનો ઉદ્ભવ થશે નહિ. પોતાની આવી ભ્રમણાને કારણે તે 'ગમે તેમ કરી જૂન પહેલાં દિલ્હી સર કરી લ્યો.' ના આગ્રહભર્યા પત્રો મુખ્ય સેનાપતિ એન્સનને વારંવાર લખ્યા કરતો હતો; એટલું જ નહિ પરંતુ

અંબાલામાં લશ્કર ઓછું ન પડે એટલા ખાતર પંજાબમાંથી ઝડપભેર ટુકડીઓ પર ટુકડીઓ તેણે ત્યાં મોકલવા માંડી હતી. અને આમ કરવા છતાં પંજાબના રક્ષણની સઘળી જવાબદારી તો તેણે પોતાને માથે ઉઠાવી જ હતી. આ મદદગાર લશ્કરમાં સૌથી પહેલી મોકલાયેલ પલટન તે ડેલીની સરદારી તળેની ગાઈડ-કોર હતી. ડેલીની બહાદુરી અને શૂરવીરતા પર જોન લૉરેન્સને ઘણો જ વિશ્વાસ હતો; માટે જ ગાઈડ-કોરવાળી પલટનની સરદારી તેને સોંપીને તેણે તેને દિલ્હી તરફ કૂચ કરવાને જણાવ્યું હતું. ઝડપભેર મજલ કરતો ડેલી લશ્કર સાથે બુંદેલકી સરાઈમાં ત્યાંની લડાઈ ખતમ થઈ તેને વળતે દિવસે આવી પહોંચ્યો. દિલ્હીના ઘેરામાં હવે બે દેશદ્રોહી પલટનો લડી રહી હતી; એક બીજાની સરદારી તળેની ગુરખાઓની અને બીજી ડેલીની સરદારી તળેની પંજાબીઓની. આ બંને પલટનો અંગ્રેજોને બહુ વહાલી હતી. કોણ કહી શકે કે એ વહાલ અસ્થાને હતું? તેમના દેશદ્રોહીપણાની યોગ્ય કદર તરીકે અંગ્રેજોના આવા વહાલને તે શું સર્વાંશે લાયક નહોતી!

ડેલીની પલટન દિલ્હી રસ્તે ઊપડી ચૂકી હતી તે દરમિયાન સર જોન લૉરેન્સે પંજાબની રાજકીય પરિસ્થિતિનું ફરી સૂક્ષ્મતાથી આલોચન કરી લીધું. આ પ્રાંતમાં હિંદુ, મુસલમાન અને શીખ કોમો વચ્ચે હાયમી હાડવેર સળગ્યા કરતાં. ઉત્તર હિંદની પેઠે આ પ્રાંતમાં પણ હિંદુ-મુસલમાનો વચ્ચે રાજકીય એકતાની ભાવના પેદા થવાની ખાસ જરૂરિયાત હતી; પરંતુ પંજાબીઓને એનું મહત્ત્વ જોઈએ તેટલું સમજાયું નહોતું. ખરું જોતાં તેમના સ્વાતંત્ર્યનો વિનાશ થયા પૂરો દસકો પણ વીત્યો નહોતો. પરંતુ ૧૮૪૯માં જે શીખો પોતાની તલવારો ખેંચી અંગ્રેજોનાં ગળાં કાપવા કૂદી પડતા હતા,

તે જ શીખો આજે ૧૮૫૭ માં અંગ્રેજોને, બાથ ભીડીને પ્રેમથી ભેટતા થયા હતા ! ઇતિહાસના આ વિચિત્ર અને રહસ્યભર્યા બનાવનું મુખ્ય અને સ્પષ્ટ કારણ એ હતું કે શીખોના સ્વાતંત્ર્યનો વિનાશ થયાં હજુ લાંબો કાળ વીત્યો નહોતો, ત્યાં તો ૧૮૫૭ની ક્રાંતિ આવી પહોંચી. ખાલસાગુરુના આ શૂરા, તેજસ્વી અને કટ્ટર અનુયાયીઓએ મુસલમાની અમલનો—એ ગુલામીનો એવો દ્વેષભર્યો સામનો કર્યો હતો કે પૂરાં સો વર્ષના લાંબા સમય સુધી તેઓ સતત એ મુસલમાની અમલ સામે ઝૂઝયા હતા. અર્થાત્ જો શીખોએ અંગ્રેજી રાજઅમલનું હાર્દ પણ સાચી રીતે જાણી લીધું હોત તો તેઓ અંગ્રેજી સત્તાને પળવાર પણ ટકવા દેત નહિ એ તો નક્કી ! પરંતુ 'અંગ્રેજીરાજ એટલે તો સંપૂર્ણ ગુલામી' એ હકીકત આ અભણ શૂરવીરોના ધ્યાનમાં બરાબર ઊતરે—તેમના દિલમાં એના પડઘા બરાબર ઊંડે તે પૂર્વે જ ૧૮૫૭ની ક્રાંતિનો જ્વાળામુખી ભભૂક્યો. જે વેળા ભરતખંડના રાજકીય ક્ષેત્રમાં નૂતન તરેહની ક્રાંતિ પગલાં માંડતી હતી તે જ વેળા પરદેશી અંગ્રેજી સત્તાનો અમલ હિંદને માથે લદાયો. સૈકાઓ સુધી બાજુ પર પડ્યાં પડ્યાં કોહવા માંડેલા રાષ્ટ્રીય જીવનના અનેક પ્રવાહો પોતાના નાના નાના બંધો તોડી પાડી એક નદીરૂપે વહેવાની શરૂઆત થવા માંડી હતી. આ મહાનદી તે બીજી કોઈ નહિ પણ સઘળા ઘટકોને પોતામાં સમાવી લેતી ભારતની રાષ્ટ્રીય ઐક્યગંગા હતી ! જગતનાં મહાન ગણાતાં સઘળાં રાષ્ટ્રો આવી એકતા પ્રાપ્ત કરતા પહેલાં—અગર એની પ્રાપ્તિને અર્થે અનેક અવ્યવસ્થા, મતભેદ અને પરસ્પરના વેરભાવભરી અપરિહાર્ય ગણાતી વચલી દશામાંથી પસાર થયાં જ છે. ઇટાલી, જર્મની અગર ઇંગ્લાંડમાં અનુક્રમે રોમન, *સેક્સન અને નોર્મન કાળના જુલમી રાજઅમલ દરમિયાન એ દરેક

દેશમાં જુદા જુદા રાજવંશોના, ધર્મના અને પ્રાંતના મચેલા ઝઘડાઓ, અત્યાચારો અને પરસ્પરનાં હાડવેરનો આપણે વિચાર કરશું તો સહેજે દેખાઈ આવશે કે એમના પ્રમાણમાં હિંદુસ્તાનમાં એ કાળે પ્રવર્તી રહેલા વિખવાદો અને અંતઃકલહો ઘણા નજીવા હતા. અને છતાં આજે એ જ દેશો એકતાની સુદૃઢ સાંકળે બંધાયેલ નથી એમ કોણ કહી શકશે? પરદેશી સત્તાના જુલમરૂપી અગ્નિમાં અને અંતર્ગત વેરઝેરની ભઠ્ઠીમાં એમના એ સઘળા ભેદો અને આંતરકલહો પીગળી જઈ એકરસ બની ગયા છે!

ઐતિહાસિક ઉત્ક્રાંતિની એ જ ક્રિયાનુસાર હિંદમાં વસતા ભિન્ન ભિન્ન પ્રકારના અને નાતજાતના માનવ સમુદાયમાંથી ભારતભૂમિરૂપે એક મહાન રાષ્ટ્રનું નિર્માણ ચાલી રહ્યું હતું. અંગ્રેજોની પરતંત્રતારૂપી ચક્કી તળે ઉત્તર હિંદુસ્તાનની જનતામાં જે ભેદભાવ હતો તે પીસાઈને દળાઈ ગયો, અને એને જ પરિણામે આ જુલમી રાજસત્તા ઉથલાવી પાડવાની સ્ફૂર્તિ તેમને થઈ આવી. પરંતુ એ અરસામાં આ રાજકીય ગુલામીનું સાચું સ્વરૂપ અને એનાં ભયંકર પરિણામો પૂરેપૂરાં જાણી શકવા માટે પંજાબને હજુ પૂરા એક દાયકાનો પણ અનુભવ સાંપડ્યો નહોતો. અને એ કારણે શીખ તેમ જ જાટ લોકોને આ રાષ્ટ્રીય ઘડતરનો જરા સરખો ય ખ્યાલ ન હોવાથી સંયુક્ત ભારતીય રાષ્ટ્રનિર્માણ કરવામાં એમની કોઈ જાતની મદદ મળી શકી નહિ.[૬]

---

[૬] સર જોન લોરેન્સ પોતાના એક પત્રમાં લખે છે: "Had the Sikhs joined against us, nothing, humanly speaking, could have saved us. No man could have hoped, much less foreseen, that these people would have withstood the temptation to avenge their loss of national independence." —October 21st, 1857.

અંગ્રેજ સરકારના પંજાબના પ્રતિનિધિઓએ ક્રાંતિસંગ્રામના સંગઠનમાં રહી ગયેલી આ ઢીલી કડી બરાબર પકડી પાડી હતી, અને ભારે ડહાપણ સાથે એ હકીકતનો લાભ તેમણે પોતાના પૂરતો બરાબર મેળવી લીધો. તેમણે શીખ અને જાટ કોમમાં મુસલમાનો પરત્વે જામેલાં વેરઝેરને વધારે વધારે તીવ્ર બનાવવાની – સળગાવવાની લુચ્ચાઈભરી કારવાઈઓ આદરી દીધી. અગાઉ શીખ કોમમાં જે એક ભવિષ્યવાણી પ્રચલિત હતી તેની યાદ તેમણે આ વેળા ઇરાદાપૂર્વક તેમને કરી આપી. એ ભવિષ્યવાણી આ જાતની હતીઃ "જે સ્થળે મોગલ બાદશાહોએ શીખના ગુરુઓનો વધ કર્યો હતો તે દિલ્હીના પાયતખ્ત ઉપર ખાલસા શીખ એક દહાડો ચડી આવશે, તે સિંહાસનને ધૂળમાં મેળવશે ને તેનો સત્યાનાશ વાળી દેશે." એ ભવિષ્યવાણી સાચી પડવાનો સમય બરાબર આ જ વખતે આવ્યો છે એમ એ ખાલસા શીખોને અંગ્રેજોએ સમજાવ્યું ! હવે જો એ ભવિષ્યવાણી અનુસાર માત્ર ખાલસા શીખો જ દિલ્હી પર હલ્લો કરે ને તે જીતી લે, તો તેથી અંગ્રેજોને શો લાભ થવાનો હતો ? બહુ તો બહાદુરશાહની ગાદીએ કોઈ રણજીતસિંહ બેસત, બીજું શું ? પણ બહાદુરશાહ અગર રણજીતસિંહ, ગમે તેને ધક્કો મારીને દિલ્હીનું સિંહાસન પચાવી પાડવાનો જેમનો મુખ્ય આશય હતો, એમણે આ એકપક્ષી ભવિષ્યવાણીમાં સહેજ ફેરફાર કર્યો હોય તો તે સ્વાભાવિક હતું. આમ એ ભવિષ્યવાણીની સુધારાવધારાવાળી આવૃત્તિમાં એવું કહેવાયું હતું કે દિલ્હીનું સિંહાસન જરૂર ધૂળ મળશે ને તેનો સત્યાનાશ નીકળી જશે, પરંતુ તે માટે જો શીખ ખાલસા અને કંપની સરકાર સાથે મળીને પ્રયત્ન કરે તો જ એ શક્ય બને ! શી એ ભવિષ્યવાણી ! પણ ખેદની બિના તો એ છે કે એ ભવિષ્યવાણી

આખરે સાચી પડી ! કપટી અંગ્રેજોએ પોતા અર્થે એ ઘટનાનો પૂરેપૂરો ફાયદો લઈ લીધો. દિલ્હી વિષેનો શીખ લોકોનો દ્વેષ વધારે ભભૂકી ઊઠે તે સારુ અંગ્રેજોએ એવું પણ જૂઠાણું ચાલુ કર્યું કે બહાદુરશાહનો સૌથી પહેલો બાદશાહી હુકમ સઘળા શીખોને ઠાર કરવા વિષે છૂટ્યો હતો. ગરીબ બિચારો વૃદ્ધ બાદશાહ ! દૈવની પણ કેવી વિચિત્ર ઘટના છે ? પંજાબમાં આ ભાવિષ્યવાણીનો પ્રચાર થઈ રહ્યો હતો તે જ દિવસોમાં દિલ્હીનો એ વૃદ્ધ બાદશાહ, દિલ્હીની ગલીએ ગલીએ ભટકીને લોકોને કહી રહ્યો હતો : ભાઈઓ ! સાવધાન રહેજો. આ લડાઈ કેવળ ફિરંગીઓની સામે જ છે, આમાં એક પણ હિંદી આદમીનો વાળ વાંકો ન થવો જોઈએ [૭]

ક્રાંતિપક્ષના હરતરેહના પ્રયત્નો છતાં શીખો અંગ્રેજોના પક્ષમાં જ ભળ્યા. છતાં પંજાબની ઘણી પલટનો એવી હતી, જે માત્ર હિંદુસ્તાનીઓની જ બનેલી હતી. એ પલટનોએ અંગ્રેજો સામે લડવાનો નિશ્ચય કરી લીધો હતો, અને તેઓ બળવા સારુ છેવટની ક્ષણની સૂચનાની ગહ જોઈ રહી હતી. આમાં કેવળ સિપાઈઓ જ માત્ર સ્વતંત્રતાના શપથ લઈ બંધાયા—જોડાયા હતા એવું નથી; લશ્કર બહારના સેંકડો અને હજારો નાગરિક પ્રજાજનો ક્રાંતિનાં બીજ ચોપાસ સઘળી દિશામાં રોપવા અર્થે આગળ આવ્યા હતા. અને એ જ કારણે મિયાંમીરના સિપાઈઓના હથિયારો ખૂંચવી લીધા પછી પણ જે જમીનને અંગ્રેજો ખડકસમી મજબૂત સમજી તે પર આરામથી ઊભા હતા, તે જમીન પણ અંદરખાનેથી ખોતરાઈ પોલી બનેલી છે એનો ખરો ખ્યાલ અંગ્રેજોને બહુ થોડા સમયમાં મળી ચૂક્યો ! લાહોર અને અમૃતસરના બે કિલ્લાઓ સંપૂર્ણ રીતે સુરક્ષિત

[૭] Metcalfe.

હોવા છતા ફિરોઝપુરનું દારૂગોળાનું કારખાનુ – કેન્દ્ર એ દષ્ટિએ અરક્ષિત દશામાં હતું. બળવો કરીને એ રક્ષણવિહોણા દારૂગોળાનો ભડાર પોતાને તાબે લેવાનો વિચાર તો સિપાઈઓ નહિ કરતા હોય? એની ખાતરી કરવાને ઈરાદે તા ૧૩ મી એના રોજ સિપાઈઓની પેરેડ કરવાનું નક્કી થયુ આ પેરેડ વેળા સિપાઈઓએ એટલી શાંતિ જાળવી કે તેમના હૈયામા સળગતી હિન્નાવૃત્તિની જરા સરખી ય ગધ અંગ્રેજોને આવી નહિ! પરિણામે એ બંને પલટનોનાં હથિયાર ખેચી લેવાનો વિચાર પડતો મુકાયો, માત્ર એ બંને પલટનોને એકાબીજાથી વેગળા રાખવાનું ઠરાવાયુ. એક પલટનને કૂચ કરતી બજારમાથી ફેરવીને લઈ જવામા આવી ખરું પૂછો તો એ બજારમાં કઈ ચીજોનો વેપાર ચાલતો હતો એનો બહુ જ ઓછો ખ્યાલ અગ્રેજોને કદાચ આવ્યો હશે! ધગશ અને વેપારીઓ બંનેના પ્રચારને પરિણામે સિપાઈઓના દિલમા સ્વાતંત્ર્યની હવાએ ઊંડો પ્રવેશ કર્યો હતો બજારમાથી કૂચ કરતા કરતા ગામ બહાર આવી પહોચતા જ સિપાઈઓએ પોતાના દિલમા ઊંડે ઊંડે વસી રહેલી શકાકુશકાઓ અને અસ્થિરતાને ફગાવી દઈને એક જ બળવાન નિશ્ચય મન સાથે કરી લીધો તુરત એક ક્ષણમા જ ભયકર રણગર્જના સભળાઈ. એ પછી ફિરોઝપુરનો દારૂગોળાનો ભડાર સાચવી રાખવાનું અશક્ય દેખાતા જ એને દીવાસળી ચાંપીને સળગાવી દેવા સિવાય અગ્રેજો માટે બીજો રસ્તો જ ન રહ્યો. તે પછી તુરત જ જે દિલ્હીમાથી સ્વતંત્રતાનો ઝડો પોતાની છત્રછાયાતળે સઘળા હિંદીભાઈઓને એકઠા મળવાનો સદેશો સભળાવી રહ્યો હતો, તે દિલ્હી શહેર તરફ સિપાઈઓ ઝડપભેર ઊપડ્યા. એ જ ક્ષણે ફિરોઝપુર શહેરે પણ બળવો કર્યો અને ત્યાના અગ્રેજોના મકાનો, તબૂઓ, ચીશીઓ,

દેવળો, સઘળાંને આગો ચાંપી ખેદાનમેદાન કરી નાખવામાં આવ્યાં. ક્રાંતિકારી જનતા અંગ્રેજોનો શિકાર કરવાને ઈરાદે આખા શહેરને લતેલતે ભટકવા લાગી. પરંતુ મીરતથી આ અગાઉ તાર દ્વારા ખબર પહોંચી ગયા હોવાથી સઘળા અંગ્રેજો પોતપોતાની બરાકોમાં જ ભરાઈ–છુપાઈને બેસી રહ્યા ! સિપાઈઓની પાછળ આવી પહોંચેલ અંગ્રેજ લશ્કરે હાથ આવે તે હિંદીને કાપી કાઢવા માંડ્યો; ને થોડે સુધી સિપાઈઓનો પિછો પકડ્યા પછી પોતે કરેલી અવિચારી કતલો અને અમાનુષ અત્યાચારોનાં બડાઇભર્યાં વર્ણનો કરતું એ અંગ્રેજ લશ્કર પાછું ફર્યું.

ક્રાંતિકારી હિંદી સિપાઈઓથી અંગ્રેજો જેમ ડઘાઈ રહ્યા હતા, તેમ જ સરહદ પ્રાંતની પેલી તરફની અફઘાનિસ્તાનની ટોળીઓથી અંગ્રેજો ડર્યા કરતા. ૧૮૫૭ની ક્રાંતિનો છૂપો પ્રચાર જે વેળા જોર-શોરથી ચોતરફ થઈ રહ્યો હતો તે વેળા લખનૌના એક છૂપા મંડળે કાબુલના અમીરને મદદ કરવા અંગે પૂછ્યું હતું. ૧૮૫૫ના ઑગસ્ટમાં મિ. ફોરસીથના હાથમાં આવી પડેલા એક પત્ર પરથી લખનૌના મુસલમાનો કાબુલના અમીર દોસ્તમહંમદ સાથે તાગડો સાંધવામાં મશગૂલ હતા એ ચોકસપણે કહી શકાય એમ છે. એ કાગળમાં લખ્યું છે : "અયોધ્યા પ્રાંત તો હવે ખાલસા થઈ જ ચૂક્યો છે; હવે હૈદ્રાબાદ પણ જો આમ જ હજમ થઈ જશે તો મુસલમાનોની હકુમતનું નામનિશાન પણ સાંભળવાનું મળશે નહિ. એ માટે વખત-સર જ કશોક ઈલાજ શોધી કાઢવો પડશે. સ્વરાજ અર્થે લખનૌના લોકો જો બંડ કરી જાગી ઊઠે તો, અમીરસાહેબ ! આપના તરફથી કેટલી મદદ મળવાની ખાતરી અમે સમજીએ ?" લખનૌના આ કાગળનો જવાબ રાજનીતિચતુર અમીરે "અમે એનો યોગ્ય વિચાર

કરશું." એવી ગોળગોળ ભાષામાં લખ્યો. પરંતુ કાબુલના અમીર સાથે તો આ અગાઉ થોડા દહાડા પહેલાં જ અંગ્રેજોએ મૈત્રીના કોલ-કરારો કરી લીધા હતા, એટલે અમીર કરતાં પણ અંગ્રેજોને પેશાવર નજીકની સરહદની મુસલમાન ટોળીઓની બીક પુષ્કળ રહેતી હતી. આ ટોળીઓમાં થોડાએક મુલ્લાંઓને મોકલીને તેમની મારફત 'અંગ્રેજો સામે બળવો ન કરશો 'નો પ્રચાર પણ અંગ્રેજોએ શરૂ કર્યો. પેશાવર આસપાસના તે કાળના અંગ્રેજ અધિકારીઓ પણ ભારે ઠરેલ મગજના, હિંમતબાજ અને રાજનીતિનિપુણ હતા. પેશાવરની આસપાસ ભાવિમાં ઉપસ્થિત થવાની શક્યતાભર્યાં આ મહા સંકટનો અનેક જાતની મુશ્કેલીઓ સામે નિકલ્સન, એડ્વર્ડ્ઝ અને ચેમ્બરલેને જૉન લૉરેન્સના સંપૂર્ણ પીઠબળથી તુરતાતુરત ઉપાયો લઈ નાશ કર્યો. પહેલાં તો તેમણે આ મુસલમાન ટોળીઓની ભરતી પોતાના લશ્કરમા કેમ કરી લેવી તેનો નિકાલ આણ્યો. આ ટોળીઓને ધનની ભૂખ અતિશય હોવાથી તેમની એ વૃત્તિનો લાભ ઉઠાવીને તેઓ પોતાના લશ્કરમાં ભરતી થાય એટલા સારુ અંગ્રેજોએ એ લોકોને લાંચરુશવત પણ પુષ્કળ આપી. આ રીતે એ ભટકતી પહાડી ટોળીઓને ખરીદી લઈને સર જૉન લૉરેન્સે પંજાબમાં ધૂંધવાઈ રહેલા અસંતોષના અગ્નિને દબાવી દેવા માટે એ લોકોમાંથી ફરતી પલટનો ઊભી કરી. આ લશ્કરમાં અંગ્રેજ સોલ્જરો ઉપરાંત જેમની દેશ પ્રત્યેની વિશ્વાસ-ઘાતકી વૃત્તિ પર અંગ્રેજો પૂરતો વિશ્વાસ રાખી શકે એવા દેશી સિપાઈઓ પણ હતા. આ પલટન ઊભી થતામાં જ તેને માટે કામ જડી આવ્યું. મિયાંમીરના લશ્કરને હથિયારો ખૂંચવી લઈ વિખેરી નાખ્યાના સમાચાર મળતાં જ પેશાવરમાં રાખેલી દેશી પલટનોમાં ભારે જોરદાર ખળભળાટ મચી રહ્યો.

'પેશાવરના' હિંમતબાજ અંગ્રેજ અધિકારીઓએ પહેલો ફટકો પોતે મારવાના હેતુથી સિપાઈઓનાં હથિયારો ખૂંચવી લેવાની યોજના હાથ ધરી. પરંતુ અંગ્રેજ સેનાપતિ તેમ જ બીજા અંગ્રેજ લશ્કરી અમલદારોને પોતાના જ સિપાઈઓ પર ગુજરનારાં આવાં અપમાનો વિષે દિલમાં ખેદ થતો હોય એમ દેખાયું. એનું મૂળ કારણ તો એ હતું કે ૧૮૫૭ની ક્રાંતિનું સંગઠન એટલી છૂપી રીતે યોજવામાં આવ્યું હતું કે ગોરા અમલદારોને પોતાની ટુકડીના સિપાઈઓ ક્રાંતિપક્ષમાં ભળી ગયા હશે એ કોઈ રીતે માન્યામાં જ આવતું નહોતું. તોપણ કોટન અને નિકલ્સન બન્નેએ મળી ૨૧મી મેના રોજ યુરોપિયન પલટનના પહેરા તળે સિપાઓને હાજર કર્યા અને તેમનાં હથિયારો લઈ લેવાનો હુકમ આપ્યો. આમ અકસ્માત મુસ્કેલીમાં ફસાઈ પડવાને લીધે અબળા સિપાઈઓએ ગુપચુપ પોતાનાં હથિયારો હેઠાં મૂક્યાં; એટલું જ નહિ પરંતુ તેના લશ્કરી અમલદારોએ પણ સિપાઈઓ પર ચલાવાતો અપમાનભર્યો અત્યાચાર સહી ન શકવાને કારણે પોતાનાં હથિયારો તેમ જ શ્રેણીદર્શક ચિહ્નો (Decorations) ફેંકી દીધાં, અને તેઓ પણ કંપની સરકારને ગાળો ભાંડવામાં સિપાઈઓ સાથે ભળી ગયા !

પેશાવરની પલટનના હથિયારો ખેંચી લેવાયા પછી હોતીમર્દાનમાંની ૫૫ મી પલટન ઉપર પણ આ જ પ્રયોગ અજમાવવાની અનુકૂળતા અંગ્રેજોને મળી ગઈ. પંજાબ પ્રાંતના અમલદારો પૂરેપૂરું જાણી ગયા હતા કે આ પલટન સંપૂર્ણઅંશે ક્રાંતિકારીઓને મળી ગયેલી છે. પરંતુ આ પલટનના મુખ્ય લશ્કરી અમલદાર કર્નલ સ્પોટિસ્વુડને એમ લાગતું હતું કે પ્રાંતઅમલદારની આ માન્યતા છેક નાપાયાદાર છે. પોતાની પલટનના સિપાઈઓ તો અંગ્રેજો વિરુદ્ધ

કદી જ બળવો નહિ કરે એમ એ અમલદાર વારંવાર પ્રતિપાદન કર્યા કરતો; છતાં એ સિપાઈઓ પાસેથી પણ હથિયારો લઈ લેવાનું દબાણ સરકાર તેના પર કર્યા જ કરતી હતી. આથી કર્નલ સ્પોટિસ્વુડ ખૂબ ચિડાઈ ગયો. આવી ચિડાયેલ મનોદશામાં મેની ૨૪મી તારીખે જ્યારે સિપાઈઓના કેટલાક આગેવાનોએ આવીને તેને પૂછ્યું : "પેશાવરથી અંગ્રેજ – ગોરી પલટન આપણા ઉપર ચડી આવે છે એ શું સાચી વાત છે?" ત્યારે તેણે એ સિપાઈઓને પણ ઉડાઉ જવાબ જ આપ્યો. આ જવાબથી સહેજ અસંતોષ પામીને જ આગેવાનો પણ પાછા ફર્યા. પેશાવરમાં જેમ બન્યું તે જ રીતે આ પલટનને પણ શસ્ત્રવિહીન કરી દેવા સારુ પેશાવરથી એક ગોરી પલટન સાથેસાથ રવાના થઈ ચૂકી હતી. સિપાઈઓનાં અપમાન કરનારો આ દુષ્ટ અને ગુસ્સો આણે તેવો બનાવ જાતે હાજર રહી જોવા કરતાં કર્નલ સ્પોટિસ્વુડે પોતાના ઓરડામાં પેસીને આત્મહત્યા કરી! આ ખબર મળતાં જ ૫૫મી પલટને સરકારી તિજોરી પર હલ્લો કર્યો, તથા ત્યાંનાં હથિયારો, ઝંડાઓ અને રોકડ લૂંટી લીધાં, તથા પરદેશી ગુલામીને લાત મારીને સિપાઈઓ દિલ્હીને રસ્તે ચાલી નીકળ્યા. પણ દિલ્હી કયાં નજીક પડયું હતું? સ્થળે સ્થળે અંગ્રેજોની નાકાબંધીવાળો આખો પંજાબ પ્રાંત વીંધીને તેમને જવાનું હતું; સિવાય એક ગોરી પલટન તો ખુદ તેમનો જ પીછો પકડી રહી હતી! આવી દશામાં વિજય મળવાની આશા ન રહેવાથી પેશાવરના સિપાઈઓ પેઠે પોતે પણ હથિયાર હેઠાં મૂક્યાં હોત તો સારું હતું, એમ તેઓ આપસમાં કહેવા લાગ્યા. પરંતુ આખરે ગુલામીની જંજીરો પગમાં ખખડાવવા કરતાં ગળે ફાંસીનાં દોરડાં વીંટાય એ બહેતર છે એવો એ વીરનરોએ નિશ્ચય કરી લીધો અને

"અમે લડતા લડતા જ મૃત્યુને ભેટશું!" એવી બૂમો સાથે પાછળ દોડી આવતી ગોરી પલટનને તેમણે પોતાનો નિર્ણય જણાવી દીધો. અને ખરેખર આ ૫૫ મી પલટનના વીરયોદ્ધા દેશની સ્વતંત્રતા અર્થે લડતાં લડતાં મૃત્યુને ભેટયા! '૫૫ મી' પલટનની આ બલિદાન-કથા હૈયાં પિગળાવી દે તેવી અતિશય કરુણ છે! ગોરી પલટને આ લોકોનો એવો સખત પીછો લીધો હતો કે ઘોડા પરની રાંગ સહેજ પણ ઢીલી કર્યા વિના ખુદ નિકલ્સન પોતે સતત ચોવીસ ચોવીસ કલાક સુધી દોડતે ઘોડે તેમની પાછળ પડચો હતો. સેંકડો સિપાઈઓ લડાઈમાં કપાઈ મૂઆ; બાકીના સરહદ ઓળંગી ગયા. પરંતુ ત્યાં તેમને કોણ આશરો આપવાનું હતું? સરહદની ટોળીઓએ તો ભયંકર ત્રાસ વર્તાવવા માંડચો હતો. એકલદોકલ મળી આવતા સિપાઈને તેમણે મુસલમાની ધર્મનો સ્વીકાર કરવાની 'ફરજ' પાડી. આ રીતે એ અભાગી સિપાઈઓ સ્વધર્મના બચાવ અર્થે લડતા, કાશ્મીરમાં મહારાજા ગુલાબસિંહ તો જરૂર આશ્રય આપશે એવી આશાથી એ તરફ વળ્યા. પેટમાં અનાજના એક પણ કણ વિનાના, કડકડતી ટાઢથી શરીરનું રક્ષણ કરવાનાં પૂરતાં કપડાં વિનાના, સગડીમાં તાપવાના કશા સાધનવિહોણા આ હિંદુ સિપાઈઓ સેંકડોની સંખ્યામાં, આ વિશાળ ધરતીના પટ પર પોતાના પવિત્ર ધર્મનું રક્ષણ કરનારો કોઈ ત્રાતા રહ્યો નથી એ દુઃખથી સાક્ષાત્ આંસુ ઢાળતા, એ પહાડી પ્રદેશ ખૂંદતા, કાશ્મીર જઈ રહ્યા હતા ત્યારે ઠેકઠેકાણે તેમની કતલ કરવાની જે ક્રૂર યોજના ગોઠવી રાખવામાં આવી હતી તે અનુસાર અંગ્રેજોએ હિંસક પશુઓની પેઠે એ સઘળા સિપાઈઓને કાપી નાખ્યા! છતાં પણ હિંદુઓનો અને હિંદુ ધર્મનો કોઈક તારણહાર પોતાની મદદની યાચના સાંભળશે એવી ઘેલી

આશાથી કેટલાએક સિપાઈઓ આવી સ્થિતિમાંથી પણ પોતાની જાતને બચાવીને કાશ્મીરમાં રવાના થયા. પરંતુ દુર્દૈવની બિના છે કે સિપાઈઓની એ ભ્રમણા પણ તુરતમાં જ નિરાશામાં પરિણમી! કાશ્મીરના રાજપૂતવંશી રાજા ગુલાબસિંહે જ્યારે સાંભળ્યું કે ધર્મની પ્રતિષ્ઠા સાચવવા અર્થે સાક્ષાત્ મૃત્યુના મોંમાં પણ ઝંપલાવવા તૈયાર થયેલા આ સિપાઈઓ પોતાના રાજ્યમાં આવે છે ત્યારે તેણે એ હિંદુ સિપાઈઓ પોતાના રાજ્યમાં પગ પણ ન મૂકે એવો હુકમ કાઢ્યો; એટલું જ નહિ પરંતુ આવો કોઈ સિપાઈ રાજ્યની હદમાં દાખલ થાય તો તેને જાનથી મારી નાખવાનો હુકમ છોડ્યો! તે સાથે તેણે પોતાના આ પગલાના ખબર શેખીપૂર્વક અંગ્રેજ સરકારને પહોંચાડ્યા. સિપાઈઓ! હવે કાં તો તમારે તમારો ધર્મ જ જતો કરવો અગર તો ગુલામી યા મરણને ભેટવું એ જ માર્ગ રહ્યો હતો! આ ક્રાંતિકારી સિપાઈઓની જ્યાં પકડાય ત્યાં અંગ્રેજોએ એવી તો ક્રૂરતાભરી કતલ ચલાવી હતી કે સપાટ ખુલ્લાં મેદાનોમાં કાયમી ગોઠવવામાં આવેલા વધસ્થંભો હિંદુઓના લોહીના સતત ચાલતા રેલાઓથી રોજ ભીંજાઈને સડી જવા માંડ્યા, તોપણ અંગ્રેજોનું એ વેર શાંત ન થયું! વધસ્થંભો પણ–કાયમને માટે ખોડી રાખવામાં આવેલા થાંભલાઓ પણ જાણે આ દશ્યોથી કંટાળી ગયા હોય તેમ હવે તોપનાં મોં ખુલ્લાં કરવામાં આવ્યાં! અને ૫૫ મી પલટનવાળા જે સિપાઈઓએ અંગ્રેજ લોહીનો એક છાંટો ય પાડ્યો નહોતો, તે પૈકી જે કેટલાકોને હજુ ફાંસી દેવાઈ નહોતી તે સઘળાઓને તોપને મોંએ બાંધીને ફૂંકી દેવામાં આવ્યા! આ રીતે ક્ષણવારમાં હજારો હિંદુઓને યમસદને પહોંચાડવામાં આવ્યા. પરંતુ આ આખરી પળે પણ આ ભયંકર રક્તપાત સારુ જાણે શરમાઈને અંગ્રેજ ઇતિહાસકાર કે ( Kaye ) લખે છે: " આ ક્રાંતિકારીઓ ભારે શૂરવીરતાપૂર્વક

અને શાંત ચિત્તે હસતા હસતા મૃત્યુને ભેટતા હતા. ફાંસીને દોરડે લટકાવીને કૂતરાને મોતે ન મારતાં વીરપુરુષની પેઠે તોપને મોંએ પોતાને ઉડાવવામાં આવે એવી આગ્રહભરી વિનતિ તેઓ પોતાના પ્રાણઘાતક અંગ્રેજોને કાયમ કરતા હતા!"

અજ્ઞાન અને જંગલી તરીકે ઓળખાતા માનવીઓને પણ જે કૃત્ય આચરતાં દિલમાં શરમ છૂટે એવી રીતે આ શૂરવીર સિપાઈઓની એકસામટી કતલ અંગ્રેજોએ કરી હતી. એ હત્યાકાંડ વિષે લખતી વેળા ખરેખર એ ઘાતકી કૃત્ય હતું, એવો સ્પષ્ટ એકરાર કર્યા છતાં બધળા અંગ્રેજ ઇતિહાસકારો દરેક વેળા શેખીપૂર્વક લખે છે: "એ વેળાની એ ક્ષણિક ક્રૂરતા કેવળ માનવતાના કાયમી કલ્યાણ અર્થે જ આચરાઈ હતી!" ખરેખર એ રાક્ષસી કૃત્ય માનવજાતના કલ્યાણ અર્થે જ હતું? અંગ્રેજ ઇતિહાસકારો! આ શબ્દો ભવિષ્યમાં તમે કાયમ સંભારી રાખજો. ક્ષણિક ક્રૂરતા અને માનવતાનું કાયમી કલ્યાણ! એ શબ્દોનો સાચો અર્થ તમે તો જાણો જ છો; ભાવિ પ્રસંગને માટે પણ તમે એ જ અર્થ બરાબર યાદ રાખી લેજો. માનવજાતનું કલ્યાણ સાધવાની શુભેચ્છા (?) થી પ્રેરાઈને તમે આ ક્રૂરતા આચરી હતી એ જ તમારે કહેવું છે ને? બહુ સારું! પણ કાનપુરમાં હિંદુ વીર નાનાસાહેબ બેઠો છે એ હકીકત તમારા ધ્યાનમાં છે તો ખરી ને?

એક બીજી હકીકત પણ અહીં જ નોંધી લેવી જરૂરની છે. ક્રાંતિકારીઓએ કરેલી અંગ્રેજોની કતલનાં રંગ રંગે રંગેલાં ચિત્રો દોરવામાં જે અંગ્રેજ લેખકો પરસ્પર જાણે સ્પર્ધા કરતા હોય છે, એ જ લેખકો તેમના દેશભાઈઓએ આચરેલા આવા અક્ષમ્ય અને અમાનુષી અત્યાચારો વિષે જાણીબૂઝીને એક અક્ષર પણ પાડવા

વિના બેશરમ બનીને મૌન ધારણ કરે છે! એ અભાગી પરંતુ સ્વદેશભક્તિથી સર્વ રીતે રંગાયેલી એ પલટનની સંપૂર્ણ કતલ ચલાવતા પહેલાં અંગ્રેજોએ એ સપળાઓ પર કેવા પાશવી અત્યાચારો ગુજાર્યા હશે એ તો કેવળ એક પરમાત્મા જ જાણે! કેમકે અંગ્રેજ ઇતિહાસકારોએ તો આ આખોય પ્રસંગ ઐતિહાસિક હકીકતમાંથી જ ઉડાવી દીધો છે – તેનું નામનિશાન પણ ન રહે એવી રીતે ઈરાદાપૂર્વક એને છોડી દીધો છે. 'કે' તો ચોખ્ખું લખે છે: "અંગ્રેજ અમલદારોએ આચરેલાં અતિશય ભયંકર અને ક્રૂર કૃત્યોનો સંપૂર્ણ પુરાવો આપતા મેંકડો કાગળો જો કે મારી પાસે મોજૂદ છે તોપણ ભવિષ્યમાં એ આખી હકીકત દુનિયા પાસે ન જાય એ હેતુથી, મેં તે વિષે એક અક્ષર પણ લખવાનું માંડી વાળ્યું છે." વાહ, ધન્ય છે, ભાઈ! તું જ ખરો ને સાચો ઇતિહાસકાર! જે આ ચંડાલહૃદયી દુષ્ટોએ દિલ્હી જતાં રસ્તે મળી આવતા હજારો નિરુપદ્રવી ખેડૂતોને બળાત્કારથી ગોમાંસ ખવરાવ્યું, તેમણે જ આ પલટનના સિપાઈઓને તોપને ગોળે ઉડાવતા પહેલાં બળજબરીથી તેમના મોંમાં ગોમાંસ નહિ ખોસ્યું હોય અગર તો બીજા અમાનુષી જુલમો નહિ ગુજાર્યા હોય એની શી ખાતરી?

જે વેળા પેશાવર તરફ આવાં ક્રૂર અને અમાનુષી કૃત્યો આચરાઈ રહ્યાં હતાં, તે વેળા જાલંધરમાં ધૂંધવાતો ક્રાંતિનો દાવાનળ ભભૂકી ઊઠ્યો હતો. જોન લોરેન્સે પંજાબમાં એકએક સિપાઈઓનાં હથિયારો ખૂંચવી લેવાની યોજના અમલમાં મૂકી દીધી હતી. ફિલ્લૂર અને જાલંધરમાં પણ અત્યાર સુધી આ યોજના અમલમાં મુકાઈ ચૂકી હોત, પરંતુ ત્યાંના સિપાઈઓનો અસાધારણ સંયમ તથા તેમની સંગઠનયોજનાને કારણે જ હજુ સુધી એ પળ આવી પહોંચી

નહોતી. જાલંધર દોઆબવાળા આ સિપાઈઓએ પણ પોતાના અન્ય પંજાબી દેશબાંધવોની પેઠે ,બળવાની ગોઠવણ કરી રાખી હતી. દિલ્હી પરના હલ્લામાં પકડાયેલા એક સ્વદેશપ્રેમી હવાલદારે તેમજ સરકારી દફતરોએ પણ 'જાલંધર દોઆબમાં એક જ ક્ષણે ને સહુ સાથે મળી બળવો કરવાની પાકી ગોઠવણ થઈ હતી' એ જાતની ચોખ્ખી ખાતરી આપી છે. એ ગોઠવણ આ જાતની હતી: જ્યારે જાલંધરના લશ્કરમાંથી એક ટુકડી હોશિયારપુર મોકલવામાં આવે ત્યારે ૩૧ મી પાયદળ પલટને બળવો કરવો અને પિલ્લુરને રસ્તે રવાના થવું; અને એ પલટન પિલ્લુર જઈ પહોંચે એટલે ત્યાંની ૩ જી પલટને પણ તુરત બળવો કરવો, અને પછી બધાએ સાથે મળી દિલ્હી તરફ પ્રયાણ કરવું. બીજે બધે પણ આવી જ જાતની ગોઠવણો રખાઈ હતી. પણ એનો પૂરેપૂરો અમલ થાય તે પહેલાં તો એનો પત્તો અંગ્રેજોને લાગી જતો ને તેમને તૈયાર રહેવાની અનુકૂળતા મળી જતી. કેવળ પિલ્લુરની ટુકડીએ જ છેક છેવટ સુધી અસાધારણ ગુપ્તતા જાળવી રાખી હતી. દિલ્હીના ઘેરામાં રોકાયેલી પલટન તથા સુરંગ ચલાવનારી પલટન બંનેનો આ પલટને વખત પર જ ખુરદો કરી નાખ્યો હોત; પરંતુ સઘળાઓએ મળીને યોજેલા કાર્યક્રમમાં જરા ય અડચણ પેદા ન કરવાને ઈરાદે નક્કી કરેલા વખતની રાહ જોતી આ પલટન છેવટ સુધી પૂરેપૂરી શાંત રહી. આખરે બધાની સંમતિથી નક્કી કરાયેલો જૂન ૯ મીનો દહાડો આવી પહોંચતાં જ જાલંધરમાં રાણીની પલટન (Queen's Regiment) ના મુખ્ય કર્નલનો બંગલો સળગાવી દેવામાં આવ્યો. આ સૂચના મળતાં જ જાલંધરના સિપાઈઓએ મધરાતે બળવાનું બ્યૂગલ ફૂંક્યું. ખરું જોતાં આ વેળા અંગ્રેજો પાસે થોડીએક યુરોપિયન પલટન અને સુસજ્જ તોપખાનું હતું, છતાં સિપાઈઓના આ અકસ્માત

જાગેલા સહુના સહકારભર્યાં બળવાથી તેમ જ તેમની ભીષણ બૂમાબૂમથી અંગ્રેજો છેક જ ગભરાઈ ગયા. અંગ્રેજ સ્ત્રીઓ, પુરુષો અને બાળકો સહુ સલામત જગ્યાએ પહોંચવા માટે નાસવા માંડ્યાં. પરંતુ આવી હત્યાઓ કરવા માટે જાલંધરના સિપાઈઓને ફુરસદ જ ક્યાં હતી? દિલ્હીમાં તાજેતરમાં જ રોપાયેલા સ્વતંત્રતાના ઝંડા ઉપર અંગ્રેજોની તોપો મંડાઈ હોવાથી દરેકનું અંતઃકરણ જલદી દિલ્હી પહોંચી જવા અધીરું બન્યું હતું. જે વેળા સહાયક અધિકારી (Adjutant) બૉગશોએ નાહકની ગડબડ કરવા માંડી ત્યારે એક ઘોડેસવારે દોડતાં આવી ગોળી ચલાવી તેને ઠાર કર્યો. અહીંના અંગ્રેજ લશ્કરી અફસરોનો છેવટની ઘડી સુધી સિપાઈઓ પર પૂરો વિશ્વાસ હતો; અને તેમણે પોતાના વરિષ્ઠ અધિકારીઓને ચોખ્ખું જણાવી દીધું હતું કે અહીંના સિપાઈઓનાં હથિયારો ખેંચી લેવાની જરા ય જરૂર નથી. અધિકારીઓ પણ સિપાઈઓ પર પૂરેપૂરો વિશ્વાસ રાખી બેઠા હતા કેમકે તેમણે એકએક અંગ્રેજ આદમીની કતલ કરવાનું તો બંધ રાખ્યું જ હતું, એટલું જ નહિ પરંતુ જે લોકો હજુ ય ત્યાંથી નાસી ગયા નહોતા તેવા કોઈ ગોરાના શરીરને તેમણે હાથ સુદ્ધાં અડકાડ્યો નહિ. આ રીતે જાલંધરના સિપાઈઓએ પોતાની ગોઠવણ વ્યવસ્થિત રીતે પાર ઉતારી; જે ઉપરી અંગ્રેજ અમલદારોએ તેમનામાં વિશ્વાસ રાખ્યો હતો, તેમના જાનને સહેજ પણ ધોખો તેમણે પહોંચાડ્યો નહિ, અને એ રીતે પોતાના દિલની મોટાઈ વ્યક્ત કરી.[૮]

---

૮ અંગ્રેજોએ જૂઠાણાની એક ગપ ચલાવીને 'કલકત્તાની અંધારી કોટડી' તરીકે એને જાહેર કરી; અને અંગ્રેજોએ કેવળ પોતાના મગજમાંથી ઉપજાવી કાઢેલી આ મહાન શોધ ઉપર વિશ્વાસ રાખી સારી દુનિયા સિરાજઉદ્દૌલાને ગાળો ભાંડતી આવી છે. સાચા અર્થમાં જેને અંધારી કોટડી (Black Hole) કહી શકાય, અને જે સાંભળતાં લોહી થીજી જાય, એવા અંગ્રેજના એક શૌર્ય-

છતાં એ પણ ખરું કે જે સરકાર તેમજ સરકારી અમલદારોએ આ સિપાઈઓ તરફ સૌજન્ય દાખવ્યું હતું, તેમ જ સિપાઈઓ પણ જે માટે તેઓનો આભાર માનતા હતા, તે જ સિપાઈઓએ પોતાના આ વ્યક્તિગત સંબંધોને દેશકાર્યમાં આડે આવવા દીધા નહોતા. આથી જ્યારે સ્વદેશની સ્વાતંત્ર્યપ્રાપ્તિનું રણશીંગું ફૂંકાયું ત્યારે એ જ સિપાઈઓએ દેશકાર્ય અર્થે પોતાના દેહ અને પ્રાણનાં બલિદાન આપ્યાં.

---

બર્બર પરાક્રમની હકીકત તેના સહભાગી બનેલા એક હત્યારાએ જ પોતાને મોઢે જણાવી છે. તે હકીકત આમ છે : "હથિયારો ઝૂંટવી લેવામાં આવશે એવા સકારણ ભયને લીધે નાસી જતા, અને જેમના પર શંકાશીલ બનીને અંગ્રેજોએ બંદૂકની નળીઓ નોંધી રાખી હતી એવા કેટલાએક સિપાઈઓ પંજાબમાં અજનાલા પાસે એક બેટમાં છુપાઈ બેઠા હતા. આ સૂરજી ૨૮૨ સિપાઈઓને પકડીને કૂપરે અજનાલામાં આણ્યા. પરંતુ તુરત એમનું શું કરવું એ સવાલ ઊભો થયો. જે જગાએ તેમની કાયદેસર તપાસ ચલાવી શકાય એવું હતું ત્યાં તેમને પહોંચાડવા એ વાહનને અભાવે અશક્ય હતું. બીજી રીતે જોતાં, એ લોકોને જો તપાસ વિના જ દેહાંત દંડની સજા ફરમાવી દેવાય તો એથી બીજી પલટનો તેમ જ ચળવળખોર બીજા ક્રાંતિકારીઓમાં એથી ધાક બેસી જાય, અને એમ અનાયાસે ભવિષ્યનું લોહી રેડાતું અટકી પડે! આથી, પોતે કેવી ભારે જબરી જવાબદારી ઉઠાવી રહેલ છે એની પૂરી ખાતરી કૂપરને હોવા છતાં તેણે સઘળાને ઠાર કરવાનો જ નિર્ણય કર્યો એ વિચાર અનુસાર બીજે દિવસે સવારે દસ દસ જણાને વારાફરતી બહાર આણીને શીખો મારફત તેમને ગોળીથી ઠાર કરવાનું ચાલ્યું. આ રીતે ૨૧૬ આદમીઓનો નિકાલ કરી દેવામાં આવ્યો. છતાં થાણાની કોટડીમાં પુરાયેલા ૬૬ આસામીઓ બાકી રહી જતા હતા. સામનો થશે એવી ખાતરી હોવા છતાં કૂપરે દરવાજા ખોલવાનો હુકમ આપ્યો. પરંતુ ઓરડીમાં કશી હલચલ થતી હોય એમ જણાયું નહિ! અંદર પેસીને તપાસ કરતાં જણાયું કે ૬૬ માંથી ૪૫ આદમી

રાત્રિ દરમિયાન બળવો ઉઠાવતા પહેલાં ફિલ્લુરના સૈનિક ભાઈઓને સાવચેત કરવાને ઈરાદે તેમણે એક ઘોડેસ્વારને રવાના કરી દીધો હતો. જાલંધરથી આ ઘોડેસ્વારે આવીને સમાચાર પહોંચાડતાં જ ફિલ્લુરની પલટન પણ બળવો કરી ઊઠી. હવે માત્ર જાલંધરવાળા ભાઈઓ ફિલ્લુર જઈ પહોંચે એટલું જ બાકી હતું. પરંતુ એ કામ કાંઈ સહેલું નહોતું. અંગ્રેજ ઘોડેસ્વાર પલટન અને તોપખાનાને ભૂલથાપ આપીને એ સાધવાનું હતું. પરંતુ અંગ્રેજી લશ્કરમાં એટલી તો દોડાદોડી અને ગોટાળો મચી રહ્યો હતો, કે એની સરખામણીમાં સિપાઈઓનું કામ સીધું સટ અને શિસ્ત મુજબનું દેખાયું; પરિણામે જાલંધરના સિપાઈઓ કશો ગોટાળો થયા વિના ફિલ્લુર આવી પહોંચ્યા. પોતાના હજારો દેશભાઈઓ આ તરફ જ આવી રહ્યાના ખબર મળતાં જ ફિલ્લુરના સિપાઈઓ તેમનું સ્વાગત કરવા અર્થે ટોળે વળી સામે ચાલ્યા. સહુ પરસ્પર હળ્યામળ્યા અને પ્રેમથી ભેટ્યા, ને પછી સ્વદેશી જમાદાર–સુબે-

---

ઓના તો મડદાં થઈ પડ્યા હતા. આનું જે કારણ કૂપર પણ જાણતો નહોતો તે એ હતું કે ઓરડીના બારીબારણા એવા સજ્જડ બંધ કરી દીધેલા હતા કે એ દુર્ભાગી કેદી સિપાઈઓને માટે એ ઓરડી સાક્ષાત્ અંધારી કોટડી જ ( Black Hole ) બની ગઈ હતી ! જીવતા રહેલા ૨૧ આદમીઓને ગોળીથી ઠાર કરવામા આવ્યા. તા. ૧–૮–૫૭ કૂપરે માથે જવાબદારી લઈને પાર ઉતારેલી આ અતિ અગત્યની કામગરી બદલ માનવ-જીવદયાથી પ્રેરાયેલા અજ્ઞાન પરંતુ સજ્જન ગણાતા લોકોએ ભારે કોલાહલ મચાવ્યો ને એનો વિરોધ પણ જાહેર કર્યો. પરંતુ કૂપરના આ પગલાથી જ લાહોરની પલટનોમા અસ તોષનો ફેલાવો થતો અટકી ગયો હતો એમ ભારપૂર્વક જણાવી રોબર્ટ મોન્ટગોમરીએ કૂપરનું પગલું વ્યાજબી હતુ એમ કહી બચાવ કર્યો છે."–Holme's *History of the Indian Mutiny*, page 363.

દારોની આગેવાની તળે આ સંયુક્ત સૈન્ય દિલ્હી જવા ઊપડ્યું. રસ્તામાં એક નદી આવતી હતી. એ નદીને સામે કાંઠે એ શૂરવીરોની પદરજ માથે ચડાવવા આખું લુધિયાના નગર ઉત્સુક બની રાહ જોઈ બેઠું હતું. તે દહાડો સવારમાં જ લુધિયાનાના અંગ્રેજ અફસરોને સાવચેત કરવા અર્થે જાલંધરમાં થયેલ બળવાના સમાચાર તારથી આ પહેલાં જ રવાના કરી દેવામાં આવ્યા હતા. પણ તેમને તાર ખૂબ મોડેથી પહોંચ્યો. ત્યાંના અધિકારીઓ તો એમ જ માની બેઠા હતા કે સિપાઈઓને કાબૂમાં રાખવા હવે અશક્ય છે; કેમકે સરકારી તાર સમાચાર મળે તે પહેલાં જ સિપાઈઓને ખબર મળી ચૂક્યા હતા કે જાલંધરથી પોતાના ક્રાંતિકારી મિત્રો નીકળી ચૂક્યા છે. પિલ્લુરથી આવી રહેલા સિપાઈઓ સતલજ ઓળંગીને લુધિયાના પહોંચે તે પહેલાં જ તેમને રોકી પાડવા, એવી ડહાપણભરી યોજના લુધિયાનાના ગોરા અધિકારીઓએ વિચારી રાખી હતી. એ મુજબ હોડીઓનો પૂલ તોડી નાખીને અંગ્રેજ, શીખ અને નાભાના રાજાનું લશ્કર સાથે મળી નદી કાંઠે ચોકીપહેરો ગોઠવી તૈયાર થઈને બેઠું. ક્રાંતિકારી સૈનિકોને આ તૈયારીના સમાચાર મળી જતાં તેમણે મધરાતે જ ત્યાંથી ચાર માઈલને મથાળે નદીપાર ઊતરી જવાની શરૂઆત કરી દીધી. એ પૈકી કેટલાએક હોડીઓમાં બેસી સામે પાર જઈ પહોંચ્યા હતા, કેટલાએક હોડીઓમાં સામે પાર જઈ રહ્યા હતા ને કેટલાએક હજુ નદીને આ કાંઠે જ હતા. એ સ્થિતિમાં અંગ્રેજ તેમ જ શીખોએ તેમના પર તોપમારો શરૂ કરી દીધો. રાત્રે આશરે દસનો વખત હોઈ ક્રાંતિકારી લશ્કરને અંગ્રેજોની જગ્યાનો બરાબર પત્તો જડતો નહોતો. એમાં વળી તેમની તોપો પણ સામે પાર સુરક્ષિત રીતે પહોંચી નહોતી. તેઓ આવી મુશ્કેલ પરિસ્થિતિમાં હતા તે જ વખતે અંગ્રેજ અને શીખો પોતાના તોપખાના સાથે ક્રાંતિકારીઓ

પર હલ્લો લઈ ગયા. પરંતુ હલ્લાનું પહેલું જોર નરમ પડતાં જ ક્રાંતિકારી સિપાઈઓએ પણ એક તસુ પણ પાછળ ન હટતાં શત્રુઓ પર સતત ગોળીઓ વરસાવવા માંડી. અંગ્રેજોએ કરેલા અણધાર્યા હલ્લાને કારણે શરૂઆતમાં સિપાઈઓમાં સહેજ શિથિલતા આવી દેખાતી હતી, તોપણ તેમણે બે કલાક સુધી સામનો કરીને પોતાની હરોલને બરાબર ટકાવી રાખી. એટલામાં કોઈ સિપાઈની ગોળી સુસવાટ કરતી આવીને અંગ્રેજ સેનાપતિ વિલિયમ્સની છાતીમાં ઘૂસી ગઈ, અને તે રણમેદાનમાં મૃત્યુશય્યામાં પોઢયો. બરાબર એ જ વખતે મધરાતના ઘોર અંધકારના આવરણનો નાશ કરીને જાણે સ્વતંત્રતાના ઉપાસકો—સિપાઈઓના મસ્તકે પોતાના હિમશીતલ જ્યોત્સ્ના રસનો વર્ષાવ કરવો હોય તેમ ચંદ્રબિંબે આકાશમાર્ગે ઉપર ચડવા માંડયું. ચંદ્રના એ અજવાળામાં અંગ્રેજોનો દાવ—આખી યોજના સિપાઈઓના પૂરેપૂરા ખ્યાલમાં આવી ગઈ, એટલે તેમણે પોતાની જગ્યાએથી આગળ વધી અંગ્રેજો પર જ પાછો જોરદાર હલ્લો કર્યો. આ સખ્ત હલ્લાનો સામનો કરવાનું અશક્ય થઈ પડતાં જ અંગ્રેજો તેમ જ તેમના રાજનિષ્ઠ શીખસેવકો તુરત પીછેહઠ કરી ગયા.

અંગ્રેજ અને શીખના આ સંયુક્ત લશ્કર પર વિજય મળવાથી થયેલ હર્ષના ઉત્સાહમાં ક્રાંતિકારી સૈનિકો બપોર સુધીમાં લુધિયાના શહેરમાં આવી પહોંચ્યા. અહીં એક મૌલવી 'અંગ્રેજોની ગુલામીની જંજીરો તોડીને સ્વરાજની સ્થાપના કરો' એવો મંત્ર લોકોને પઢાવી રહ્યો હતો. મૌલવીના પ્રચારને લીધે એ શહેર ક્રાંતિપક્ષનું પંજાબ માંહેનું એક અગત્યનું કેન્દ્ર બન્યું હતું. 'પરતંત્રતાની શૃંખલાઓ તોડવાનો હવે છેવટનો ફટકો લગાવવા સહુ નીકળી પડો'ની સૂચના

મળતાં જ આખા શહેરમાં 'ક્રાંતિનો જય હો!'નો ઘોષ ઊઠ્યો રહ્યો! સરકારી કોઠારો લૂંટવામાં આવ્યા, અગર બાળીને ભસ્મ કરી દેવાયા. અંગ્રેજોનાં દેવળો, બંગલાઓ, વર્તમાનપત્રોનાં છાપખાનાંઓ, સઘળું જલાવી દેવામાં આવ્યું. અંગ્રેજોનાં મકાનો અને ખાસ કરીને અંગ્રેજોની પાછળ પૂંછડી પટપટાવી ફરતા 'આ દેશના કૂતરાઓ'નાં મકાનોનાં ચોક્કસ ઠેકાણાં સિપાઈઓને બતાવી દેવામાં નગરવાસીઓ વચ્ચે જાણે હરીફાઈ ચાલી હતી: જેલો તોડી નાખવામાં આવી; સરકારી અને અંગ્રેજોની માલેકીની જે કોઈ ચીજ હાથ લાગી અગર દેખાઈ તેને જલાવી દેવામાં આવી. જેનો બાળીને નાશ થઈ શકે તેવું ન હતું તે સઘળાંને તોડી પાડી ખંડેર કરી દેવામાં આવ્યાં. આમ આખું લુધિયાના શહેર ક્રાંતિની જ્વાળાઓમાં જાણે સળગી રહ્યું.

પરંતુ આ વેળાએ ક્રાંતિકારીઓએ દિલ્હી જેવું એ જ વધારે ઇચ્છવા જોગ હતું. લુધિયાનાનો કિલ્લો એ પંજાબના નાક જેવો હોવાથી એ કિલ્લો જો સિપાઈઓએ પોતાના તાબામાં રાખ્યો હોત તો લશ્કરી દાવપેચ તેમ જ નૈતિક વિજયની દૃષ્ટિએ એ બહુ ઉપયોગી થઈ પડત; ઉપરાંત દિલ્હીની પેઠે જ લુધિયાના પણ જો ક્રાંતિનું એક અગત્યનું કેન્દ્ર બન્યું હોત તો અંગ્રેજી રાજસત્તાને જરૂર એથી જબરો ધક્કો પહોંચત. સિપાઈઓના ખ્યાલમાં પણ આ બાબત પહેલેથી જ હતી. છતાં સિપાઈઓમાં તે વેળા આગેવાન જેવું તો કોઈ હતું જ નહિ; બધા સરખેસરખા સિપાઈઓ જ હતા; વળી તેમની પાસે દારૂગોળો પણ નહોતો. આથી એ પરિસ્થિતિમાં લુધિયાનામાં રહેવાનું તેમને માટે છેક અશક્ય બની ગયું. આવે અણીને વખતે લુધિયાનામાં જો નાનાસાહેબ, અગર ખાન બહાદુરખાન અગર મૌલવી અહમદશાહ પૈકી કોઈ હોત તો કોઈએ પણ ગમે તેવી પરિસ્થિતિમાં

પણ લુધિયાના હાથમાંથી સરકી જવા દીધું ન હોત. પરંતુ સિપાઈઓ માટે તો લુધિયાનાથી દિલ્હી જઈ પહોંચ્યા વિના બીજો રસ્તો જ નહોતો. આમ હોઈને 'સ્વતંત્રતા કે ગુલામીનો જવાબ હવે દિલ્હીનો કિલ્લો આપશે.' એવી ઘોષણા કરતા તેઓ દિલ્હી જવા ઊપડયા. અને ગમ્મતની બિના એ હતી કે અંગ્રેજો એ વેળા એટલા તો નાહિંમત બની ગયા હતા કે સિપાઈઓ છડેચોક દિવસના અજવાળામાં દિલ્હી જઈ રહ્યા હતા છતાં તેમનો પીછો પકડવાનો હુકમ કરવા જેટલી હિંમત પણ કોઈનામાં રહી નહોતી !

આમ મીરતના બળવા પછી એકંદર ત્રણ અઠવાડિયાં સુધી ક્રાંતિપક્ષમાં કેવળ કિંકર્તવ્ય બની જવાથી જે શિથિલતા આવી ગઈ, તેનો પૂરેપૂરો લાભ પંજાબના અંગ્રેજોએ ઉઠાવ્યો. એનું એક કારણ એ પણ હતું કે એ વેળા અંગ્રેજોનું વધારે લશ્કર પંજાબમાં જ હતું. અને એથી સિપાઈઓ પાસેથી હથિયારો ખૂંચવી લેવાનું, અગર તો સિપાઈઓને મુશ્કેલી ભરેલી પરિસ્થિતિ અને પ્રતિકુળ સમયે જ બળવો કરવો પડે એવી ફરજ પાડીને તેમનો પૂરો વિનાશ કરવાનું તેમને માટે સરલ થઈ પડયું. શીખ રાજાઓ તેમ જ તેમની શીખ પ્રજા ક્રાંતિકારીઓમાં ન ભળી જતાં પોતાને પક્ષે જ રહેશે એ જણાઈ આવતાં જ અંગ્રેજોએ પંજાબ માંહેના સઘળા હિંદુસ્તાનીઓને સરહદ પ્રાંતમાંથી રવાના કરી દીધા; અને એ રીતે એ પ્રાંતપૂરતાં તો ક્રાંતિનાં બીજ સમૂળગાં ઉખેડી જ કાઢયાં. આ વેળાએ માત્ર લશ્કરી સિપાઈઓ જ નહિ પરંતુ ગામડાંઓમાં વસતા અગર શહેરોમાં રહેતા હજારો પ્રતિષ્ઠિત સજ્જન હિંદુસ્તાનીઓને માત્ર સ્થાનિક અધિકારીઓની મુનસફીને કારણે જ પ્રાંત બહાર રવાના કરી દેવામાં આવ્યા. આમ આખો પંજાબપ્રાંત ભયરહિત બનાવી બરાબર કાબૂમાં આણ્યા

પછી ગોરા લશ્કરને મોટા પ્રમાણમાં દિલ્હી તરફ રવાના કરવાનું શક્ય બન્યું.

પંજાબ આમ અંગ્રેજોને છેક આધીન કેમ બની ગયો તેનાં બે કારણો છે. એક કારણ એ છે કે શીખોએ અંગ્રેજોને પૂરતી મદદ આપી શીખો માત્ર તટસ્થ રહ્યા હોત તોપણ પૂરા ચોવીસ કલાક પણ પંજાબ પ્રાંત અંગ્રેજો પોતાના તાબામાં રાખી શક્યા નહોત. સ્વાભાવિક છે કે ક્રાંતિકારીઓએ પણ શીખોને પોતાના પક્ષમાં ખેંચવાના અથાગ પ્રયત્નો કર્યા હતા. દિલ્હી સ્વતંત્ર બની જતાં જ બાદશાહનાં એક વિશ્વાસપાત્ર સેવકે તે વેળાના પંજાબની એકંદર ભાવના દર્શાવનારું વિનોદભર્યું લખાણ—એક લાંબો સવિસ્તર પત્ર બાદશાહ પર મોકલ્યો હતો. એ પત્રમાં એ પ્રામાણિક સેવક તાજુદ્દીન લખે છેઃ "પંજાબના સઘળા શીખ સરદારો આળસુ અને બીકણ હોઈને તેઓ ક્રાંતિપક્ષે આવીને ભળે એ સાવ અશક્ય વાત છે. તેઓ ફિરંગીઓના હાથમાં આજે તો રમકડાં બની બેઠા છે. તેમને સહુને ખાનગીમાં એકલાં ગળીને આ બાબતમાં ખૂબ સમજાવટપૂર્વક ને આગ્રહથી તેમની સાથે મેં વાતો કરી. મેં તેમને સીધો સવાલ કર્યો કે 'તમે ફિરંગીઓના પક્ષમાં ભળી જઈને સ્વરાજદ્રોહી અને દેશદ્રોહી શા સારુ બનો છો? શું સ્વરાજમાં તમે આથી વધારે વૈભવપૂર્વક નહિ રહી શકો એમ તમને લાગે છે? હું તો તમારા હિતમાં જ કહું કે તમારે દિલ્હીના બાદશાહના પક્ષમાં જ ભળી જવું જોઈએ.' તેમણે જવાબ આપ્યો : 'એમ છે કે અમે બધા અનુકૂળ તકની જ રાહ જોઈ રહ્યા છીએ. અમને બાદશાહનો હુકમ મળતાં જ અમે ઘડીના છઠ્ઠા ભાગમાં આ કાફરોને કાપી કાઢીશું એ નક્કી જાણજો!' પરંતુ હું તો ચોખ્ખું દેખું છું કે એ બધા લોકો વિશ્વાસ રાખવા માટે

તદ્દન નાલાયક જ છે!" અને જ્યારે શીખ રાજામહારાજાઓની પાસે બાદશાહનો સંદેશો લઈને સ્વારો હાજર થયા ત્યારે એ રાજા-મહારાજાઓએ એ સઘળાને હાર કર્યા! પંજાબ ઉપર પોતાનો આવો મજબૂત કાબૂ અંગ્રેજો સહેલાઈથી શી રીતે જમાવી તેમજ ટકાવી રાખી શકયા એનું આ જ મુખ્ય અને અગત્યનું કારણ છે. છતાં અમે એમ માનીએ છીએ કે શીખોના આ વિરોધની સામે થઈને પણ અંગ્રેજોને પંજાબમાંથી હાંકી કાઢવાનું કાર્ય છેક અશકય તો નહોતું જ. બળવો અકસ્માત ફાટી નીકળવાને કારણે ગભરાઈ ઊઠેલા અંગ્રેજોમાં બે મહિના સુધી જે થોડીએક શિથિલતા આવી હતી એ તકનો લાભ લઈ નક્કી કરેલી યોજના અને કાર્યક્રમ અનુસાર એકીસાથે પંજાબમાં ચોમેર જો બળવાનો દાવાનળ ભભૂકી ઊઠયો હોત તો એની દહેશતને કારણે પણ શીખોને ક્રાંતિકારીઓમાં ભળી જવું પડત, અગર તેમના પોતાનામાં જ ભાગલા પડી જાત; અને બીજું કાંઈ નહિ તો હજારો સિપાઈઓને જુદે જુદે સ્થળે પહોંચી વળી તેમને દબાવી દેવાનું અંગ્રેજો માટે કદી પણ શકય બન્યું ન હોત. પંજાબમાં સ્વરાજ અર્થે લોકોના દિલમાં લગની નહોતી લાગી એ કદી માની શકાય એવું નથી. થાણેશ્વરના વિદ્વાન બ્રાહ્મણો, લુધિયાનાનો મૌલવી, ફિરોઝપુરના વેપારીઓ અને પેશાવરના મુસલમાનો, સઘળાઓ દરેક સ્થળે રખડી રખડીને સ્વધર્મ અને સ્વરાજ અર્થે મંડાનારા પવિત્ર જંગનો પ્રચાર કરી રહ્યા હતા. ઉપર નિર્દેશ કરવામાં આવેલ પત્રનો લેખક લખે છે: "જો નામદાર બાદશાહનો કોઈ એકાદ સરદાર થોડા લશ્કર સાથે પંજાબમાં આવી પહોચે તો આ પ્રાંત એક ઘડીમાં સ્વતંત્ર બની જાય. જુદે જુદે ઠેકાણે રહેલા સિપાઈઓ બંડ કરીને એકદમ બાદશાહના ઝંડા તળે આવી મળે, અને અંગ્રેજોને માટે ભાગતાં ભોં ભારે થઈ પડે! મારી તો ખાત્રી છે

કે હિંદુ અને મુસલમાન બંને આપના પ્રતાપી સિંહાસન આગળ માથું નમાવશે! વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ક્રાંતિની શરૂઆત બનતાં સુધી જૂનમાં જ થઈ જશે એવી ગણતરી સહુ રાખી બેઠા છે, કેમકે આવા સખ્ત ઘામ તડકામાં લડવાનું અંગ્રેજોને માટે અતિશય મુશ્કેલ થઈ પડે છે. લડાઈની શરૂઆત થાય તે પહેલાં જ બાળી દે તેવા સૂરજના સખત તાપમાં તેઓ તત્કાળ અકળાઈ મરવાના. આપને આ પત્ર મળે કે તુરત એકાદ કોઈ સરદારને થોડું લશ્કર લઈને પંજાબમાં જરૂર રવાના કરી દેશો." વગેરે. આમ જો કે સર્વસાધારણ પંજાબના લોકમતનું ખેંચાણ દિલ્હી તરફ હતું તોપણ એ હકીકતનો લાભ ક્રાંતિકારીઓ પોતાને પક્ષે લઈ શક્યા નહિ. એનું એક જ કારણ છે, અને તે એ કે દિલ્હી સ્વતંત્ર થયા પછી લગભગ ત્રણ અઠવાડિયાં સુધી ક્રાંતિનાં આ મહા ભીષણ પૂરને ખાળી રાખવામાં આવ્યાં હતાં! અગાઉ નિર્ણય થઈ ચૂક્યો હતો તે મુજબ જો એકીસાથે ચોતરફ બળવો ફાટી નીકળ્યો હોત તો અંગ્રેજો સહેજ પણ ચસકી શકત નહિ; પંજાબમાં એકલી અટૂલી થઈ પડેલી નિર્બળ પલટનનાં હથિયારો ખેંચી લેવાનું તેમના હાથે બની જ ન શકત. રોજ-બ રોજ ક્રાંતિનાં પૂર વધતાં ચાલત, ને અનિશ્ચિત તથા ઢચુપચુ વિચારવાળા શીખો જેવા સહુ એ પૂરમાં સહેજે તણાઈ જાત. સિવાય ક્રાંતિની આવી જાજ્વલ્યમાન અને સફળ શરૂઆતથી અંજાઈ જઈને, અત્યાર સુધી જેઓ ક્રાંતિ તરફ કેવળ સહાનુભૂતિ બતાવતા હતા પરંતુ જેઓ તેમાં ઝંપલાવીને પોતાનું સર્વસ્વ હોમી દેવા તૈયાર થયા નહોતા, તેવાઓ પણ ક્રાંતિયુદ્ધમાં જોડાઈ જવા જેટલા હિંમતવાન બની જાત, અને અવશ્ય હિંદુસ્તાન સ્વતંત્ર બનત!

ટૂંકમાં શીખોના દેશદ્રોહને કારણે અને મીરતમાં અણધારી રીતે

સળગેલી ચિનગારીને લીધે પંજાબ માંહેની ક્રાંતિનાં મંડાણ સમૂળગાં ઊખડી પડ્યા જેવું થયું. અને દિલ્હીના કરોડરજ્જુ સરખી સ્થિતિ પંજાબની હોવાથી, પંજાબ વિષેના આવા સમાચાર મળતાં જ દિલ્હીના ક્રાંતિકારી દેશભક્તોમાં પણ ભારે નિરાશાનું ગોળું પથરાયું.

અત્યાર સુધી ક્રાંતિકારી સિપાઈઓ તેમ જ અંગ્રેજોએ પંજાબ અને દિલ્હીમાં ત્રણ અઠવાડિયાં સુધી શું કર્યું તેનું વર્ણન આપવામાં આવ્યું છે. આ ત્રણ અઠવાડિયાં દરમિયાન અંગ્રેજો પોતાથી બની શકતી સઘળી તૈયારીઓ કરવામાં રોકાયા હતા. અને એ જ ધોરણે કલકત્તાથી અલાહબાદ તરફ મદદ અર્થે ગોરી પલટનોનો સતત પ્રવાહ ચાલુ થઈ ગયો હતો. મુંબાઈમાં તેમ જ મદ્રાસમાં, રાજપૂતાનામાં તેમ જ સિંધમાં આ ક્રાંતિકારી બળવા પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા કોણ કોણ છે તેની ઝીણવટભરી તપાસ શરૂ થઈ હતી; સિવાય પંજાબમાં તો બરાબર સમયસર જ એ કાંટો કાઢી ઉખેડી ફેંકી દેવાના ઉપાયો પણ તત્કાળ યોજાઈ ચૂક્યા હતા. બળવાની આ આગાઉની સૂચના મળી જવા બદલ પ્રભુનો પાડ માનવા સાથે અંગ્રેજોમાં એવો વિશ્વાસ પણ પેદા થતો હતો કે પોતે આ ક્રાંતિની જ્વાળાઓ ઘણે ઠેકાણે સાફ બુઝાવી દીધી છે. અંગ્રેજોને પક્ષે આવી જાતની તૈયારી આ ત્રણ અઠવાડિયામાં થઈ રહી હતી તે દરમિયાન ક્રાંતિકારીઓને પક્ષે અહીંતહીંની બેચાર નજીવી હિલચાલો બાદ કરતાં બહારથી તો જાણે સંપૂર્ણ શાંતિ અને નિરાંત હોય એમ જણાતું હતું. મે મહિનાની ૩૦ મીએ બંને પક્ષની આ જાતની સ્થિતિ હતી. પરંતુ તે પછી તુરત જ એ સઘળી પરિસ્થિતિ એકાએક કેવી બદલાઈ ગઈ, અંગ્રેજોનો આત્મવિશ્વાસ કેમ ધૂળમાં મળી ગયો, સિવાય, આ ત્રણ અઠવાડિયાં દરમિયાન નુકસાનના ભારે પ્રસંગો સહી લઈને

પણ ક્રાંતિની અગ્નિશિખાઓ ફરી પહેલાં કરતાં પણ વધારે જોરદાર રીતે કેમ પ્રજ્વળી ઊઠી, વગેરે હકીકતો દર્શાવનાર ઐતિહાસિક બનાવો તરફ આપણે હવે વળીએ. ઇતિહાસમાં આજ સુધી અગાઉથી નક્કી કરી રાખેલી રીતે જ કોઈ પણ ક્રાંતિનું કામકાજ ચાલ્યું નથી, કેમકે ક્રાંતિ એ કોઈ ઘડિયાળ પેઠે નિયમિત રીતે ભુસ્યા વિના ચાલ્યા કરતું કેવળ યંત્ર તો નથી જ! એનો વિકાસ હમેશાં સ્વતંત્ર રીતે જ થયા કરે છે! હા, કેટલાએક સ્થૂળ નિયમાનુસાર ક્રાંતિને પણ ચાલવું જ પડે છે એની ના પાડી શકાય નહિ. પરંતુ ક્રાંતિના કેવળ આંચકાને પરિણામે જ આજુબાજુના નાના નાના નિયમો તો ઊખડી જ પડે છે. ક્રાંતિને માટે એક જ મુગ્ધ શબ્દ: ધ્યાનમંત્ર હોવો જોઈએ : 'અટકશો નહિ!' 'સતત આગળ ને આગળ વધ્યે જાઓ!' ક્રાંતિ બરાબર હેલારે ચડી હોય ત્યારે કોઈ કોઈવાર ઠેક નથી જ અને અણધારી બાબતો બની જાય છે; તોપણ ક્રાંતિમાં તો કોઈએ અટકવું ન જ જોઈએ. એ અણધારી બાબતો ઉપર પણ કાબૂ મેળવી લઈ આગળ જ ધસ્યા જવું જોઈએ.

ક્રાંતિ એ એક અજબ જાતનું પક્ષી છે. જે સ્થાને એ લાંબા સમય સુધી પાંજરે પુરાઈ રહ્યું હોય, ત્યાંથી પહેલવહેલી વાર બંધન-મુક્ત થતાં જ પોતાને ધારેલે સ્થાને પહોંચતાં પૂર્વે થોડો વખત તેને આકાશમાં સ્વચ્છંદ વિહાર કરવાનું આવશ્યક હોય છે. જેણે એ પક્ષીની પીઠે બેસી પોતાનું લક્ષ્ય પ્રાપ્ત કરવું હોય, તેણે એ પક્ષી પર પોતાનું આસન દૃઢ જમાવવાની આવડત કેળવવી પડે છે—સાવચેતી રાખવી પડે છે. કેમકે સ્વચ્છંદ વિહારનું પહેલું જોસ નરમ પડતાં જ જ્યારે તે પોતાની સ્વાભાવિક ગતિથી ઊડવાનો આરંભ કરે છે, તે વેળા જેણે પોતાનું આસન એ પક્ષી ઉપર

બરાબર જમાવી રાખ્યું હોય તે જ એની ગતિને ધારેલી દિશામાં વાળી શકે છે. નક્કી કરેલા સમય પૂર્વે મીરતના લોકોએ ભલે એ પંખીને પાંજરામાંથી છોડી દીધું, તોપણ આગેવાનો એથી જરા ય મૂંઝાયા નહિ કે અસ્થિર ન થયા.

માટે ઓ ઇતિહાસરૂપી કાળભગવાન! હવે તમે જ કહો કે શ્રીમંત નાનાસાહેબ, લખનૌનો મૌલવી, ઝાંસીની રાણી અને બીજા અનેક વીર યોદ્ધાઓ આ ગરુડ પક્ષી પર આટલું અસાધારણ દઢ આસન શી રીતે જમાવી શકયા? અને હે ઇતિહાસના સાક્ષીરૂપ કાળભગવાન! એ પણ ન ભૂલશો કે એ સઘળા શૂરવીરો પેઠે સઘળા ભારતવાસીઓ પણ એને બળપૂર્વક વળગી ન રહેવાને લીધે કેવી રીતે એ ગરુડ આકાશમાં ઊડી ગયો! પ્રથમાર્ધમાં તમે અમારી સાથે ફરીને એમના યશનાં ઉજ્જવળ ગાન ગાઈ સંભળાવો: અને એ જ રીતે ઉત્તરાર્ધમાં પણ અમારી સાથે વિચરો અને અમારી સાથે જ આંખમાંથી આંસુઓ વહેવડાવો!

## પ્રકરણ પાંચમું

### અલીગઢ અને નસીરાબાદ

અંબાલા અને પંજાબ તરફનો હિંદુસ્તાનનો આખો વાયવ્ય પ્રાંત જે રીતે ક્રાંતિના આ પ્રચંડ ધડાકાથી હચમચી ગયો હતો, તે પ્રમાણે દક્ષિણમાં આવો જ એક બીજો પ્રાંત ક્રાંતિનાં ભયાનક મોજાંઓથી ખળભળી ઊઠયો હતો. દિલ્હીની દક્ષિણે અલીગઢમાં ૯ મી હિંદી પાયદળ

પલટન હતી. આ પલટનની કેટલીએક નાની ટુકડીઓ મિનપુરી ઈટાવા અને બોલંદમાં છાવણી નાખી પડી હતી. સરકારને પલટનમાં ગોયો અજબ વિશ્વાસ હતો કે આખા ય હિંદુસ્તાન સિપાઈઓ કદાચ બળવો કરી ઊઠે તોપણ આ પલટનના સિપાઈઓ કદી સામે થવાના નથી. બોલંદની બજારમાં છૂપી ક્રાંતિકારી સંસ્થાઓની હલચલ પુષ્કળ વધી પડી હોવાની બાતમીઓ અધિકારીઓને કાને પહોંચી હતી, છતાં ૯ મી પલટન તો આ ચળવળથી સાવ અલિપ્ત રહેશે એવી સમજણને આધારે આ સઘળા અધિકારીઓ સુરક્ષિતપણાની ભ્રમણામાં ઘોરતા પડ્યા હતા.

મે મહિના લગભગ બોલંદની આસપાસના પ્રદેશનાં ગામડાંઓએ પોતામાંથી એક વંદનીય, સત્યપ્રિય અને સ્વાતંત્ર્યપ્રેમી બ્રાહ્મણ પસંદ કરીને એને સીધો બોલંદમાં મોકલી આપ્યો. એ દિશાએ આ બ્રાહ્મણ જ્યારે ઝપાટાબેર પગલાં માંડી રહ્યો હતો ત્યારે તેનું દિલ અનેક પરસ્પર વિરોધી ભાવનાઓને ભારે દબાયલું હતું. પોતે જે કામ માટે બોલંદની છાવણીમાં જઈ રહ્યો છે તે કાર્યમાં સફળતાની આશા વધારે છે કે નિષ્ફળ થવાના દોકડા વધારે છે એનો સંદેહ તેના મનને અસ્થિર કરી રહ્યો હતો. એનું કારણ એ હતું કે બોલંદની આ પલટનના સૈનિકોની રાજનિષ્ઠા ઉપર અંગ્રેજોને અસાધારણ વિશ્વાસ હતો, ત્યારે માતૃભૂમિ પણ એ જ સિપાઈઓ તરફ આશાભરી મીટ માંડી બેઠી હતી. " આ મારા દેશબંધુ સૈનિક ભાઈઓ માતૃભૂમિના ઉદ્ધાર અર્થે તેમ જ ધર્મના રક્ષણ કાજે બળવામાં સામેલ થાય તે સારુ હું જે બેચાર બોલ તેમને સંભળાવવા માગું છું તે તેઓ સાંભળશે ખરા? સ્વરાજ્યના સ્વર્ગીય આકાશમાં ઉડ્ડયન કરવા પૂરતું બળ આ સૈનિકોની પાંખોમાં હશે ખરું?

ઉજ્જવળ ભાવિની જે આશાઓ હુ તેમને બતાવીશ તેનો તિરસ્કાર કરીને ગુલામીની અંધારી, બીવણુ અને જડતાભરી તંદ્રામાં જ સબડ્યા કરવાનું તો તેઓ પસંદ નહિ કરે ? તેમને જાગૃત કરીને ભાવિ સ્વાતંત્ર્યનાં વૈભવશાલી દશ્ય બતાવવા હુ તેમની પાસે જઈ રહ્યો છું તો તેમની નિદ્રાભંગ કરવાના ગુના માટે તેઓ ઊલટો મને જ ઠપકો તો નહિ આપે ? અગર તો મારા એ ગુના માટે તેઓ પોતાના જ દેશભાઈઓ સામે તો હથિયાર નહિ ઉપાડે ? " આ જાતની વિષાદભરી અનેક લાગણીઓમાં તેનું હૃદય ઝોલા ખાઈ રહ્યું હતું, છતાં મોં પર તો અપૂર્વ શાંતિનું તેજ ઝળકી રહ્યું હતું. ક્રાંતિના મહાન સદેશ સહિત એ બ્રાહ્મણ બોલંદની છાવણીમાં દાખલ થયો. ત્યાં પહોંચતાં જ તેનું સારી રીતે સ્વાગત કરવામાં આવ્યું, અને તેના ક્રાંતિના એ મહાન્ સદેશા પ્રત્યે સિપાઈઓ તરફથી ભાવભર્યો આદર પણ દર્શાવવામાં આવ્યો. બળવો કેવી રીતે કરવો તેની વિગતની ચર્ચા વેળા એ બ્રાહ્મણે તેમને સૂચવ્યું કે કોઈ મોટા લગ્નસમારંભની ધમાલ અને ગડબડની તકનો લાભ લઈ બધાએ સામે થવું, ને ત્યાંના બધા અગ્રેજોને ઠાર કરી સીધા દિલ્હીનો માર્ગ લેવો. બેશક અગ્રેજી રાજસત્તાને ઉથલાવી પાડવા અગે જોકે કોઈનો તાત્ત્વિક વિરોધ નહોતો, પરંતુ એનો અમલ કરવાની વિગતમાં વ્યાવહારિક દૃષ્ટિએ એ માર્ગ બરાબર યોગ્ય છે કે કેમ તે અંગે ત્યાં ચર્ચા ચાલી. તે જ વખતે પલટન માંહેના ત્રણ સિપાઈઓએ ચાડી ખાધી જેને પરિણામે એ બ્રાહ્મણને અટકમાં લેવામાં આવ્યો. તુરત જ તેને બોલંદથી પલટનની મુખ્ય છાવણીમાં એટલે અલીગઢ રવાના કરી દેવામાં આવ્યો. ત્યાં બધા સિપાઈઓની હાજરીમાં એને ફાંસી દેવાઈ. અલીગઢમાં આ ચાલતું હતું તે દરમિયાન બોલંદમાં ત્રણ રાજનિષ્ઠ પ્રામાણિક સિપાઈઓનુ અપમાન કરવામાં આવ્યું, અને

પલટન હતી. આ પલટનની કેટલીએક નાની ટુકડીઓ મિનપુરી, ઈટાવા અને ગોલંદમાં છાવણી નાખી પડી હતી. સરકારને આ પલટનમાં એવો અજબ વિશ્વાસ હતો કે આખાય હિંદુસ્તાનના સિપાઈઓ કદાચ બળવો કરી ઊઠે તોપણ આ પલટનના સિપાઈઓ કદી સામે થવાના નથી. ગોલંદની બજારમાં છૂપી ક્રાંતિકારી સંસ્થાઓની હલચલ પુષ્કળ વધી પડી હોવાની બાતમીઓ અધિકારીઓને કાને પહોંચી હતી, છતાં ૯ મી પલટન તો આ ચળવળથી સાવ અલિપ્ત રહેશે એવી સમજણને આધારે આ સઘળા અધિકારીઓ સુરક્ષિતપણાની ભ્રમણામાં ઘોરતા પડ્યા હતા.

મે મહિના લગભગ ગોલંદની આસપાસના પ્રદેશનાં ગામડાંઓએ પોતામાંથી એક વંદનીય, સત્યપ્રિય અને સ્વાતંત્ર્યપ્રેમી બ્રાહ્મણને પસંદ કરીને એને સીધો ગોલંદમાં મોકલી આપ્યો. એ દિશામાં આ બ્રાહ્મણ જ્યારે ઝપાટાભેર પગલાં માંડી રહ્યો હતો ત્યારે તેનું દિલ અનેક પરસ્પર વિરોધી ભાવનાઓને ભારે દબાયલું હતું. પોતે જે કામ માટે ગોલંદની છાવણીમાં જઈ રહ્યો છે તે કાર્યમાં સફળતાની આશા વધારે છે કે નિષ્ફળ થવાના દોકડા વધારે છે એનો સંદેહ તેના મનને અસ્થિર કરી રહ્યો હતો. એનું કારણ એ હતું કે ગોલંદની આ પલટનના સૈનિકોની રાજનિષ્ઠા ઉપર અંગ્રેજોને અસાધારણ વિશ્વાસ હતો, ત્યારે માતૃભૂમિ પણ એ જ સિપાઈઓ તરફ આશાભરી મીટ માંડી બેઠી હતી. " આ મારા દેશબંધુ સૈનિક ભાઈઓ માતૃભૂમિના ઉદ્ધાર અર્થે તેમ જ ધર્મના રક્ષણ કાજે બળવામાં સામેલ થાય તે સારુ હું જે બેચાર બોલ તેમને ગળાવવા માગું છું તે તેઓ સાંભળશે ખરા? સ્વરાજ્યના સ્વર્ગીય આકાશમાં ઉડ્ડયન કરવા પૂરતું બળ આ સૈનિકોની પાંખોમાં હશે ખરું ?

ઉજ્જવળ ભાવિની જે આશાઓ હું તેમને બતાવીશ તેનો તિરસ્કાર કરીને ગુલામીની અધારી, બીહણ અને જડતાભરી તદ્રામાં જ સગળા કરવાનુ તો તેઓ પસદ નહિ કરે ? તેમને જાગૃત કરીને ભાવિ સ્વાતંત્ર્યના વૈભવશાલી દૃશ્ય બતાવવા હુ તેમની પાસે જઈ રહ્યો છુ તો તેમની નિદ્રાભગ કરવાના ગુના માટે તેઓ ઊલટા મને જ ઠપકો તો નહિ આપે ? અગર તો માગ એ ગુના માટે તેઓ પોતાના જ દેશભાઈઓ સામે તો હથિયાર નહિ ઉપાડે ?" આ જાતની વિષાદભરી અનેક લાગણીઓમા તેનુ હૃદય ઝોલા ખાઈ રહ્યુ હતુ, છતા મો પર તો અપૂર્વ શાન્તિ તેજ ઝગારી રહ્યુ હતું ક્રાંતિના મહાન સદેશ સહિત એ બ્રાહ્મણ બોલદની છાવણીમા દાખલ થયો ત્યા પહોચતા જ તેનુ સારી રીતે સ્વાગત કરવામાં આવ્યુ, અને તેના ક્રાંતિના એ મહાન્ સદેશા પ્રત્યે સિપાઈઓ તરફથી ભાવભર્યો આદર પણ દર્શાવવામા આવ્યો બળવો કેવી રીતે કરવો તેની વિગતની ચર્ચા વેળા એ બ્રાહ્મણે તેમને સૂચવ્યુ કે કોઈ મોટા લશ્કરસમારભની ધમાલ અને ગડબડની તકનો લાભ લઈ બધાએ સામે થવુ, ને ત્યાના બધા અગ્રજોને ઠાર કરી સીધા દિલ્હીનો માર્ગ લેવા બેશક અગ્રેજી રાજસત્તાને ઉથલાવી પાડવા અગે જોકે કોઈનો તાત્ત્વિક વિરોધ નહોતો, પરતુ એનો અમલ કરવાની વિગતમા વ્યાવહારિક દૃષ્ટિએ એ માર્ગ બરાબર યોગ્ય છે કે કેમ તે અગે ત્યા ચર્ચા ચાલી તે જ વખતે પલટન માહેના ત્રણ સિપાઈઓએ ચાડી ખાધી જેને પરિણામે એ બ્રાહ્મણને અટકમાં લેવામા આવ્યો તુરત જ તેને બોલદથી પલટનની મુખ્ય છાવણીમા એટલે અલીગઢ રવાના કરી દેવામા આવ્યો ત્યા બધા સિપાઈઓની હાજરીમા એને ફાસી દેવાઈ અલીગઢમા આ ચાલતુ હતુ તે દરમિયાન બોલદમા ત્રણ રાજનિષ્ઠ પ્રામાણિક સિપાઈઓનું અપમાન કરવામા આવ્યુ, અને

ગાળો ભાંડીને તેમને હાંકી મૂકવામાં આવ્યા. આથી બોલંદના સધળા સિપાઈઓ પોતાના મુખ્ય અફસરની રજા મેળવ્યા વિના જ—કહો કે ઊલટાનો તેમના પર હજારો ભૂંડા શાપ વરસાવતા જ્યાં પેલા ક્રાંતિનો સંદેશો આણનાર બ્રાહ્મણને લઈ જવામાં આવ્યો હતો ત્યાં એટલે અલીગઢ જઈ પહોંચ્યા. મેની ૨૦ મીએ સાંજે એ બ્રાહ્મણને ફાંસીએ લટકાવવાનો હુકમ થયો હતો; તે વેળા આખી પલટને હાજર રહેવું એવો હુકમ પણ કરવામાં આવ્યો હતો. હવે કયો માર્ગ ગ્રહણ કરવો એ સવાલ થઈ પડ્યો. જો તેઓ ૩૧ મી મે સુધી શાંત રહે તો પેલો બ્રાહ્મણ ફાંસીએ લટકે તેમ હતું. અને 'હમણાં એને ફાંસી દેવાશે!' એમ તેઓ અંદર અંદર હજુ વાતો કરતા ઊંચે જુએ છે ત્યાં તો બ્રાહ્મણના આત્માને તેમણે સ્વર્ગે સંચરતો દીઠો! નીચે વધમંચ ઉપર તેનો પાર્થિવ દેહ વેરનો ભયંકર અને વક્તૃત્વપૂર્ણ ભાષામાં મૌન સંદેશ સુણાવતો લટકતો હતો! એ ભાષણ કેટલું ઓજસ્‌ભર્યું હતું! અખંડ શબ્દમાળાને બદલે ત્યાં સતત ટપકતી લોહીબિંદુઓની અખૂટ ધારા ચાલી રહી હતી! મોંએથી એક અક્ષર પણ કાઢ્યા વિના જે અત્યંત પ્રભાવી વ્યાખ્યાન પેલા વધમંચ ઉપર મરણશરણ થયેલા એ વિપ્રના દેહમાંથી ચાલી રહ્યું હતું, એવું અસાધારણ વક્તૃત્વ તો જિંદગીમાં કોઈ કાળે ભૂલેચૂકે પણ એના મોં વાટે ભાગ્યે જ નીકળ્યું હશે. આમ એક પળ પણ પૂરી પસાર થઈ નહિ હોય ત્યાં તો સિપાઈઓમાંથી એક જણ આગળ ધસી આવ્યો ને પોતાની તલવાર બ્રાહ્મણના એ મૃત કલેવર તરફ લંબાવતો બોલી ઊઠ્યો : "ભાઈઓ! જુઓ, આ શહીદનો દેહ લોહીથી કેવો લદબદી રહ્યો છે!" એ શૂરા સિપાઈના મોંમાંથી નીકળેલા એ શબ્દરૂપી ભાલાની અણી ત્યાં હાજર રહેલા હજારો સૈનિકોના અંતઃકરણને એવી તો આબાદ રીતે ઘાયલ કરી ગઈ કે દારૂના ઢગલા

પર અગ્નિનો તણખો પડે અને ભડકો થાય, એ ક્રિયા પણ આની પાસે સાવ ધીરી મંદ ગતિથી થતી હોય એમ લાગે ! તત્કાળ એ હજારો સિપાઈઓ કમરેથી તલવાર ખેંચીને ક્રોધથી ગાંડા બની જઈ ઘેલું લાગ્યું હોય તેમ 'ફિરંગી રાજ્યની ઠાઠડી બાંધો ! ફિરંગી-રાજ મુર્દાબાદ !' એવી ગર્જનાઓ કરતા લડાઈની ધૂનમાં જાણે કૂદી પડ્યા.

આ ભીષણ દૃશ્ય દેખીને અંગ્રેજ અધિકારીઓનાં કાળજાં ભયથી થથરી ઊઠયાં હોય તો નવાઈ નહિ. ૯ મી પલટનના 'વફાદાર – સહુથી વધારે વફાદાર' ગણાતા સિપાઈઓ બળવો કરી ઊઠયા એટલું જ નહિ, પરંતુ તેમણે જાહેર રીતે સંભળાવી દીધું કે "જો અંગ્રેજોને પોતાના પ્રાણ બચાવવાની આવશ્યકતા ભાસતી હોય તો તેમણે તુરત જ અલીગઢ છોડી ચાલ્યા જવું !" સિપાઈઓની આ ઉદારતાનો લાભ લઈને સઘળા અંગ્રેજ અધિકારીઓ, તેમનાં બાલ-બચ્ચાંઓ અને બીજા પણ અંગ્રેજ લોકો પોતાનાં બૈરાં અને છોકરાં સાથે – લેડી ઓટ્રામ પણ – એકએક ગોરો માનવી ચુપચાપ અલી-ગઢને રામરામ કરી રવાના થઈ ગયા ! એ મધરાતે અંગ્રેજી રાજસત્તાનું કોઈ નામોનિશાન અલીગઢને પાદર રહ્યું નહિ !

અલીગઢ સ્વતંત્ર થયાના સમાચાર મિનપુરમાં તા. ૨૨ મી મેના રોજ સાંજના પહોંચ્યા. ૯ મી પલટનની એક ટુકડી અહીં હોવાની હકીકત ઉપર લખાઈ જ ગઈ છે. અલીગઢના પોતાના ભાઈઓની હકીકત જાણ્યા પછી આ ટુકડીના લોકોની મનની લાગણી કેવી થઈ હશે તે તો હરકોઈ સામાન્ય માનવી પણ કલ્પી શકે તેવું છે. મિનપુરના અધિકારીઓને એવા ખબર મળ્યા કે મીરતમાં અંગ્રેજો સામે લડનારો રાજેનાથસિંગ નામનો એક માણસ જીવતી નામને

સ્થળે ગયો છે. તેમણે ટુકડીમાંથી કેટલાએક સિપાઈઓને તેને પકડી લાવવા મોકલ્યા. ૯ મી પલટનના સિપાઈઓએ છાવણી જઈને તેને પકડવાને બદલે તેને બીજે સહીસલામત સ્થળે પહોંચાડી દીધો અને મિનપુર આવી ઑફિસરોને જાહેર કર્યું કે છાવણીમાં એ નામનો કોઈ આદમી છે નહિ. વળી રામદીનસિંગ નામના એક સિપાઈને હુકમો ન માનવાના ગુનાસર આ અધિકારીઓએ સિપાઈઓની ચોકી સાથે અલીગઢ રવાના કર્યો. અરધે રસ્તે પહોંચ્યા પછી ચોકિયાત સિપાઈઓએ રામદીનસિંગને છૂટો કર્યો, તેની બેડીઓ તોડી નાખી, અને શાંતિથી મિનપુર પાછા ફર્યા. આમ આ પલટનના સિપાઈઓમાં સ્વદેશપ્રેમનો જુસ્સો પ્રવેશી ચૂક્યો હતો; બળવો કરી ઊઠવાના કોઈ સૂચનની માત્ર તેઓ રાહ જોઈ રહ્યા હતા. પરંતુ અધિકારીઓ *તેમને બળવો કરતાં પહેલાં જ શસ્ત્રહીન બનાવી ન મૂકે એટલા* ખાતર તેઓ એટલી સરસ વર્તણૂક દાખવતા હતા કે આખા હિંદુસ્તાનમાં સૌથી વધારે 'વફાદાર' ગણાતી પલટનમાં ૯ મી પલટનનું નામ મોખરે હતું. પરંતુ ઊપર લખ્યા બ્રાહ્મણવાળા બનાવ પછી માત્ર સિપાઈઓ જ નહિ પરંતુ આખા અલીગઢ જિલ્લાના સઘળા લોકો ગુસ્સાથી સળગી રહ્યા. આ વધતા જતા અસંતોષને દબાવી દેવા માટે ૯ મી પલટનની મિનપુરવાળી ટુકડીને અલીગઢ પ્રાંતમાં મોકલી આપવામાં આવી હતી. પરંતુ જ્યારે એ ટુકડી અલીગઢ પાછી ફરી ત્યારે કસાઈઓ – અરે, રસ્તે ભટકતા ભિખારીઓ પણ તેમને સવાલ પૂછી રહ્યા : "તમે ફિરંગીઓને ક્યારે ખતમ કરી દેવાના છો ?" "સ્વાતંત્ર્ય અર્થે તમે બળવો ક્યારે જગવવાધારો છો ?" અને જેને માટે કસાઈઓ અને ભિખારીઓ પણ અધીરા થઈ રહ્યા હતા એવું એ સ્વાતંત્ર્યની રણગર્જના ગજવવાનું કાર્ય મુલતવી રાખવાનું સિપાઈઓને તો ગમે જ ક્યાંથી ? એટલામાં જ

અલીગઢના સમાચાર આવી પહોંચ્યા. પોતાની પલટનના જ ભાઈ-ઓને જાગી ઊઠેલા દેખતાં જ હવે રાહ જોઈ બેસી રહેવામાં તેમને શરમ છૂટી, અને તેમણે તે જ દિવસે બળવો પોકાર્યો! આ ક્રાંતિકારીઓએ પણ પોતાના કબજામાં સપડાયેલ અંગ્રેજ લોકોને જીવતદાન આપ્યાં, પુષ્કળ દારૂગોળો, હથિયારો અને શસ્ત્રસરંજામ ત્યાંના ભંડારમાંથી હાથ કર્યાં, તથા તે સઘળું ઊંટો પર લાદીને મેની ૨૩મીએ તેઓ દિલ્હી જવા ઊપડ્યા.

આ વેળા ઇટાવાના કિલ્લામાં પણ આ જ જાતની હિલચાલ ચાલુ થઈ હતી. ઇટાવાના કલેક્ટર અને મુખ્ય મેજિસ્ટ્રેટ એલન. ઓ. હ્યુમે તો મીરતના સમાચાર કાને પડતાં જ પોતાના હાથ નીચેના આસિસ્ટંટ મેજિસ્ટ્રેટ ડેનિયલની મદદથી ઇટાવાની આસપાસના બધા માર્ગો સુરક્ષિત રાખવા સારુ ખાસ પસંદગીના લોકોની એક ટુકડી બનાવી કાઢી. ૧૯મી મેના રોજ આ ટુકડીનો અને મીરતથી આવતા થોડાએક સિપાઈઓનો ભેટો થયો સહજ છે કે એ થોડા સિપાઈઓ પેલી ટુકડીને શરણે થયા; તેમણે સિપાઈઓને પોતાનાં હથિયારો છોડી દેવાનો હુકમ કર્યો. મીરતવાળા સિપાઈઓએ તેમનો હુકમ માનવાનું બરાબર નાટક ભજવ્યું, ને પોતાનાં હથિયારો પકડી નીચે મૂકવાનો દેખાવ કરતી વેળા તેમને અટકમાં લેવા આગળ વધેલા પેલી ટુકડીના માણસોને તેમણે સીધેસીધા કાપી નાખ્યા! આ સમાચાર ચારે તરફ ફેલાઈ જાય તે પહેલાં તો પેલા મીરત-વાળા સિપાઈઓ શસ્ત્રાસ્ત્રો સહિત ગામના એક હિંદુ દેવાલયમાં જઈ ભરાયા! ઇટાવાના કલેક્ટર એલન ઓ. હ્યુમે જ્યારે એ સમાચાર સાંભળ્યા ત્યારે તુરત ડેનિયલને સાથે લઈ થોડાએક હિંદી સૈનિકો સહિત તે પેલા દેવાલયને ઘેરી લેવા નીકળી પડ્યો.

હ્યુમે એમ ચોક્કસ રીતે ધાર્યું હતું કે આ નાનકડી ટુકડી લઈ પોતે પેલા સિપાઈઓ પર ધસારો કરશે તે પહેલાં જ ગામના જ લોકોએ મળીને એ ગણ્યાગાંઠ્યા સિપાઈઓને ખલાસ કરી દીધા હશે! પરંતુ જ્યારે પેલા દેવાલય પાસે આવી તેણે જોયું ત્યારે તેની અજાયબીનો પાર ન રહ્યો. ગામલોકોને તો તેણે પેલા સિપાઈઓને મારી નાખવાને બદલે ઊલટાનાં તેમનાં પરાક્રમોનાં યશોગાન ગાતા તથા તેમને જોઈતું સીધુંસામાન પહોંચાડવામાં મશગૂલ બનેલા દીઠા! ગામલોકોએ ભલે આવો આબાદ દગો દીધો હોય, તોપણ પોતાની સાથેના સિપાઈઓ અને પોલીસો હવે તો કમર કસીને લડી લે એવો ધાટ ઉનિયલે ધડ્યો. તેણે અસાધારણ હિંમતથી એ દેવાલય પર હલ્લો કરવાનો હુકમ આપ્યો, અને પોતે જાતે જ આગળ વધ્યો. પણ તેની પીઠ સાચવનારું પાછળ કોણ હતું? કેવળ એક જ સિપાઈ તેના હુકમને માન આપનારો નીકળ્યો! પરંતુ એ ગોરા આગેવાન અને તેના પેલા કાળા અનુયાયીને દેવાલયની અંદરના સિપાઈઓની ગોળીઓએ તુરત યમસદન પહોંચાડી દીધા! ને બીજી પળે રોફભેર ચડી આવેલો હ્યુમ દેવાલયના સિપાઈઓને જેમના તેમ રહેવા દઈ ડરપોકની પેઠે ત્યાંથી નાસી ગયો!

મેની ૧૯ મીએ ઈટાવાનું લશ્કર બળવો કરશે એવી એક જોરદાર અફવા વહેતી થઈ હતી. પરંતુ ક્રાંતિપક્ષનું મુખ્ય કેન્દ્ર અલીગઢ હતું; બળવો કરવાના હુકમ ત્યાંથી ન મળવાને કારણે ઈટાવાના સિપાઈઓ સ્વસ્થ – શાંત બેસી રહ્યા હતા. આ સ્થિતિ મેની ૩૧ મી સુધી લંબાત; પરંતુ દરમિયાન બની ગયેલા પેલા બ્રાહ્મણ શહીદના બલિદાને ક્રાંતિની જ્વાળા એકદમ ચેતવી દીધી. અને ૨૨ મીએ અલીગઢે બળવો કર્યાના સમાચાર મળતાં જ ઈટાવાએ પણ બળવાનો શંખ

ફૂંક્યો.. આવી વિષમ પરિસ્થિતિમાં અંગ્રેજોએ પોતાનાં બાળબચ્ચાં-ઓને લઈને જ્યાં માર્ગ સૂઝે તે તરફ નાસવા માંડ્યું. ખુદ મિ. હ્યુમ પોતે પણ કેવળ એ સિપાઈઓની મહાન્ ઉદારતાને કારણે હિંદી સ્ત્રીના વેશમાં માંડમાંડ નાસી છૂટ્યો.[1] હ્યુમ નાસી ગયાની હકીકત જણાતાં જ ઇટાવા સંપૂર્ણ રીતે સ્વતંત્ર હોવાની જાહેરાત ઢોલ પીટીને કરવામાં આવી. તે પછી ત્યાંના સઘળા સિપાઈઓ દિલ્હી તરફ નીકળી ચૂકેલી પોતાની પલટનમાં જોડાઈ જવા રસ્તે પડ્યા.

આમ આખી પલટન એક જ મનુષ્ય હોય તેમ એકી સાથે જાગ્રત થઈ ઊઠી. અલીગઢ, બોલંદ, મિનપુર અને ઇટાવા સરખાં અતિદૂરનાં સ્થળોમાં પણ તિજોરી લૂંટવી, સ્વતંત્રતાની જાહેરાત કરવી, શરણે આવેલા અંગ્રેજોને જીવતદાન આપવું તથા દારૂગોળો, હથિયારો અને બીજી ખોરાક-સામગ્રી સાથે લઈ દિલ્હી તરફ પ્રયાણ માંડવું, વગેરે કાર્યક્રમો શિસ્તબદ્ધ રીતે અને નિયમિતતાપૂર્વક પાર પાડવામાં આવ્યા. જે પલટનો વિષે અંગ્રેજો એવું ધારતા હતા કે આ તો વિફરશે તોપણ સહુથી છેલ્લે વિફરશે, તે પલટનો તો સહુથી આગળ ચાલી નીકળી હતી! આમ હોવાથી હવે કોઈ પણ પરિસ્થિતિમાં અંગ્રેજોને પોતાની સલામતીની સ્થિરતા દેખાઈ નહિ!

અજમેરથી ૧૨ માઈલ દૂર નસીરાબાદ કરીને એક નાનું ગામડું છે. એ સ્થળે એક અગ્રેજ ટુકડી, ૨૦ મી હિંદી પાયદળ પલટન અને તોપખાનું એટલું લશ્કર હતું. આ જ ગામમાં મીરતથી તાજેતરમાં આણેલી મુંબઈની ભાલેદારોની ૧ લી પલટન અને ૧૫ મી પલટન એમ બે પલટનો ત્યાં છાવણી નાખી પડી હતી. એ છેલ્લી

---

[1] *Red Pamphlet*, part II, page 70.

હ્યુમે એમ ચોક્કસ રીતે ધાર્યું હતું કે આ નાનકડી ટુકડી લઈ પોતે પેલા સિપાઈઓ પર ધસારો કરશે તે પહેલાં જ ગામના જ લોકોએ મળીને એ ગણ્યાગાંઠ્યા સિપાઈઓને ખલાસ કરી દીધા હશે! પરંતુ જ્યારે પેલા દેવાલય પાસે આવી તેણે જોયું ત્યારે તેની અજાયબીનો પાર ન રહ્યો. ગામલોકોને તો તેણે પેલા સિપાઈઓને મારી નાખવાને બદલે ઊલટાનાં તેમનાં પરાક્રમોનાં યશોગાન ગાતા તથા તેમને જોઈતું સીધુંસામાન પહોંચાડવામાં મશગૂલ બનેલા દીઠા! ગામલોકોએ ભલે આવો આબાદ દગો દીધો હોય, તોપણ પોતાની સાથેના સિપાઈઓ અને પોલીસો હવે તો કમર કસીને લડી લે એવો ધાટ ડેનિયલે ધર્યો. તેણે અસાધારણ હિંમતથી એ દેવાલય પર હલ્લો કરવાનો હુકમ આપ્યો, અને પોતે જાતે જ આગળ વધ્યો. પણ તેની પીઠ સાચવનારું પાછળ કોણ હતું? કેવળ એક જ સિપાઈ તેના હુકમને માન આપનારો નીકળ્યો! પરંતુ એ ગોરા આગેવાન અને તેના પેલા કાળા અનુયાયીને દેવાલયની અંદરના સિપાઈઓની ગોળીઓએ તુરત યમસદન પહોંચાડી દીધા! ને બીજી પળે રેફલેર ચડી આવેલો હ્યુમ દેવાલયના સિપાઈઓને જેમના તેમ રહેવા દઈ ડરપોકની પેઠે ત્યાંથી નાસી ગયો!

મેની ૧૯ મીએ ઈટાવાનું લશ્કર બળવો કરશે એવી એક જોરદાર અફવા વહેતી થઈ હતી. પરંતુ ક્રાંતિપક્ષનું મુખ્ય કેન્દ્ર અલીગઢ હતું; બળવો કરવાના હુકમ ત્યાંથી ન મળવાને કારણે ઈટાવાના સિપાઈઓ સ્વસ્થ – શાંત બેસી રહ્યા હતા આ સ્થિતિ મેની ૩૧ મી સુધી લંબાત; પરંતુ દરમિયાન બની ગયેલા પેલા બ્રાહ્મણ શહીદના બલિદાને ક્રાંતિની જ્વાળા એકદમ ચેતવી દીધી. અને ૨૨ મીએ અલીગઢે બળવો કર્યાના સમાચાર મળતાં જ ઈટાવાએ પણ બળવાનો શંખ

ફૂંક્યો. આવી વિષમ પરિસ્થિતિમાં અંગ્રેજોએ પોતાનાં બાળબચ્ચાં-ઓને લઈને જ્યાં માર્ગ સૂઝે તે તરફ નાસવા માંડ્યું. ખુદ મિ. હ્યુમ પોતે પણ કેવળ એ સિપાઈઓની મહાન્ ઉદારતાને કારણે હિંદી સ્ત્રીના વેશમાં માંડમાંડ નાસી છૂટ્યો.[1] હ્યુમ નાસી ગયાની હકીકત જણાતાં જ ઈટાવા સંપૂર્ણ રીતે સ્વતંત્ર હોવાની જાહેરાત ઢોલ પીટીને કરવામાં આવી. તે પછી ત્યાંના સઘળા સિપાઈઓ દિલ્હી તરફ નીકળી ચૂકેલી પોતાની પલટનમાં જોડાઈ જવા રસ્તે પડ્યા.

આમ આખી પલટન એક જ મનુષ્ય હોય તેમ એકી સાથે જાગ્રત થઈ ઊઠી. અલીગઢ, ઓલંદ, મિનપુર અને ઈટાવા સરખાં અતિદૂરનાં સ્થળોમાં પણ તિજોરી લૂંટવી, સ્વતંત્રતાની જાહેરાત કરવી, શરણે આવેલા અંગ્રેજોને જીવતદાન આપવું તથા દારૂગોળો, હથિયારો અને બીજી ખોરાક–સામગ્રી સાથે લઈ દિલ્હી તરફ પ્રયાણ માંડવું, વગેરે કાર્યક્રમો શિસ્તબદ્ધ રીતે અને નિયમિતતાપૂર્વક પાર પાડવામાં આવ્યા. જે પલટનો વિષે અંગ્રેજો એવું ધારતા હતા કે આ તો વિફરશે તોપણ સહુથી છેલ્લે વિફરશે, તે પલટનો તો સહુથી આગળ ચાલી નીકળી હતી! આમ હોવાથી હવે કોઈ પણ પરિસ્થિતિમાં અંગ્રેજોને પોતાની સલામતીની સ્થિરતા દેખાઈ નહિ!

અજમેરથી ૧૨ માઈલ દૂર નસીરાબાદ કરીને એક નાનું ગામડું છે. એ સ્થળે એક અંગ્રેજ ટુકડી, ૨૦મી હિંદી પાયદળ પલટન અને તોપખાનું એટલું લશ્કર હતું. આ જ ગામમાં મીરતથી તાજેતરમાં આવેલી મુંબઈની ભાલેદારોની ૧લી પલટન અને ૧૫મી પલટન એમ બે પલટનો ત્યાં છાવણી નાખી પડી હતી. એ છેલ્લી

[1] *Red Pamphlet*, part II, page 70.

પલટનમાં તો અંગ્રેજો પ્રત્યેનો દ્વેષ તેમ જ તેમને હિંદમાંથી હાંકી કાઢવાની તીવ્ર લાલસા એ બંને ભાવનાઓ ખૂબ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી રહી હતી; અને મીરતના હજારો રાજદ્વારી પ્રચારકોએ મીરતની છૂપી ક્રાંતિસંસ્થાના સઘળા ઠરાવો જાતે નસીરાબાદના સિપાઈઓમાં ફરીને બરાબર સમજાવવાની તક ન સાધી હોત તો જ નવાઈ ગણાત. મુંબઈના ભાલેદારો પૈકી થોડાકને બાદ કરતાં ત્યાંના લશ્કરના બધા જ સિપાઈઓમાં સર્વાંગે એકમત પ્રવર્તતો હતો. તેઓ કેવળ યોગ્ય સંધિની જ રાહ જોઈ બેઠા હતા. તેમને એની ૨૮મીએ તક સાંપડી. કારણ તે જ દિવસે તોપખાના વિભાગના સિપાઈઓમાં શિસ્તહીનતા વધારે પ્રમાણમાં દેખાઈ આવી. આથી બળવાની સૂચના મળતાં જ મીરતની ૧૫મી પલટને સામે થઈને તોપખાનાનો કબજો લીધો. એ પાછું જીતી લેવાને ઇરાદે અંગ્રેજ અધિકારીઓ તથા મુંબઈની ભાલેદાર પલટનના કેટલાક સિપાઈઓએ એકઠા થઈ તેમના પર હલ્લો કર્યો; પરંતુ થોડી ક્ષણોમાં જ ભાલેદાર સૈનિકો કહ્યાપણથી પાછા ફરી ગયા, જ્યારે અંગ્રેજ અધિકારીઓ એ રણમેદાનમાં જ મૃત્યુને ભેટ્યા. ન્યૂબરીના શરીરના તો ચૂંથેચૂંથા ઊડી ગયા. કર્નલ પેની અને કેપ્ટન સ્પોટિસ્વુડ એ બંને અધિકારીઓ આ ઝપાઝપીમાં કપાઈ ગયા. તે પછી શહેર તાબામાં રાખવાની કોઈ પણ આશા ન જણાયાથી અંગ્રેજો બિયાઉ તરફ નાસી ગયા. ક્રાંતિકારીઓએ તિજોરી કબજે લીધી, અને સર્વાનુમતે ચૂંટાયલા તેમના સેનાપતિએ બાદશાહને નામે સિપાઈઓને તેમનાં પરાક્રમો બદલ ઇનામો વહેંચ્યાં. અંગ્રેજોના બાંગબંગલાઓ સળગાવી દેવામાં આવ્યા. ને તે પછી હજારોની સંખ્યામાં ગણી શકાય તેવું આ લશ્કર સૈનિક કૂચગીતોના તાલ સાથે પોતાનાં શસ્ત્રાસ્ત્રો ખખડાવતું દિલ્હી તરફ રવાના થયું.

# પ્રકરણ છઠ્ઠું

## રોહિલખંડ

બરેલી એ રોહિલખંડની રાજધાનીનું શહેર હતું. એ પ્રાંતમાં રાજ કરતા પૂર્વેના રોહિલ-પઠાણો પાસેથી અંગ્રેજોએ એ રાજ્ય છીનવી લીધું હતું. આ પ્રાંતમાં ઉગ્ર, શક્તિશાળી અને જુસ્સાદાર મુસલમાનોની વસ્તી હતી; એ સઘળા પઠાણો પોતાને થયેલાં અપમાનોનું વેર લેવાની અનુકૂળ તકની રાહ જોઈ બેઠા હતા. ૧૮૫૭ના અરસામાં જે જે સ્થળોએથી અંગ્રેજ અમલ વિરુદ્ધ રાજકીય ક્રાંતિનો પ્રચાર વધારે જોસભેર થઈ રહ્યો હતો, તેમાં રોહિલખંડ અને તેની રાજધાની બરેલીનો અવશ્ય સમાવેશ કરવો જોઈએ. આ વેળા બરેલીની છાવણીમાં ૮મી ઇર્રેગ્યુલર ઘોડેસ્વાર ટુકડી (8th Irregular Cavalry), પાયદળની ૧૮ મી અને ૬૮ મી એ પલટનો અને એક હિંદી તોપખાનાની ટુકડી એટલું લશ્કર હતું આ આખા લશ્કરની સરદારી બ્રિગેડિયર સિબાલ્ડના હાથમાં હતી. એપ્રિલ અરસામાં કેટલાક સિપાઈઓએ કારતૂસો વિષેની પોતાની શંકાઓ જાહેર કરી હતી, પરંતુ સરકારે તે તરફ વધારે ધ્યાન ન આપતાં એકી સાથે સહુના પર કારતૂસો વાપરવા અંગે સખ્તાઈ કરી. આવી જ એકાદ બે બીજી બાબતો પણ બની, અને એ કારણે પણ સિપાઈઓ વધારે વધારે વિફરવા માંડ્યા હતા. છતાં ભાવિ મહાસંકટનો ખ્યાલ સરકારને કદી આવ્યો નહોતો.

મીરતના બળવાના સમાચાર બરેલીમાં ૧૪ મી મેના રોજ આવી પહોંચ્યા. અંગ્રેજોએ પોતાનાં બૈરાંછોકરાંને નૈનીતાલ મોકલી દીધાં અને ઘોડેસ્વાર ટુકડીને તૈયાર રહેવા સૂચવ્યું. ઘોડેસ્વાર લશ્કરના

સિપાઈઓ જો કે હિંદી જ હતાં તોપણ એ સિપાઈઓ પર અંગ્રેજોને પૂરેપૂરો ને ખાસ વિશ્વાસ હતો. ૧૫મી મેના રોજ ઘોડેસ્વાર ટુકડી સાથે આખાય લશ્કરનાં સઘળા સિપાઈઓને પેરેડ માટે હાજર રહેવાના જ્યારે હુકમો અપાયા તે વેળા ત્યાંના મુખ્ય અંગ્રેજ અધિકારીએ "રાજનિષ્ઠા અને સારી વર્તણૂક" ઉપર સિપાઈઓને જે એક લાંબુંલચ ભાષણ સંભળાવ્યું તેમાં તેણે કહ્યું : "આજથી નવી કારતૂસો વાપરવાનું બંધ કરવામાં આવે છે, અને જેની સામે કોઈને કશો વાંધો નથી એ જૂની કારતૂસો જ હવેથી સહુને આપવામાં આવશે." તેણે સિપાઈઓને સાફ સાફ એમ પણ કહી દીધું, કે "જો નવી જાતની કારતૂસો તમારા પાસે કદાચ ને આવે તો હું પોતે તેને ધૂળમાં પગ તળે રગદોળીશ !" આવા નાટકિયા વ્યાખ્યાન-દ્વારા તેણે સિપાઈઓના મનની શંકાઓ દૂર કરવાનો પ્રયત્ન કર્યો. ખરું જોતાં, કારતૂસ અંગે હવે અત્યારે કશું પણ બોલવું નિરર્થક —બિનજરૂરી હતું.

મુખ્ય સેનાપતિએ આખા હિંદુસ્તાનમાં હવેથી નવી કારતૂસો વાપરવાનું બંધ કરવાનો હુકમ ક્યારનો જાહેર કરી દીધો હતો. આથી મીરતના બળવા પછી જ્યારે સરકારે પોતે પાછાં પગલાં ભર્યાં, અને જે કારતૂસો વાપરવાનો હજુ એક જ મહિના પહેલાં—મેની શરૂઆત સુધી અતિ આગ્રહ ધરાવ્યો હતો, તે કારતૂસો વાપરવાનું બંધ કરવાનું સરકારે પોતે જ જ્યારે જાહેર કર્યું એટલે આ નવા હુકમમાં લોકોએ તેમ જ સિપાઈઓએ પણ સરકારની બીક અને નબળાઈનાં જ પગરણ દીઠાં. સિપાઈઓએ માત્ર કારતૂસો ખાતર જ બળવો કર્યાની માન્યતામાં રહેલી ભૂલ બરેલીમાં અનાયાસે પ્રત્યક્ષ દેખાઈ આવી. બ્રિગેડિયરે પોતે સિપાઈઓને સંભળાવી દીધું કે તે પોતે

નવી કારતૂસોને પગતળે છૂંદી ફેંકી દેશે; અને એ રીતે તેમને ખાતરી કરાવવાનો પ્રયત્ન કર્યો: પણ આવા શબ્દો સિપાઈઓનાં સંતપ્ત દિલને રીઝવે એ દહાડા હવે રહ્યા નહોતા. જ્યાં હવે મુદ્દાનો સવાલ એટલો હતો કે અંગ્રેજોને આ ધરતી પર રહી હુકમો આપવાનો અધિકાર છે કે કેમ એનો જ નિર્ણય થવો જોઈએ, ત્યાં કારતૂસો અંગેના હુકમોની હવે ગરજ જ કયાં રહી હતી? આજે તો અંગ્રેજોના નવા હુકમોથી જ બળતામાં ઘી રેડાતું હતું; સારી 'અગર નરસી કારતૂસો વિષે આજે ભાષણ કરવું એ હવે નિરર્થક વલ્ગના બની જતી હતી!

આજે તો સ્વતંત્રતાનો ઝંડો ગગનમાં ઊંચે ફરકતો રાખવા માટે રોહિલખંડની આમજનતાને દિલ્હીના સ્વદેશી સિંહાસનેથી આગ્રહપૂર્વકનું આહ્‌વાન તાજેતરમાં જ મળી ચૂક્યું હતું. એ આહ્‌વાનનો હવે અમે તેવાં બહાનાં બતાવીને ઇન્કાર કરવો શી રીતે શક્ય હતું? એ આહ્‌વાન કહેતું હતું :—

"દિલ્હીના મુખ્ય સેનાપતિનાં બરેલીના મુખ્ય સેનાનાયકોને પ્રેમાલિંગન. ભાઈઓ! દિલ્હીમાં અંગ્રેજો સાથે લડાઈનાં મંડાણ થઈ ચૂક્યાં છે. ઈશ્વરની મહેરબાનીથી પહેલી જ ચકમકમાં અમે અંગ્રેજોને જે હાર આપી છે, ને તેથી તેમની પ્રતિષ્ઠાને જે જબરજસ્ત ધોખો પહોંચાડ્યો છે તેવો બીજે કોઈ પ્રસંગે દસ વાર તેમને હરાવવાથી પણ પહોંચાડી ન શકાત. સ્વદેશ અને સ્વતંત્રતા અર્થે રણમેદાને પડેલા અનેક શૂરવીરોની દિલ્હી તરફ કતારો પર કતાર ચાલી આવે છે! આવે અણીને વખતે તમે ત્યાં ભોજન લેવા બેઠા હો તો હાથમોં ધોવા સીધા અહીં ચાલ્યા આવજો! શાહોના શાહ દિલ્હીના બાદશાહ તમારું સ્વાગત કરશે અને તમારી સેવાનું યોગ્ય

ઈનામ તમને જરૂર આપશે તમારી તોપોના ધડાકા સાંભળવા અર્થે અમારા કાન, અને તમારાં દર્શન કરવા સારુ અમારી આંખો આતુર બની રહી છે એમ જાણજો આવો, સત્વર આવી પહોંચો. ભાઈઓ! વસંતના આગમન સિવાય ગુલાબ ઉપર ફૂલો ક્યાંથી ખીલી ઊઠે? માતાના દૂધ વિના ધાવણું બાળક શી રીતે જીવી શકે?"

આનું આમંત્રણ નકારવું પણ શી રીતે?, આ આમંત્રણ રવાના થઈ ચૂક્યું હતું તે વેળા આ બાજુ હાફીઝ રહમતના વંશનો રોહિલાનો છેલ્લો સ્વતંત્ર સરદાર ખાન બહાદુરખાન છૂપી ક્રાંતિકારી સંસ્થાઓની જાળ ગૂંથવામાં રોકાઈ પડ્યો હતો. આ ખાન બહાદુરખાનને અંગ્રેજો તરફથી હાફીઝ રહમતના વંશજ તરીકે તેમ જ અંગ્રેજોના ન્યાયખાતાના એક અદાલતના વડા ન્યાયાધીશ તરીકે બેવડું સાલિયાણું (Pension) મળતું હતું. આખાય રોહિલખંડમાં તે એટલો અંગ્રેજોની મહેરબાનીના પાત્ર તરીકે ઓળખાતો હતો. બીજી બાજુ બરેલીમાંની સઘળી છૂપી ક્રાંતિકારી સંસ્થાઓના કેવળ તે પ્રાણસમો હતો! વળી ઉક્ત આમંત્રણ મુજબ દિલ્હીના યોદ્ધાઓએ તુરત જ નીકળી આવવા લખ્યું હતું, તોપણ પોતે અગાઉ નક્કી કરી રાખેલી યોજના અનુસાર એણે ૩૧ મી મે સુધી રાહ જોઈ જવાનું નક્કી કર્યું. બરેલીના સઘળા સિપાઈઓ કોઈ પણ જાતના હુકમનો ભંગ કર્યા વિના અંગ્રેજોના કહેવા મુજબ પોતપોતાનાં કામો બજાવે જતા હતા. થોડા દહાડા પૂર્વે મીરતના ક્રાંતિકારી સિપાઈઓ પૈકી આશરે સોએક જણા બરેલીમાં આવીને ગુપ્ત રીતે લશ્કરી છાવણીમાં રોકાયા, ને મીરતની સઘળી હકીકત જણાવીને અહીંના સિપાઈઓના દિલમાં ક્રાંતિભાવનાની જ્યોત પ્રગટીને ચાલ્યા ગયા. આમ છતાં સિપાઈઓ બહારથી દેખાવમાં સર્વ રીતે શાંતિ જાળવી રહ્યા હતા. એટલું જ નહિ પરંતુ પલટનના

કેટલાંક સુબેદારોએ તો અંગ્રેજ અમલદારોને પોતાનાં બાળબચ્ચાંઓ લઈ આવવાની વિનંતિ પણ કરેલી. આ વિનંતિનો અમલદારો અમલ કરે તે પહેલાં જ ૨૯ મી મેના રોજ એવી અફવા ઊડી કે, "સવારે નદીએ સ્નાન કરતી વેળા સઘળા સિપાઈઓએ પ્રતિજ્ઞા લીધી છે કે બે વાગતા પહેલાં સઘળા અંગ્રેજોને અમે કાપી નાખશું." તુરત જ અંગ્રેજોએ પોતાની રાજનિષ્ઠ ગણાતી ઘોડેસ્વાર પલટનના સિપાઈઓને તૈયાર થવા હુકમ આપ્યો; અને એ ઘોડેસ્વાર ટુકડીના સિપાઈઓ પણ કશી ગડબડ કર્યા વિના તૈયાર થઈ ગયા. પણ બીજી બાજુ સૂર્યનારાયણ અસ્તાચળ પર ઊતરી ગયા છતાં સિપાઈઓ બધા શાંત જ રહ્યા; આથી રાત પડતાં સઘળા અંગ્રેજ અધિકારીઓ નિરાંતે આરામ લેવા અર્થે પાછા ગયા. અફવા ભલે જૂઠી હોય, તોપણ ઘોડેસ્વાર પલટન કદી દગો નહિ દે એટલું તો આ પરથી સિદ્ધ થાય છે, એવા ઉદ્‌ગારો સહેજે તેમના મોંમાંથી નીકળી ગયા. એ જ વેળા "આપણા ભાઈઓ સામે હથિયાર વાપરવાં નહિ, તેમ જ અંગ્રેજોને કદી પણ મદદ કરવી નહિ" એવી પ્રતિજ્ઞાથી ઘોડેસ્વાર પલટનના સઘળા સિપાઈઓ અગાઉથી જ બંધાઈ ચૂક્યા હોવાની અત્યંત ભરોસાપાત્ર અને પાકા પાયાની બાતમી આવી પહોંચી. હવે કઈ બાબત પર વિશ્વાસ રાખવો એ અંગ્રેજોને માટે મહા અટપટો સવાલ થઈ પડ્યો. આવી પરિસ્થિતિમાં ૨૯ મીનો દિવસ જ નહિ પરંતુ મેની ૩૦ મીનો દિવસ કશા જાણવા જેવા બનાવ વિના પસાર થઈ ગયો. તા. ૩૦ મીના દિવસની સિપાઈઓની વર્તણૂક તો ખાસ કરીને એટલી સરસ અને વખાણવા લાયક તેમ જ રાજનિષ્ઠ જણાતી હતી કે મુલકી તેમ જ લશ્કરી બંને ખાતાના અંગ્રેજ અધિકારીઓએ હવે કોઈ પણ જાતનો ધોખો ઊભો થવાનો કે ભય આવી પડવાનો સંભવ નથી એવો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો!

૩૧ મી મેનો દિવસ ઊગ્યો. સવારના પહોરમાં જ કૅપ્ટન બ્રાઉન-લોનો બંગલો સળગાવી દેવામાં આવ્યો. છતાં કશું ગભરાવા જેવું નથી બન્યું એવી અંગ્રેજોની માન્યતા હતી. તે દિવસે રવિવાર હતો. રવિવારની પરેડ કશી અડચણ વિના નિર્વિઘ્ને પૂરી થઈ, અને હિંદી અફસરોએ પોતાના રિપોર્ટો શિરસ્તા મુજબ રજૂ કર્યા. હમેશના કરતાં આ દિવસે સિપાઈઓ જરા વધારે પડતા શાંત અને શિસ્ત-ભર્યા છે એવું અંગ્રેજ અધિકારીઓને લાગ્યું પણ ખરું. દેવળમાં જઈને અંગ્રેજો પ્રાર્થનાવિધિ પણ નિરાંતે આટોપી આવ્યા. આમ આખા દિવસમાં બીજી કશી ગરબડ ન થતાં દિવસ આથમી ગયો.

પણ રાત્રે ૧૧ ના ટકોરા પડતાં જ સિપાઈઓની છાવણીમાંથી તોપોના ધડાકા સંભળાયા. તોપોનો એ ધણધણાટ હજુ શમ્યો નથી ત્યાં તો આખું વાતાવરણ રાયફલો અને સંગીનોના ખખડાટથી તેમ જ કર્કશ ઘોષણાઓથી ભેદાઈ ઊઠ્યું. બરેલીનો બળવો તો એટલી ઝીણવટ પૂર્વક યોજાયો હતો કે કોણે ક્યા અંગ્રેજને ઠાર કરવો તે પણ અગાઉથી નક્કી થઈ ચૂક્યું હતું ! ૧૧ ના ટકોરા થતાં જ ૧૮ મી પલટન છાવણીના અંગ્રેજો પર તૂટી પડી. બ્રિગેડિયર સિબાલ્ડ તો પહેલી જ ચકમકમાં ખલાસ થયો. કૅપ્ટન કિરબી, લેફ્ટનન્ટ ફ્રેઝર, સાર્જન્ટ વોલ્ટન, કર્નલ ટ્રુપ, કૅપ્ટન રોબર્ટસન, તેમ જ ક્રાંતિકારી-ઓને હાથ આવ્યા તે સઘળા અંગ્રેજોની કતલ કરવામાં આવી. આ આખા હત્યાકાંડમાંથી ફક્ત ૩૨ અધિકારીઓ સહીસલામત બચી જઈ નૈનીતાલ પહોંચી શક્યા. આમ કેવળ ૭ જ કલાકમાં બરેલીમાં અંગ્રેજી સત્તાનો અંત આવ્યો.

અંગ્રેજોનો વાવટો નીચે ફેંકી દઈ જ્યારે કાઠી પર બરેલીમાં સ્વાતંત્ર્યનો ઝંડો ચડાવવામાં આવ્યો તે વેળા સિપાઈઓના તોપ-

ખાંનોના સુબેદાર બખ્તખાને સિપાઈઓના એ આખા લશ્કરની સરદારી સ્વીકારી. દિલ્હીના ઘેરા વખતે આપણે આ સુબેદાર બખ્તખાનનો વારંવાર ઉલ્લેખ કરવો જ પડશે. સ્વાતંત્ર્ય મેળવ્યા પછી સિપાઈઓએ કેમ વર્તવું જોઈએ, તેમ જ સ્વરાજ સ્થાપન થયા પછી તે ટકાવી રાખવાની દૃષ્ટિએ આપણા ઉપર કેવી જાતની ભારે જવાબદારીઓ આવી પડે છે તે વિષે તેણે સિપાઈઓને એક અતિ ઉત્સાહપ્રેરક વ્યાખ્યાન આપ્યું.[1] ત્યાર પછી આ હિંદી બ્રિગેડિયર પેલા અંગ્રેજ બ્રિગેડિયરની ગાડીમાં બેસીને આખા શહેરમાં ફરી વળ્યો. તેની પાછળ તેના હાથ તળે નવા જ નિમાયેલા હિંદી લશ્કરી અફસરો, જૂની એ જ પદવીઓના અંગ્રેજ અફસરોની ગાડીમાં પાછળ પાછળ ફરતા હતા. બાદશાહના સૂબાની રૂએ આખા રોહિલખંડના અધિપતિ તરીકે ખાન બહાદુરખાનનું જયજયકારપૂર્વક જનતાએ ભારે સ્વાગત કર્યું. બરેલીના અંગ્રેજોનાં ઘરબાર અને બંગલાઓ તો આ પહેલાં જ લૂંટી, બાળીને ખાખ કરી દેવામાં આવ્યાં હતાં. કેદમાં પૂરેલા અંગ્રેજોને પોતા સામે લાવી હાજર કરવા ખાન બહાદુરખાને હુકમ કર્યો. આ પહેલાં અંગ્રેજ અમલ દરમિયાન તેણે ન્યાયાધીશનું કામ બજાવ્યું હોવાથી અંગ્રેજ ન્યાયદાનની પદ્ધતિથી તે સંપૂર્ણ રીતે વાકેફ હતો. આથી અંગ્રેજ અપરાધીઓની તપાસ અર્થે તેણે એક ન્યાયસભા મેળવી. અપરાધીઓમાં વાયવ્ય સરહદ પ્રાંતના લેફ્ટેનંટ ગવર્નરના જમાઈ, એક ડૉક્ટર, બરેલીની સરકારી કૉલેજના એક પ્રિન્સીપાલ અને બરેલીના મુખ્ય ન્યાયાધીશ એટલા જણ હતા. હજુ ગઈ કાલ સુધી ખાન બહાદુરખાન 'રાજનિષ્ઠ' અને સામાન્ય મિત્ર તરીકે તેમની ખુરશી સાથે ખુરશી માંડીને બેઠો હતો;

---

[1] Charles Ball's *Indian Mutiny*, Vol. I.

પણ આજે એક જણ સિંહાસનારૂઢ થયો હતો, તો સાથેના બેસનારા બીજા સઘળાઓ ગુનેગારના પાંજરામાં ઊભા હતા! પંચે (Jury) સોગંદ લીધા ને રાજની પેઠે તેઓ ન્યાય ચૂકવવા બેઠા. કેદ કરેલા ગુનેગારોને રાજદ્રોહ સાથે જોડાયેલા અનેક આરોપો માટે તકસીરવાર ઠરાવવામાં આવ્યા, અને સહુને દેહાંત ફાંસીની સજાઓના હુકમ થયા. તેમાંથી ૭ અંગ્રેજોને તો ત્યાં ને ત્યાં જ ફાંસીએ લટકાવવામાં આવ્યા. રોહિલખંડનો કમિશનર પોતાના પ્રાણ બચાવવા સારુ નાસી છૂટયો હતો; તેને જીવતો અગર મરેલો ગમે તેવી સ્થિતિમાં હાજર કરનારને એક હજાર રૂપિયાનું ઈનામ આપવાનું ખાન બહાદુરખાને જાહેર કર્યું. આ રીતે અંગ્રેજ લોહીરૂપી ચૂના અને સિમેન્ટ વડે પોતાનું સત્તા-સિંહાસન દઢ–મજબૂત ચણી લીધા પછી ખાન બહાદુરખાને રોહિલખંડ સ્વતંત્ર થયાના સમાચાર દિલ્હી પાઠવ્યા. બળવાની શરૂઆત સવારના અગિયાર વાગે થઈ, અને સૂર્યાસ્ત પહેલાં તો રોહિલખંડ સ્વતંત્ર થયાના સમાચાર લઈને દૂત દિલ્હીને રસ્તે ચાલી પણ નીકળ્યો !

રોહિલખંડ સ્વતંત્ર થયાની જાહેરાત કેવળ મોંની પોકળ વલ્ગના જ નહોતી. જે વેળા બરેલીનું તોપખાનું અંગ્રેજી સત્તાના ભાંગીને ભૂકા કરી રહ્યું હતું, તે જ વેળા શાહજહાનપુરમાં પણ અંગ્રેજોના લોહીની નદીઓ વહેતી થઈ હતી. શાહજહાનપુર બરેલીથી આશરે ૪૭ માઈલને અંતરે આવેલું છે. ૨૮ મી પાયદળ પલટનનું અહીં થાણું હતું. મીરતના સમાચાર શાહજહાનપુર તા. ૧૫ મી મેના રોજ પહોંચ્યા. પરંતુ સિપાઈઓએ પોતાની યોજનાની જરા સરખી પણ જાણ અધિકારીઓને થવા દીધી નહોતી; આથી તા. ૩૧ મી મેના દિવસ ઊગતા સુધી અહીં બધું કાર્ય હમેશની પેઠે નિયમિત અને

શાંતિથી ચાલ્યાં કર્યું. ૩૧ મીએ રવિવાર હતો; અને અંગ્રેજો બધાં ચર્ચમાં ગયા હતા. પરંતુ તેમની પ્રાર્થના અરધીક થઈ હશે ત્યાં તો સિપાઈઓ ચર્ચ તરફ દોડ્યા ! આ બધી શાની દોડાદોડ છે તે જાણવા પાદરી બહાર આવ્યો તો તેનો હાથ કાપી નાખવામાં આવ્યો, ને તુરત કાપાકાપી શરૂ થઈ. મેજિસ્ટ્રેટ રિકેટ્'નારાી જતાં જ રગદોળાયો. લાબાદૂરને ચર્ચમાં જ ખતમ કરી દેવામાં આવ્યો. સિપાઈઓની એક જ ટુકડી ચર્ચ તરફ આવી હતી, જ્યારે બીજાઓ કેન્ટોન્મેન્ટ તરફ પહોંચ્યા હતા. એ ટુકડીએ ત્યાં કાપાકાપી અને બાળવાનું કામ આરંભી દીધું હતું. જીવ બચાવવા અર્થે આસિસ્ટંટ મેજિસ્ટ્રેટ વરંડામાં દોડ્યો પરંતુ તેને ત્યાં મારી નાખવામાં આવ્યો. ડૉક્ટર બાઉલીંગ સિપાઈઓને થોડુંએક કહેવા માગતો હતો અને સિપાઈઓ પણ તેને સાંભળી રહ્યા હતા; પરંતુ બોલતાં બોલતાં ડૉક્ટરે સિપાઈઓને 'નિમકહરામ' કહ્યા, જેના જવાબમાં સણ-સણાટ કરતી એક ગોળી છૂટી અને તે ભોંય પર ઢળી પડ્યો. જે ક્રાંતિકારીઓ ચર્ચ તરફ ગયા હતા તેઓ માત્ર તલવાર અને લાઠી જ સાથે લઈને ગયા હતા; તેઓ પોતાની રિવોલ્વરો લેવા માટે બરાકમાં પાછા ફર્યા. દરમિયાન થોડાએક અંગ્રેજો પોતાનાં સ્ત્રી-બાળકો સાથે થોડાએક શીખ સિપાઈઓ તથા ખાનસામા અને નોકરોની મદદથી પડખેના રાજાને ત્યાં સહીસલામતી ખાતર પહોંચ્યા. પરંતુ રાજાએ પોતાની અશક્તિ દર્શાવી તેમને ના પાડી ને આગળ ચાલ્યા જવાનું સૂચવ્યું; આથી તેઓ મહમદી તરફ રવાના થયા. આમ ૩૧મીની સાંજ પહેલાં શાહજહાનપુર પણ સ્વતંત્ર થયું

બરેલીની વાયવ્યે ૪૮ માઈલ ઉપર મુરાદાબાદ નામે જિલ્લાનું મુખ્ય શહેર આવેલું છે. ત્યાં ૨૯ મી પાયદળ પલટન અને દેશી

તોપખાનાની અરધી પલટન છાવણી નાખી પડેલી હતી. મીરતના સમાચાર મળ્યા પછી અહીંના સિપાઈઓની 'રાજનિષ્ઠા'ની ખાતરી કરી જોવાનો પહેલો જ અવસર આવી પહોંચ્યો. મેની ૧૮ મીએ અંગ્રેજ અધિકારીઓને એમ જાણવા મળ્યું કે મીરતથી આવેલા કેટલાએક ફિતુરી સિપાઈઓ મુરાદાબાદની આસપાસ પડ્યા છે. એ સિપાઈઓ ઉપર રાતમાં જ છાપો મારવાનો હુકમ ૨૯ મી પલટનને આપવામાં આવ્યો. હુકમ મુજબ આ સિપાઈઓ જંગલમાં નિરાંતે સૂતેલા મીરતના ક્રાંતિકારીઓ પર હલ્લો લઈ ગયા. પરંતુ એ પહેલાં જ, ગોઠવાયેલ છાપાને ગણકાર્યા વિના જ, એકએક ક્રાંતિકારી ઘણા વખત પહેલાં જ નાસી ગયો હતો! રાત્રિનો અંધકાર ખૂબ ગાઢો હતો; આ કારણે અંગ્રેજ અધિકારીઓએ પણ માન્યું કે અચાનક છાપામાં સપડાઈ જવા છતાં રાતના અંધકારને કારણે જ ક્રાંતિકારીઓ છટકી જઈ શક્યા હશે. પણ ખરી વાત એ હતી કે આ હલ્લો બનાવટી જ હતો! મીરતના જે સિપાઈઓ જંગલમાંથી નાસી છૂટ્યાનું અંગ્રેજો માનતા હતા તે સિપાઈઓ તો છાપા પહેલાં જ રાતના મુરાદાબાદની ખુદ છાવણીમાં પહોંચી જઈને નિરાંતે સૂઈ ગયા હતા! ગમે તે બન્યું હોય, પરંતુ તે રાત્રે ૨૯ મી પલટનના સિપાઈઓએ જે છાપો માર્યો તે માટે અંગ્રેજ અધિકારીઓએ તેમના પ્રત્યેનો પોતાનો સંપૂર્ણ વિશ્વાસ જાહેર કર્યો. મેની આખર તારીખ સુધી અંગ્રેજોની આ માન્યતામાં ફેરફાર થવા સરખું બીજું ખાસ કશું કંઈ બન્યું પણ નહિ.

મેની ૩૧ મીએ સવારે સઘળા સિપાઈઓ કવાયતના મેદાન ઉપર ભેગા થતા જણાયા. કશી પરવાનગી વિના તેઓ શા માટે આમ એકઠા થાય છે તેની તપાસ કરવા અંગ્રેજ અધિકારીઓ

આવ્યા, ત્યાં તો સામેથી સિપાઈઓએ જ હુકમ કરતા હોય તેવી કરડાકીભરી ભાષામાં સંભળાવ્યું : "કંપનીના અમલનો હવે અંત આવ્યો છે! માટે તમે આ દેશમાંથી તુરત રવાના થઈ જાઓ, નહિતર તમારી કતલ કરવામાં આવશે એ ચોક્કસ જાણજો. તમે આ પળે જ ચાલ્યા જઈ શકો તેમ હો તો તમને ચાલ્યા જવાની સગવડ આપવા માટે બે કલાકની મુદત આપવામાં આવે છે. પરંતુ બે કલાક કરતાં એક મિનિટ પણ વધારે રોકાયા વિના તમારે અહીંથી તમારું કાળું કરી ચાલ્યા જવાનું છે!" મુરાદાબાદના પોલીસોએ હવે પોતે અંગ્રેજોના હુકમ માનશે નહિ એમ સંભળાવી દીધું; શહેરીઓએ પણ તેમની એ ઘોષણાને અનુમોદન આપ્યું. આમ ઉપરાઉપરી ત્રણ ચોંકાવનારી સૂચનાઓ મળતાંજ મુરાદાબાદના ન્યાયાધીશ, કલેક્ટર, મેજિસ્ટ્રેટ, સર્જન તેમ જ બીજા બધા અંગ્રેજો એક પણ શબ્દ વધારે ઉચ્ચાર્યા વિના ઠરાવેલો વખત પૂરો થતા અગાઉ જ પોતાનાં બાળબચ્ચાંઓ સાથે ત્યાંથી નાસી છૂટ્યા. ઠરાવેલ વખત પછી જે રડ્યોખડ્યો અંગ્રેજ બચ્ચો મુરાદાબાદમાં હાથ આવ્યો તે દરેકને ક્રાંતિકારીઓએ ઠાર કર્યો. કમિશનર પૉવેલ તથા તેની સાથેના બીજા અંગ્રેજોએ તો મુસલમાની ધર્મનો અંગીકાર કરીને પોતાના પ્રાણ બચાવ્યા. સિપાઈઓએ સરકારી ખજાનો તેમ જ સઘળી સરકારી માલમિલકત પોતાના કબજામાં લીધી, અને સાંજે સૂર્યાસ્ત પહેલાં જ મુરાદાબાદ શહેર ઉપર લીલો ઝંડો ફરકી રહ્યો.[૨]

બરેલી અને શાહજહાનપુર શહેરોની વચ્ચે એક બદાઉં નામનું બીજું પણ જિલ્લાનું શહેર આવેલું છે. તે વેળા એ જિલ્લાના કલેક્ટર

---

[૨] Charles Ball's *Indian Mutiny*.

તેમ જ મેજિસ્ટ્રેટ તરીકે એડવર્ડઝ નામનો એક અંગ્રેજ અમલદાર હતો. રોહિલખંડમાં અંગ્રેજી અમલ શરૂ થતાંની સાથે જ ત્યાંના અસલ જમીનદારો જુલમી કરોના બોજા તળે તેમ જ દફતરશાહીભર્યા અમલને કારણે પૂરેપૂરા ત્રાસી રહ્યા હતા. મોટા મોટા જમીનદારો અને તેમના ખેડૂતોમાં આ કારણે ભારે મોટા પાયા પર અસંતોષ પ્રવર્તી રહ્યો હતો. બદાઉંમાં નાખવામાં આવેલ જમીન મહેસૂલનો દર એટલો તો સખત અને રૈયતને નીચોવી કાઢે તેવો ભારે હતો કે એના ત્રાસથી ચિડાઈને બદાઉં જિલ્લાના લોકો તૈયાર થઈને અંગ્રેજોને હાંકી કાઢવાની તકની રાહ જ જોઈ રહ્યા છે તેનો ખ્યાલ એડવર્ડઝને પણ બરાબર આવી ગયો; તે કારણે તેણે બરેલીથી લશ્કરી મદદ પણ મંગાવી લીધી. પરંતુ બરેલીની સ્થિતિ અગાઉ વર્ણન કર્યા મુજબ આ પહેલાં જ કથળી હોવાથી ત્યાંથી બદાઉંમાં લશ્કરી મદદ મોકલવાનું અશક્ય થઈ પડ્યું હતું. છતાં પણ બરેલીથી એવો સંદેશો મોકલવામાં આવ્યો કે ૧ લી જૂનના રોજ યુરોપિયન ઑફિસરોના હાથ તળે એક પલટન મદદ અર્થે મોકલી આપીશું. આવી જાતના આશ્વાસનને લીધે એડવર્ડઝના દિલમાં જરા હિંમત આવી, અને ૧ લી જૂનના રોજ તો તે બરેલીના રસ્તે આવનારી લશ્કરી મદદની રાહ જ જોઈ બેઠો. દરમિયાન એક સરકારી નોકર બદાઉંને માર્ગે દોડતો આવી રહ્યાનું તેણે જોયું આવી રહેલ મદદગાર લશ્કરી ટુકડીનો જ સંદેશો લઈને એ માણસ અગાઉથી નીકળ્યો હશે એવી આશાએ એડવર્ડઝે તેને રોક્યો અને ખબર પૂછ્યા. પરંતુ બરેલીથી આવતી લશ્કરી ટુકડીના સમાચારને બદલે તેણે તો બરેલીમાં ખુદ અંગ્રેજ અમલ જ ખલાસ થઈ ગયાના સમાચાર સંભળાવ્યા ! બદાઉંમાં સરકારી તિજોરી સાચવવા માટે થોડાએક સૈનિકો તો હતા જ. તેના આગેવાનને બોલાવીને એડવર્ડઝે પૂછ્યું : "બરેલી

તો સ્વતંત્ર થઈ ગયું છે. હવે બદાઉં વિષે શું છે ?" પેલા નાયકે જણાવ્યું કે "અહીં તો મારા હાથ તળેના સઘળા સિપાઈએ વફાદાર છે, માટે આપે જરા પણ ચિંતા કરવાની જરૂર નથી." પરંતુ સાંજ પડતાં તો બદાઉંમાં પણ બળવાનાં પગરણ શરૂ થઈ ચૂક્યાં. ખજાનો સાચવનારા સિપાઈએ, પોલીસો અને શહેરના અન્ય આગેવાન નાગરિકોએ "અંગ્રેજી અમલ ખલાસ થયો છે!" ની જાહેરાત ઢોલ વગડાવીને કરી દીધી. આ રીતે કેવળ સ્વેચ્છાથી આખો ય પ્રાંત ખાન બહાદુરખાનના હુકમ તળે આવી ગયો. તિજોરી લઈને સિપાઈએ દિલ્હીને માર્ગે રવાના થયા; અને બદાઉના સઘળા અંગ્રેજ અમલદારો રાતને વખતે પ્રાણ બચાવવા ખાતર જંગલ તરફ નાસી નીકળ્યા. તે પછીનાં અઠવાડિયાંએ સુધી અન્નપાણી વિના ટળવળતા, કદી ખેડૂતોની ઢોર બાંધવાની કોઢચોમાં તો કદી ખંડિયેર થઈ ગયેલાં ઝૂંપડાંઓમાં લપાતા છૂપાતા અંગ્રેજ કલેક્ટર, મેજિસ્ટ્રેટ અને અંગ્રેજ સ્ત્રીબાળકો પ્રાણ બચાવવા ખાતર અહીંતહીં ભટકતાં જણાતાં હતાં! તેમાંનાં કેટલાંએક માર્યાં ગયાં, કેટલાંએક જાતે જ મરણ પામ્યાં અને કેટલાંએક 'કાળા' આદમીઓની ઝૂંપડીઓમાં આશરો પામી પોતાના જીવ સાચવી રહ્યાં!

આમ આખો ય રોહિલખંડ એક જ દિવસમાં તૈયાર થઈ ઊઠયો! બરેલી, શાહજહાનપુર, મુરાદાબાદ, બદાઉં તેમ જ જિલ્લાનાં બીજાં મુખ્ય શહેરોમાં સિપાઈએ, પોલીસો તેમ જ શહેરી આગેવાનોએ મળી જાહેરનામાંએ કાઢચાં અને બહુ થોડા કલાકના અવધિમાં તો રોહિલખંડમાંથી અંગ્રેજી સત્તાને ધક્કો મારી ઉથલાવી પાડવામાં આવી! પરદેશી હકુમતને ફગાવી દઈને એને સ્થાને સ્વદેશી અમલ સ્થાપવામાં આવ્યો. ન્યાયની અદાલતો, પોલીસ થાણાંએ

અને બીજી કચેરીઓ પરથી બ્રિટિશ વાવટાને ચીરીને ફેંકી દેવામાં આવ્યો, અને ત્યાં ક્રાંતિનો વાવટો ઘૂઘવાટ કરતો ફરકી રહ્યો. હવે રાજકર્તા તરીકેની સત્તા હિંદીઓના હાથમાં આવી હતી, અને ઈંગ્લાંડને આરોપીના પાંજરામાં ખડું કરવામાં આવ્યું હતું. આવો આશ્ચર્યકારક મહાન ફેરફાર આખાય પ્રાંતમાં ફક્ત થોડાક જ કલાકોની અંદર અમલમાં મૂકાઈ ચૂક્યો હતો! તેમાં પણ ભારે નવાઈની બિના તો એ હતી કે હિંદીવાનના લોહીનું એક ટીપું પણ પાડ્યા વિના આખો રોહિલખંડ સ્વતંત્ર જાહેર થયો હતો! 'રોહિલખંડ અંગ્રેજને તાબે છે' એમ કહેવાને બદલે સહુ બોલી ઊઠયા: 'રોહિલખંડ આજથી સ્વતંત્ર છે!' અને બીજી પળે તે સ્વતંત્ર બન્યો! એક દહાડો, એકી અવાજે, એકી સાથે અને સર્વ સ્થળે પોલીસો, સિપાઈઓ અને નાગરિકો સામે થઈ ગયા અને આખા પ્રાંતમાંથી જે થોડા ઘણા અંગ્રેજ અધિકારીઓ હતા તેમને રવાના કરી દીધા. રોહિલખંડ આખાને સ્વતંત્ર બનાવવા માટે આથી વધારે કશી તકલીફ લેવી ન પડી! છૂપા મંડળનું મજબૂત સંગઠન તથા નક્કી કરેલી યોજનાનો તુરત ચતુરાઈભર્યો અમલ, આ બે જ બાબતોએ રોહિલખંડને અંગ્રેજ સત્તા તળેથી સ્વતંત્ર બની જઈ ખાન બહાદુરખાનનો અમલ સ્થાપિત કરવામાં ખરેખરી મદદ કરી.

સઘળા સિપાઈઓ હવે બરેલીના તોપખાનાના મુખ્ય અધિકારી બખ્તખાનની સરદારી તળે દિલ્હી તરફ જવા ઊપડયા. આ કારણે આખા પ્રાંતમાં તેમજ રાજધાનીમાં પણ વ્યવસ્થા જાળવવા સારુ બહાદુરખાને નવી ભરતી કરી. લગભગ એકેએક શહેરી હવે લડવા લાયક બની ગયો હતો. મુલકી ખાતાંઓની ફરી પુનર્રચના સાથે સાધારણ રીતે બધા જૂના લોકોને જ તે તે સ્થાને કાયમી કરવામાં

આવ્યા. માત્ર અગાઉ જે મોટી પદવીઓ અંગ્રેજ અધિકારીઓ માટે નિયુક્ત કરાયેલી હતી, ત્યાં હવે હિંદીઓને ગોઠવવામાં આવ્યા; સરકારી મહેસૂલ હવે દિલ્હીના બાદશાહને નામે વસૂલ કરવાનું જાહેર કરવામાં આવ્યું; અગાઉની પેઠે જ અદાલતો ફરી ચાલુ કરી દેવામાં આવી, અને જૂના વખતથી ચાલતી કચેરીઓ એમ ને એમ ચાલુ રહી. ટૂંકમાં આવો જબરો ફેરફાર થયા છતાં કોઈ પણ પ્રકારના વહીવટી કામમાં કશી ખલેલ આવી નહિ, તેમ ન તો કોઈ ખાતું બંધ રહ્યું. જે ફેરફાર મુખ્યત્વે દેખાયો તે અંગ્રેજ અધિકારીઓને બદલે હવે બધા હિંદીઓ જ સત્તામાં આવ્યા એ હતો। ખાન બહાદુરખાને આખા પ્રાંતમાં થયેલ ફેરફારનો વિગતવાર અહેવાલ જાતે લખીને બાદશાહને રવાના કર્યો, તે સાથે આખા રોહિલખંડમાં એક જાહેરનામું પણ પ્રગટ કર્યું. તેમાં લખ્યું હતું : " હિંદી ભાઈઓ ! જે મંગળ ઘડીની આપણે ભારે આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા તે સ્વરાજનો સુદિન હવે નજીક આવી લાગ્યો છે। તમે એનું સ્વાગત કરી એને વધાવી લેશો કે એ પળને નિરર્થક વેડફાઈ જવા દેશો ? આ અપૂર્વ તકનો તમે લાભ ઉઠાવશો કે તેને ગુમાવશો ? હિંદુ તેમજ મુસ્લિમ બિરાદરો ! સહુ એટલું ખચીત સમજજો કે જો તમે અંગ્રેજોને હિંદુસ્તાનમાં રહેવા દેશો, તો તેઓ તમને સહુને ઠાર કરશે અને તમારા ધર્મનો નાશ કર્યા વિના રહેશે નહિ। હિંદવાસીઓને અંગ્રેજોએ ઘણા દહાડાથી સારી રીતે ફસાવ્યા છે; ને તેથી જ તો આજ સુધી હિંદુસ્તાનના લોકો પોતાની જ તલવાર વડે પોતાનું જ ગળું ઉડાવી રહ્યા છે. માટે આજથી આપણે આ દેશદ્રોહીપણાને તિલાંજલિ દઈને આજ સુધી આચરેલાં એ પાપોનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. યાદ રાખજો કે અંગ્રેજો હજુ પણ આપણને છેતરવાની પોતાની કુટિલ નીતિ ખેલ્યા વિના રહેવાના નથી. મુસ્લિમો

સામે હિંદુઓને અને હિંદુઓ સામે મુસ્લિમોને ઉશ્કેરવામાં પણ તેઓ પાછી પાની નહિ કરે. તમે તેમની જાળમાં ફસાશો નહિ. અમારા કુશળ હિંદુ બિરાદરોને એ જણાવવાની ભાગ્યે જ જરૂર છે કે અંગ્રેજો કદી તેમનાં આપેલાં વચનો પાળતા નથી. છેતરપિંડી અને વિશ્વાસઘાતની કળામાં તેઓ ભારે નિપુણ છે. દુનિયામાં પોતાના ધર્મ સિવાયના બાકીના સઘળા ધર્મોને ઉખેડી નાખવાનો તેમણે સતત પ્રયત્ન કર્યા જ કર્યો છે. તમારા દત્તક લેવાના ધાર્મિક રિવાજનો તેમણે અસ્વીકાર નથી કર્યો શું ? આપણા રાજાઓનાં રાજ્યો અને આખો દેશ તેઓ હોઈયાં કરી બેઠા છે. નાગપુરનું રાજ્ય કોણે આંચકી લીધું ? લખનૌનું રાજ્ય કોણે પચાવી પાડ્યું ? હિંદુ તેમ જ મુસલમાન બંનેને કોણે પગ તળે કચડ્યા છે ? મુસ્લિમ બિરાદરો ! જો તમે કુરાને શરીફને પવિત્ર ગણતા હો; અને હિંદુ ભાઈઓ ! જો તમારે મન ગાયમાતા પૂજ્ય હોય, તો હવે અંદર અંદરના નજીવા મતભેદોને ભૂલી જઈને સહુ આ પવિત્ર ધર્મયુદ્ધમાં સામેલ થઈ લડવા આવો ! એક જ ઝંડા તળે લડવા સારુ હવે મેદાન પડો અને લોહીની નદીઓ વહેવડાવી, તેમાં અંગ્રેજોનું નામનિશાન હિંદમાંથી સાફ સાફ ધોઈ કાઢો ! આ યુદ્ધમાં મુસલમાનો સાથે જો હિંદુઓ સહકાર કરશે, અને સ્વદેશ તથા સ્વતંત્રતા માટે સમરાંગણમાં શત્રુઓ સામે લડવા કમર કસશે, તો તેમણે બતાવેલી સ્વદેશભક્તિના ગૌરવ તરીકે ગોવધની પણ સખ્ત બંધી કરવામાં આવશે આ ધર્મયુદ્ધમાં જે પોતે લડવા ઊતરી પડશે, અગર તો પૈસાની સહાય દ્વારા બીજાઓને લડવામાં મદદ કરશે, તેઓ દુન્યવી તેમ જ સ્વર્ગીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરશે. જે આ રાષ્ટ્રીય યુદ્ધની સામો થશે તેણે પોતાનું ગળું કાપ્યું ગણાશે અને આત્મહત્યાનું પાપ તેને શિરે ચોંટશે ”

આમ તુરતમાં મળેલા સ્વરાજ્યને વ્યવસ્થિત બનાવી તેના સંરક્ષણ અર્થે જે જે ગોઠવણો કરવી જરૂરની છે તે કરી લેવા માટે હાલ તુરત રોહિલખંડને છૂટો રહેવા દઈ આપણે હવે કાશી અને અલાહબાદ બાજુ શું ચાલી રહ્યું છે તે તપાસવા એ બાજુ વળીએ.

## પ્રકરણ સાતમું

### બનારસ અને અલાહબાદ

કલકત્તાથી આશરે ૪૬૦ માઈલને અંતરે પવિત્ર ગંગાનદીને કાંઠે ઐતિહાસિક વૈભવોથી વિભૂષિત આપણી પુણ્ય પુરાતન નગરી કાશી વસેલી છે. ભાગીરથી નદીના પુણ્યપાવન અને શીતલ જલપ્રવાહને કાંઠે વસેલાં સઘળાં શહેરોમાં કાશી નગરી ખરેખર સર્વશ્રેષ્ઠ સમ્રાજ્ઞી સમી શોભે છે. ગંગાને કિનારેથી દેખાતા એકેકથી વધારે ઊંચા ભવ્ય પ્રાસાદો અને ભવનમંદિરો, મંદિરોનાં શિખરો પર સૂર્યપ્રકાશમાં ચળકી રહેલા ઊંચા ઊંચા સુવર્ણકલશો, ભારે દમામથી ક્ષિતિજને–આકાશને અડી ગયેલી ઘન વૃક્ષરાજિ, મંદિરે મંદિરેથી ઝણઝણી ઊઠેલો અસંખ્ય ઘંટાઓનો એક સામટો સંભળાતો પ્રચંડ નાદધ્વનિ, અને એ સઘળાને વટાવી દે તેવું પેલું વિશ્વેશ્વરનું પરમ પવિત્ર મંદિર : આ સઘળાને લઈને કાશી નગરીને કોઈ અપૂર્વ શોભા પ્રાપ્ત થાય છે સુખવિલાસો માણવા સારુ રંગીલા શોખીનો, પૂજા અર્ચા અર્થે ભાવિક લોકો, ધ્યાનધારણા માટે સંન્યાસી–યોગીઓ, તેમ જ મુક્તિસુખ સાધવા ઊલટી પડેલા પરમહંસોની ભીડ સતત

ત્યાં લાગી રહે છે. આ દૃષ્ટિએ જોતાં આ પુણ્યનગરીમાં હરેક માનવી પોતપોતાનું ઇચ્છિત મેળવી શકે છે. દુન્યવી સુખવિલાસો ભોગવી ભોગવીને આખરે કંટાળી ગયેલાઓને આ નગરી કોઈ સાત્ત્વિક શાંતિકુટિર સમી આરામદાયક ભાસે છે, તો જગતના દુષ્ટ ઘાતકીઓના તીવ્રદ્વેષ તેમ જ છળકપટને કારણે જેમની આશાઓ અને સુખની લાલસાઓના ભાંગીને ભૂકા થઈ ગયા હોય તેવા દુર્ભાગી જનોને કાશી નગરી અને ગંગામૈયાનાં અમૃતસમાં શીતલ જલ સ્વર્ગસુખનું સ્વપ્નું સંપડાવે છે!

ખરેખર, અંગ્રેજોના આભાર માનવા જોઈએ કે ૧૮૫૭માં પણ આ સ્વર્ગસમી શાંતિભરી નગરીમાં પોતાનું શેષ દુઃખી જીવતર પૂરું કરવા આવનારા અભાગી જનોનો કદી તોટો પડ્યો નહોતો. દિલ્હીની બાદશાહી મહેલાતો અગર પૂના અને નાગપુરના રાજમહેલો બંધ થઈ જતાં તેનાથી વંચિત બનેલા દીન દરિદ્ર હિંદુમુસલમાન સરદારો, તેમ જ કેટલાંય લૂંટાયલાં મરાઠા અને શીખ રાજકુટુંબો કાશી નગરીના મંદિરે મંદિરે તેમ જ દરેક મસજિદમાં પોતાનાં સુખ-દુઃખોની વીતકકથાઓ સંભળાવતાં નજર આવતાં હતાં. આવી એ ધર્મનગરીમાં સ્વધર્મનો થઈ રહેલો ક્ષય અને સ્વરાજના અસ્ત સબંધે હિંદુમુસલમાનોમાં અંદરોઅંદર ઘણી જોરદાર ચર્ચાઓ થતી હોય એમાં નવાઈ નથી. આ પ્રાંતની મુખ્ય લશ્કરી છાવણી અલાહબાદની પાસેના સિક્રોલી ગામમાં હતી. એ સ્થળે ૩૭ મી પાયદળ પલટન, લુધિયાનાની શીખ પલટન અને એક ઘોડેસ્વાર પલટન હતી. અંગ્રેજ લોકોના તાબામાં માત્ર તોપખાનું જ હતું. સ્વધર્મ અને સ્વરાજ અર્થે નીકળી પડવાની ચેતવણી સિપાઈઓને અનેક રીતે પહોંચાડાઈ ગઈ હતી. ૧૮૫૭ની સાલ બેસતાં જ બનારસની આમ-

જનતામાં કોઈ વિશિષ્ટ જાતની અસંતોષની લાગણી ધૂંધવાઈ રહ્યાનાં સ્પષ્ટ ચિહ્નો દેખાવા માંડ્યાં. શહેરનો મુખ્ય કમિશનર ટકર, ન્યાયાધીશ ગબિન્સ, મેજિસ્ટ્રેટ લિંડ તથા બીજા મુલકી અફસરો, તે જ પ્રમાણે કેપ્ટન ઑલ્ફર્ટસ, કર્નલ ગોર્ડન અને બીજા લશ્કરી અફસરો સહુએ શરૂઆતથી જ બનારસ માંહેના અંગ્રેજોના સંરક્ષણ અંગે પૂરતી કાળજી રાખી લીધી હતી. કેમકે કોઈ કોઈ વાર પુરવાસીઓનો અસંતોષ જાહેરમાં ઊભરાઈ નીકળતો, ને કોઈ કોઈ વાર તો એને કાબૂમાં રાખવાનું પણ મુશ્કેલ બની જતું. પુરભૈય્યાઓ તો મંદિરોમાં બેસી "હે ભગવાન! આ ફિરંગી રાજની ચૂડમાંથી અમને છોડાવ!" એવી પ્રાર્થના છડેચોક મોટેથી કરતા સંભળાતા.[1] બીજાં સ્થાનોનું જોર ચોક્કસપણે જાણી લેવા અર્થે ખાનગી ક્રાંતિમંડળો પણ સ્થપાયાં હતાં. મે મહિનો આવી પહોંચતાં જ સિપાઈઓની છાવણીમાં પ્રચાર અર્થે કેટલાય મુસલમાન પ્રચારકો રોકાઈ ગયા; ઉપરાંત લોકોને બળવો કરવાની ઉત્તેજના આપનારાં જાહેરનામાંઓ પણ શહેરના કિલ્લાની દીવાલે તેમ જ ચૌટાઓમાં ચોંટાડવામાં આવ્યાં.[2] આગળ જતાં તો એવું બની રહ્યું કે અંગ્રેજોના વિનાશ અર્થે તેમ જ સ્વરાજની સિદ્ધિ કાજે હિંદુ ધર્માચાર્યો ને ઉપાધ્યાયો મંદિરોમાં જાહેર પ્રાર્થનાઓ પણ કરાવતા થયા. એ જ અરસામાં અનાજના ભાવો પણ એકદમ વધી ગયા. એ વખતે અંગ્રેજ અધિકારીઓ જ્યારે વેપારીઓને એમ કહેવા લાગ્યા કે રાજકીય અર્થશાસ્ત્રને આધારે બોલવું હોય તો અમારે જણાવવું જોઈએ કે ભાવો જો હવે આથી હદ વટાવી આગળ જશે તો એથી તો અનાજના

---

૧ Report of the Joint Magistrate, Mr. Taylor.

૨ *Red Pamphlet*,

મોટા વેપારીઓ જ ખુવાર મળશે, ત્યારે લોકોએ તેમને મોઢામોઢ સ્પષ્ટ સંભળાવી દીધું કે "આ બધી મોંઘવારીનું મુખ્ય કારણ ખુદ તમે પોતે જ હોવા છતાં શું જોઈને આવી કાલી કાલી વાતો અમને સંભળાવવા આવ્યા છો ?" લોકોના વિરોધનો આવો પ્રત્યક્ષ અનુભવ મળ્યા પછી અંગ્રેજોના દિલમાં એવી તો સજ્જડ દહેશત પેસી ગઈ કે બળવો ફાટી નીકળતા પહેલાં જ કૅપ્ટન ઑલ્ફર્ટ્સ અને કૅપ્ટન વૅટ્સન એમણે ભાર પૂર્વક જણાવ્યું કે હવે અંગ્રેજોએ બનારસ છોડી તુરત ચાલ્યા જ જવું જોઈએ. તે વેળા બબિન્સે અતિશય દીન બની જઈને આજીજી કરવા માંડી: "હું તમારે પગે પડું પરંતુ મહેરબાની કરી આ વેળા બનારસ છોડીને ચાલ્યા જવાનો વિચાર પણ નાં કરશો." ને એને જ કારણે શહેર છોડી ચાલ્યા જવાનો વિચાર થોડા સમય સારુ મુલતવી રાખવામાં આવ્યો. અને ખરેખર, શહેરમાં રોકાઈ રહેવામાં હવે કશું જોખમ પણ ક્યાં રહેલું હતું ? શીખ સરદારોએ સ્વેચ્છાપૂર્વક અંગ્રેજોનું સંરક્ષણ કરવા અર્થે પોતાનું એક સ્વયં-સેવક દળ નહોતું જમાવ્યું શું ? અને જેને વૉરન હેસ્ટિંગ્સે લાતો લગાવી હતી એવા ચૈતસિંગના વંશજો પણ અંગ્રેજોને પક્ષે નહોતા ભળી ગયા શું ? 'રાજનિષ્ઠા' જો હજુ પણ આટલી ઊભરાઈ નીકળતી હતી, તો અંગ્રેજોને બનારસ છોડી જવાની શી જરૂરિયાત હતી ?

પરંતુ જે વેળા આ રાજનિષ્ઠા પર મુસ્તાક બની અંગ્રેજોએ બનારસ છોડીને ચાલી નીકળવાનો વિચાર માંડી વાળ્યો હતો તે જ વેળા અઝીમગઢની દિશામાંથી ભારે ચોંકાવનારા સમાચારો આવવા માંડ્યા હતા. અઝીમગઢ બનારસથી આશરે ૬૦ માઇલને અંતરે આવેલું છે. એ સ્થળે ૧૭મી હિંદી પલટન છાવણી નાખી પડી હતી. મેની ૩૧મીથી જ આ પલટનમાં ભયંકર ખળભળાટ સંભ-

ળાવા લાગ્યો. મેજિસ્ટ્રેટ મિ. હોર્ન સિપાઈઓને શાંત પાડવા મીઠી ભાષામાં ભાષણો કરવા માંડ્યાં! પરંતુ માત્ર ખાલી શબ્દોથી સિપાઈઓ શાંત રહે એ દિવસો હવે ચાલ્યા ગયા હતા. ૩૧ મી મેનું વહાણું વાતાં જ બનારસમાં બરાકોને આગે ચાંપવામાં આવી, અને એ રીતે પ્રાંતના સઘળા સિપાઈઓને ક્રાંતિ માટેની ચેતવણી અપાઈ: જૂનના પહેલા અઠવાડિયામાં બળવો થવો જોઈએ. આજે ૩ જી જૂન હોઈ દિવસ સારો હતો, કેમકે ગોરખપુર અને અઝિમગઢની તિજોરી (બધું મળીને સાત લાખની રોકડ) આજે બનારસ મોકલાઈ રહી હતી! આથી વધારે અનુકૂળ તક વળી બીજી કઈ મળવાની હોય?

અઝિમગઢમાં ૩ જી જૂનનો સંધ્યાપ્રકાશ ધીરે ધીરે રાત્રિના અંધકારમાં વિલાઈ જતો હતો. સિપાઈઓની ટુકડીઓના અંગ્રેજ લશ્કરી અમલદારો સઘળા સાથે મળી કલબમાં ભોજન લઈ રહ્યા હતા, જ્યારે તેમનાં બાળબચ્ચાં આસપાસ રમતાં ફરતાં હતાં. એટલામાં કોઈ ભયંકર કોલાહલ થઈ ઊઠ્યાનો અવાજ સંભળાયો. જૂનનાં પહેલા અઠવાડિયાથી જ આવા કોલાહલનો શો અર્થ હોઈ શકે એનો પૂરેપૂરો ખ્યાલ અંગ્રેજોને આવી ચૂક્યો હતો. ખાણાના તેમ જ નાચરંગના પ્રસંગે કોઈ કારણે એકઠા થયેલ સમૂહમાં અચાનક સ્તબ્ધતા અને શાંતિ પથરાઈ જતાં તોપણ "સિપાઈઓ બળવો કરી ઊઠ્યા"ના ખાનગી સમાચાર કાનમાં સંભળાઈ રહ્યાની શંકા દરેક જણને આવી જતી. પણ આ વખતે તો પડઘમ અને રણશીંગાં તથા સરણાઈના ભયસૂચક ગંભીર ધ્વનિ કાને અથડાયા. એક પળનો પણ વિલંબ કર્યા વિના પોતાની નજર સામે મીરતના બનાવોનાં દૃશ્યો કલ્પતા, એકએક ગોરા અમલદારો પોતાના પ્રાણ

બચાવવા દોડાદોડી કરવા માંડ્યા ! અમલદારો, સ્ત્રીઓ અને બાળકોએ તો જીવવાની આશા જ છોડી દીધી. પરંતુ સાક્ષાત્ મૃત્યુથી ન થાય એવી એ કરુણાજનક દશા બિચારા એ હતભાગી ગોરાઓની દેખીને અઝિમગઢના સિપાઈઓએ વેર લેવાના સઘળા વિચારોને મનમાંથી દૂર હાંકી કાઢ્યા. એટલું જ નહિ પરંતુ સિપાઈઓને નામે કોઈ રખડુ હેવાન એ લોકોના જીવતરને હાનિ ન પહોંચાડે એટલા ખાતર તેમનું સંરક્ષણ કરવા સારુ તેમને પોતાના કબજામાં લઈ તુરત અઝિમગઢ છોડી ચાલ્યા જવાનું સંભળાવ્યું. પરંતુ જેમણે તે દહાડો અંગ્રેજી લોહી વહેવડાવવાના શપથો લીધા હતા એવા અતિ ઉત્સાહી ક્રાંતિકારી સિપાઈઓને શી રીતે સમજાવવા એ સવાલ થઈ પડ્યો.[3] આખરે નિર્ણય કરાયો : કબૂલ છે ! લેફ્ટેનન્ટ હચિન્સન અને ક્વૉર્ટર સાર્જન્ટ લુઈસ એ બે જણા તો અમારી ગોળીઓના ખાજ માટે મળવા જ જોઈએ ! બસ, બાકીના સઘળા પોતાનો જીવ લઈને નાસી જતા હોય તો ભલે જાય. જો તેઓ પગે ચાલતા નાસી જઈ શકે તેમ ન હોય તો તેમને વાહનમાં બેસીને ચાલ્યા જવામાં પણ અમારે વાંધો નથી ! પરંતુ અમલદારો અને તેમની મડમો "હવે અમને વાહનો કોણ લાવી આપે ?" એમ ગુસપુસ વાતો કરતાં સંભળાયાં. તે વખતે સિપાઈઓએ ઉદારતાથી કહ્યું : "તમે ચિંતા ન કરશો. વાહનોનો બંદોબસ્ત અમે કરી દઈશું !" અને ખરેખર અલૌકિક ગણાય એવા ઉદાર દિલથી સિપાઈઓએ ગાડીઓની ગોઠવણ કરી આપી; અંદર અંગ્રેજોને તેમની હાથકડીઓ કાઢી નાખી છૂટા બેસાડ્યા અને તેમના રક્ષણ અર્થે સાથે થોડાએક સિપાઈઓને પણ મોકલ્યા ! અને એમ બ્રિટિશ રાજસત્તાસૂચક

3 *Narrative*, page 58.

વાવટાઓ અને બીજાં ચિહ્નો સાથે એ આખું મંડળ બનારસ જવા રવાનાં થયું. બીજી બાજુ સાત લાખનો ખજાનો, અંગ્રેજોનો દારૂગોળાનો આખો ભંડાર, બ્રિટિશ સત્તાના પ્રતીકસમી જેલો, કાર્યાલયો, રસ્તાઓ, બરાકો સઘળું જેમનું તેમ સિપાઈઓને હાથ આવી પડયું. કદાચ ને બળવો ફાટી નીકળે તો પોતાની જાતને બચાવવાનો આધાર અંગ્રેજોએ પોલીસો ઉપર રાખ્યો હતો; પણ એ જ પોલીસો સિપાઈઓની પેઠે જ બહારથી શાંત દેખાતા છતાં અંદરખાનેથી ફૂટી ગયેલા હતા ! વખત આવી લાગતાં જ તેમણે અંગ્રેજોનાં મકાનો અને જેલો પર સ્વરાજનો વાવટો ફરકાવી દીધો. બનારસ રવાના થયેલી ગાડીઓમાં જે અંગ્રેજોને જગ્યા ન મળી તેઓ તે જ રાતમાં ગોઝીપુર ઊપડી ગયા. બીજે દહાડે ભગવાન સહસ્રરશ્મિ કોર કાઢે છે ત્યાં તો પોતાની ટૂંકી સરખી ગેરહાજરી દરમિયાન રાજસત્તામાં ભારે પ્રચંડ ફેરફાર થઈ ગયેલો દેખીને તેણે પણ હર્ષમાં આવી જઈ અઝીમગઢ ઉપર ફરકતા નવા ઝંડા પર પોતાનાં સોનેરી કિરણો પાથર્યાં. આજ સુધી ક્રાંતિનો જે ઝંડો કેવળ પોતાના દિલમાં જ હતો તેને પ્રત્યક્ષ નજર સામે દમામપૂર્વક પોતાને માથે ફરકતો દેખીને વિજયના હર્ષથી ઉન્મત્ત થયેલા સિપાઈઓએ એક મોટું લાંબું લશ્કરી સરઘસ કાઢયું, અને લશ્કરી વાદ્યો તથા ગીતોના તાલમાં ક્રાંતિના ઝંડા પાછળ કૂચ કદમ કરતા તેઓ ફૈઝાબાદ તરફ રવાના થયા.

અઝીમગઢે સ્વતંત્રતાની જાહેરાત કરી દીધાના સમાચાર બનારસમાં જોકે આવી પહોંચ્યા હતા છતાં ખુદ બનારસમાં આવી જાતનું કશું જોખમ ઊભું નહિ થાય એવી ત્યાંના અંગ્રેજોના દિલમાં આશા હતી. મીરતના બળવાના ખબર આવી પહોંચતાં જ પંજાબમાંથી સર જોન લોરેન્સે અને કલકત્તાથી લૉર્ડ કેનિંગે ક્રાંતિનાં મુખ્ય

મુખ્ય જણાતાં કેન્દ્રોમાં વધારેમાં વધારે અંગ્રેજી પેલટનો રવાના કરવાના શક્ય તેટલા ભારે પ્રયત્નો આદર્યા. ઉત્તર બાજુનું સઘળું લશ્કર દિલ્હીના ઘેરામાં રોકાઈ ગયું હોવાથી દિલ્હીની દક્ષિણ પ્રદેશની દશા ભારે દયામણી બની હતી. પરિણામે "મહેરબાની કરી અમારી મદદ અર્થે થોડાએક યુરોપિયનોને મોકલો" એવી આજીજીભરી વિનંતીઓ અહીંના અંગ્રેજ અધિકારીઓ કલકત્તા પ્રત્યે કરવા લાગ્યા. અત્યાર સુધીમાં લૉર્ડ કેનિંગે મુંબઈ, મદ્રાસ અને રંગૂનની ગોરી પલટનો કેવી રીતે બોલાવી લીધી હતી, તથા ચીનની ચડાઈ અર્થે મોકલવા તૈયાર કરેલું હિંદુસ્તાનનું લશ્કર તેણે કેવી દક્ષતાપૂર્વક કલકત્તામાં જ થોભાવી દીધું હતું એનું વર્ણન આ પહેલાં અમે આપી ચૂક્યા છીએ. આ પલટનો પૈકી મદ્રાસની ફ્યુઝિલિયર્સની ટુકડી સાથે લઈ જનરલ નીલ એ જ વેળા બનારસ આવી પહોંચ્યો. મદદ અર્થે આવી પહોંચેલી ગોરી પલટનને લીધે, તેમ જ ખાસ કરીને નીલ સરખો હિંમતબાજ, સમર્થ અને કરડો સેનાપતિ એ પલટનનો ઉપરી હોવાને લીધે બનારસના અંગ્રેજ લોકોને ઘણી હિંમત આવી ગઈ. એ અરસામાં વળી દાણાપુરનું અંગ્રેજ લશ્કર પણ બનારસમાં આવી પહોંચ્યું. જે વેળા બનારસમાં ભારે અસંતોષનો અગ્નિ ધૂંધવાઈ રહ્યો હતો, અને ક્રાંતિના પ્રચારમાં ખુદ સિપાઈઓ જ ભાગ લઈ રહ્યાના પ્રત્યક્ષ પુરાવાઓ અંગ્રેજોને હાથ આવ્યા હતા, તે વેળા તો આ બળવાને ઊગતો જ દાબી દેવો ભારે જરૂરનું છે એમ સહુને લાગ્યું; અને એટલું કામ નીલની પલટનો, શીખ સરદારો તથા તોપખાનાના સંયુક્ત પ્રયત્નોથી સહેજે પાર પડી શકશે એમ અંગ્રેજો માનતા હતા. આઝમગઢના સમાચાર જૂનની ૪થી તારીખે આવી પહોંચ્યા. તે પછી લાંબી ચર્ચાને અંતે બળવો ફાટી નીકળતા પહેલાં જ સિપાઈઓને નિઃશસ્ત્ર કરવાનો નિર્ણય લેવાયો. એ ઠરાવ અનુસાર

તે જ દહાડે બપોરના એક સામુદાયિક પેરેડ ગોઠવાયાના હુકમ કાઢવામાં આવ્યા.

હુકમ સાંભળતાં જ સિપાઈઓએ ભાવિ ભયને પિછાની લીધો. અંગ્રેજોએ તોપખાનું અગાઉથી ખાનગીમાં સજ્જ કરી રાખ્યાના સમાચાર તેમને આ પહેલાં જ મળી ચૂકયા હતા. પેરેડ ગ્રાઉન્ડ ઉપર અંગ્રેજ લશ્કરી અધિકારીઓએ જ્યારે સિપાઈઓને હથિયારો નીચે મૂકી દેવાના હુકમો સંભળાવ્યા, ત્યારે તો સિપાઈઓની પૂરી ખાતરી થઈ ચૂકી કે હવે પોતાનાં હથિયારો ઝૂંટવી લેવામાં આવશે ને પછી જરૂર તોપને મોંએ કરેવામાં આવશે. આમ ધારીને તેમણે હથિયારો નીચે ન મૂકતાં પડખેના દારૂગોળાના ભંડાર (Arsenal) ઉપર હલ્લો કર્યો અને ભીષણ ગર્જના સાથે તેઓ અંગ્રેજ અધિકારીઓ પર તૂટી પડ્યા. તુરત જ આ સિપાઈઓની હિંમત દબાવી દેવા સારુ હોય તેમ શીખ ટુકડી આગળ આવી હાજર થઈ. એ વેળા શીખોના દિલમાં અંગ્રેજો પ્રત્યેની રાજનિષ્ઠા જાણે ઊભરાઈ જતી લાગી; તેમણે અંગ્રેજોને પગે પડી આજીજીપૂર્વક માગી લીધુ કે કોઈ પણ રીતે તેમને સિપાઈઓ સાથે લડવાની થોડીક પણ તક આપવી ! એક હિંદુ સિપાઈએ પોતાના ગાઈસ નામના લશ્કરી ઉપરી ઉપર હલ્લો કરી એક પળવારમાં તેને ઠાર કરી ધરણી પર ઢાળ્યો. બ્રિગેડિયર ડોજસન પોતાની જગ્યાએ હજુ તો હાજર થાય છે ત્યાં જ એક શીખ સિપાઈએ ઉશ્કેરાઈ જઈ તેના પર ગોળીબાર કરી ખતમ કરી દીધો. પરંતુ આ ભયંકર અપરાધ બીજા શીખ સિપાઈઓ સહી ન શક્યા; તેમણે બધાએ મળીને તેના ટુકડેટુકડા કરી નાખ્યા ! પોતાના આવા વફાદારી દાખવતા કૃત્ય બદલ કાંઈક ધન્યવાદના શબ્દો સાંભળવાની આશાથી શીખો રાહ જોઈ રહ્યા

હતા ત્યાં તો અંગ્રેજી તોપખાનાઓ બધા ઉપર સમભાવે તોપોનો મારો શરૂ કરી દીધો ! બનવાજોગ છે કે શીખ અને હિંદુ સિપાઈઓ વચ્ચેની આ તકરારનો અર્થ અંગ્રેજોએ એવો પણ કર્યો હોય કે શીખ ટુકડી પણ ફિતુર થઈ છે ! આવી વિપરીત સમજણથી જ તેમણે શીખ અને હિંદુ બંને સિપાઈઓ પર એકધારો નિર્દયતાભર્યો તોપમારો શરૂ કર્યો હશે. પણ પરિણામ એ આવ્યું કે પેલી દુર્દૈવી શીખ ટુકડીને હવે બીજા ક્રાંતિકારીઓ સાથે ભળી ગયા વિના છૂટકો જ ન રહ્યો ! હિંદી સિપાઈઓએ બધાએ એકસામટા થઈ તોપખાના પર ત્રણ વખત હલ્લાઓ કર્યા. ૧૮૫૭ના ક્રાંતિસંગ્રામના આખાય ઇતિહાસમાં એક આ પ્રસંગ જ અપવાદરૂપ છે જે વેળા હિંદુ, મુસલમાન અને શીખ ત્રણએ સાથે મળીને અંગ્રેજો પર હલ્લો કર્યો હોય ! પરંતુ એ જ ઘડીએ જાણે આ પાપના પ્રક્ષાલન અર્થે જ શીખોએ ભગીરથ પ્રયત્નો આદરી દીધા હતા. અંગ્રેજો અને સિપાઈઓ વચ્ચેનું આ યુદ્ધ તો ખુદ બરાકોની નજીક જ ચાલી રહ્યું હતું; પણ તે વેળા ગામના બીજા શહેરીઓ પણ બળવો કરી જાગી ઊઠે એવો ભય હતો. એ ભયના માર્યા જ બધા અંગ્રેજ અધિકારીઓ તેમ જ તેમનાં બૈરાંછોકરાંઓ ચારેકોર રસ્તામાં નાસભાગ કરવા લાગ્યાં. શીખ સરદાર સુરતસિંહ તેમના રક્ષણ અર્થે દોડી આવ્યો. બનારસની તિજોરીમાં તે વેળા લાખો રૂપિયાની સિલિક ઉપરાંત અંગ્રેજોએ પડાવી લીધેલા શીખોની મહારાણીના કિંમતી અલંકારો પણ હતા. અને એ જ તિજોરી શીખ પહેરેગીરોના તાબામાં હતી ! પણ એ વેળા પણ પોતાની દેશવટો ભોગવતી મહારાણીના એ અલંકારો – આખી એ તિજોરી - પોતાના તાબામાં લઈને શીખ લોકોને પાછા સુપ્રત કરવાનો વિચાર એ શીખ પહેરેગીરોને શી રીતે સૂઝે ! ઊલટું એમનો સરદાર અને અંગ્રેજોનો રાજનિષ્ઠ સેવક સુરતસિંહ

ત્યાં હાજર થયો, અને તિજોરીની એક પણ ચીજને કોઈએ હાથ પણ લગાડવાનો નથી એમ પોતાના ધર્મભાઈઓને સમજાવવા માંડ્યું. તુરત જ એ આખો ખજાનો અંગ્રેજી સિપાઈઓના પહેરાને સુપરત કરી દેવામાં આવ્યો. એ વેળા કોઈ ગોકળચંદ નામનો પંડિત પણ અંગ્રેજોને પક્ષે ભળી ગયો હતો. આ પર્વકાળે વળી કાશીના રાજાએ પણ પોતાના અધિકાર, સત્તા અને સંપત્તિ, સઘળું, પોતાના પ્રભુ–શ્રી કાશીવિશ્વનાથ નહિ પરંતુ અંગ્રેજ–નાં ચરણોમાં સમર્પી દીધું હતું! કેવળ સિપાઈઓ જ સામે થયા. અને આખર સુધી એ તોપખાનાના ભીષણ અગ્નિ વર્ષાવતા ગોળાઓનો સામનો કરતા કરતા ધીરે ધીરે પાછા હઠ્યા, અને છેવટે વિખેરાઈ જઈ આખા પ્રાંતમાં પથરાઈ ગયા.

પંજાબમાં જોન લૉરેન્સે લીધેલાં પગલાંને અનુસરીને બનારસના અંગ્રેજોએ બનારસમાં બળવાને બેશક તેની શરૂઆતમાં જ દાબી દીધો, પરંતુ બનારસ બળવો કરી ઊઠ્યાના સમાચાર તો વીજળી વેગે આખા ઉત્તર હિંદમાં તુરત ફેલાઈ ગયા. આથી એ ભાગનાં જુદાં જુદાં સ્થળોનાં ક્રાંતિકેન્દ્રો જેઓ બનારસની તરફ મીટ માંડી રહ્યાં હતાં તેમણે બળવાનો આદર કરી દીધો. એ રીતે જુવાનપુર તા. ૫ મી જૂનના રોજ કૂદી પડ્યું. બનારસના સિપાઈઓ તાબડતોબ જુવાનપુર આવે છે એવા ખબર આવી મળતાં જ ત્યાંના અંગ્રેજો ત્યાં રોકાયેલા શીખ સિપાઈઓને રાજનિષ્ઠાનાં વ્યાખ્યાનો સંભળાવવા લાગ્યા. પરંતુ આ ભાષણો પૂરાં થાય તે પહેલાં જ બનારસથી આવતા સિપાઈઓના દાબડા સંભળાયા. બનારસવાળી શીખ ટુકડીમાંથી જે શીખ સિપાઈઓ જુવાનપુરમાં હતા તેઓ તો તુરત જ બળવાખોરો સાથે મળી ગયા, અને ક્રાંતિની જ્વાળા આખા ય શહેરમાં ફેલાઈ ગઈ.

આવું દેખીને જોઈંટ મૅજિસ્ટ્રેટ કપેજ ( Cuppage ) ભાષણ આપવા તૈયાર થયો, પણ ત્યાં તો શ્રોતાઓમાંથી–તેના વ્યાખ્યાનનાં વખાણની વાત તો બાજુએ રહી પણ–સૂસવાટ કરતી એક ગોળી છૂટી અને મૅજિસ્ટ્રેટ સાહેબ ધડ કરતા ને પછડાઈ પડ્યા – મરણશરણ થયા ! કમાંડિંગ ઑફિસર લેફ્ટેનંટ મારા પણ એ જ રીતે એક ગોળીનો ભોગ થઈ પડ્યો. તે પછી ક્રાંતિકારીઓએ તિજોરી પર હલ્લો કર્યો, અને અંગ્રેજોને જુવાનપુર ખાલી કરી જવાનો હુકમ સંભળાવ્યો. દરમિયાન બનારસનું ઘોડેસ્વાર લશ્કર ગામમાં આવી પહોંચ્યું. તેમણે તો સામે મળતા દરેકેદરેક ગોરાને કાપી નાખવાની જાણે ઘોર પ્રતિજ્ઞાઓ જ લીધી હોય એવું દેખાયું ! એક ઘરડો ડેપ્યૂટી કલેક્ટર રસ્તે જતો દેખાયો; બધા ઘોડેસ્વારો તેના પર તૂટી પડ્યા. તે વેળા જુવાનપુરના કેટલાક શહેરીઓએ વચ્ચે પડી વિનતિ કરવા માંડી : "આ ગરીબ બિચારાને જીવતો જવા દો. એના તો અમારા ઉપર અનેક ઉપકારો છે." પરંતુ સિપાઈઓએ તો ચોખ્ખું સંભળાવી દીધું : "એ અમે ન જાણીએ. ગોરી ચામડીવાળો એ અંગ્રેજ આદમી છે; એણે મરવું જ જોઈએ."[૪]

વેરના એવા ભયંકર અગ્નિમાં પણ જે અંગ્રેજો શરણે આવ્યા તથા હથિયારો મૂકી દઈને છાનામાના ચાલ્યા જવાનું કબૂલ કરતા થયા, તેમને જીવતા ચાલ્યા જવાની ક્રાંતિકારીઓએ પૂરી છૂટ આપી. આ છૂટનો લાભ લઈ લગભગ બધા અંગ્રેજો બહુ જ થોડા સમયમાં જુવાનપુર છોડી ચાલ્યા ગયા. બનારસ જવા સારુ તેમણે ગંગા નદી પર કેટલીક હોડીઓ પણ ભાડે બાંધી લીધી. પરંતુ પ્રવાહના વહેનમાં અરધે ગયા પછી પેલા નાવિકોએ તેમને લૂંટી લીધા, અને રેતમાં

[૪] Charles Ball's *Indian Mutiny*, Vol. I, page 215.

આણીને ઉતારી દીધા. આખું જુવાનપુર શહેર – બધા શહેરીઓ – ક્રાંતિની જયઘોષણા કરતું ઉલ્લાસમાં આવી ગયું. જેને જેમ ફાવે તેમ સહુએ અંગ્રેજોના બાગબંગલાઓ લૂંટ્યા, સળગાવ્યા અને અંગ્રેજ-સત્તાનું ઝીણામાં ઝીણું નામનિશાન પણ ધૂળમાં રગદોળ્યું. તિજોરી-માંથી લઈ શકાય તેટલો સઘળો અસબાબ ઉઠાવી સિપાઈઓએ અયોધ્યા તરફ ચાલવા માંડ્યું, જ્યારે બાકી રહેલો ખજાનો પાછળ ગામની જે ઘરડી સ્ત્રીઓ અને ભિખારીઓએ જનમ ધરીને કદી રૂપિયો દીઠો નહિ હોય, એવાઓને હવાલે કરી દેવામાં આવ્યો ! એ રકમ ઉપર જીવનની મોજ માણતાં એ સહુએ દિલ્હીના બાદશાહ અને સ્વરાજને પોતાના અંતરના દુવા દીધા.

આમ જૂનની ૩ જી તારીખે અજીમગઢ, ૪ થી તારીખે બનારસ અને ૫ મી તારીખે જુવાનપુર, જાગી ઊઠ્યાં; આખો બનારસ પ્રાંત સળગી ઊઠ્યો હતો એવો નિયમ છે કે પ્રાંતમાં રાજધાનીનું મુખ્ય શહેર જો શત્રુઓને હાથ જાય તો આખા પ્રાંતમાં જ ક્રાંતિનું જોર નરમ બની જાય છે. આથી ક્રાંતિકાળે આખા પ્રાંતે રાજધાનીના શહેર પર જ આધાર રાખવામાં ક્રાંતિશાસ્ત્રની દૃષ્ટિએ ભારે ભૂલ અને જોખમ રહેલાં છે. મેઝીની કહે છે : "જે નગરમાં આપણો ઝંડો ફરકતો હોય એ જ આપણુ પાટનગર !" રાજધાની તો ક્રાંતિની પાછળ આપોઆપ દોડતી આવે; ક્રાંતિએ રાજધાની પાછળ જવાની જરૂર ન હોય ! ક્રાંતિની યોજના ભલે ભારે વિચાર અને ગણતરી-પૂર્વક હાય ઘરાઈ હોય, તોપણ બધા બનાવો એ યોજનાને જ અનુસરે એમ ઘણી વાર નથી બનતું. આમ હોઈ કદાચ ને પાટનગરમાં ક્રાંતિનું પગલું સફળ ન નીવડે તોપણ પ્રાંતમાં બીજી જગ્યાઓએ એનું જોર મોળું પડે તે ચાલે નહિ. ખરેખર, આ સિદ્ધાંતનો સુંદર દાખલો

આપણને બનારસમાં સાંપડે છે. કેમકે પ્રાંતના પાટનગરસમું બનારસ ભલે શત્રુઓને હાથ જઈ પડ્યું, તોપણ આખા પ્રાંતમાં તો ક્રાંતિનું મોજું એકી સાથે સઘળે ફરી વળ્યું અને આખું વાતાવરણ એણે ભારી દીધું. જમીનદાર, ખેડૂત, સિપાઈ, હરેક વ્યક્તિ અંગ્રેજી રાજ્યને ગોમાંસના સમું જ અપવિત્ર માનતી બની ગઈ! કોઈ નાનકડા ગામડામાં પણ લોકોને માલૂમ પડે કે કોઈ ગોરો ગામને પાદર આવ્યો છે, તો તુરત બધા એકઠા થઈ ત્યાં પહોંચી જાય, ને તેને મારી મારીને ભગાડયે જ રહે![૫]

ખાસ કરીને લોકો અંગ્રેજો તેમજ તેમણે જે કાંઈ કર્યું હોય તે હરેક બાબત પ્રત્યે એટલા તો નારાજ થયા હતા કે અંગ્રેજોના નામ સાથે જોડાયેલ કોઈ ચીજ તેઓ નજરે જોવાનું પણ સહન કરી શકતા નહોતા! અંગ્રેજોએ નવા મૂકેલા દરેક જમીનદારને, પછી તે ભલો હોય કે ભૂંડો, ફક્ત તે અંગ્રેજોએ મૂકેલો હોવાને કારણે જ કાઢી મૂકવામાં આવ્યો, અને તેને સ્થાને જૂના વંશપરંપરાગતના જમીનદારને પાછો ગોઠવી દીધો. એક જ અઠવાડિયામાં અંગ્રેજોની વસૂલાતપદ્ધતિ, તેમનાં જેલખાનાંઓ અને તેમનાં 'ન્યાય' મંદિરો સાવ અદશ્ય થઈ ગયાં! તારનાં દોરડાંઓ કાપી નાખવામાં આવ્યાં; રેલ્વેની સડકો અને પાટાઓ ખોદીને ઉખાડી નાખવામાં આવ્યાં;

[૫] "At every successive stage of this military revolt, the fact of a deep-seated and widespread feeling of hatred and an unappeasable revengefulness for an assumed wrong is more plainly developed. The desire for plunder was only a secondary influence in producing the calamities to which the European residents, of various places were exposed."
—Charles Ball's *Indian Mutiny*, Vol. I, page 245.

દરેક નાની ટેકરી અગર ઝાડના ઝુંડની પાછળ અંગ્રેજ લોહી અને પૈસાના તરસ્યા ગામડિયાઓ છૂપાઈ રહ્યા હતા; દરેક ગામને સીમાડે સીમાડે ચોકિયાતો ફરતા થઈ ગયા હતા જેથી કોઈ પણ અગ્રેજને કશી સાધનસામગ્રી ન મળે એટલુ જ નહિ, પરંતુ કોઈ પણ જાતના સમાચાર પણ મેળવવા પામી ન શકે! આવી પરિસ્થિતિમાં અગ્રેજોની દુર્દશાનો પાર ન રહ્યો. અને છતાં સ્વાતંત્ર્ય મેળવવા માટે બનારસે કરેલો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો, તથા બધા સિપાઈઓ અયોધ્યા તરફ રવાના થઈ ગયા હતા! તા. ૪થી જૂને જ્યારે બનારસનો પ્રયત્ન નિષ્ફળ ગયો, ને તે પછી જ્યારે ત્યાં સામુદાયિક ધરપકડોનું કામ ચાલ્યુ, ત્યારે એક નવી જ છતાં બહુ મહત્ત્વની વાત પ્રકાશમાં મૂકવામાં આવી.[૬] આવા બનાવો પરથી પણ ક્રાંતિની ગોઠવણનો આ અદ્ભુત સચો કેવી લાંબી વિચારણાપૂર્વક ગોઠવાયો હતો તેનો ખરો ખ્યાલ આવી શકે તેમ છે. બનારસમાં એક કરોડાધિપતિ શાહુકાર અને ત્રણ મોટા ચળવળિયાઓને પકડવામાં આવ્યા. તેમના ઘરોની ઝડતી લેવાઈ ત્યારે સાંકેતિક ભાષામા લખેલા કેટલાક કડક કાગળો તેમજ ક્રાંતિકારી–સંગઠનકેન્દ્રોમાંથી આવેલા બીજા કેટલાક પત્રો સરકારને હાથ આવ્યા. એમાનો એક સૌથી કડક કાગળ 'એક આગેવાન'નો હતો. એનો ટૂંક સાર આ પ્રમાણે છે. "હવે બનારસના લોકોએ એકદમ

[૬] "No sooner had it been known in the districts that there had been an insurrection at Benares, than the whole country rose like one man. Communications were cut off with the neighbouring stations and it appeared as if the Ryots and the Zemindars were about to attempt the execution of the project which the Sepoys failed to accomplish in Benares." —*Red Pamphlet*, page 91.

બળવો કરી ઊઠવું જોઈએ. બ્રિન્સ, લિંડ અને બીજા અંગ્રેજોને પહેલાં ઠાર કરવા. એને માટે જોઈતું સઘળું દ્રવ્ય શાહુકાર પાસેથી મળી જશે." જ્યારે એ શાહુકારના ઘરની ઝડતી લેવાઈ ત્યારે ત્યાંથી બસો તલવારો અને કેટલીએક બંદૂકો પણ હાથ આવેલી !

બનારસ પ્રાંતના પ્રયત્નનો અતિ ટૂંક અહેવાલ આ પ્રમાણે છે. અહીં ક્રાંતિકારીઓએ મીરત અગર દિલ્હી પેઠે અંગ્રેજોની કતલ કરી નહોતી. આખાય પ્રાંતમાં એક પણ અંગ્રેજ સ્ત્રીના પ્રાણ લેવાયા નહોતા. એટલું જ નહિ પરંતુ હૈયામાં સળગી રહેલા દેશવ્યાપી ક્રોધાગ્નિની જ્વાળાઓ જે વેળા 'વેર, વેર !' કરી ભભૂકી ઊઠતી હતી, તે વેળા પણ લોકો ભારે સૌજન્ય સાથે અંગ્રેજોને ગામ બહાર લઈ જઈ વળાવી આવતા; કોઈ કોઈ વાર તો તેમની ગાડીઓને બળદ, ઘોડા વગેરે જોડી દેવામાં પણ લોકો મદદ કરતા હતા !

હવે એ પછીનું બીજું ચિત્ર જુઓ.

અમે હરગિજ એમ કહેવા નથી માગતા કે સ્વરાજપ્રાપ્તિ અર્થે બનારસે જે પ્રયત્નો કર્યા તે પ્રત્યે અંગ્રેજોએ આદરભાવ બતાવવો જ જોઈએ. પરંતુ એટલું તો ફરી ફરી કહેવું જ પડશે કે બનારસ પ્રાંતમાં અંગ્રેજોએ જે અત્યાચારો કર્યા તેનું સમર્થન કદી પણ થઈ શકે તેમ નથી. કેમકે સિપાઈઓ તેમ જ પ્રજાએ આચરેલા અત્યાચારોનાં જે ઉત્તેજક કારણો તેમને મળ્યાં હતાં, તેની સાથે એમના અત્યાચારોનું કોઈ જાતનું પ્રમાણસાદૃશ્ય બતાવવું સર્વથા અશક્ય છે ! ક્રાંતિકારીઓ તેમ જ હિંદી જનતાએ જે 'ક્રૂર' કૃત્યો આચર્યાં તે બદલ અત્યંત હલકા, સાવ જૂઠા અને બનાવટી દુષ્ટ આરોપો મૂકવામાં અંગ્રેજોએ કદી પાછું વાળી જોયું નથી. એ જ સુધરેલા 'સંસ્કારી' અંગ્રેજ લશ્કરના શૂરવીર સેનાપતિએ બનારસના લોકો પ્રત્યે કેવું

વર્તન આચરી બતાવ્યું તે અમે હવે પછી વર્ણવવાના છીએ. એ આખું ય વર્ણન ખુદ અંગ્રેજોએ લખી રાખેલી સત્ય હકીકતોમાંથી જ લેવાયલું છે એટલું જો યાદ રાખી લઈએ તો પછી એ અંગે વધારે લાંબુ ભાષ્ય કરવાની કશી જરૂર નહિ રહે; એટલું જ નહિ, એ નકામું થઈ પડે એમ અમે માનીએ છીએ. સાચી નિષ્પક્ષપાત વ્યક્તિ જ આનો ખરો તોલ કરી શકશે!

બનારસના બળવા પછી આસપાસનાં ગામડાંઓમાં 'શાંતિ અને વ્યવસ્થા' સાચવવા અર્થે જનરલ નીલે અંગ્રેજ અને શીખોનું એક સંયુક્ત લશ્કર તૈયાર કર્યું. આ લશ્કરની છૂટી છૂટી ટુકડીઓ નિઃશસ્ત્ર અને અસહાય એવા ખેડૂતોથી ભરેલાં ગામડાંઓમાં દાખલ થતી. ગામમાં પેસતાં જ સામે જે મળે તેને કાં તો કાપી નાખવામાં આવતો, અગર તો ફાંસીએ લટકાવી દેવાતો! ફાંસીએ લટકાવવામાં આવતા આદમીઓની સંખ્યા એટલી તો વધી પડતી કે ફાંસી માટે તૈયાર કરેલો એક વધસ્થંભ રાતદિવસ સતત ચાલુ ઉપયોગમાં લેવાયા છતાં એકથી કામ પૂરું થતું નહોતું; આથી ફાંસીને માટેના થાંભલાની લાંબી હારની હાર ખોડવામાં આવી હતી. આટલા બધા વધસ્થંભ પર લટકાવેલા આદમીઓને પૂરતા મર્યા પહેલાં જ ખેંચીને નીચે ઉતારી લેવામાં આવતા હતા તોપણ ફાંસીએ લટકાવવાના બાકી રહેતા લોકોની સંખ્યા કેમે કરી ઘટતી નહોતી! ઝાડો તોડીને તેના થાંભલા કરવાની યોજનાને તદ્દન નકામી તરીકે અંગ્રેજ અધિકારીઓએ તિલાંજલિ આપી દીધી; તેને બદલે ખુદ ઝાડોનો જ ફાંસીના થાંભલા તરીકે ઉપયોગ કરવાનું ઠરાવાયું! વળી એક ઝાડે જો એક જ આદમીને ફાંસી દેવી એમ ઠરાવીએ, તો કુદરતે ઝાડને આટલી બધી ડાળીઓ આપી તે શું છેક નકામી ગણવી? પરિણામે

દરેક ઝાડની ડાળીએ ડાળીએ ગજે રસ્સીથી બાંધ્યાં હોય એવાં 'કાળા' આદમીઓનાં ગડદાં લટકી રહેલાં દેખાતાં! 'લશ્કરી ફરજ' નું અને 'ખ્રિસ્તના ધર્મપ્રચાર'નું આ કામ રાતદિવસ સતત ચાલ્યા જ કરતું હતું; પરિણામે એ શૂરા અંગ્રેજ મરદોને એવા કામનો આખરે કંટાળો આવ્યો હોય તો એમાં નવાઈ જેવું કશું નથી! આ કારણે આવા મહાન ઉચ્ચ ધાર્મિક કર્તવ્યપાલનમાં સચવાવી જોઈતી ગંભીરતા સાથે તેમાં થોડોએક આનંદ કરવાનો અંશ પણ ઉમેરાયો હતો. ખેડૂતને પકડીને તેને ઝાડે લટકાવવો એ જાતની ફાંસીની સાદી સરલ રીતમાં થોડોએક-કલા ખાતર ફેરફાર કરવામાં આવ્યો. ભોગ બનેલા એ અભાગી આદમીને પહેલાં હાથી પર બેસારવામાં આવતો; પછી હાથીને ઝાડની ડાળી તળે લઈ જઈ ઊભો કરી પેલા આદમીનું ગળું ડાળી સાથે દોરડાથી બાંધી દેવામાં આવતું; પછી હાથીને બાજુ પર ખસેડી લેવામાં આવતો.[૭] અને હાથી ચાલ્યા ગયા પછી ઝાડની ડાળેડાળે અસંખ્ય મડદાંઓ એક સરખી રીતે લટકતાં દેખાતાં! વળી આવા દેખાવો તો રોજના અને એકજ જાતના બનવાથી કંટાળો ઉપજાવે તેવા લાગતા; રસ્તે જતાઆવતા અંગ્રેજોને એ ગમતા નહિ! આથી 'નેટિવો'ને જ્યારે ફાંસીએ લટકાવવાના હોય ત્યારે તેમને કેવળ ઊભા જ ન રાખતા એમના શરીરના વિધવિધ આકારો દેખાય એવી રીતે તેમને લટકાવવામાં આવતા. કોઈને અંગ્રેજી આંકડા (8) મુજબ તો કોઈને અંગ્રેજી નવડા (9) મુજબના આકારોમાં ગોઠવીને લટકાવવામાં આવતા.[૮]

---

[૭] *Narrative*, page 69.

[૮] "Volunteer hanging parties went out into the districts and amateur executioners were not wanting to the occa-

સ્થળે સ્થળે ચાલી રહેલાં આવાં અનેક હત્યાકાંડો છતાં સેંકડો અને હજારોની સંખ્યામાં 'કાળા' આદમીઓ હજુ જીવતા હતા ! એ સઘળાને હજુ ફાંસીએ ચડાવવા હોય તો તેટલાં દોરડાં ક્યાંથી કાઢવાં ? અતિશય 'સુધરેલા' અને ઇશુના દયામય ધર્મને અનુસરનારા ઇંગ્લાંડ માટે આ અડચણથી ભારે પંચાત ઊભી થઈ! પરંતુ તેમના ઇશુની કૃપાદૃષ્ટિને કારણે તેમને આ મુશ્કેલીમાંથી પણ રસ્તો સૂઝી આવ્યો. એ રસ્તાનો પહેલો પ્રયોગ એટલો સફળ થયો કે એ પછી આ તદ્દન નવા અને શાસ્ત્રીય ઉપાય આગળ ફાંસીએ લટકાવવાની જૂની પદ્ધતિ ત્યાજ્ય ગણી રદ કરવામાં આવી ! આ ઉપાય વડે આખાં ગામડાં ને ગામડાંનો વિનાશ કરી દેવામાં આવ્યો. અગ્નિની જ્વાળાઓ વડે જ ખેડૂતોને ગળે ભચરડો દેવામાં, અને છતાં કશી ગડબડ કરે તો તોપખાનું તૈયાર રાખીને હજારો કાળા નેટિવોને ભસ્મ કરી દેવામાં પછી વાર શાની લાગે ? આખા ગામડાને ચારે બાજુથી આગ લગાડીને એ હુતાશનમાં સઘળા ખેડૂતોને જીવતા સળગાવી દેવાનો ઉપાય અનેક અંગ્રેજોને એવો તો મજા આપનારો લાગતો કે એવા બનાવોનાં ભારે વિનોદભર્યાં વર્ણનો પત્રોમાં લખીને તેઓ પોતાના સંબંધીને ઇંગ્લાંડ મોકલી આપતા ! આગ લગાડવાનું આ કાર્ય એવી કુશળતાથી અને ઝડપથી ઉકેલી લેવામાં આવતું કે ગામલોકોને નાસી છૂટવાનો લેશ પણ અવસર મળતો

---

ssion. One gentleman boasted of the numbers he had finished off quite 'in an artistic manner,' with mango trees for gibbets and elephants as drops, the victims of this wild justice being strung up, as though for a pastime, in the form of a figure of eight. "—Kaye and Malleson's *History of the Indian Mutiny*, Vol. II, page 177.

નહિ. ગરીબ ખેડૂતો, વિદ્વાન બ્રાહ્મણો, દીન મુસલમાનો, નિશાળિયાઓ, નાનાં ધાવણાં બાળકોવાળી માતાઓ, કુમારિકાઓ, ઘરડાઓ, આંધળા, લૂલાલંગડા, એકાએક એ અગ્નિજ્વાલાઓની આહૂતિ બનતાં. ઘડપણને લીધે જેમનાથી ડગલું પણ ચાલી શકાય એમ નહોતું એવાં ઘરડાં સ્ત્રીપુરુષો તો બહુ પોતપોતાની જગ્યાએ જ પથારીમાં ને પથારીમાંજ બળીને ભસ્મ થઈ જતાં.[૯] અને એમાંથી પણ જો કોઈ બહાર નાસી છૂટવાનો પ્રયત્ન કરતું દેખાતું તો પછી જોઈ લ્યો એની દશા! એક અંગ્રેજ પોતાના એક પત્રમાં લખે છે: "માણસોથી ભરેલાં ગામડાંને અમે સળગાવી દેતા તે વેળા અમે ગામડા ફરતા વીંટળાઈ બેસતા અને અગ્નિની જ્વાળાઓમાંથી જ્યારે કોઈ ગામડિયો બહાર નીકળવાનાં ફાંફાં મારતો દેખતા ત્યારે તેને ગોળાથી ઠાર કરી દેતા!"[૧૦]

આવી રીતે બાળીને ભસ્મ કરી દેવાતું ગામડું એકાદ ગ્રુમગ્રુ જ હશે એમ માનો છો? નહિ જ. અંગ્રેજોએ આખા પ્રાંતના જુદા જુદા ભાગોમાં ગામડાંઓ સળગાવી દેવાની આ ફરજ ઉપર અનેક નાની નાની ટુકડીઓ રવાના કરી હતી આવી અનેક ટુકડીઓના અનેક ઉપરીઓ પૈકીનો એક અધિકારી અનેક ગામડાંઓ સળગાવી દેવા સારુ ગોઠવેલા પોતાના અનેક પ્રવાસોમાંથી એકના વિષે લખે છે: "આપને જાણીને ખરેખર સંતોષ થશે કે અમે એકંદરે વીસ ગામડાંઓ બાળીને ભસ્મ કરી દીધા છે!"

અને એ ધ્યાન ખેંચે તેવી બિના છે કે આ હકીકત તો જે ઇતિહાસકારો 'જનરલ નીલે લીધેલા વેર પરત્વે તો કશું ન લખીએ

---

[૯] Charles Ball's *Indian Mutiny*, Vol. I, pp. 243–244.
[૧૦] Charles Ball's *Indian Mutiny*, Vol. I, pp 243–244.

તેજ યોગ્ય છે' એમ ખુલ્લંખુલ્લાં લખનારા છે તેમનાં જ પુસ્તકોમાં સરતચૂકથી જે ઉલ્લેખો ઘૂસી ગયા છે તે પરથી કરેલી માત્ર તારવણી જ છે!

આટલું બસ છે. લેખક તરીકે આને અંગે એક પણ અક્ષર ઉમેરવો એ અંગ્રેજોની અમાનુષી જંગલી ક્રૂરતાનાં સાફસાફ નાગાઈભર્યાં ચિત્રોની ક્રૂર વિડંબનાસમું જ ગણાય!

અને માટે તો હે ભયત્રસ્ત નયનો! હવે તમે ભાગીરથી અને કાલિંદીના પ્રેમસંગમને લીધે ઊછળતી સ્નેહલહરીઓ તરફ તમારી દર્શનેંદ્રિયોને વાળો! સંગમસ્થળનાં શાંત, ભવ્ય અને લલિત એવા એ જળમાં સદૈવ સ્નાન કરતી પ્રયાગની એ નગરી કાશીથી આશરે ૮૦ મૈલને અંતરે વસેલી છે. પ્રયાગના એ પુણ્યપાવન તીર્થસ્થાને અકબરે પોતાના અમલ દરમિયાન ત્યાં બંધાવેલા વિશાળ કિલ્લાને કારણે અલાહબાદના સૌંદર્યમાં ઓર ઉમેરો થાય છે. કલકત્તાથી પંજાબ તરફ જતા સઘળા રાજમાર્ગોનું અલાહબાદ એ નાકું છે. ત્યાંનો કિલ્લો પણ આખા પ્રાંતની દરેકેદરેક હિલચાલ પર ધ્યાન રાખી શકાય એવો ઊંચો, મજબૂત અને બાદશાહી વૈભવભર્યો છે. ૧૮૫૭માં તો જેના હાથમાં એ કિલ્લો હોય તેના હાથમાં આખાય પ્રાંતનાં સૂત્રો રહે એવી એની સ્થિતિ હતી. અને એ કારણે આવો અગત્યનો કિલ્લો હસ્તગત કરવા અર્થે અગર તો તાબામાં રાખવા માટે બન્ને પક્ષો તરફથી કમાલ પ્રયત્નો ચાલી રહ્યા હતા. અલાહબાદના સિપાઈઓ તેમજ શહેરીઓ સઘળા એકી સાથે બળવો કરી ઊઠે એવી ત્યાંના ક્રાંતિપક્ષની યોજના હતી. એ વેળા હિંદુ તેમ જ મુસલમાન બંને જાતિઓ તરફથી દેશના સ્વાતંત્ર્ય અર્થેના પ્રયત્નો એટલા તો જોરદાર થઈ રહ્યા હતા કે ખુદ સરકારી નોકરી

કરતા ન્યાયાધીશો અને મુનસફો પણ એ ખાનગી સંસ્થાઓના સભાસદો તરીકે જોડાયેલા હતા.[11]

અલાહબાદના સિપાઈઓ વિષે તેમના અંગ્રેજી અધિકારીઓની એવી માન્યતા બંધાઈ ચૂકી હતી કે આ સિપાઈઓ તો રાજનિષ્ઠાના સાક્ષાત્ અવતારસમા જ નિમકહલાલ છે. ખાસ કરીને ૬ઠ્ઠી પલટનની રાજનિષ્ઠા તેમના મનથી સૌથી શ્રેષ્ઠ નિમકહલાલીભરી હતી. દિલ્હીના સમાચાર જાણ્યા પછી એક દિવસ આ સિપાઈઓએ પોતાના વરિષ્ઠ અમલદારોને એવી વિનતિ કરી : "ખાવિંદ ! મહેરબાની કરી અમને દિલ્હી જઈને એ ફિતુરી લોકોની કતલ કરવાની રજા આપો જ આપો. એ માટે અમે ખૂબ અધીરા બની રહ્યા છીએ !" આવી અપૂર્વ રાજનિષ્ઠા વિષે બધાને નવાઈ અને આનંદ થયો. આ ૬ઠ્ઠી પલટનની આવી અનુપમ નિમકહલાલી અને બેનમૂન રાજનિષ્ઠા સારુ એના આભાર માનવાના ખાસ હુકમો ખુદ ગવર્નર-જનરલ તરફથી કરવામાં આવ્યા. એ જ વેળા એક શહેરીએ એવી બાતમી આણી કે આ ખુદ ૬ઠ્ઠી પલટન તો ક્રાંતિકારીઓ સાથે દિલભર દિલ મૈત્રી બાંધી રહી છે. ત્યાં તો ૬ઠ્ઠી પલટનના સિપાઈઓએ એ ક્રાંતિપ્રચારકોને પકડી આપી અધિકારીઓ પાસે રજૂ કર્યા અને પોતાની રાજનિષ્ઠા વિષે સહેજ પણ શંકા ન રહે એવી પાકી ખાતરી કરી આપી પછી નકામી ખોટી શંકાઓ આણવાનું શું પ્રયોજન હતું ? 'અને 'છતાં જો સરકારને અમારી' નિમકહલાલી વિષે શંકા રહેતી હોય તો મુખ્ય ઉપરી અધિકારીઓ અહીં રૂબરૂ આવી અમારાં હૈયાં કેટલાં સાફ છે તેની ખાતરી કરી લે.' તે મુજબ તા. ૬ઠ્ઠી જૂનના રોજ અંગ્રેજ અમલદારો જાતે બધું જોવા આવ્યા. જોયું તો જાણે રાજનિષ્ઠાનો

11 Charles Ball's *Indian Mutiny*, Vol. I, page 268.

મહાસાગર છોછલ ઉભરાઈ જાય છે ! એટલું જ નહિ પરંતુ કેટલા-એક સિપાઈઓ તો દોડતા દોડતા આગળ ગયા ને ઘણી જ આત્મીયતા પૂર્વક અગ્રેજ અધિકારીઓને ભેટી પડ્યા તથા તેમના બન્ને ગાલ ઉપર પ્રેમથી ચુંબનો લીધા।[૧૨]

અને એ જ રાત્રે ફરી પલટનનો એકેએક સિપાઈ હાથમાં તલવાર લઈને "મારો ફિરંગી કો 'ની જોરશોરથી ઘોષણા કરતો બહાર નીકળી પડ્યો !

પોતાની ગુપ્ત યોજના જાહેર થઈ ન જાય, અને બનારસના સિપાઈઓની પેઠે અહીં પણ પોતાના હથિયારો ઝટકી ન લેવાય એ અર્થે સિપાઈઓ એક બાજુ આકાશપાતાળ એક કરી રહ્યા હતા, ત્યારે તે જ વખતે શીખ સિપાઈઓ અને ઘોડેસ્વાર-લશ્કરના રક્ષણ તળે અગ્રેજો પોતાના બૈરાંછોકરાઓને સંરક્ષણ અર્થે કિલ્લામાં પહોંચાડવાની ધમાલમાં મંડી પડ્યા હતા જૂનની પમી તારીખે બનારસના સમાચાર અલાહબાદમાં આવી પહોંચ્યા તે દહાડે શહેરમાં એટલી ગરબડ મચી રહી કે અગ્રેજોએ બનારસ તરફથી આવવાને રસ્તે પૂલ સામે પોતાની તોપો નોંધી રાખી અને કિલ્લાના દરવાજા બંધ કરી દીધા જે સિપાઈઓએ સવારે અગ્રેજોને ભેટી પડી તેમને ગાલે ચુંબનો લીધા હતા તેઓ સઘળા સાંજે ભોજન શાળામાં એકઠા થયા, એટલામાં સહેજ દૂર બ્યૂગલોના ભયંકર અવાજો થતા સંભળાયા, અને એ બ્યૂગલોના અવાજોએ ફરી પલટન હવે ફિતુર થયાના સમાચાર જ જાણે પોકારી પોકારીને તેમને સંભળાવ્યા !

તે દહાડો સાંજના જ બનારસ તરફના પૂલ તરફ નોંધી રાખેલી

૧૨ *Narrative*

તોપોને ત્યાંથી ખેસવીને કિલ્લાની અંદર લઈ જવાનો હુકમ અપાયો હતો. પરંતુ અંગ્રેજોના એકેએક હુકમને માથે ચડાવી તેનો પૂરતો અમલ કરવાની આજ સુધી ચાલી આવેલી રસમનો આજની સાંજે જ ભંગ થયો દેખાયો. ઊલટાના સિપાઈઓએ પોતે જ હુકમો આપ્યા કે તોપોને કિલ્લામાં ન લઈ જતાં એને સિપાઈઓની છાવણીમાં જ લઈ જાઓ ! અધિકારીઓએ તુરત સિપાઈઓની આ વિચિત્ર જણાતી ઉદ્ધતાઈ માટે તેમને સજા કરવાનો અયોધ્યાના ઘોડેસ્વાર લશ્કરને હુકમ કર્યો. લેફ્ટેનંટ એલેક્ઝાંડર અને લેફ્ટેનંટ હારવર્ડ બંને જુવાન ઊછરતા સેનાનાયકોએ ઘોડેસ્વાર લશ્કરને સજ્જ કરી સિપાઈઓ પર હલ્લો કર્યો. આ વેળા સૂર્યોદય થવા આવ્યો હતો. પેલા ઉદ્ધત સિપાઈઓ સામે જ્યારે આ ઘોડેસ્વાર લશ્કર આવી ખડું થયું કે તુરત હલ્લો શરૂ કરવાના હુકમ આપીને પોતાની પાછળ જ આખું ઘોડેસ્વાર લશ્કર દોડ્યું આવશે અને આ મૂઠીભર સિપાઈઓને પલકવારમાં કચરી દેશે એવી આશા સાથે આ બંને અંગ્રેજ અધિકારીઓ જોસભેર આગળ ધૂસ્યા. પરંતુ નવાઈભર્યો બનાવ બન્યો ! પોતાના દેશભાઈઓ વિરુદ્ધ પોતે હથિયારો નહિ ઉપાડે એવા નિશ્ચય સાથે ઘોડેસ્વાર લશ્કર જ્યાંનું ત્યાં સ્થિર થઈ ગયું ! એ દેખતાં જ સામેથી સિપાઈઓએ ભારે ગર્જનાઓ સાથે તેમના વખાણ કરવા માંડ્યાં. લેફ્ટેનંટ એલેક્ઝાંડરની છાતી પર ફટકો પડ્યો, તે ઘોડા પરથી નીચે પટકાઈ ગયો ને તેના ટુકડેટુકડા કરવામાં આવ્યા ! આ દૃશ્ય જોતાં જ બધા હિંદી સિપાઈઓ એકબીજાને પ્રેમથી ભેટ્યા અને સઘળા છાવણી તરફ રવાના થયા. એ પહેલાં જ બે ઘોડેસ્વારો દોડતા છાવણીમાં જઈ પહોંચ્યા હતા; અને ત્યાંના સિપાઈ-બંધુઓને બધી હકીકતથી વાકેફ કરી દીધા હતા. એ વેળાનો પેરેડ ગ્રાઉન્ડ પરનો દેખાવ ખરેખર અવર્ણનીય હતો.

જેવો કોઈ અંગ્રેજ અધિકારીના મોંમાંથી એકાદ હુકમ બહાર પડે કે તુરત જ સૂસવાટ કરતી ગોળી છૂટતી ! એડજ્યુટંટ સ્ટયુઅર્ડ પ્લંકેટ, ક્વૉર્ટર માસ્ટર હાવઝ, પ્રિંગલ, મનરો, બર્ચ, લેફ્ટેનંટ ઈનીસ, એકેએક ઠાર થયા ! પૅરેડ ગ્રાઉન્ડ પર ખિજાયેલા આ સઘળા શૂરવીરો હવે અંગ્રેજોના ઘરો સળગાવતા ચોતરફ ઘૂમવા લાગ્યા. જ્યારે તેમણે જાણ્યું કે ઘણા અંગ્રેજો ભોજનશાળામાં પણ હજુ સંતાઈ રહ્યા છે, ત્યારે બધા એ તરફ ઊલટયા, અને ત્યાં પહોંચી એકેએક અંગ્રેજને કાપી નાખ્યો ! અલાહબાદનો કિલ્લો તાબામાં લેવાની બિના ભારે મહત્ત્વની હતી એનો ઉલ્લેખ અગાઉ કરવામાં આવ્યો જ છે અંગ્રેજોએ પણ કિલ્લામાં જ પોતાનાં બૈરાંછોકરાં તથા દારૂગોળાનો મોટો એવો સંગ્રહ એકઠો કરી સાચવી રાખ્યો હતો; આ બધાનું સંરક્ષણ કરવાની જવાબદારી શીખોને સોંપવામાં આવી હતી. સિપાઈઓ બધા હવે આતુરતાપૂર્વક તોપના ધડાકા સાંભળવાની રાહ જોઈ રહ્યા, કેમકે અગાઉથી એવું નક્કી કરવામાં આવ્યું હતું કે અંદરના થોડાઘણા સિપાઈઓ અને શીખોએ બંડ કરીને અંગ્રેજોને કિલ્લા બહાર હાંકી કાઢયાની નિશાની તરીકે તોપોના ધડાકા કરવા.

પરંતુ કિલ્લાની અંદરના શીખોએ કરેલા વિશ્વાસઘાતને સીમા નહોતી ! કિલ્લા પરથી અંગ્રેજી વાવટો ફેંકી દેવાની તેમણે માત્ર ના પાડી એટલું જ નહિ, પરંતુ કિલ્લામાં આવી ગયેલા સિપાઈઓનાં હથિયારો ખૂંચવી લેવામાં તથા તેમને કિલ્લા બહાર હાંકી કાઢવામાં તેમણે અંગ્રેજોને ભારે મદદ કરી. હજુ આજે પણ અંગ્રેજોને નવાઈ લાગે છે કે ખરે અણીને વખતે પોતાને વફાદાર રહીને શીખોએ ક્રાંતિકારીઓ પર હથિયારો શી રીતે ચલાવ્યાં હશે ! માત્ર

અરધા કલાકમાં જ અલાહાબાદનો એ મજબૂત અને વિશાળ કિલ્લો ક્રાંતિકારીઓને હાથ આવી જાત! કેવળ એટલા ટૂંકા સમયમાં અંગ્રેજ રાજસત્તાની કરોડનો ભાંગીને ભૂકો બોલી જાત! પરંતુ એ અરધો કલાક શીખોએ ખુદ પોતાના જ દેશભાઈઓના અને પોતાની જ માભોમના ટુકડા ઉડાવી દેવામાં ગાળ્યો! કિલ્લાના સિપાઈઓએ વારંવાર બળવો કરવાના પ્રયત્નો કર્યા છતાં શીખો તેમનામાં ભળી જવાને બદલે અંગ્રેજોના હુકમ મુજબ એ સિપાઈઓનાં જ હથિયારો પડાવી લઈ તેમને કિલ્લા બહાર રવાના કરી દેવામાં અંગ્રેજોના સાથમાં ભળ્યા અને કિલ્લા પર અંગ્રેજોની સત્તા ચાલુ જ રહી.

પરંતુ સદ્ભાગ્યે આ ચારસો દેશદ્રોહી લોકોમાં જ આખું અલાહાબાદ સમાઈ જતું નહોતું! કિલ્લાના સિપાઈઓએ બળવો કરી ઊઠવાનો નક્કી સમય આવી પહોંચતા શહેર આખું જાગૃત થઈ ઊઠ્યું. પરેડ ગ્રાઉંડ પરની કાન ફોડી નાખે તેવી રણગર્જનાઓથી આખું શહેર ગાજી રહ્યું હતું. સૌ પહેલાં અંગ્રેજોના બંગલાઓને સળગાવી દેવામાં આવ્યા. ત્યાર પછી સિપાઈઓ અને શહેરીઓએ સાથે મળી જેલખાનાં તોડી નાખ્યાં. જેલખાનામાં પુરાયેલા હજારો કેદીઓના દિલમાં અંગ્રેજો પ્રત્યે જે ભીષણ દ્વેષાગ્નિ સળગી રહ્યો હતો, તેટલો જોરદાર દ્વેષાગ્નિ ભાગ્યે જ તે વેળા બીજા કોઈના દિલમાં પ્રજળી રહ્યો હશે! આથી મુક્તિ મળતાં જ સર્વ પ્રથમ તેઓ ભીષણ ગર્જનાઓ કરતા સીધા અંગ્રેજોના નિવાસસ્થાને પહોંચ્યા. ક્રાંતિકારીઓની રેલ્વે અને તારઓફિસો પર ખાસ નજર રહેતી. રેલ્વે અધિકારીઓ, સ્ટેશનો, પાટાઓ, તારના થાંભલાઓ, તારના દોરડાં, એન્જિનો, સઘળાંનો ભાંગીને ભૂકો કરી નાખવામાં આવતો. અંગ્રેજોએ શરૂઆતથી જ ઘણી ચોકસાઈ રાખ્યા છતાં થોડાઘણા

અંગ્રેજો તો બળવાખોરોના હાથમાં સપડાયા જ; અને ક્રાંતિકારીઓએ પણ તુરત જ તેમનો નિકાલ કરી દીધો ! તે પછી વારો આવ્યો વટલાયેલ ખ્રિસ્તીઓનો – જેઓ અંગ્રેજોને જોરે જ કૂદી રહ્યા હતા, અને એ જ કારણે જેઓ હિંદીઓ સાથે ઉદ્ધતાઈભર્યું વર્તન રાખતા હતા ! ક્રાંતિના વિરોધી એવા સઘળા દેશદ્રોહીઓનાં ઘરો પર હલ્લાઓ થયા. જેમણે 'દિલ્હીના બાદશાહને નિમકહલાલ રહી અંગ્રેજો સાથે લડશું.' એવા શપથ લીધા તેમને જ માત્ર જીવતા જવા દેવામાં આવ્યા. તારીખ ૧૭મીના રોજ સવારમાં તિજોરીમાંથી લગભગ ૩૦ લાખ રૂપિયાનો ખજાનો ક્રાંતિકારીઓએ હાથ કર્યો. તે પછી બપોરના આખા શહેરમાં ક્રાંતિના ઝંડા સાથે સરઘસ ફેરવવામાં આવ્યું અને છેવટે પોલીસ થાણા ઉપર એ ઝંડો ફરકાવવામાં આવ્યો. આમ આખું શહેર અને કિલ્લો બન્ને ક્રાંતિની આગમાં સળગી ઊઠ્યા પછી સિપાઈઓ તેમજ શહેરીઓ સહુએ મળીને એ ક્રાંતિના ઝંડાને વંદન કર્યું.

અલાહાબાદનો આખો પ્રાંત લગભગ એકી જ સાથે એક માણસ બેઠો થાય એ રીતે સળગી ઊઠ્યો ! હરેક જગ્યાએ એવો અસાધારણ ફેરફાર ક્રાંતિને લીધે થઈ ગયો કે એને કારણે થોડા દિવસો બાદ અંગ્રેજો આ પ્રાંતમા રાજ કરતા હતા એ વાત પણ કોઈ માને નહિ ! ગામડેગામડે જરીભરતના વાવટાઓ ફરકી રહ્યા હતા; અને કોઈ ભટકતો અંગ્રેજ હાથ પડી જાય તો તેને મારીને ખોખરો કરી ગામવાસીઓ કાઢી મૂકતાં અગર તો એને ઠાર કરી દેતા. આ રીતે અંગ્રેજ સત્તાનાં જળમૂળ ઉખેડી નાખવાનું કામ ચાલતું. ખરેખર એ આશ્ચર્યકારક બિના છે કે ગુલામગીરીનાં મૂળ સેંકડો વર્ષો સુધી ઊંડા ઉતારવાના પ્રયત્નો કર્યા છતાં એ સાવ ઉપરછલાં જ

અરધા કલાકમાં જ અલાહબાદનો એ મજબૂત અને વિશાળ કિલ્લો ક્રાંતિકારીઓને હાથ આવી જાત ! કેવળ એટલા ટૂંકા સમયમાં અંગ્રેજી રાજસત્તાની કરોડનો ભાંગીને ભૂકો બોલી જાત ! પરંતુ એ અરધો કલાક શીખોએ ખુદ પોતાના જ દેશભાઈઓના અને પોતાની જ માભોમના ટુકડા ઉડાવી દેવામાં ગાળ્યો ! કિલ્લાના સિપાઈઓએ વારંવાર બળવો કરવાના પ્રયત્નો કર્યાં છતાં શીખો તેમનામાં ભળી જવાને બદલે અંગ્રેજોના હુકમ મુજબ એ સિપાઈઓનાં જ હથિયારો પડાવી લઈ તેમને કિલ્લા બહાર રવાના કરી દેવામાં અંગ્રેજોના સાથમાં ભળ્યા. અને કિલ્લા પર અંગ્રેજોની સત્તા ચાલુ જ રહી.

પરંતુ સદ્ભાગ્યે આ ચારસો દેશદ્રોહી શીખોમાં જ આખું અલાહબાદ સમાઈ જતું નહોતું ! કિલ્લાના સિપાઈઓએ બળવો કરી ઊઠવાનો નક્કી સમય આવી પહોંચતાં શહેર આખું જાગૃત થઈ ઊઠયું. પેરેડ ગ્રાઉંડ પર થતી કાન ફોડી નાખે તેવી રણગર્જનાઓથી આખું શહેર ગાજી રહ્યું હતું. સૌ પહેલાં અંગ્રેજોના બંગલાઓને સળગાવી દેવામાં આવ્યા; ત્યાર પછી સિપાઈઓ અને શહેરીઓએ સાથે મળી જેલખાનાં તોડી નાખ્યાં જેલખાનામાં પુરાયેલા હજારો કેદીઓના દિલમાં અંગ્રેજો પ્રત્યે જે ભીષણ દ્વેષાગ્નિ સળગી રહ્યો હતો, તેટલો જોરદાર દ્વેષાગ્નિ ભાગ્યે જ તે વેળા બીજા કોઈના દિલમાં પ્રજળી રહ્યો હશે ! આથી મુક્તિ મળતાં જ સહુ પ્રથમ તેઓ ભીષણ ગર્જનાઓ કરતા સીધા અંગ્રેજોના નિવાસસ્થાને પહોંચ્યા. ક્રાંતિકારીઓની રેલ્વેઓ અને તારઑફિસો પર ખાસ નજર રહેતી. રેલ્વે અધિકારીઓ, સ્ટેશનો, પાટાઓ, તારના થાંભલાઓ, તારનાં દોરડાં, એન્જિનો, સઘળાનો ભાંગીને ભૂકો કરી નાખવામાં આવતો. અંગ્રેજોએ શરૂઆતથી જ ઘણી ચોકસાઈ રાખ્યા છતાં થોડાઘણા

લીધાં હોય તો તેમાં નવાઈ પામવા જેવું શું છે![13] વેપારીઓ, મારવાડીઓ, હાટડિયાઓ, સહુએ આ લોકસમૂહના મહાન આંદોલનમાં એવી અગત્યની કામગરી ઉપાડી લીધી હતી કે જનરલ નીલે પણ પોતાના અહેવાલમાં અંગ્રેજો પ્રત્યેના તેમના દિલમાં વ્યાપેલા દ્વેષભાવની ખાસ નોંધ લીધી છે ! " લગભગ સઘળા મુખ્ય વેપારીઓ અને બીજાઓએ અમારા પ્રત્યે તીવ્ર શત્રુવટ દાખવી; એમાંના કેટલાકોએ તો અમારી સામે મંડાયેલ લડાઈમાં સીધી રીતે ભાગ પણ લીધો." આટલું છતાં કાંઈ નહિ તો છેવટે ખેડૂતવર્ગ તો પોતાના પક્ષે જ રહેશે એવા ઘમંડમાં અંગ્રેજો હતા. પરંતુ આ મૂર્ખાઈભરી માન્યતાને અલાહબાદે બરાબર થપ્પડ મારી. આજ સુધી કોઈ પણ રાજકીય ચળવળમાં લેશ પણ ભાગ ન લીધો હોય એવા ખેડૂતોએ પણ ૧૮૫૭ની ક્રાંતિમાં બહુ આગળ પડતો ભાગ લીધો. જૂના તાલુકદારોના ( અંગ્રેજોએ સ્થાપેલા નવા તાલુકદારો નહિ ) નેજા તળે ખેતરમાં હળસાંતી પડતા મૂકીને સઘળા ખેડૂતો સ્વાતંત્ર્યયુદ્ધમાં ભાગ લેવા અર્થે વીજળીવેગે એકઠા થઈ ગયા. તેમણે અંગ્રેજ કંપનીના રાજઅમલને પોતાના જૂના રાજાઓના અમલ સાથે સરખાવી જોયો ત્યારે તેમને ચોક્કસપણે માલૂમ પડ્યું કે ફિરંગી કંપનીના અમલ કરતાં પોતાના સ્વરાજના વખતનો રાજકારભાર હજાર દરજ્જે સારો હતો. આથી જ્યારે સઘળી બાબતો છેલ્લે પાટલે બેઠી હોય

---

[13] "And with them went on not only the Sepoys who, a day before, had licked our hands, but the super annuated pensioners of the Company's native army who though feeble for action, were earnest in their efforts to stimulate others to deeds of cowardice and cruelty."—Kaye's *Indian Mutiny*, Vol. II, page 193. See also *Red Pamphlet*.

રહી જાય છે. પરંતુ નવાઈ પામવા જેવું તો એ છે કે પરતંત્રતાનાં આ અકુદરતી બીજો રોપાવા છતાં શી રીતે ઊગતાં હશે! હજુ જગતને આ પાઠ ભણવાના બાકી જ હશે શું?

અલાહબાદ પ્રાંતના તાલુકદારો બધા મોટે ભાગે મુસલમાન હતા, જ્યારે તેમની રૈયત સઘળી હિંદુ જ હતી. આમ હોવાથી આ બંને જાતિઓ મળી જઈને સંપ કરી આખો દેશ જાગી ઊઠશે એ બનવા જોગ નથી એમ અંગ્રેજોએ માન્યું. પરંતુ જૂનના પહેલા એ ચિરસ્મરણીય અઠવાડિયામાં અનેક અશક્ય જણાતી બાબતો શક્ય અને સત્ય સૃષ્ટિમાં બની ગયેલી નજરે પડી. અલાહબાદના બળવાના સમાચારની રાહ જોયા વિના જ પ્રાંત આખાનાં ગામડાં સળગી ઊઠયાં, ને તેમણે સ્વતંત્ર હોવાની જાહેરાત કરી દીધી. એક જ માતાના દૂધ ધાવેલા બે ભાઈઓ પેઠે હિંદુ અને મુસલમાનો એકી સાથે બળવો કરી ઊઠયા ને અંગ્રેજોની સત્તા તોડી પાડવાના પ્રહારો કરવા શરૂ કરી દીધા. મજબૂત શરીરવાળા લશ્કરી સિપાઈઓ જ નહિ, પરંતુ લશ્કરમાંથી નિવૃત્ત થયેલા વૃદ્ધો અને કેદીઓ પણ રાષ્ટ્રીય સૈન્યમાં સ્વયંસેવક તરીકે જોડાવા જાતે આગળ આવ્યા! પોતાની ધોળી થઈ ગયેલી મૂછોના આંકડા ચડાવી તેમણે લશ્કરી ટુકડીઓ એકઠી કરવા માંડી. જેઓ પોતે અતિશય વૃદ્ધ થવાને કારણે અગર અશક્તિને લીધે બીજું કશું કરી શકે તેમ નહોતા, તેમણે જુવાન સિપાઈઓને યુદ્ધના દાવપેચ સમજાવવાનું તેમ જ યુદ્ધશાસ્ત્રનાં અનેક ગૂઢતમ રહસ્યોની ચાવી આપવાનું કામ ઉપાડયું. આમ જ્યાં સ્વધર્મ અને સ્વરાજ્યના ઉચ્ચ આદર્શોથી રંગાઈ ઘડપણમાં નિવૃત્ત બની બેઠેલા સિપાઈઓ પણ તરુણોને શોભે તેવો ઉત્સાહ બતાવતા હતા, ત્યાં એ ધ્યેયોએ સઘળી જાતિઓ અને સઘળા વર્ણના લોકોનાં મન હરી

અને મૌલવીઓએ તો પોતપોતાના ધર્મસ્થાનોમા પ્રાર્થનાઓ પણ આરંભી !

હિંદુસ્તાનના ઇતિહાસમા આ જાતનો થથરાટ કરાવી મૂકનારી, આવી વેગવાન અને આવી સર્વવ્યાપી બીજી ક્રાંતિ સાપડવી લગભગ અશક્યજ છે ! હિંદુસ્તાનના ઇતિહાસ માટે તો આજ સુધીમા અગાઉ કદી ન બનેલો એવો આ બનાવ હતો કે જે વેળા સ્વદેશની સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થે જાગી ઊઠેલી આમજનતાએ હુંકાર કરીને, જેમ ગડગડાટ કરતી મેઘરાજિમાથી જળધારાઓનો વર્ષાવ શરૂ થાય તે પ્રમાણે શત્રુઓના લોહીની નદીઓ વહેવડાવી હોય ! આ સંકુમા, પોતાનુ સાચુ હિત શામા છે તે સમજી જઈને, અંતરના ભાઈચારાથી પ્રેરાઈને, હિંદુઓ અને મુસલમાનો પરસ્પર ખભેખભા મિલાવીને લડતા હતા એ દૃશ્ય તો અતિશય ઉદાત્ત અને દિલને સ્ફૂર્તિ આપે તેવુ હતુ આવુ પ્રચંડ, ઝંઝાવાતસમુ તોફાન જગવ્યા પછી દેશને એના પર સંપૂર્ણ કાબૂ જમાવી કામ પાર પાડી લેતા ન આવડ્યુ એથી જરાય આશ્ચર્ય પામવા સરખુ નથી જો આશ્ચર્ય પામવા સરખુ કશુ હોય તો તે એ બિના હતી કે આવી જાતનો પ્રલયકારી ઝંઝાવાત હિંદુસ્તાન જગવી શક્યો ! અંજ સુધી દુનિયામા કોઈ પણ દેશ ક્રાંતિ પર સંપૂર્ણ કાબૂ જમાવી જ શક્યો નથી આપણી આ ક્રાંતિને જો ફ્રેન્ચ વિપ્લવ સાથે સરખાવીએ તો અરાજકતા, આંધાધૂંધી અત્યાચારો, સ્વાર્થસાધુપણુ અને લૂંટફાટ વગેરે જેવા ક્રાંતિકાળે અનિવાર્ય ગણાય તેવા બનાવો, ફ્રાન્સ કરતા હિંદુસ્તાનમાજ બહુ જ ઓછા પ્રમાણમા બન્યા હતા આથી જ્યા આ ક્રાંતિ બહુ જ સફળ રીતે બની આવી ત્યા અલાહબાદ પ્રાંતમા પણ થોડીએક ભૂલો અને ગોટાળા થયા હોય તો નવાઈ પામવા જેવુ ન ગણાય જમીનદારોમા

એમ દેખાયું ત્યારે છેલ્લા કેટલાએક દાયકાઓથી અનુભવેલાં અનેક દુષ્કૃત્યોનું વેર વાળવાની પૂરી તૈયારી તેમણે કરી લીધી. હરેક સ્થળે સ્વતંત્રતાનો જયજયકાર હર્ષપૂર્વક જોરશોરથી બોલાઈ રહ્યો હતો; નાનાં નાગાંપૂગાં રખડતાં ફરતાં છોકરાંઓ પણ પરતંત્રના નામ પર થૂંકતાં થયાં હતાં! એ તો અક્ષરશઃ સત્ય હકીકત છે કે ૧૨ થી ૧૪ વર્ષની ઉંમરના છોકરાઓ ક્રાંતિનો ઝંડો ચડાવી શહેરને રસ્તે રસ્તે અને ગલીએગલીએ સરઘસો કાઢતા હતા. આવી એક છોકરાંઓના સરઘસની ટોળી ઉપર અંગ્રેજો તૂટી પડ્યા અને એ છોકરાંઓને દેહાતદંડની સજાઓ ફરમાવી! આ સજાનો હુકમ સાંભળીને એક અંગ્રેજ અધિકારી તો એટલો શરમાઈ ગયો કે આંખમાં આંસુઓ સાથે તે લશ્કરના મુખ્ય અફસર પાસે પહોંચ્યો અને પેલાં છોકરાંઓને છોડી મૂકવાની તેણે તેની પાસે વિનતિ કરી. પરંતુ એવી વિનંતીઓનો કશો ઉપયોગ થાય તેમ નહોતું! આખરે જે છોકરાંઓએ સ્વતંત્રતાનો ઝંડો ચડાવવાનો ગુનો (!) કર્યો હતો તેમને જાહેરમાંજ ફાંસીને માચડે લટકાવી દેવામાં આવ્યાં! દેવદૂતસમાં એ અજાણ બાળકોની હત્યા તેમના જ હત્યારાઓને માથે પાછી ન ઊલટે એમ માની શકાય ખરું? આખો પ્રાંત ગુસ્સાથી ધ્રૂજી ઊઠ્યો! ખેડુતો, તાલુકદારો, વૃદ્ધો, જુવાનો, સ્ત્રીઓ, પુરષો એકેએક જણ ગુલામીની શૃંખલાઓ પર હથોડો મારવા અર્થે 'હર હર'ની ગર્જના કરતા ઊછળી પડ્યા. "માત્ર ગંગાને પેલે પારનાજ નહિ પરંતુ એ બંને નદીઓની વચ્ચે આવેલ આખાય પ્રાંતનો ખેડૂતસમુદાય ખળભળી ઊઠ્યો ...અને બંને ધર્મોમાંથી એવો એકપણ આદમી બાકી નહોતો રહ્યો જે અમારી સામે યુદ્ધે નીકળી પડ્યો ન હોય!"[૧૪] બ્રાહ્મણો

૧૪ Kaye's *Indian Mutiny*, Vol. II, page 195.

પ્રગણાંના જમીનદારોએ થોડા દિવસોમાં જ આ મૌલવીને અલાહબાદમાં આણ્યો, ત્યાં એને મુખ્ય અધિકારી તરીકે સ્થાપ્યો, અને દિલ્હીના બાદશાહના પ્રતિનિધિ તરીકે ભારે ઠાઠમાઠથી એનું સન્માન કરવામાં આવ્યું. મૌલવીએ ખુશરૂબાગના કિલ્લેબંદીવાળા ભાગમાં પોતાનું આસન જમાવ્યું, અને ત્યાં રહ્યાં રહ્યાં આખા પ્રાંતના ક્રાંતિકારીઓનું સંગઠન સાધવાનું કામ તેણે આરંભી દીધું. બહુ ટૂંક મુદતમાં તેણે રાજ્યવ્યવસ્થાનું ગાડું સરેડે ચડાવી દીધું. પોતે બાદશાહનો સૂબો છે એમ માત્ર મોંએથી કહેવડાવીને એ જંપ્યો નહિ; પરંતુ અલાહબાદમાં બનતી એકેએક બાબતનો અહેવાલ દિલ્હીના બાદશાહને સાદર કરવાનો શિરસ્તો તેણે ચાલુ કરી દીધો.

લિયાકતઅલી માટે સૌથી પહેલી જરૂર અલાહબાદનો કિલ્લો પોતાના તાબામાં લેવાની હતી. જનરલ નીલ બનારસથી અલાહબાદ આવવા રવાના થઈ ચૂકયાના ખબર મળતાં જ પોતાની પાસે જે લશ્કર હતું તેની યોગ્ય ગોઠવણ કરી લઈ મૌલવીએ કિલ્લા પર હલ્લો કરવાની તૈયારી કરી. છેક આ ક્ષણે પણ જો કિલ્લા માંહેના ૪૦૦ શીખોને જરાપણ સદ્બુદ્ધિ સૂઝી હોત તો એક પણ ગોળીબાર કર્યા વિના તોપો અને દારૂગોળા સાથે આખો કિલ્લો ક્રાંતિકારીઓના હાથમાં આવી જાત! આ એક જ ભય જનરલ નીલને રાતદિવસ સતાવી રહ્યો હતો; અને તેથી જ અંગ્રેજી ફોજ સાથે તે ઝડપભેર અલાહબાદ તરફ દોડયો. ૧૧મી જૂનના રોજ તે આવી પહોંચ્યો. પોતે આવી પહોંચે ત્યાં સુધી અંગ્રેજોને અને કિલ્લાને શીખો જાળવી રાખશે એવી તેને આશા નહોતી. આથી કિલ્લા પર અંગ્રેજ વાવટો ફરકતો દેખી તેના આનંદનો પાર રહ્યો નહિ. તુરત જ તેણે અંગ્રેજોને કિલ્લાનું રક્ષણ કરવા અંદર રાખ્યા અને

અંદરોઅંદર વંશપરંપરાગત ચાલ્યા આવતા ઝઘડાઓ, રાજકીય પરતંત્રતા સાથે અનિવાર્યપણે આવનારી અસાધારણ ઘોર ગરીબાઈ, હિંદુ – મુસલમાનો વચ્ચે સેંકડો વર્ષોથી સળગી રહેલાં વેર, અને સમજાવટના અનેક પ્રયત્નો છતાં વારંવાર અને ઘડીએ ઘડીએ ઊભી થતી પરસ્પર વિષેની ગેરસમજૂતીઓ, વગેરે કારણે ક્રાંતિનાં પહેલાં પૂર ઓસરી જતાં જ અરાજકતા ન સર્જાવાની જે એક ઇચ્છા – અપેક્ષા રખાતી હતી તે નિષ્ફળ અને નાકામિયાબ નીવડી. ઉત્પત્તિ પછી તુરત પ્રલય આવે જ; ખુદ ભગવાનથી પણ તેને રોકી નથી શકાતો. જેઓ ક્રાંતિ માગતા હોય તેમણે તે સફળતાથી પાર ઊતરે ત્યાં સુધીમાં જે જે મુશ્કેલીઓ ખડી થાય તેનો સામનો કરવાની પૂરી તૈયારી હમેશાં કરી જ રાખવી જોઈએ.

ટૂંકાણમાં લૂંટફાટ અને બનાવોનું પહેલું અઠવાડિયું પૂરું થતાં જ અરાજકતા વિષેનું સઘળું જોખમ અને ભય દૂર થયાં, અને અલાહબાદમાં ક્રાંતિએ સંગઠનભર્યું સ્વરૂપ ધારણ કર્યું. જ્યાં જ્યાં લોકસમુદાયના અસંતોષનો જ્વાળામુખી ફાટી નીકળે છે ત્યાં ત્યાં પહેલી વારના બળવા પછી હમેશાં લાયક આગેવાનની અછત – ગેરહાજરીની ભારે મુશ્કેલી અનુભવાય છે. પરંતુ અલાહબાદને સદ્‌ભાગ્યે આ મુશ્કેલી ત્યાં તુરત દૂર થઈ. લિયાકતઅલી નામનો એક પ્રખર સ્વાતંત્ર્યપ્રેમી નેતા ક્રાંતિપક્ષને મળી આવ્યો. આ આદમી વિષે જે થોડીઘણી માહિતી મળી શકી છે તે એટલી જ છે કે તે માણસ વણકરોમાં ધર્મપ્રચારકનું કામ કર્યા કરતો હતો. ક્રાંતિનો જ્વાળામુખી ફાટી નીકળ્યો તે પહેલાં તે એક નિશાળમાં શિક્ષકનું કામ પણ કરતો હતો. એના વિશુદ્ધ ચારિત્ર્ય માટે લોકો એને ભક્તિભાવથી વંદન કરતા અલાહબાદ પ્રાંત સ્વતંત્ર થતાં જ ચોવીશ

શત્રુએ કિલ્લાઓમાં પોતાનું સ્થાન વધારે મજબૂત રીતે સ્થાપી દીધેલું દેખતાં જ આખા પ્રાંતનો લોકસમૂહ વધારે ઉશ્કેરાયો. દરેક ગામડાએ સામનો કરવાની પાકી તૈયારી કરીને પોતાના ગેરક્ષણુની પણ ગોઠવણ કરી લીધી. આમ છૂટે બરાયેલ જનતાને લાંચરૂશવત આપીને વશ કરી લેવાનો સમય હવે ક્યારનો વીતી ગયો હતો; આ લડાઈ હવે સિદ્ધાંત ખાતર ખેલાઈ રહી હતી; અને એથી છેક હલકામાં હલકા દરજ્જાના નેતાને પકડી આપનારને હજારો રૂપિયાનાં ઇનામો આપવાનું નીસે જાહેર કર્યા છતાં ગરીબ ખેડૂતોમાંથી પણ કોઈ માણસ એને આવી સહાય આપનાર નીકળ્યો નહિ ! કેવળ ધ્યેયની સિદ્ધિ અર્થે ખેલાતા આ મજબૂત સામના વિષે એક અંગ્રેજ અધિકારીએ ભારે આશ્ચર્યના ઉદ્‌ગારો કાઢ્યા છે. તે લખે છેઃ "એક જાણીતા આગેવાનનું માથું હાજર કરનારને એક હજાર રૂપિયાનું ઇનામ આપવાનું મેજિસ્ટ્રેટે જાહેર કર્યું હતું, તોપણ અમારા પ્રત્યે તેમના દિલમાં એટલું અસાધારણ વેર હતું કે બધા ખેડૂતો એ આગેવાનને ઓળખતા હતા છતાં તેમાંનો કોઈ તેને હાજર કરવા તૈયાર ન થયો !"[૧૫] આગેવાનને પકડી આપવાની વાત તો બાજુએ રહી, પરંતુ પૈસા લઈને પણ કોઈ ચીજ અંગ્રેજોને વેચાતી આપવામાં ય લોકો પાપ સમજતા થયા હતા જો કોઈ આથી ઊલટું વર્તે છે એમ દેખાઈ આવતું તો આખી જ્ઞાતિ તરફથી તેને સખત શિક્ષા થતી "એક પાંઉવાળાએ અમને પાંઉ આપ્યા તેટલા સારુ તેના હાથ અને નાક કાપી લેવામાં આવ્યાનું જણાયેલું." આ બનાવ તા. ૨૩ મી જૂનનો છે. માત્ર પાંઉ વેચવા ખાતર ખેડૂતોએ તેને આવી સખત સજા કરેલી. જ્યાં દેશભરમાં અંગ્રેજો પ્રત્યે આ

---

[૧૫] Charles Ball's *Indian Mutiny*, Vol. I.

વફાદાર શીખોને લડવા માટે બહાર મોકલી આપ્યાં. શીખો પર નીલને કેટલો ઓછો ઇતબાર હતો તેની આ પ્રત્યક્ષ સાબિતી છે ! પરંતુ નવાઈની વાત છે કે આટલા અપમાન છતાં, નીલને શીખોમાં વિશ્વાસ ન હોવા છતાં, શીખો અંગ્રેજો પ્રત્યે અસાધારણ વફાદારી દાખવી રહ્યા હતા ! 'બહાર હાંકી કાઢયા' છતાં શીખોએ ક્રાંતિકારીઓ સાથે જોડાઈ જવાની ના પાડી, અને આસપાસનાં ગામડાંઓ બાળવામાં તેઓ અંગ્રેજો સાથે જોડાઈ ગયા. તા. ૧૭મીના રોજ અંગ્રેજ લશ્કરે શહેરમાં ઘૂસવાનો પ્રયત્ન આરંભ્યો. દિલ્હીના બાદશાહને મોકલવાના ખરીતામાં લખતાં મૌલવી આ પ્રસંગ પરત્વે લખે છેઃ "જે પાપી દ્રોહીઓ શત્રુઓને મળી ગયેલા છે તેમાંના કેટલાકોએ એવી અફવા શરૂ કરી છે કે અંગ્રેજો આખા શહેરને ઉડાવી દેવા માગે છે. લોકો જાન બચાવવા માટે ઘરબાર છોડીને જતા રહીએ છીએ એમ કહી રહ્યા છે ! આથી રક્ષણની પૂરી ખાતરી આપવા છતાં આખું શહેર ખાલી થઈ રહ્યું છે." આ અભાગી અહેવાલ દિલ્હી રવાના થયો તેજ ક્ષણે અંગ્રેજોએ ખુશરૂબાગ પર હલ્લો કર્યો. તે દહાડો ક્રાંતિકારીઓએ એ સ્થાન સાચવી રાખ્યું–બચાવ્યું: પરંતુ મૌલવીએ તુરત પારખી લીધું કે અલાહબાદનો મજબૂત કિલ્લો શત્રુઓના હાથમાં હોવા પછી ખંડેર જેવા ખુશરૂબાગમાં રહે રહે શહેરનો બચાવ કરવો નરી મૂર્ખાઈ હતી. આથી તા. ૧૭મીની રાત્રે પોતાના અનુયાયીઓ સાથે તે કાનપુર જવા રવાના થયો. બીજે દિવસે તા. ૧૮મી જૂનના રોજ પોતાના 'વફાદાર' શીખો સાથે અંગ્રેજો અલાહબાદ શહેરમાં ફરી દાખલ થયા.

બનારસ પછી તુરત એને પગલે પગલે જ જો કે અલાહબાદ પણ અંગ્રેજોએ છીની લીધું, છતાં ક્રાંતિકારીઓ હિંમત હાર્યા નહિ.

મુશ્કેલીઓથી ઘેરાયલુ અંગ્રેજ લશ્કર અલાહબાદમાં જકડાઈ પડ્યું હતું; કાનપુરથી મદદ અર્થે ઉપરાઉપરી આગ્રહભર્યા સંદેશા આવ્યા કરતા હતા છતાં નીલ સરખા સાહસી સેનાપતિને પણ જુલાઈની ૧લી તારીખ સુધી અલાહબાદમાંજ ભરાઈ રહેવુ પડ્યું !

અહીં એ હકીકત જાણી લેવી જરૂરની છે કે, જનરલ નીલ અને તેના હાથ નીચેની ફ્યુઝિલિયર્સની ટુકડીને મદ્રાસથી બોલાવી લેવામાં આવી હતી. આ વખતે મદ્રાસ તરફ ક્રાંતિનો જરા સરખો તણખો ઊઠ્યો હોત તો એક દિવસ માટે પણ એની સામે ટકી રહેવું અંગ્રેજોને અતિ મુશ્કેલ થઈ પડ્યું હોત. અલાહબાદના દૃઢનિશ્ચયી હિંદી સૈનિકોએ અંગ્રેજોને કિલ્લામાં જ પૂરી રાખવાની ગમે તેટલી ચતુરાઈભરી ગોઠવણ યોજી રાખી હતી, તોપણ કેવળ એટલાથી જ અંગ્રેજોને હિંમત હારી બેસવાનું કશું જ કારણ નહોતું. કારણ કે હજુ પણ મદ્રાસ, મુંબઈ, રજપૂતાના, નેપાળ અને બીજા પ્રાંતો છેક મડદાલ જેવા બની રહી આ રાષ્ટ્રીય આંદોલનના કાર્યમાં પોતાની નિષ્ક્રિયતારૂપી વજનદાર બેડીઓ પહેરાવીને મુશ્કેલીઓ – અંતરાયો ઊભા કરતા હતા. એટલું જ નહિ, પરંતુ જ્યારે કેટલાક ભાગોએ ખરેખર ક્રાંતિમાં ભાગ લેવા માંડ્યો ત્યારે ઊલટાના આ લોકો તેમના પર ભૂખ્યા વરની જેમ તૂટી પડ્યા. ખુદ બનારસમાં જ હજારો શીખ સિપાઈઓ અંગ્રેજોને મદદ કરવા શુ નીકળી નહોતા પડ્યા ? છતાં બીજાઓ ગમે તે કરે, પ્રયાગના બ્રાહ્મણો અને મૌલવીઓ, તાલુકદારો અને ખેડૂતો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ, વેપારીઓ અને વણિયાતો, સહુએ – અનેક મુશ્કેલીઓ છતાં, યુદ્ધમાં નેતાગીરી સ્વીકારી શકે તેવા કોઈ આગેવાનની ગેરહાજરી હોવા છતાં, નાના મોટા પરાજયો, નાસીપાસી અને અરાજકતા વ્યાપ્યા

જાતનો બહિષ્કાર પ્રવર્તી રહ્યો હોય ત્યાં તેમની હેરાનગતિમાં શું બાકી રહે? ખરી વાત છે કે તેમણે અલાહબાદનો કિલ્લો જીતી લીધો; પરંતુ તેમને ત્યાંથી એક ડગલું પણ ખસકવું, તે ભારે વિકટ કામ થઈ પડયું! તેમને ગાડીઓ, બળદ કે દવાદારૂ પણ મળવાનું મુશ્કેલ થયું-મળતું બંધ થઈ ગયું! ઘાયલ અને માંદા સિપાઈઓની સ્ટ્રેચર ફેરવવા માટે મજૂરો પણ મળતા નહોતા! માંદાઓ સ્થળેસ્થળે પડી રહેવા લાગ્યા; એમની આર્ત કરુણાભરી ચીસો એવી ભયાનક લાગતી કે કેટલીક અંગ્રેજ સ્ત્રીઓ એ ભેસૂર ચીસો સાંભળીને જ ભયથી મરણ પામી. ઉનાળો તો કહે મારું કામ! જૂનમાં બળવો ઉઠાવવામાં ક્રાંતિકારીઓનો અંગ્રેજોને તાપમાં બાળી મારવાનો જે દાવ હતો તે હવે જ તેમના ખ્યાલમાં આવ્યો. હરેક અંગ્રેજ પોતાનું માથું ઠંડા પાણીમાં તરબોળ રાખવામાં મશગૂલ હતો. તેમાં વળી સીધાસામગ્રીની મુશ્કેલી તો ઊભી જ હતી. અનાજનો એક દાણોય અંગ્રેજોને વેચાતો આપનાર માણસ શોધ્યોય જડે તેમ નહોતો. "છેક આજ દિન સુધી અમારે બહુ થોડા અનાજ પર ગુજારો કરવો પડયો. હાલે મને મળેલા સવારના નાસ્તાથી એક કૂતરાનું પણ પેટ ભાગ્યે ભરાયું હોત!" એવા ઉદ્ગારો અલાહબાદના એક અંગ્રેજ અધિકારીએ કાઢયા છે. આવી સખત ગરમીમાં ભૂખ્યા રહેવાનું આવી પડતાં અંગ્રેજોની છાવણીમાં કૉલેરાના રોગે જોર કર્યું. આ આપત્તિ જાણે ઓછી હોય તેમ તેમાં ઉમેરો કરવા તરીકે અંગ્રેજ સોલ્જરોએ દારૂ પીને મસ્ત બનવાનો રોજનો ક્રમ ચાલુ કરી દીધો. આથી શિસ્તપાલન તૂટી પડયું. આ દારૂડિયા સોલ્જરો નીલના પણ હુકમોની અવગણના કરવા લાગ્યા ત્યારે 'આમાંથી કેટલાએકને ફાંસીએ લટકાવવાનું મેં નક્કી કર્યું છે.' એમ નીલે કેનિંગને લખી નાખ્યું. આવી અનેક

મુશ્કેલીઓથી ઘેરાયલું અંગ્રેજ લશ્કર અલાહબાદમાં જકડાઈ પડ્યું હતું; કાનપુરથી મદદ અર્થે ઉપરાઉપરી આગ્રહભર્યા સંદેશા આવ્યા કરતા હતા છતાં નીલ સરખા સાહસી સેનાપતિને પણ જુલાઈની ૧લી તારીખ સુધી અલાહબાદમાં જ ભરાઈ રહેવું પડ્યું !

અહીં એ હકીકત જાણી લેવી જરૂરની છે કે, જનરલ નીલ અને તેના હાથ નીચેની ફ્યુઝિલિયર્સની ટુકડીને મદ્રાસથી બોલાવી લેવામાં આવી હતી. આ વખતે મદ્રાસ તરફ ક્રાંતિનો જરા સરખો તણખો ઊઠ્યો હોત તો એક દિવસ માટે પણ એની સામે ટકી રહેવું અંગ્રેજોને અતિ મુશ્કેલ થઈ પડ્યું હોત. અલાહબાદના દૃઢનિશ્ચયી હિંદી સૈનિકોએ અંગ્રેજોને કિલ્લામાં જ પૂરી રાખવાની ગમે તેટલી ચતુરાઈભરી ગોઠવણ યોજી રાખી હતી, તોપણ કેવળ એટલાથી જ અંગ્રેજોને હિંમત હારી બેસવાનું કશું જ કારણ નહોતું. કારણ કે હજુ પણ મદ્રાસ, મુંબઈ, રજપૂતાના, નેપાળ અને બીજા પ્રાંતો છેક મડદાલ જેવા બની રહી આ રાષ્ટ્રીય આંદોલનના કાર્યમાં પોતાની નિષ્ક્રિયતારૂપી વજનદાર બેડીઓ પહેરાવીને મુશ્કેલીઓ – અંતરાયો ઊભા કરતા હતા. એટલું જ નહિ, પરંતુ જ્યારે કેટલાક ભાગોએ અરેખર ક્રાંતિમાં ભાગ લેવા માંડ્યો ત્યારે ઊલટાના આ લોકો તેમના પર ભૂખ્યા વરની જેમ-તૂટી પડ્યા. ખુદ બનારસમાં જ હજારો શીખ સિપાઈઓ અંગ્રેજોને મદદ કરવા શું નીકળી નહોતા પડ્યા ? છતાં બીજાઓ ગમે તે કરે, પ્રયાગના બ્રાહ્મણો અને મૌલવીઓ, તાલુકદારો અને ખેડૂતો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ, વેપારીઓ અને વચ્ચિયાતો, સહુએ – અનેક મુશ્કેલીઓ છતાં, યુદ્ધમાં નેતાગીરી સ્વીકારી શકે તેવા કોઈ આગેવાનની ગેરહાજરી હોવા છતાં, નાના મોટા પરાજયો, નાસીપાસી અને અરાજકતા વ્યાપ્યા

છતા–ગુલામી પ્રત્યેનો એક સરખો જ સક્રમ અને અસાધારણ તિરસ્કાર દર્શાવ્યો સ્વધર્મ અને સ્વરાજ અર્થે જાનની કુરબાની કરવા સુધીના સઘળા ત્યાગો જે આ દેશભક્તોએ દાખવ્યા છે એને માટે ઇતિહાસ સદા મગરૂર રહેશે।

અંગ્રેજોની ગુલામી વિરુદ્ધ યુદ્ધઘોષણા, કરવાના ગુના બદલ જાણે કે પ્રાયશ્ચિત્તરૂપે (!) આ સ્વદેશભક્તોને ખરેખરે ભારે આકરી કિંમત ચુકવવી પડી હતી બનારસ અને અલાહાબાદના પ્રાતોમા નીલે પોતાની પાશવી ક્રૂરતાથી જે નાટારંભ માંડ્યો હતો એની જોડ તો જંગલીઓના ઇતિહાસમા પણ જડવી અશક્ય હશે! આ ભાષા અલંકારિક છે એમ જરાય ન માનશો અમારુ આ વિધાન નગ્ન સત્ય છે એની ખાતરી તો અંગ્રેજોએ નોંધી રાખેલી વિગતો પરથી ગમે ત્યારે થઈ શકે તેમ છે। બનારસમા અંગ્રેજોએ ગુજારેલા અત્યાચારોનો વૃત્તાંત અમે અગાઉ આપી ગયા છીએ આ સ્થળે ‘અલાહાબાદમા અમે કેવુ પરાક્રમ કરી બતાવ્યુ’ તેનુ વર્ણન કરનાર એક અંગ્રેજ વીરપુરુષના કાગળમાથી અવતરણ ટાંકીએ છીએ “આ ચડાઈ તો મને બહુ ગમી ગઈ શીખ સિપાઈઓ અને ફ્યુઝિલિયર સૈનિકો જ્યારે શહેર ઉપર હલ્લો કરવા ચડ્યા ત્યારે અમે અમારી બંદૂકો લઈને હોડીઓમા નીકળી પડ્યા હોડી ચાલી જતી હતી, અને અમે નદીને ડાબે તેમ જ જમણે કાંઠે ગોળીઓનો સતત વરસાદ વરસાવે જતા હતા જ્યારે પટ ઘણો સાંકડો બની ગયો ત્યારે તડામાર ગોળીબારના ધડાકા કરતા અમે કાંઠે ઊતરી પડ્યા તે વેળા મારી જોટાળી બંદૂકના અનેક ‘કાળા’ (Niggers) આદમીઓ ભોગ થઈ પડતા હતા, મારામા સળગી રહેલા વેરને શમાવવા હુ ગાંડોતૂર બન્યો હતો ડાબી અને જમણી બાજુ ઉપર

જ્યારે અમે આગ વરસાવી ત્યારે પવનને લીધે સળગી ઊડેલી આગની જ્વાળાઓ ગગને પહોંચી ગઈ. તે વેળા રાજદ્રોહ કરનારા નરાધમોનું વેર અમે બરાબર વાળ્યું છે એનો, મને અતિશય આનંદ થતો હતો. બળવાખોરે ગામડાંઓ બાળવા અર્થે અમે આ રીતે રોજ સવારીઓ કાઢતા, ને તે વેળા અમે પૂરેપૂરું વેર વાળી લેતા ! જે હિંદીઓએ સરકાર વિરુદ્ધ તેમ જ અફસર લોકો વિરુદ્ધ ચાડીઓ ખાધી હતી, તેમના ગુનાની તપાસ કરવા નિમાયેલા એક તપાસ-પંચ (કમિશન) નો હું પ્રમુખ હતો. રોજ રોજ કાંઈ નહિ તો અમે આડઆડ દસદસ આદમીઓને તો લટકાવતા જ હતા ! અમારા હાથમાં જ લોકોના પ્રાણ હતા; અને હું ભારપૂર્વક જણાવું છું કે મેં કોઈની જરા પણ દયા ખાધી નથી ! જે તપાસ કરવામાં આવતી તે માત્ર ઔપચારિક હતી. સજા પામેલા ગુનેગારને ગળામાં દોરડું બાંધીને ગાડીમાં કોઈ ઝાડ તળે લઈ જઈ ઊભો કરવામાં આવતો; ને ગળે બાંધેલું દોરડું ઝાડની ડાળ સાથે બાંધી દઈ ગાડી હંકારીએ એટલે તે આપોઆપ લટકી રહેતો !"[१६] નીલે નથી જોયો ઘરડાને, નીલે નથી જોયો પ્રૌઢને; જુવાન, કિશોર, રમતું બાળક, ઘોડિયામાં સૂતું ધાવણું બાળક, અગર તો માતાના ખોળામાં પડ્યું પડ્યું સ્તનપાન કરતું બાળક પણ નીલે જીવતું જવા દીધું નહોતું ! "કે 'એ તો સ્પષ્ટ રીતે સ્વીકાર્યું છે કે ઉક્ત સ્થળે ૭ હજાર હિંદીઓને ઠાર કરવામાં આવ્યા હતા. સેંકડો સ્ત્રીઓ, કુમળી બાળકીઓ, માતાઓ, દીકરીઓ વગેરેને તો ગણ્યા કારવ્યા વિના જ નીલે જીવતી ને જીવતી સળગાવી દીધી હતી ! આ વિધાન અમે ઈશ્વરને તથા સારીય માનવજાતને સાક્ષી રાખીને કરીએ છીએ ! આની વિરુદ્ધ લેશ પણ પુરાવો કોઈની

[१६] Charles Ball's *Indian Mutiny*, Vol. I, page 257.

પાસે હોય તો હિંમતથી તે દુનિયાના અને દુનિયાના માલેક ઈશ્વરના ન્યાયમંદિર પાસે આવીને રજૂ કરે એવું અમારું તેને આહ્‌વાન છે!

અને કયા અપરાધની શિક્ષા તરીકે આ બધા અત્યાચારો ગુજારવામાં આવ્યા એમ પૂછીએ તો તેનો જવાબ એ જ છે કે એ સઘળા લોકો સ્વદેશસ્વાતંત્ર્ય ખાતર ગમે તે સહન કરવા તત્પર થયેલ દેશભક્તો હતા!

કાનપુરની કતલ તો હજુ હવે આવે છે! નીલની આ પાશવી ક્રૂરતાઓ કાંઈ કાનપુરની કતલના વેરરૂપે નહોતી. ઊલટું એમ કહેવું વધારે સાચું છે કે નીલે જે જે અમાનુષી અત્યાચારો કરી લોહીની નીકો ચલાવી હતી, તેનું જ પરિણામ કાનપુરની કતલમાં આવ્યું હતું!

ક્રાંતિના આખા ઇતિહાસમાં આખા હિંદુસ્તાનમાં મળીને જેટલા અંગ્રેજો તથા તેમનાં સ્ત્રીબાળકોની હત્યા થઈ હશે, તેટલી માનવહત્યા તો એકલા નીલે અલ્લાહબાદના એક જ ગામમાં કરી બતાવી હતી. જ્યારે આવા તો સેંકડો નીલો, હિંદુસ્તાનમાં હજારો ઠેકાણે આવી અનેક કતલો ચલાવવા ઘૂમી રહ્યા હતા. એક અંગ્રેજ જનના બદલામાં એકેક આખું ગામડું સળગાવી દેવામાં આવ્યું હતું! આ વાત ઈશ્વર કદી પણ ભૂલવાનો નથી; તેમાં ય અમે તો કદી કહેતાં કદી પણ એ ભૂલશું નહિ જ!

અને આ બધા બનાવો અંગે અંગ્રેજ ઇતિહાસકારો શું લખે છે? મોટે ભાગે તો તેઓ આવા બનાવો વિષે લખવાનું જ માંડી વાળે છે; અને તે પણ ભારે મોટો દંભ બતાવીને! કદાચ ને કોઈ સ્થળે આમાંની કોઈ હકીકત લખાઈ જાય તો તેનો મુખ્ય હેતુ તો નીલની બહાદુરી બતાવવાનો જ હોય! યોગ્ય વખતે ધારણ કરેલી આ ક્રૂરતા કરતાં (!) વધારે દયાળુપણાનો ભાવ બીજી કઈ જાતનો

હોઈ શકે ? કેટલાએક ઇતિહાસકારો તો વળી કહે છે: "નીલે બતાવેલી ક્રૂરતા પરથી જો કોઈ વાત વધારે સ્પષ્ટ તરી આવતી હોય તો તે નીલના દિલમાં માણસજાત વિષે કેવો ઉત્કટ પ્રેમ સદાય વસતો હતો તે જ છે!" એના આ ક્રૂર અત્યાચારોનો આખરી પરિપાક એ જ કાનપુરની કતલ હતી એવી 'કે'ને પૂરી ખાતરી થઈ હતી; છતાં પણ તે મોટાઈનો ડોળ દાખવીને લખે છે: "કાળા લોકોએ ઊલટું અમારી સામે હાથ ઉગામવાની જે ઉદ્ધતાઈ દાખવી તેથી તો બ્રિટિશોમાં રહેલા સિંહને શોભે તેવા શૌર્યનું પ્રદર્શન થાય એ બહુ જ સ્વાભાવિક હતું." નીલની આ લોહીભૂખી વેરવૃત્તિ વિષે 'કે'એ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. આવા સવાલો પર માણસોએ ચર્ચામાં ઊતરવાનું એને સ્વીકાર્ય ન હોવાથી એણે આવા સવાલોનો હવાલો ઈશ્વરને સોંપી દીધો છે! પરંતુ નાનાસાહેબને અંગે લખતી વેળા એની કલમ એવી તો બેશરમભરી રીતે કાદવ ફેંકતી દોડે છે કે કંઈ કહેવાની વાત નહિ! ચાર્લ્સ બોલ તો નીલનાં મોંફાડ વખાણ જ કર્યા કરે છે! પરંતુ નીલ પોતે પોતા વિષે શું લખે છે?

તે લખે છે: "ખુદાના કસમ, હું ન્યાયબુદ્ધિને અનુસરીને જ વર્ત્યો છું! હું કબૂલ કરું છું કે મેં જરા વધારે ક્રૂરતા દાખવી છે. પરંતુ બધી બાબતોનો વિચાર કરતાં હું તે માટે ક્ષમા જ યાચીશ! મેં જે જે પગલાં લીધાં તે સઘળાં મારા દેશના ભલા ખાતર લીધાં હતાં; અમારા સામ્રાજ્યની પ્રતિષ્ઠા અને સત્તા ફરી સ્થાપન કરવા સારુ, અને જે જંગલી અમાનુષ બળવો જાગ્યો હતો તેનો વિનાશ કરવા સારુ જ મેં એ બધું કર્યું હતું, એ ભૂલી ગયે નહિ ચાલે!" દેશભક્તિની ઈંગ્લાંડની આ વ્યાખ્યા ખરેખર અનેરી છે!

હોમ્સ નામનો એક બીજો ઇતિહાસકાર લખે છે: "ઘરડાં બુઢ્ઢાં માણસોએ અમને કશી જ હેરાનગતિ પહોંચાડી નહોતી. પરંતુ અતિ નીચમાં નીચ અપરાધીના જેટલા જ સખત પ્રમાણમાં અસહાય સ્ત્રીઓને અને તેમના ખોળામાં ધાવતાં ભૂલકાંઓને અમારી વેરની બળબળતી આગે પ્રજાળ્યાં હતાં! પરંતુ એ મહાનુભાવ સત્પુરુષ નીલને સંભારતી વેળા તો આપણે એ ભૂલી ગયે નહિ ચાલે કે પ્રત્યક્ષ સજા કરતી વેળા એ મહાપુરુષના દિલમાં કોઈ હર્ષની ઊર્મિઓ ઊછળતી નહોતી; 'માત્ર ફરજ સમજીને જ એણે એ બધાં કામો ભારે દુઃખ સાથે બજાવ્યાં હતાં!"[૧૭]

અમે એવી અંતરની આશા સેવીએ છીએ કે ઉપર આપેલાં અવતરણોનું રહસ્ય બરાબર સમજીને અને સાચા પરમાત્માને માથે રાખીને (નીલના ઇશ્વરને નહિ!) નિષ્પક્ષપાત ઇતિહાસ, અંગ્રેજોએ કરેલી આ સંપૂર્ણ અને અવિચારી કતલો કરતાં ક્રાંતિકારીઓએ જે થોડીઘણી ખુનામરકી ચલાવી છે તે પ્રત્યે જરૂર સહાનુભુતિભર્યા તેમજ ક્ષમાયુક્ત અંતઃકરણથી જોશે! દેશ ખાતર કરેલી માનવી કતલો ન્યાયી ગણાય ખરી? "આવા સવાલોનો હવાલો ઇશ્વરને સોંપી દીધો છે." "મેં જે જે પગલાં લીધાં છે તે સારુ ઇશ્વર મને ક્ષમા કરે; મેં મારા દેશનું કલ્યાણ સાધવા અર્થે જ એ સઘળું કર્યું છે!" એ વાક્યો નીલ કરતાં નાનાસાહેબના મોંમાં વધારે દીપી નીકળે તેવાં છે! 'સ્વદેશ ખાતર જંગ ખેલવાની પ્રતિજ્ઞા' તો હિંદના ક્રાંતિકારીઓએ લીધી હતી, નીલે નહિ! અને કતલો ચલાવતી વેળા પણ જો કોઈએ ખરેખર 'ફરજ' બજાવી હોય તો તો, સ્વધર્મ અને સ્વરાજ અર્થે જંગે ઝૂઝવાની મહત્ત્વા-

---

૧૭ Holme's *Sepoy War*, pages 229–230.

કાંક્ષાથી ઘેલા બની જઈને પોતાની માભોમ પર ગુજારાયેલા છેલ્લાં સો વર્ષના સતત જુલમનું વેર લેવા અર્થે જેઓ અક્ષરશઃ સળગી રહ્યા હતા એવા ક્રાંતિકારીઓએ જ બજાવી હતી, એ વધારે સાચું છે !

પરંતુ આ બધું ડહાપણ હવે શા ખપનું છે ? ક્રૂરતા અને દહેશતનાં બીજો અલાહબાદમાં નીલે વાવ્યાં; અને એનો જ પૂરો પરિપાક હવે કાનપુરના પ્રદેશમાં ફાટી નીકળેલો જણાય છે. ચાલો ત્યારે, ખરી લેતરીની વેળા ત્યાંની શોભા નિહાળવા આપણે હવે કાનપુર તરફ જ નજર નાખીએ.

## પ્રકરણ આઠમું

### કાનપુર અને ઝાંસી

પરતંત્રતાનાં અગાધ ઊંડાણોમાં સડયા કરતા પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કરવાના પવિત્ર ધ્યેયથી પ્રેરાઈને ભારતના ઉત્તર પ્રદેશમાં પ્રચંડ વેગથી વહેવા માંડેલા ક્રાંતિના ગંગાપ્રવાહને હાલ તુરત નજર વેગળો રાખી એના ઉગમસ્થાન હરદ્વારમાં શું ચાલી રહ્યું છે તે જાણી લેવું હવે જરૂરનું છે. મીરતની જાગૃતિ વેળા, લખનૌના રાજમહેલમાં અગર બરેલીના સુબા પાસે અથવા દિલ્હીના દીવાનેખાસમાં પણ એકઠા નહિ થયા હોય એટલા ક્રાંતિકારી આગેવાનો તે વેળા નાનાસાહેબના રાજમહેલમાં એકઠા મળ્યા હતા. ૧૮૫૭ની ક્રાંતિનાં પ્રથમ બીજ બ્રહ્માવર્તના રાજમહેલમાં જ રોપાયાં; અને એ જ સ્થળે ક્રાંતિનો પિંડ બંધાતો જઈ ધીરે ધીરે એને ચોક્કસ આકાર પણ

એ સ્થાનમાં જ મળ્યો; અને ક્રાંતિનો જન્મ પણ જો બ્રહ્માવર્તના એ રાજમહેલમાં જ થયો હોત તો ક્રાંતિ એટલી અલ્પજીવી જરૂર ન બનત. પરંતુ ગર્ભનો પૂરો પરિપાક થતા પહેલાં જ ભીરતના ધડાકાને લીધે પૂરા દહાડા થવા અગાઉ જ દુર્ભાગ્યે ક્રાંતિના બાળકનો જન્મ થયો. બેશક, એમ છતાં એને દૈવાધીન દશામાં ત્યજી ન દેતાં એવી પ્રતિકૂળ અવસ્થામાં પણ એનું પાલનપોષણ કરવાની ભગીરથ તૈયારી અને અસાધારણ પ્રયત્નો બ્રહ્માવર્તમાં ચાલી જ રહ્યા હતા.

સ્વતંત્રતાના સાક્ષાત્ દેવદૂત સમી શોભતી નાનાસાહેબની ધીર વીર મૂર્તિ એક ઉચ્ચ આસન પર વિરાજમાન થઈ હતી. તેમની બાજુમાં જ પોતાના આગેવાનના મહાન ધ્યેયની પૂર્તિ અર્થે પોતાના ધન, જીવન અને સ્વાસ્થ્યનું બલિદાન આપવા કટિબદ્ધ થયેલા તેમના બંધુ બાબાસાહેબ અને બાળાસાહેબ તથા ભત્રિજા રાવસાહેબ પણ બેઠા હતા. એની બાજુમાં પોતાના ઉચ્ચતમ કર્તૃત્વ અને અથાગ મહેનતને પરિણામે એક સામાન્ય નોકરની દશામાંથી જે પોતાના માલેકનો ભારે કૃપાપાત્ર બન્યો હતો, જેણે યુરોપની યુદ્ધનીતિ અને રાજનીતિનો સાંગોપાંગ અભ્યાસ કરીને એ જ્ઞાનનો ઉપયોગ પોતાના દેશને પારતંત્ર્યની શૃંખલાઓમાંથી છોડાવવા અર્થે કરવાનો નિરધાર કર્યો હતો, જેણે ભાવિ ક્રાંતિનો પૂરેપૂરો અંદાજ–કલ્પના પોતાની મનઃચક્ષુ સમક્ષ સૌથી પહેલાં વિચારી રાખી હતી, જે પોતે ધર્મે મુસલમાન હોવા છતાં પોતાની માતૃભૂમિની મુક્તિ અર્થે એક હિંદુ રાજપુરુષની સેવામાં જેણે પોતાનું જીવન સમર્પ્યું હતું, મહાભારતનો 'वयं पंचाधिकं शतं'નો મહાન સિદ્ધાંત પ્રત્યક્ષ વ્યવહારમાં કેટલો ઊંચી કોટિનો છે તે જેને સમજાઈ ચૂક્યું હતું, અને જેણે પોતાની માતૃભૂમિનાં સર્વ સંતાનો અર્થે તેમ જ સ્વધર્મ,

સ્વરાજ અને સ્વતંત્રતાના ઉચ્ચ અને ઉદાત્ત ધ્યેયોની સિદ્ધિ અર્થે પોતાની કર્તવ્યપરાયણતા, ચીવટાઈ, રાજકારણકુશળતા, ઝળહળતું દેશાભિમાન, પરતંત્રતા પ્રત્યેનો તીવ્ર દ્વેષ અને અસાધારણ બંધુભાવ વગેરે સદ્‌ગુણોને એ કાર્યને ચરણે ધરવાના શપથ લીધા હતા, એવો એક શ્રેષ્ઠ પુરુષ પણ બેઠો હતો. આવો મહાન્ દેશભક્ત, કલ્પક, બુદ્ધિશાળી પુરુષ અઝીમુલ્લાખાન વિના અન્ય કઈ વ્યક્તિ હોઈ શકે? એ જ મહેલમાં પોતાની તેજસ્વી પ્રતિભાથી ક્રાંતિકારી આગેવાનોના અનુભવોમાં ઉમેરો કરતી તેમ જ દેશ અને તેની પ્રતિષ્ઠા પ્રત્યેના પોતાના અમાપ પ્રેમથી એમને સ્ફૂર્તિ આપતી ઝાંસીની વીજળી મહારાણી લક્ષ્મીબાઈ પણ ત્યાં ચમકતી હતી. પરંતુ એ ઐતિહાસિક મંડળીમાં શસ્ત્રાગાર તરફ જોઈ રહેલો અને પોતાની તલવાર ઝણઝણાવતો પેલો યોદ્ધો કોણ છે?

પ્રિય વાચક! શસ્ત્રાગાર માંહેનો એ વીર યોદ્ધો બીજો કોઈ નહિ પણ વિખ્યાત મરાઠો તાત્યા ટોપે હતો! શિવાજી મહારાજની પરંપરામાં કસાઈને તૈયાર થયેલો એ છેલ્લો લડવૈયો રણશૂર મરાઠો હતો! માત્ર શૌર્યની મૂર્તિસમા તો અનેક યોદ્ધાઓ હોઈ શકે છે. પરંતુ આ મહારાષ્ટ્ર–વીરશ્રેષ્ઠનું શૌર્ય–પરાક્રમ તો ખુદ માતૃભૂમિએ પોતાના સ્વાતંત્ર્ય અર્થે જાતે જ જાણે મ્યાન બહાર ખેંચેલું સાક્ષાત્ ખડ્ગ હતું! એ ખડ્ગ આજે ભલે શાંત પડી ગયું હોય–આજે ભલે મૃત્યુવશ થયું હોય, પરંતુ એનું પાણી–એની પ્રભા હજુ ઝળકી રહી છે–અમર છે!

(તાત્યા ટોપેનો જન્મ લગભગ ૧૮૧૪ના અરસામાં થયો હતો. એના પિતાનું નામ પાંડુરંગરાવ ભટ. એને કુલ આઠ સંતાનો થયાં હતાં; એમાંથી બીજાનું નામ રઘુનાથ પાડ્યું હતું હિંદુસ્તાનના

વીરનરોની તેજસ્વી માલિકામાં ચમકી ગયેલો પાણીદાર હીરો તે આ જ રઘુનાથ ! પાંડુરંગરાવ ભટ જાતે દેશસ્થ બ્રાહ્મણ હતા; અને બ્રહ્માવર્તમાં બાજીરાવ પેશ્વાની ચાકરીમાં રહી તેમના ધર્માદાખાતાના પ્રમુખ તરીકે કામ બજાવતા હતા. અહીં જ એક જ ઓસરીએ નાનાસાહેબ, ઝાંસીની રાણી અને તાત્યા ટોપેએ બાળપણના ખેલો ખેલતાં કિશોરવસ્થા અનુભવેલી. નાનાસાહેબ અને તાત્યા ટોપે તો છેક બચપણથી જ જીવનભર મિત્રો–સોબતીઓ બન્યા હતા. ભાવિ જીવનમાં જે મહાન પ્રસંગોને તેમણે જગમશહૂર બનાવ્યા, એ પરાક્રમભર્યાં કાર્યોને મદદગાર થાય તેવી કેળવણી બાળપણથી જ કુદરતે તેમને બક્ષી હતી. બંનેએ સાથે બેસી મહાભારત–રામાયણ વાંચી કાઢ્યાં હતાં. મરાઠા વીરોની પરાક્રમકથાઓ એમણે સાથે બેસીને જ ઉકેલી હતી; અને હિંદુઓનાં પરાક્રમોની વીરકથાઓ સાંભળી બંનેના બાહુઓ સમાન રીતે અને સાથે સાથે જ સ્ફુરી રહ્યા હતા. જે શાળામાં નાના, તાત્યા, રાવ અને રાણી સરખા વિદ્યાર્થીઓ સાથે સાથે તાલીમ પામે એવી શાળાઓ દરેક સૈકામાં નિર્માતી નથી ! અગર જેમાં આવા અસાધારણ શક્તિવાળા વિદ્યાર્થીઓ રણમેદાનમાં ઊતરી લેવા પોતાનાં પરાક્રમી ચરિતો લખાવે તેવી પરીક્ષાઓ પણ દરેક દેશમાં લેવાયાની સુસંધિ મળતી નથી ! આવી જાતની અસામાન્ય શાળા મેળવવાનું અને લોકોત્તર પરીક્ષા–કસોટીઓ ઊભી કરવાનું સદ્ભાગ્ય તે વેળા એકલા બ્રહ્માવર્તના લલાટે જ લખાયું હતું.)

(એપ્રિલ આખરમાં નાનાસાહેબ અને અઝીમુલ્લાખાન બંને જણા છૂપી સંસ્થાઓના કામમાં સંગઠન અને ઐક્ય સાધવાની દૃષ્ટિથી ઉત્તર હિંદુસ્તાનનાં મુખ્ય મુખ્ય શહેરોની મુલાકાત લેવાના ઇરાદે

પ્રવાસે જઈ આવ્યા ત્યાથી પાછા ફરી તેઓ નક્કી કરેલા દિવસ -ક્ષણની ગહ જોતા બેઠા હતા, એવામા એકાએક મેની ૧૫ મીએ મીરતની જાગૃતિના અને ત્યાર પછી દિલ્હી સ્વતત્ર થયાના સમાચાર કાનપુરમા મળ્યા આ અણધાર્યા ઉત્થાનના સમાચારને પરિણામે પણ બ્રહ્માવર્તમા સહેજ પણ ઉતાવળ કે ગભરાટ પેદા થયાનુ જણાયુ નહિ વિશાળ ક્રાતિની યોજનામા અસંખ્ય જુદા જુદા વિભાગો હોય છે આમાથી કોઈ વિભાગની ગતિ અતિ વેગવાન હોય તો કોઈની ગતિ અતિ મદ રીતે ચાલે એ સ્વાભાવિક જ છે, એ જ પ્રમાણે કેટલાક વિભાગો બરાબર નક્કી કરેલે વખતે જ ગતિમાન થાય, તો કેટલાએક તાત્કાલિક જ ગતિ ધારણ કરે એ પણ એટલુ જ સભવિત હોય છે બ્રહ્માવર્તે તુરત સમગ્ર પરિસ્થિતિનુ અવલોકન કરી લઈ, મીરતમા થયેલી જાગૃતિનો યોગ્ય લાભ ઉઠાવી લેવાનુ વિચારી લીધુ પણ સવાલ એ હતો કે આ પરિસ્થિતિનો લાભ લઈ લેવો હોય તોપણ એને માટે કયો રસ્તો લેવો ? સીધા તુરત જ દિલ્હી પહોચી જવુ કે અગાઉ નક્કી કરેલી યોજના અનુસાર જૂનના પહેલા અઠવાડિયા સુધી થોભી જવુ ' વિચારાન્તે બે માર્ગો પૈકી બીજો જ લેવાનુ વધારે ઇષ્ટ જણાયુ, અને એ નિર્ણય અનુસાર બ્રહ્માવર્તની અદરના છુપા ચક્ર ગતિમાન થયા)

ઠેઠ કેટલાય વર્ષોથી કાનપુર એ અગ્રેજોના એક અગત્યના લશ્કરી થાણા તરીકે ગોઠવાઈ ગયુ હતુ. કાનપુરમા ૧ લી, ૫૩ મી અને ૫૬ મી પાયદળ પલટનો તથા એક ઘોડેસ્વાર પલટન, એમ બધુ મળી કુલ ત્રણ હજાર સિપાઈઓ ત્યા છાવણીમા હતા આખુ ઘોડેસ્વાર લશ્કર અગ્રેજોના જ તાબામા હતુ, અને આશરે ૧૦૦ જેટલા ગોરા સૈનિકો એ ઘોડેસ્વાર પલટનમા હતા આ વિભાગનો

લશ્કરી અધિકારી સિપાઈઓને બહુ વહાલો હતો. શીખ વિગ્રહ તેમજ અફઘાન વિગ્રહમાં આ ઘોડેસ્વાર પલટને બહુ અચ્છી કામગીરી બજાવી હતી. સરકારને સંપૂર્ણ ખાત્રી હતી કે બધા સિપાઈઓ આ અધિકારીની આજ્ઞા પ્રમાણે જ વર્તવાના. આ કારણે કાનપુરની લશ્કરી છાવણીમાં કોઈ છૂપી સંસ્થાઓ કામ કરતી હશે એવી સહેજ પણ શંકા કોઈને આવી ન શકી.

૧૫ મી મેના અરસામાં આખા કાનપુર શહેરમાં કોઈ વિશિષ્ટ જાતની હિલચાલ—ખળભળાટ શરૂ થયાનું દૃશ્ય દેખાયું. મીરતના સિપાઈઓનાં પગલાંઓની હકીકત સાંભળતાં જ કાનપુરના તેમના લશ્કરી ભાઈઓ પણ પોતાની કાયમી શિથિલ વૃત્તિ ત્યજીને જાણે એકાએક જાગ્રત થઈ ગયા હોય એમ લાગ્યું, પરંતુ આ બનાવની માહિતી અંગ્રેજ અધિકારીઓને તો ૧૮મી તારીખે પહોંચી. દિલ્હી સાથેનો તારવહેવાર તૂટી જવાને લીધે લોકોમાં અસંતોષની લાગણી કેટલા પ્રમાણમાં પ્રસરી છે એનો તાગ લેવા સારુ સર હ્યુ વ્હીલરે છૂપી રીતે જાસૂસો મોકલ્યા. આ જાસૂસોનો દિલ્હીથી આવી રહેલા એક સિપાઈ સાથે ભેટો થયો, પરંતુ તેણે સાફ સંભળાવી દીધું કે ફિરંગીઓને કોઈ પણ જાતના ખબર આપવાના નથી. કારણ કે તારની આટલી વ્યવસ્થિત ગોઠવણ છતાં જે સમાચારો અંગ્રેજો જાણી શકતા નહોતા, તે આટલે દૂરથી પણ ક્રાંતિકારીઓને બરોબર સાચેસાચા ને તુરત શી રીતે મળી જતા તે અંગ્રેજ અધિકારીઓને મન ભારે ભેદી બિના હતી![1] મીરતની જાગૃતિ—બળવા પછી તે

[1] "Indeed one of the most remarkable features of the mutiny has been the certainty and rapidity with which the natives were made aware of all important movements in

કર્યું : "તારું આ અભિમાન હવે બસ કર!" અને પછી ઉમેર્યું : "તું હવે પૂરેપૂરી ખાતરીથી જાણી લે કે હવે પછી તો તમને સહુને હિંદ આખાના બજારમાંથી જ હાંકી કાઢવામાં આવશે!" લોકજાગૃતિનો આવો કડકાઈભર્યો અનુભવ અંગ્રેજોને આ પહેલી જ વાર થયો. આવી પરિસ્થિતિમાં તો છાનામાના શાંત રહેવામાં ભારે મૂર્ખાઈભર્યું પગલું લીધું ગણાશે એવું જણાતાં જ સર વ્હીલરે આત્મસંરક્ષણની તૈયારી કરવા માંડી.

એની સહુથી પહેલી ચિંતા કશું જોખમ ઊભું થાય તો ક્યા સુરક્ષિત સ્થાને જલદી પહોંચી જવું એ હતી. વિચારણાને અંતે એણે ગંગાને દક્ષિણ કિનારે સિપાઈઓની છાવણીની બાજુમાં જ એક સ્થાન શોધી કાઢ્યું. એ જગ્યા ફરતી ખાઈ ખોદી લઈ, બંદૂકો તાકવા માટે મોરચા બાંધી લઈ, સીધુંસામાન વગેરે સામગ્રી ત્યાં પહોંચાડી બધું તૈયાર રાખવાના હુકમો પણ તેણે આપી દીધા. પરંતુ એમ કહેવાય છે કે હિંદી ઠેકેદાર – કૉન્ટ્રાક્ટરે સર વ્હીલરને ખ્યાલ પણ ન આવે એ રીતે એણે કહ્યા કરતાં બહુ જ અધૂરી સામગ્રી ત્યાં પહોંચાડી! સર વ્હીલર અને બીજા અંગ્રેજ લશ્કરી અધિકારીઓ તો એમ જ માનતા હતા કે જો સિપાઈઓ બંડ કરશે તો કોઈ પ્રકારે વધારે નુકસાન સહ્યા વિના એ સ્થાને રક્ષણ લઈ શકાશે. તેમણે એમ માન્યું કે બીજે બધે બન્યું છે તેમ સિપાઈઓ પોતાના અન્ય બંધુઓને પગલે ચાલી દિલ્હી ઊપડી જાય એટલે પાછળથી વગર તકલીફે ગંગા પાર ઊતરી જઈને અલાહબાદના લશ્કરમાં પહોંચી જવાનો મોકો પોતાને સહેજે મળી જશે! સિવાય બળવો જાગી ઊઠે તો અંગ્રેજોને પેલા સુરક્ષિત સ્થળે પહોંચાડવાની તૈયારી કરીને જ વ્હીલર થોભ્યો નહોતો; તેણે લખનૌ સર હેન્રી લૉરેન્સને એક પત્ર

લખીને મદદ માટેનુ બીજુ લશ્કર પણ મગાવ્યુ હતુ. પરતુ લખનૌમા જ ક્રાતિનો ફેલાવો એટલા ભયકર પ્રમાણમા વધી ગયો હતો કે ખુદ લોરેન્સ પોતે જ વધારે લશ્કરી મદદની માગણીઓ પર માગણી મોકલી રહ્યો આવી ગયો હતો છતા પણ તેણે કાનપુરની મદદે ચોરાશી અગ્રેજ સોલ્જરો, લેફ્ટેનટ એશની સરદારી તળેનુ અગ્રેજ તોપખાનુ અને થોડુ ઘોડેસ્વાર લશ્કર મોકલી આપ્યુ/રક્ષણ માટે અત્યાર સર વ્હીલરે સુધી ગોઠવેલી આ યોજનામા કોઈ ખાસ વિશિષ્ટતા નહોતી /પરતુ અગ્રેજ સત્તા પર તોળાઈ રહેલ જોખમ નિવારવા અર્થે એણે જે નીજી યોજના ગોઠવી હતી તે ખરેખર અજબ હતી અને છતા એવી યોજનાને પણ પહોચી વળે એવા ઉપાયો ગોઠવનાર તે વેળાની ક્રાતિકારી સસ્થાઓની સાચી કુશળતા કેવી હતી તેનો ખ્યાલ તો જ આવી શકે છે આ જાતની વિચિત્ર યોજના ઇતિહાસમા બીજે સાપડવી મુશ્કેલ છે એ યોજના તે બ્રહ્માવર્તના 'રાજા'ને કાનપુરના રક્ષણ અર્થે આવી પહોચવાની સર વ્હીલરે કરેલી વિનતી હતી। મીરતના સમાચાર આવી પહોચ્યા પછી સિપાઈઓમા તેમ જ લોકસમુદાયમા પણ ભારે ખળભળાટ મચી ગયો હતો, પરતુ બ્રહ્માવર્તનો રાજમહેલ તો પ્રથમની પેઠે જ શાત અને નિશ્ચેષ્ટ જણાતો હતો અદર ધૂધવાઈ રહેલા અસતોષને પ્રગટ કરનારુ એક પણ મોજુ એની સપાટી પર ઊછળતુ દેખાય એ અશક્ય હતુ। કાનપુરના લશ્કરમા ચાલી રહેલી હિલચાલને લીધે કાઈ નહિ તો વ્હીલર સાવચેત તો બન્યો જ હતો પરતુ બ્રહ્માવર્તનો 'રાજા' જ પોતાની વિરુદ્ધ જશે એવી શકા ભૂલેચૂકે પણ એને આવી નહોતી થોડા સમય પૂર્વે જ જેનો રાજમુગટ અગ્રેજોએ પોતાના પગતળે રગદોળ્યો હતો, જેનુ તેમણે અપમાન કર્યું હતુ અને જે નાગની ફેણ પર જાણી જોઈને લાત મારી તેમણે એને

ખૂંદ્યો હતો, એની પાસે જ પોતાની મુશ્કેલીને કાળે અંગ્રેજો આજે સહાયની યાચના કરી રહ્યા હતા! અને એ પગલું ભરવામાં અંગ્રેજોએ કોઈ ભૂલ કરી હોય એમ પણ ન કહેવાય. નાનાસાહેબ ખરેખર એક 'સુસભ્ય હિંદુ' હતો; અને અંગ્રેજોની લાતો ખાવા છતાં ઊલટાની એમની આજીજીઓ કર્યા કરતો. અનેક ડરપોક 'હિંદુ'ઓનો હિંદુસ્તાનમાં ક્યાં તોટો હતો! આજ સુધી ચાલી આવેલી આ ભ્રામક સમજણ પર આધાર રાખી, નાનાસાહેબ પણ તેવાઓ પૈકીનો જ એક છે એમ માનીને, સર વ્હીલરે મણિધરના દરમાં જ હાથ નાખ્યો હતો! બ્રહ્માવર્તના નાગને આ કરતાં વધારે ઉમદા તક બીજી કઈ શોધવાની હોય? તા. ૨૨ મેના રોજ બે તોપો, પોતાની જ પાયગાના ત્રણસો સિપાઈઓ અને થોડા પાયદળ તથા ઘોડેસ્વાર લશ્કર સાથે તેણે કાનપુરમાં પ્રવેશ કર્યો. કાનપુરમાં મુલકી તેમ જ લશ્કરી અંગ્રેજ અધિકારીઓની વસ્તી ઘણા સારા પ્રમાણમાં હતી. આ સઘળી અંગ્રેજ વસ્તીની વચ્ચે જ નાનાએ પોતાની છાવણી જમાવી. વળી કાનપુરમાં બળવો થાય તો તિજોરી તો લૂંટાવાની જ, એ લગભગ નક્કી જેવું હતું. તેનું સૌથી સારી રીતે રક્ષણ કરવાનો કોઈ ઉપાય જડે ખરો? હા; સારામાં સારો ઉપાય એ કે એના સંરક્ષણની જવાબદારી પણ નાના-સાહેબને જ સોંપી દેવી! તુરત જ નાનાસાહેબની પાયગાના બસો સિપાઈઓ ખજાનાના પહેરા પર ચડી ગયા! કલેક્ટર હિલર્સડને નાનાસાહેબ તેમ જ તાત્યા ટોપેનો પુષ્કળ આભાર માન્યો; અને એ પણ નિર્ણય લેવાયો કે જરૂર પડતાં આશ્રય અર્થે સઘળા અંગ્રેજ બૈરાંછોકરાંઓને નાનાસાહેબના રાજમહેલમાં બ્રહ્માવર્ત મોકલી દેવાં.

અહીં જ સાચો મરાઠાનો દાવ ખેલાતો હતો! અંગ્રેજોના

આમ ત્રણને કારણે પોતાનું લશ્કર લઈને કાનપુરના રક્ષણ અર્થે નાનાસાહેબે જવુ અને સ્વતંત્રતા અર્થે બળવો કરી ઊઠેલા પોતાના દેશભાઈઓ સામે લડવા ખડા થવું ! અંગ્રેજોની જ છાવણીમા એણે પોતાનુ શિબિર અને લશ્કર ગણીને રહેવું ! વધારે કાળજીથી રક્ષણ થઈ શકે માટે લાખો રૂપિયાની તિજોરી સાચવવાનુ કામ પણ ખુદ તેને જ સોંપી દેવુ ! અને એ બધા ઉપર કલગી તરીકે એની આ સઘળી મદદ માટે અંગ્રેજોએ નાનાસાહેબના ઉપકાર માનવા ! મરાઠાનો દાવ અહીં જ સમાયો હતો નાનાસાહેબે અંગ્રેજો સાથે 'शठं प्रति शाठ्यं' સમું જ વર્તન રાખ્યું અને આ બધો બનાવ બન્યો ક્યારે ? તો પેલી મહાન ઊથલપાથલ પહેલા બરાબર એક જ અઠવાડિયે ! આ બધા પરથી ૧૮૫૭મા અંગ્રેજો અંધારામા કેવા અડવડિયા મારી રહ્યા હતા, તથા આગળ જતા તેમણે પોતે જ તૈયાર કરેલ 'ધક્કાબારી 'માંથી તેમને પોતાને જ કેવો 'સેગવજપ' ખાવો પડ્યો હતો એ સિદ્ધ થાય છે ! સ્વાતંત્ર્ય એ જ આખરી ધ્યેય, અને સશસ્ત્રયુદ્ધ એ જ એની પ્રાપ્તિનું મુખ્ય સાધન, એ વાત તે સમયના લોકોના દિલમા હાડોહાડ ઊતરી ગયેલી હતી પરંતુ આ સઘળા કાર્યમા આગેવાનો કોણ, બળવો કરવાનો દિવસ કયો અને મુખ્ય કેન્દ્રો કયા કયા, એ સઘળી બાબતો એટલી તો ખાનગી રાખવામા આવી હતી કે અંગ્રેજોને તો શું પણ ક્રાંતિકારી મંડળના સભાસદોને પણ એનો જરા સરખો ખ્યાલ નહોતો ગુપ્ત સંસ્થાઓના પ્રમુખ અને તેના ખાસ અંગત થોડાએક વિશ્વાસુ કાર્યકરોને જ એની વિગતવાર માહિતી હતી અગાઉ એક વાર જે એવુ વિધાન કરેલું છે કે દરેક પલટનમા એકેક છૂપી સમિતિ કામ કરતી, તેનો સાચો ખ્યાલ વાચકને આ હકીકત પરથી મળશે બનારસમા અંગ્રેજોને હાથ જે કાગળ પકડાયો હતો તેમા નીચે માન ' એક મોટા આગે

વાન તરફથી ' એટલી જ સહી હતી. ક્રાંતિના સઘળા જવાબદાર અધિકારીઓ એ ગુપ્ત સંસ્થાને છાજે એવી જ રીતે વર્તતા હતા. બળવાના છેક આગલા દિવસ સુધી પણ બહાદુરશાહ, નાનાસાહેબ અગર ઝાંસીની રાણીની કશી હિલચાલ અંગે અંગ્રેજોને જરા સરખી માહિતી નહોતી. એમાં પણ બ્રહ્માવર્તે જાળવી રાખેલી ગુપ્તતા તો સહુને માથે શિરટોચ અને અજબમાં અજબ હતી. ઇતિહાસકાર 'કે' લખે છે " મરાઠી સામ્રાજ્યના સંસ્થાપક શિવાજી મહારાજનો ઇતિહાસ નાનાએ કાંઈ ફોગટ નહોતો વાંચ્યો !")

(કાનપુરમાં ક્રાંતિકારીઓને માટે એકઠા થવાનું મુખ્ય છૂપું સ્થાન એટલે સુબેદાર ટિકાસિંહનું ઘર; ગુપ્ત સંસ્થાઓની સભા ભરવાનું બીજું છૂપું સ્થાન તે સિપાઈઓના આગેવાન શમસુદ્દીનખાનનું ઘર. એ સ્થળે ભરાતી સભાઓમાં નાનાસાહેબ તરફથી બ્રહ્માવર્તના રાજમહેલમાં રહેનારી બે વિશ્વાસુ વ્યક્તિઓ—જ્વાલાપ્રસાદ અને મહમદઅલી—કાયમ હાજર રહેતી. સુબેદાર ટિકાસિંહ અને જ્વાલાપ્રસાદ બન્ને આદમીઓ શૂરા, સ્વાતંત્ર્યપ્રેમી અને સાચેસાચી અંતરની લાગણીવાળા દેશભક્તો હતા. આ કારણે આખા સભાગૃહ પર તત્કાળ તેમના વ્યક્તિત્વની છાપ પડી, અને આખા ય લશ્કરે તેમની સઘળી આજ્ઞાઓ માથે ચડાવવાના શપથ લીધા. બીજી રીતે કહીએ તો સુબેદાર ટિકાસિંહનો મત એ જ આખા લશ્કરનો મત એવી ચોક્કસ માન્યતા બંધાઈ ગઈ. આવી પરિસ્થિતિમાં આ આગેવાન અને નાનાએ મળીને રૂબરૂમાં કેટલીએક બાબતો વિચારી જવી જરૂરી હતી. અધૂરામાં પૂરું વળી મીરતની જાગૃતિને કારણે અગાઉથી ગોઠવી રાખેલો સઘળો કાર્યક્રમ ચૂંથાઈ જવાથી ઊલટો વધારે ગોટાળો પેદા થયો હતો. બદલાયેલ પરિસ્થિતિમાં કાર્યક્રમમાં પણ જરૂરી

કેરફાર કરવાનું આવશ્યક હોવાથી ટિકાસિંહ અને નાનાસાહેબે રૂબરૂ મળવું એમ નક્કી થયું ³ પહેલી મુલાકાતમાં ઘણી ચર્ચાઓ થઈ સ્વધર્મ અને સ્વરાજ અર્થે એકદિલ થઈ બળવો કરવા હિંદુ અને મુસલમાન બંને તૈયાર છે, કેવળ તમારા જ હુકમની રાહ જુએ છે, એ જાતની ખાતરી નાનાસાહેબને ટિકાસિંહે કરાવી આપી તે પછી કાંઈક વધારે ખાનગી બાબતોની વિચારણા અર્થે આ કરતાં પણ વધારે છૂપી અને વધારે લાંબી એક બીજી મુલાકાતનું નક્કી થયા પછી સુબેદાર ટિકાસિંહ પાછો ફર્યો તા ૧લી જૂનના રોજ સાંજના પોતાના ભાઈ બાળાસાહેબ અને સલાહકાર મંત્રી અઝીમુલ્લાખાનની સાથે ગંગાજીને પવિત્ર કિનારે નાનાસાહેબ હાજર થયા એ સ્થળે સુબેદાર ટિકાસિંહની સાથે કેટલીએક ગુપ્ત સંસ્થાઓના પ્રમુખો પણ નાનાસાહેબની રાહ જોતા ત્યાં ઊભા જ હતા બધા એક હોડીમાં ચઢ્યા. ગંગાના પવિત્ર પ્રવાહમાં આગળ વધ્યા પછી દરેકે હાથમાં ગંગાજળ લઈ સ્વદેશને સ્વતંત્ર બનાવવા સારુ ખેલાનારા ભાવિ ખૂનખાર જંગમાં પોતે જોડાશે એવી પ્રતિજ્ઞા લીધી ત્યાર પછી બે કલાક સુધી વાટાઘાટો અને વિચારણા ચાલી પરિણામે ભાવિ કાર્યક્રમની ચોક્કસ રૂપરેખા દોરવામાં આવી અને મંડુ છૂટા પડ્યા એમણે કઈ કઈ છૂપી યોજનાઓ વિચારી હતી તે તો એમની સાક્ષીરૂપ કેવળ ગંગામૈયા જ જાણે ! અને એ યોજનાઓ પણ કેવળ એની પાસે જ સુરક્ષિત હોઈ શકે ! પરંતુ એટલું તો જગ જાહેર છે કે બીજે જ દહાડે શમસુદ્દીન પોતાની પ્રિયતમા અઝીઝનને ત્યાં ગયો અને માત્ર બે જ દિવસમાં ફિરંગીઓને ખલાસ કરી નાખી આખો હિંદુસ્તાન સ્વતંત્ર થવાની બાતમી તેણે તેને આપી શમસુદ્દીને

³ Forrest's *State Papers* and Trevelyan's *Cawnpore* સ્વા ૨૧

અઝીઝાનને આપેલી બાતમી માત્ર પોતાની શેખી અગર પોકળ હોશિયારી બતાવવા કહી હતી એમ તો ન જ કહેવાય; કેમકે હિંદુસ્તાનના સ્વાતંત્ર્ય અર્થે જેટલું આ શૂરવીર પ્રિયતમનું હૈયું તલસી રહ્યું હતું તેટલો જ તલસાટ એની એ રૂપસુંદરી પ્રિયતમાના દિલમાં પણ ચાલી રહ્યો હતો. અઝીઝાન એક નર્તકી હતી; સિપાઈઓ તેના પર આફરીન હતા. પૈસાના લોભથી ખુલ્લા બજારમાં પોતાના પ્રેમનું વેચાણ કરનારીઓ પૈકી તે નહોતી; તેણે તો પોતાનો પ્રેમ સ્વદેશપ્રેમના પારિતોષિક તરીકે સ્વાતંત્ર્યના ક્ષેત્રમાં જ સમર્પી દીધો હતો. અમે હવે પછી એ બતાવવા માગીએ છીએ કે એના સુંદર દેખાતા મોં પરના હાસ્યની એકાદ છટાથી લડનારાઓના દિલમાં કેનો નવો ઉત્સાહ પુરાતો; અગર એની કાળી ભમ્મર ભ્રકુટીઓનો એકાદ કડુ કટાક્ષ ફેંકાતો તો રણમેદાનમાંથી નાસી આવેલા ડરપોક બાયલાઓ પણ ફરી રણમેદાનમાં હાજર થઈ કેવા લડવા મંડી જતા!)

આમ એકંદરે ક્રાંતિકારીઓની યોજનાઓ જેમજેમ સંપૂર્ણપણાને પામતી જતી હતી, તેમ બીજી બાજુએ અંગ્રેજ છાવણીમાં ભારે સખત ગભરાટ ફેલાયલો જણાતો હતો. લખનૌથી જ્યારે થોડુંએક મદદ કરનારું સૈન્ય આવી પહોંચ્યું ત્યારે સર વ્હીલરે જરાશો છૂટકારાનો દમ લીધો; અને જ્યારે ખજાનો તથા દારૂગોળો નાનાને સ્વાધીન કરી દેવામાં આવ્યો ત્યારે એનું હૈયું ઠીકઠીક શાંત થયું. છતાં પણ આ પછી ય એકંદરે અંગ્રેજો હિંમત તો હારી જ બેઠા હતા. (તા. ૨૪મી મેના રોજ મુસલમાનોનો ઈદનો તહેવાર હતો. તે દિવસે જ બળવો થશે એમ દરેક જમાના અંગ્રેજો માનતા હતા. પરંતુ ૧૮૫૭ના આગેવાનો આવા સહેજે ખ્યાલમાં આવી જાય એવે દિવસે બળવો કરી ઊઠવા જેટલા મૂર્ખાઓના સરદાર નહોતા.

જે દહાડો શત્રુને એમ ચોક્કસ લાગે કે આજે તો બળવો થશે જ તે દિવસે તો ખાસ જાણીબૂજીને વધારે શાંતિ જાળવી જવી, અને જે દિવસે કશી જ ગડબડ નહિ થાય એમ માની શત્રુ સાવ નિશ્ચિંત બન્યો હોય તે જ દિવસે બરાબર ધડાકો કરી દેવો, એ યોજના જ ક્રાંતિને સફળ બનાવવાની એક મુખ્ય યુક્તિ હોય છે. આ કારણે ઈદને દિવસે કાનપુરમાં કશી જ ગડબડ ન થઈ. તે દિવસને માટે અંગ્રેજો તો એટલા બધા ગભરાયેલા હતા કે સર વ્હીલરે તો સવારના પહોરમાં જ લખનૌ તારથી જણાવી પણ દીધું કે "આજે અહીં ચોક્કસ કશી ધમાલ થઈ પડશે." પરંતુ તે દહાડો સાંજે જ્યારે મુસલમાનોએ હમેશની પેઠે સામસામે મળવા જવાનો 'ઈદ મુબારક'નો કાર્યક્રમ શાંતિથી પાર પાડ્યો ત્યારે જ સર વ્હીલરનો જીવ હેઠે બેઠો! મહારાણી વિક્ટોરિયાના એ જન્મદિવસને દિવસે તોપોની કાયમ સલામી અપાતી; પરંતુ આ ૨૪મીએ તોપોના અવાજથી કદાચ સિપાઈઓ તેનો અવળો અર્થ કરી બેસે એવા ભયને લીધે એ સલામી આપવાનું પણ બંધ રાખવામાં આવ્યું હતું! મહારાણીના જન્મદિવસ નિમિત્તે તોપોની સલામી પણ આપી ન શકાઈ એ કારણે કેટલાએક અંગ્રેજ અધિકારીઓ મનમાં તો ખૂબ ચિડાયા, પણ એ બિચારાઓનું શું ચાલે? અગાઉ જણાવ્યા પ્રમાણે પોતાના બચાવ અર્થે જે જગ્યાએ ખાઈઓ ખોદાવી તેમ જ મોરચા બંધાવી તૈયાર રખાવ્યા હતા, એ તરફ જોઈશું તો અંગ્રેજો આટલી દીન દશાને કેમ પામ્યા હતા એનો ઉકેલ સહેલાઈથી મળી શકશે. 'વાઘ આવ્યો રે, વાઘ આવ્યો!'ની વાર્તા પ્રમાણે કોઈ જો ગપ્પ ઉડાવતો કે 'સિપાઈઓ બળવો કરી ઊઠ્યા છે!' તો તુરત અંગ્રેજોનાં ટોળેટોળાં બની શકે તેટલી ઉતાવળે એ રસ્તે દોડવા માંડતાં! એક અંગ્રેજ અધિકારી લખે છે: "હું ત્યાં હતો ત્યારે બગીઓ, ગાડીઓ, પાલ-

ખીઓ વગેરે વાહનોની ભારે ગિરદી મચી રહેતી, અને એમા બેસાડીને લેખકો, વેપારીઓ, સ્ત્રીઓ, ધાવણા બાળકોની માતાઓ, બાળકો, આયાઓ, છોકરા અને અધિકારીઓ (!) ના ગાંસડાંઓ ઉઠાવીને સુરક્ષિત સ્થળે પહોંચાડવામાં આવતા તે હુ દેખતો. દુઃખમાં કહીએ તો જો બળવો થયો હોત અગર અત્યારે થાય, તો અમારા વિના અમને અભિનંદન આપનાર ત્યા બીજુ કોઈ જ નહોતુ ! કેમકે આથી તો કેટલી સહેલાઈથી અમે ગભરાઈ જઈએ છીએ, તથા એથી અમારી દશા કેવી દયાજનક થાય છે એ જ અમે હિંદીઓને બતાવી દીધુ !') અને ખરેખર, આ અંગ્રેજ અધિકારી લખે છે તેમ જ અંગ્રેજોના તે વેળાના વર્તનમાં દેખાતી ગભરામણું નીકો બરાબર પિછાની ચૂક્યા હતા (એ) મોગ્યા અને બાઈચાળી હિંમતબંદી જ્યારે અંગ્રેજોએ તૈયાર કરવા માંડી ત્યારે અઝીમુલ્લાખાને હમતા હમતા લેફ્ટેનન્ટની મશ્કરી ઉડાવી હતી ! હમેશની મીઠાશભરી વાણીથી અઝીમુલ્લાખાને પેલા લેફ્ટેનન્ટને પૂછ્યુ " સાહેબ ! તમે પેલી કિલ્લેબંદી કરી રહ્યા છો એનું નામ તો કહો ? " લેફ્ટેનન્ટે જવાબ આપ્યો " સાચી વાત એ છે કે અમે તે સંબંધે કશો વિચાર હજુ કર્યો નથી " તુરત એ હોશિયાર-ચબરાક અઝીમુલ્લાખાને આંખો નચાવતા આગ્રહથી તેને સંભળાવ્યુ ' ત્યારે, મહેરબાન ! તમે એનુ નામ 'નિરાશગઢ' કા નથી પાડતા ? ')

(એક દિવસ સાંજના ગેટ જુવાનિયા અંગ્રેજે દારૂના ઘેનમા એક સિપાઈ ઉપર ગોળી છોડી ગે ગોળી તો જોકે ખાલી ગઈ, પરંતુ પેલા સિપાઈએ એ ગુના સામે ફરિયાદ નોંધાવી કાયમી શિરસ્તા મુજબ અપરાધીને નિર્દોષ ઠરાવીને છોડી દેવામા આવ્યો ! એનુ કારણ દર્શાવતા એમ કહેવાયુ કે ગે અંગ્રેજ દારૂના નશામા હોવાથી

એની બંદુક અજાણપણે ફૂટી ગઈ હતી! આવા ફેંસલાઓ આજ સુધી તો કાયમ અપાયા જ કરતા; પરંતુ દિલગીરીની વાત છે કે એ જૂનો સમય હવે રહ્યો નહોતો.[૪]

આ અપમાન સાંભળતાં જ આખું લશ્કર અંદરોઅંદર ગણગણાટ કરવા માંડ્યું : "બહુ સારું! હવે અમારી બંદૂકો પણ અજાણપણે ફૂટી જશે!" અને બધા સિપાઈઓમાં આ વાક્ય બત્રીશીએ ચડ્યું જ્યારે સિપાઈઓ પરસ્પર ભેટતા ત્યારે કહેતા : "વારુ, આપણી બંદૂકો પણ હવે અજાણપણે જ ફૂટવાની છે, નહિ?" અને આખા ય લશ્કરમાં એકબીજાને મળતી વેળા 'રામરામ' કરવાને બદલે આ વાક્ય બોલવાનું જ પ્રચલિત થઈ ગયું! તોપણ પોતાના ક્રોધને થોડો વધારે વખત થોભાવી રાખવાનો નિશ્ચય કરીને કાનપુરના સિપાઈઓએ મીરતના સિપાઈઓ પેઠે અણધાર્યે વખતે બળવો કરી ઊઠવાની જરા પણ ઉતાવળ ન કરવાનું નક્કી રાખ્યું.

પણ બળતામાં ઘી હોમાય તેમ બે અંગ્રેજ સ્ત્રીપુરુષનાં શબો ગંગામાં વહેતાં વહેતા કાનપુરને કાંઠે આની ચડ્યા. કાનપુરથી ઉપરવાસ કોઈક સ્થળે બળવો થયાનો આ ચોક્કસ પુરાવો મળતાં જ કાનપુરમાં નીચે પ્રમાણેની ભયાનક વાતો સંભળાતી થઈ: "ગંગા-

---

૪ ટ્રેવેલિયન લખે છે : "The Sepoys, familiar as they were with the brutality of low Europeans and the vagaries of military justice, would at a less critical season have expressed small surprise either at the outrage or the decision. But, now, their blood was up and their pride awake, and they were not inclined to overrate the privileges of an Anglo-Saxon or the sagacity of the military tribunal." —*Cawnpore*, page 93.

મૈયા! મહાસાગરના વિશાળ ઉદરમાં સમાવી દેવા માટે તારે આવી જાતનાં પાપનાં કેટલાં પોટલાં હજુ વહી જવાં પડશે?" આજ સુધીમાં 'વાઘ આવ્યો રે વાઘ આવ્યો'ની પેઠે અંગ્રેજોની અનેક વખત ફજેતી થઈ ચૂકી હતી; આથી વાઘ જ્યારે ખરેખર આવી પહોંચતો ત્યારે હમેશાં તે ગાઢ નિદ્રામાં પડેલા જ જણાતા. તા. ૧ લી જૂનના રોજ સર હુ વ્હીલરે કેનિંગને લખ્યું: "અશાંતિ પેદા થવાનો ભય હવે દૂર થયો છે. હવે કાનપુરને માથે કશો ભય નથી. એટલું જ નહિ પણ હું અહીંથી લખનૌ પણ મદદ મોકલવાનો છું." અને સાચે જ અલાહબાદથી આવેલી ગોરી ટુકડીઓ લખનૌને માર્ગે રવાના પણ થઈ; અને તે પણ તા. ૩ જી જૂનના રોજ! શી વિચિત્ર ઘટના છે! જે ક્રાંતિમાં ત્રણ હજાર સિપાઈઓ જોડાયા હતા અને નૃત્ય કરનારી નાજનીઓ પણ જેમાંથી બાકાત નહોતી રહી એવી કાનપુરની આખી રૈયત જેમાં જોડાઈ હતી, એ ક્રાંતિની જરા સરખી ગંધ અંગ્રેજોને અગર તો નાનકચંદ સરખા તેમના મદદગાર નિમકહલાલ પાળેલા કૂતરાઓને પણ આવી નહોતી!

તા. ૪થી જૂનની રાત્રે આખરે પરપોટો ફૂટ્યો. ઠરાવ મુજબ સામાન્ય કાર્યક્રમ અનુસાર રાત્રે અંધારામાં ત્રણ ભડાકા થયા કે તુરત નક્કી કરવામાં આવેલાં મકાનોને આગો ચાંપવામાં આવી. રક્તપાત, સંહાર અને મૃત્યુનાં આગમન થઈ રહ્યાની એ સૂચક નિશાની હતી! શરૂઆતમાં ટિક્કાસિંહે પોતાનો ઘોડો આગળ દેડ્યો કે તુરત તેની પાછળ હજાગે ઘોડાઓ જોસભેર ધૂણી વળ્યા. કેટલાકોએ અંગ્રેજોના બંગલાઓ સળગાવ્યા અને તબેલાને આગો લગાડી, તો કેટલાક સિપાઈઓ બીજી ટુકડીઓને સમજાવી લાવવાના કામમાં રોકાયા; કેટલાક વળી વાવટાઓ વગેરે સત્તાદર્શક ચિહ્નો તોડી પાડ-

વાને કામે લાગ્યા જે ઘરડા હિંદી સુબેદાર મેજરના તાબામા વાવટા વગેરે સત્તાચિહ્નો હતા, તે જ્યારે ક્રાંતિકારીઓ સાથે વાંધો લેવા ઊભો થયો, કે તુરત તલવારનો એક ફટકો તેના માથામાં પડ્યો અને બીજી પળે તેનું શબ ધરણી પર ઢળી પડ્યુ!

"પહેલી પાયદળ પલટનના સુબેદાર સાહેબને સુબેદાર ટિક્કાસિંહના રામરામ! હવે આખી ઘોડેસ્વાર પલટન ફિરંગીઓ વિરુદ્ધ જાગી ઊઠી છે છતાં પાયદળ કેમ હજુ પાછળ છે?" દોડતા આવેલા ઘોડેસ્વારોએ આ સંદેશો પહોંચાડતા જ આખી પાયદળ પલટન સ્વદેશ-સ્વાતંત્ર્યની જયઘોષણા કરતી તૈયાર થઈ ગઈ. એ જોઈને પલટનના મુખ્ય કર્નલ એવર્ટે કહ્યુ "અરે બાબા લોકો! બચ્ચાઓ! આ સઘળુ તમે શું માંડી બેઠા છો? તમારી ગર્જનિશાને આથી કલંક લાગે છે એ નથી જાણતા? થોભો, ભાઈઓ! જરા થોભો." પરંતુ એની શિખામણ સાંભળવા સિપાઈઓ રોકાયા જ નહિ એક મિનિટના વિલંબ વિના ઘોડેસ્વાર પલટન સાથે જોડાઈ જવા આખી પાયદળ ટુકડી લશ્કરી શિસ્તમાં આગળ વધી ત્યાંથી એ આખું ય લશ્કર નવાબગંજ માહેની નાનાસાહેબની છાવણી તરફ લશ્કરી ગીતોના સૂરો સાથે તાલબદ્ધ કૂચ કરતું ઊપડયુ. નાનાના સિપાઈઓ નવાબગંજના ખજાના ઉપર સજ્જ થઈ ઊભા હતા તેઓ પોતાના દેશભાઈઓને ભેટી પડ્યા, અને દારૂગોળાનો આખો ય ભંડાર ક્રાંતિકારીઓને સોંપી દીધો! નવાબગંજમા આમ બની રહ્યું હતું તે દરમિયાન બીજી બે પલટનો હજુ કાનપુરમાં જ બેઠી હતી. એ પલટનો પોતાના કાબૂમા રહે એ વિચારે અંગ્રેજોએ તેમને પેરેડ ગ્રાઉન્ડ પર બોલાવી. તોપખાનુ અંગ્રેજોને પક્ષે હોવાથી પોતાના મુખ્ય અધિકારીઓ સાથે આ બંને પલટનો હાથમા હથિયારો રાખીને જ

પૅરેડ ગ્રાઉન્ડ પર આખી રાત બેસી રહી. સવારનું થતાં અંગ્રેજોને એટલી ખાતરી જણાઈ કે છેવટ આ પલટનો તો ફિતુર થઈ જ નથી. આથી તેમણે એ બધા સિપાઈઓને બૅરેકમાં પાછા જવાની રજા આપી, અને પોતે પણ સ્વસ્થાને ગયા. સિપાઈઓએ જોયું કે આ જ સહુથી સુંદર તક છે. પલટનના બંને પ્રમુખો જરા બાજુ પર જઈ કંઈ ખાનગી મંત્રણા કરી આવ્યા, અને બેમાંથી એક પાછો આવી ગર્જી ઊઠ્યો : "ઈશ્વર સાચનો બેલી છે. બાઈઓ! ઊઠો, જાગૃત થઈ જાઓ." એ હુકમ મળતાં જ ચોતરફ તલવારો ચમકી ઊઠી, અને હવે ખરેખર અણીનો વખત આવી લાગ્યો છે એમ દેખાતાં જ અંગ્રેજ તોપખાનાએ પણ ગોળા ફેંકવા માંડ્યા. પરંતુ તે પહેલાં તો સઘળા સિપાઈઓ એની મર્યાદા વટાવી ગયા હતા! એ વખતે સિપાઈઓ માટે પોતાના ઉપરી અમલદારોને ઠાર કરવા તે સાવ સહેલું હતું; પરંતુ તેમ ન કરતાં, જઈને પોતાના ભાઈઓમાં ભળી જવા માટે પહેલી તક સાધવાને ઇરાદે તેઓ ત્યાંથી રવાના થઈ ગયા. આમ જૂનની ૫ મી તારીખે નાનાસાહેબની પરોશમાં જ નવાબગંજમાં ત્રણ હજાર સિપાઈઓએ આવીને પડાવ નાખ્યો. સર વ્હીલરને એટલી તો નિરાંત થઈ જ કે એક પણ અંગ્રેજ માર્યો ગયો નથી. એ એમ માનતો હતો કે બીજે બધે બન્યું છે તેમ અહીંથી પણ સિપાઈઓ તુરત દિલ્હી રવાના થઈ જશે, એટલે કાનપુર પર ઝઝૂમતી આફત સહેજે દૂર થશે!

અને સાચી વાત છે કે જો કાનપુરમાં પણ કુશળ આગેવાનોનો અભાવ હોત તો વ્હીલરના ધારવા પ્રમાણે બીજી જગાની પેઠે અહીંના સિપાઈઓ પણ દિલ્હી જ ઊપડી જાત; પરંતુ નવાબગંજમાં એ ક્ષણે હિંમતબાજ અને સમર્થ આગેવાનોનો અભાવ

નહોતો નાનાસાહેબ તો ત્યાં હતા જ, ઉપરાંત તેમના ભાઈ બાળાસાહેબ, બાબાસાહેબ અને રાવસાહેબ પણ હતા, તાત્યા ટોપે પણ હાજર હતો, અને મુદ્દાની વાત એ હતી કે અઝીમુલ્લાખાન પણ ત્યાં જ હતો આવા પ્રતિભાશાળી અને બુદ્ધિવાન આગેવાનો જ્યાં હાજર હોય ત્યાં બીજા આગેવાનોની શોધમાં દિલ્હી જવાની સિપાઈઓને શી જરૂર રહે ? વળી સઘળું સામર્થ્ય કેવળ દિલ્હીમાં જ એકઠું કરી દેવાથી કશું ખાસ કામ સધાય એવું નહોતું અંગ્રેજોને અનેક સ્થળોએ પૂરતા કનડવાની યોજના જ વધારે સફળ થાય એ ઉપરાંત પણ દિલ્હી, પંજાબ અને કલકત્તા વચ્ચેના મુખ્ય રસ્તાઓનું કાનપુર લગભગ કેન્દ્રસમું હોવાથી કાનપુરમાં ધડાકો કરી તે તાબે કરવાનું આવશ્યક પણ હતું. જ્યારે સુબેદાર અને નાનાસાહેબના મદદગારોએ સિપાઈઓને આ સઘળી હકીકત ફોડ પાડીને સમજાવી ત્યારે તેમણે પણ સર્વાનુમતે કાનપુર પાછા ફરવાનું ઠરાવ્યું ત્રણ હજાર સિપાઈઓએ નાનાસાહેબને જ પોતાના રાજા ઠરાવ્યા, ને તેમના દર્શનની હઠ લઈ બેઠા જ્યારે નાનાસાહેબ તેમની સન્મુખ હાજર થયા ત્યારે સહુએ ભારે ઉત્સાહમાં આવી તેમનો જયજયકાર બોલાવ્યો અને તેમને રાજા તરીકે સલામી આપી આ રીતે સિપાઈઓની જ સમતિથી રાજાની ચૂંટણીનું ઊકલી જતાં સિપાઈઓએ પોતાના મુખ્ય સરદારોની પસંદગીનું કાર્ય હાથ ધર્યું કાનપુરના ક્રાંતિસંગઠન કેન્દ્રના આત્માસમા સુબેદાર ટિક્કાસિંહને ઘોડેસ્વાર લશ્કરનો ઉપરી ચૂંટવામાં આવ્યો, અને તેને 'સરસેનાપતિ'ની પદવી આપવામાં આવી લશ્કરી શિસ્તના નવા નિયમો જાહેર કરવામાં આવ્યા જમાદાર દલગંજનસિંગને ૫૩મી પલટનના અને સુબેદાર ગંગાદિનને ૫૬મી પલટનના કર્નલ નીમવામાં આવ્યા તે પછી હાથી પર સ્વાતંત્ર્ય ઝંડાનું મોટું જમરુ સરઘસ નીકળ્યું, તે પછી

નાનાસાહેબનો રાજ્યઅમલ ચાલુ થયાનાં નગારાં વગાડવામાં આવ્યાં —અને ઘોષણા જાહેર થઈ.

ચૂંટણી અને નિમણૂકનો આટલો કાર્યક્રમ આટોપાઈ જતાં હવે નાનાએ એક ઘડી પણ નકામી ન જવા દેવાનો નિરધાર કર્યો. (સિપાઈઓ દિલ્હી ચાલ્યા ન જતાં, અહીં જ રોકાઈ પડ્યાના ખબર અંગ્રેજોને મળતાં જ તેમણે નવા તૈયાર કરેલા બચાવ-કિલ્લામાં જઈને આશ્રય લીધો, અને તોપખાનું પણ સજ્જ રાખ્યું. સ્ત્રીઓ, પુરુષો અને બાળકો મળી એકંદર એક હજાર અંગ્રેજો એ સ્થળે જમા થયા હતા. એ સુરક્ષિત કિલ્લેબંદી સૌથી પ્રથમ તાબે લેવાનું જરૂરી જણાતાં નાનાસાહેબે તેના પર હલ્લો કરવાનો હુકમ કર્યો. અંગ્રેજો તો ચોક્કસપણે એમ જ માની બેઠા હતા કે ક્રાંતિકારીઓ પોતાના પર હલ્લો તો નહિ જ કરે. પરંતુ જૂનની ૬ ઠ્ઠી તારીખે સવારના પહોરમાં જ સર વ્હીલરને એક પરબીડિયું મળ્યું. એ ખલીતો નાનાસાહેબ તરફથી જ મોકલવામાં આવ્યો હતો. તેમાં લખ્યું હતું: "અમે હવે હલ્લો કરવાના છીએ. આપને તેની જાણ કરવા સારુ આ પૂર્વસૂચનારૂપે લખ્યું છે." યુદ્ધનું આવું આહ્વાન મળતાં જ સર વ્હીલરે સઘળા અધિકારીઓ, સોલ્જરો અને તોપખાનાના સૈનિકોને સજ્જ કરી લડાઈ માટેની આવશ્યક ગોઠવણ કરી લીધી.)

(લડાઈ શરૂ કરતા પહેલાં ખબર આપવાની કોઈ પણ જાતની જરૂરિયાત ન હોવા છતાં, નાનાસાહેબે અંગ્રેજોને અગાઉથી ખબર આપ્યા એ ભારે મહત્ત્વનો બનાવ છે. નાનાને સ્થાને જો અંગ્રેજો હોત તો તેમણે આવી જાતની દરિયાવદિલી દાખવી જ ન હોત એ ચોક્કસ છે. જે લોકો નાનાસાહેબના નામને કલંક લગાડવાનો ગંદો

પ્રયત્ન વખત-બેવખત કર્યા કરે છે, તેમણે નાનાના દિલમાં વસેલા ઉદારતાના ગુણને જોઈને શરમથી નીચું ઘાલવું જોઈએ. બળવાને સમયે અંગ્રેજોના પ્રાણ બચાવવા, તેમ જ બાર કલાક અગાઉથી નાનાસાહેબે તેમને લડવાની સૂચના આપવી, એ બંને મુદ્દાઓ ધ્યાનમાં લીધા પછી જો આપણે છેવટના બનાવો નિહાળશું તો જ કાનપુરની સાચી સ્થિતિનો ખ્યાલ બાંધી શકીશું.

અંગ્રેજોને લડાઈ માટેની સૂચના અગાઉથી મોકલી આપ્યા પછી સૂબેદાર (હવે સરસેનાપતિ) ટિક્કાસિંહે સવારનો સઘળો વખત દારૂગોળાના ભંડારમાં ગાળ્યો; ત્યાં તેમણે દારૂગોળાની બધી ગોઠવણનું વર્ગીકરણ તપાસી લીધું; અને એમાંની જરૂરી સામગ્રી હલ્લાને આવશ્યક સ્થળે પહોંચાડી દેવામાં ગરકાવ બન્યો. નદી માંહેથી તેમ જ જમીન ઉપરથી પણ અંગ્રેજોની કિલ્લેબંદી ઉપર તોપમારો થઈ શકે તેવી રીતે મોરચા બાંધી દેવામાં આવ્યા. હલ્લાની આ યોજના યુદ્ધકળાની દૃષ્ટિએ ખરા દાવપેચની હતી. એ જ વેળા કાનપુરમાં પણ ભારે ધમાલ મચી રહી હતી. સાળવીઓ, સરાણિયાઓ, બજારના વેપારીઓ, મુસલમાનો તેમ જ શહેરના પ્રતિષ્ઠિત નાગરિકો, એકેએક જણ હાથ પડ્યું તે હથિયાર ઉપાડી અંગ્રેજોની રાહ જોઈ બેઠા હતા. સરકારી કચેરીઓ, અદાલતો, અંગ્રેજ અમલના જૂનાનવા સઘળા દસ્તાવેજો અને દફતરો બાળી નાખવામાં આવ્યાં હતાં, તેમ જ જે અંગ્રેજો આશ્રય અર્થે કિલ્લેબંદીમાં પહોંચી શક્યા નહોતા તે સઘળાને ઠાર કરવામાં આવ્યા હતા. સૂર્ય ભગવાન મધ્યાહ્નને પહોંચવાનો વખત થવા આવ્યો હતો. એક વાગતાં અંગ્રેજોની કિલ્લેબંદીને ઘેરી લેવામાં આવી અને સાંજે તોપમારો ચાલુ કરી દેવામાં આવ્યો; આખરે હલ્લાની શરૂઆત થઈ ચૂકી.

અગ્રેજો પાસે આઠ તોપો હતી તેમજ કિલ્લામા જમીનની અદર દાટી રાખેલો દારૂગોળાનો પુષ્કળ સગ્રહ પણ હતો. ક્રાતિકારીઓએ પણ દારૂગોળાનો ભડાર તાબે કરી લીધો હતો, તેમજ મોટી મોટી તોપો પણ હસ્તગત કરી હતી, એટલે દારૂગોળાની એમને પક્ષે પણ તાણ નહોતી સરસેનાપતિ ટિક્કાસિહે શરૂઆતથી જ તોપખાનુ બહુ વ્યવસ્થિત રીતે ગોઠવ્યુ હતુ તા ૭મીએ ક્રાતિકારીઓનો સખત તોપમારો શરૂ થયો આથી આજ સુધી આની મુશ્કેલીનો કદી અનુભવ ન પામેલા અગ્રેજ બૈરાછોકરા ભયથી બૂમો પાડતા ચારેગમ દોડાદોડ કરી રહ્યા, આખરે ટેવથી બધુ સાધ્ય થાય છે તેમ માથેથી પસાર થતા ધમધમાટ કરતા અગ્નિ ગોળાઓને પણ તેઓ આકાશમા ઊડતા પખીઓની જેવા ગણવા લાગ્યા હલ્લો શરૂ થયા પછી બે જ દિવસમા ક્વિલેમદીમાં પાણીની ખેચ જણાવા લાગી અદર ખપ લાગે તેવો ફક્ત એક જ કૂવો હતો પરતુ અગ્રેજો કરતા પણ ક્રાતિકારીઓની જ ચોટ તે તરફ વધારે કારમી થઈ હતી બફારો અને સૂરજનો તાપ બને એટલા સખત હતા કે અગ્રેજોને માટે તડકામા શેકાઈ જવાનો વખત આવ્યો બધાના દિલ પથ્થર જેવાં સખત બની ગયા સ્ત્રીપુરુષનો ભેદભાવ ચાલ્યો ગયો કોઈને કોઈની શરમ ન રહી! દૂધને અભાવે બાળકો મરી ગયાં અને પાછળથી તેમની માતાઓએ પણ પ્રાણ ત્યજ્યા! મરેલાને દાટવાની વાત તો બાજુ પર રહી, પણ કોણ મરી ગયો ને કોણ જીવે છે એની તપાસ કરવાનુ પણ ભારે મુશ્કેલ બની ગયુ! જીવતા લોકોની યાદી થતી હોય ત્યાજ અદરથી કોઈ કોઈ નામો છેકી નાખવાનો વખત આવતો! આ સઘળી વિગતોનુ સાચુ વર્ણન કરવુ હોય તો એ વિશિષ્ટ સમયનુ જ વિગતવાર ચિત્ર દોરવુ જોઈએ પોતાના અનુભવોની નોધ કરતા કરતા કેપ્ટન થોમસ કહે

છે: " આર્મસ્ટ્રૉંગ ઘાયલ થઈને ઢળી પડ્યો ત્યારે તેના સમાચાર પૂછવા લેફ્ટેનંટ પ્રૉલ આવ્યા. ધીરજના બે શબ્દો હજી એ માંડ સંભળાવે છે ત્યાં તો એક સિપાઈની ગોળી તેના સાથળમાંથી આરપાર નીકળી ગઈ અને તે ધરણી પર પછડાઈ પડ્યો! એનો હાથ મારે ગળે ભેરવીને તથા મારે હાથે તેની કમર પકડી જ્યાં હું એને સાર્જંટ પાસે લઈ જવા ઊંચકવા જતો હતો ત્યાં તો એક બીજી ગોળી સૂસવાટ કરતી આવી મારા ખભામાં લાગી. પરિણામે હું અને પ્રૉલ બંને જણ મરણોન્મુખ થઈ ભોંય પર ઢળી પડ્યા. એ જોતાં જ ગિલ્બર્ટ બકસ દોડતો અમારા પાસે આવી પહોંચ્યો. પરંતુ તેની પાછળ પાછળ જ શત્રુની ગોળી પણ સૂસવાટ કરતી આવી પહોંચી, તેના દેહની આરપાર નીકળી ગઈ; અને તે પણ મૃત્યુના મોંમાં ફેંકાઈ ગયો." એક કલાકનું આ હકીકત-ચિત્ર, એકવીસ દિવસોની એ જીવ સટોસટની લડાઈનો ખ્યાલ બરાબર આપી શકશે! સર વ્હીલરનો દીકરો ઘાયલ થયો ત્યારે તેની શુશ્રૂષા તેની મા અને બે બહેનો એક ઓરડામાં કરવા લાગી; પણ તે દવાનો ડોઝ પીએ તે પહેલાં તો એક ગોળો આવીને ફાટ્યો અને પરિણામે એ છોકરાનું માથું જ જુદું ફેંકાઈ ગયું! મેજિસ્ટ્રેટ હિલ્યર્સડેન પોતાની પત્નીને વરડામાં લાવતો હતો ત્યાં તો ૨૦ પૌંડની તોપનો ગોળો આવીને તેના માથા પર જ ફાટ્યો અને તેના કુરચેકુરચા ઊડી ગયા. થોડા દહાડા પછી જે દીવાલની ઓથ લઈ તેની વિધવા પત્ની ઊભી હતી તે દીવાલ જ તૂટી પડી અને તેમાં તે ચકદાઈ મૂઈ. કિલ્લેબંદી નજીકની એક ખાઈમાં સાત સ્ત્રીઓ હતી. એક બોમ્બ એ જ સ્થળે ફાટ્યો અને એ સઘળી સ્ત્રીઓ તેમ જ તેમની પાસેનો એક ગોરો મોલ્જર પણ – જેણે બળવા પહેલાં એક સિપાઈ પર ગોળીબાર કર્યો હતો અને છતાં જે નિર્દોષ તરીકે છૂટી ગયો હતો – ત્યાં જ માર્યો

ગયો. આ રીતે સિપાઈની બંદૂકો પણ અજાણપણે ફૂટી ગઈ! અને તે પણ એના જોરદાર ધડાકા સાથે ફૂટી કે અંગ્રેજોની ભાવિ પેઢીના રોગ મેલજરો દારૂના ઘેનમાં હોય તોપણ એ ધડાકો તો ન જ ભૂલે!

આવા આ ભયાનક વેગની વેળાએ પણ કેટલાએક મૂર્ખ હિંદીઓને હજુ અંગ્રેજોને વફાદાર રહેવામાં પોતાનું કર્તવ્ય લાગતું હતું. માત્ર 'ગજનિદ્રા' વ્યક્ત કરવા ખાતર જ તેઓ સાક્ષાત કાળના મોમાં ઊભા હતા. અંગ્રેજોની સેવા કરતી એક પરિચારિકા (નર્સ)ના બને હાથ બૉંબ ફૂટવાથી તૂટી ગયા! પોતાના માલેકોને ઊનું ઊનું ભોજન જમાડવાની દોડાદોડી કરતા કેટલાય બટલરો વખતોવખત ધડાકામાં ઊડી જતા. અંગ્રેજોને પાણી પાવા સારુ કેટલા ય ભિસ્તીઓ પોતાના પ્રાણ જોખમમાં મૂકતા હતા. પાણી મળવાનું એટલું દુર્લભ બની ગયું હતું કે બાળકો ચામડાની પખાલો ચાટતા હતા! કોલેરા, ઝાડા, વિષમજ્વર, વગેરે રોગોએ પણ અંગ્રેજો પર વેર વાળવામાં બાકી ન રાખી. સર જૉર્જ પાર્કર, કર્નલ વિલિયમ્સ અને લેફ્ટેનંટ રૂની માંદગીને કારણે મૃત્યુવશ થયા. બૉમ્બગોળાઓના ધડાકાના અગર તો માંદગીના જેઓ ભોગ ન બન્યા તેઓ છવતા સ્મશાનસમું એ બીભત્સ દૃશ્ય દેખીને ગાંડા થઈ ગયા! આખું ય દૃશ્ય ભૂત-પિશાચની સૃષ્ટિસમું ભાસતું હતું. આ રીતે પૂરા એક સો વર્ષનાં ક્રૂર અને અન્યાયી આચરણોનો બદલો લેવા સારુ વેર જાણે સાક્ષાત્ મૂર્તિ ધારણ કરીને પોતાની કરાલ દંષ્ટ્રાઓમાં જે આવે તેને કચકચાવી નાખતું એકવીસ દિવસ સુધી ભેસૂરપણે અટ્ટહાસ્ય કરતું તાંડવ ખેલી રહ્યું હતું!

કિલ્લાની અંદરની દશા ભલે આ જાતની હતી, પરંતુ અંગ્રેજોએ કિલ્લા બહાર મોરચા બાંધીને ગોઠવેલી તોપોએ બહુ

સુંદર કામગીરી બજાવી હતી એમ કબૂલ કરવુ જ પડે એમ, કેપ્ટન મૂર, કેપ્ટન થોમ્સન અને બીજા શૂરા યોદ્ધાઓએ અતુલ પરાક્રમો દાખવ્યા. લખનૌ અગર અલાહબાદથી મદદ જરૂર આવી પહોંચશે એવી અગ્રેજોએ જબરી આશા બાંધી હતી ક્રાંતિકારીઓના જાસૂસીખાતાના સખ્ત ચોકીપહેરાને પરિણામે બહાર પત્રવહેવાર કરવાનુ અશક્ય થઈ પડ્યુ હતુ આટલી મુશ્કેલી છતા એક હિંદી બેપિયાએ થોડો લેટિનમા, થોડો ફ્રેન્ચમા અને થોડો અગ્રેજીમા લખેલો વ્હીલરનો એક કાગળ પક્ષીઓના પીછામા સીવીને લઈ જઈને લખનૌ પહોંચાડ્યો તેમા "દોડો, દોડો, દોડો! અમને મદદ કરો નહિતર અમારી બચવાની આશા નથી! અમને મદદ મળશે તો અમે પોતે પણ લખનૌ આવીને તમને મદદ કરશુ!" આટલી જ માગણી લખેલી હતી પરંતુ ક્રાંતિકારીઓની ચોકીઓ એટલી તો ચીવટાઈથી કામ બજાવતી હતી કે અગ્રેજોનો સંદેશા લઈ જનારો કોઈ ભાગ્યે જ ફરી સુખરૂપ પાછો ફરતો. લાખ લાખ રૂપિયા અપાવવાના કહીને ક્રાંતિકારીઓમાથી એવી લાચ લેનાર કોઈ અધમ નીકળી આવે તો તે જાણી લેવા અગ્રેજો પોતાના માણસો ત્યા મોકલતા. પરંતુ એમાથી એક પણ આદમી સદેશો પાછો પહોંચાડવા છવતો ફરતો નહિ એની ખાતરીરૂપે તેમના જ એક આવા ખાસ માણસે લખાવેલી હકીકત અહીં રજૂ કરીએ છીએ "જ્યારે શેપર્ડની સ્ત્રી અને તેની દીકરી બંને જણીઓ ખતમ થઈ, ત્યારે ક્રાંતિકારીઓની છાવણીમાં જાતે પહોંચી જઈ સાચી હકીકત જાણી આવવાનુ અને કાનપુરમાં ભેદ પાડવાનુ તેણે બીડુ ઝડપ્યુ એણે હિંદી રસોયાનો વેશ ધારણ કર્યો હજી થોડેક આગળ તે પહોંચ્યો નહિ હોય ત્યા જ એને પકડીને નાના સાહેબ સન્મુખ હાજર કરવામા આવ્યો અગ્રેજોની દશા વિષે તેને

પૂછવામાં આવતાં નક્કી કર્યા મુજબ તેણે જૂઠી અને બનાવટી હકીકત કહેવા માડી, પરંતુ જ્યારે તેણે જાણ્યુ કે પોતાની પહેલાં જ બે અંગ્રેજ સ્ત્રીઓ પકડાઈ છે, ત્યારે તેણે પોતાની ખરી દુઃખદ કથની કહી સભળાવી અને લાચાર બની ઊભો રહ્યો ! પહેલાં તો તેને કેદમાં પૂરવામાં આવ્યો, પછી ૧૨ મી જુલાઈના રોજ ન્યાયાસન સમક્ષ રજૂ કરી તેની તપાસ થઈ, અને તેને ત્રણ વર્ષની સખ્ત મજૂરીની સજા કરવામાં આવી ' આ હકીકત બતાવી આપે છે કે લડાઈની દોડાદોડીમાં પણ ન્યાય પરત્વે નાનાસાહેબ ભારે ચીવટ રાખતા હતા અંગ્રેજોના જાસૂસો જોકે આમ પકડાઈને ફજેત થતા, છતાં ક્રાતિકારી જાસૂસોનું કામ ભારે સફળતાપૂર્વક પાર પડતું એક દહાડો એક ભિસ્તી અંગ્રેજોની કિલ્લેબંદી પાસેની એક ટેકરી પર ઊભો રહી બૂમો પાડતો હતો "અંગ્રેજો પ્રત્યેના મારા વહાલને કારણે જ સાક્ષાત્ મૃત્યુની પણ પરવા કર્યા વિના તમને એક ખુશખબર આપવા હું અહીં ઊભો છું ! નવુ અંગ્રેજી લશ્કર તોપખાના સાથે પેલી બાજુ ગંગાને સામે કાંઠે આવી પહોચ્યું છે આવતી કાલથી તેઓ તમને છોડાવવાના પ્રયત્નો શરૂ કરી દેશે આ સમાચારથી પેલા નીચ બળવાખોરો સાવ નાસીપાસ થઈ ગયા છે, અને અમે 'વફાદાર' લોકો તો અત્યારે જ આવીને અંગ્રેજોને મળી જવા તૈયાર છીએ ' એ સાભળીને 'આપણા જાસૂસોએ શત્રુપક્ષમાં ભેદ પડાવ્યો હશે તથા લખનૌનું અંગ્રેજી લશ્કર આપણી મદદે આવી પહોચ્યું હશે ' એમ કિલ્લાના અંગ્રેજોએ ચોક્કસપણે માની લીધું બીજે દહાડે એ જ ભિસ્તી આવીને ફરી પાછો બરાડા પાડતો કહેવા લાગ્યો ' અંગ્રેજોનો જય હો ! ગંગામાં પૂર આવવાને લીધે અંગ્રેજી લશ્કરને આવી પહોચતાં મોડું થયું છે, પરંતુ હવે મુશ્કેલી દૂર થઈ હોઈ તેઓ તુરત આવી પહોચે છે સૂર્યાસ્ત

પહેલાં જ અમારા માલેક અંગ્રેજો વિજય પ્રાપ્ત કરશે!" એ દહાડો આથમ્યો અને તે પછીનો બીજો દિવસ પણ પસાર થયો. પરંતુ રાહ જોઈ જોઈને થાકી ગયેલા અંગ્રેજોને ન તો પેલું મદદે આવનારું લશ્કર દેખાયું, કે ન તો પેલો ભિસ્તી નજરે પડ્યો! અંગ્રેજોની કિલ્લેબંદીની અંદરની બધી હકીકત અત્યાર સુધીમા અઝીમુલ્લાખાને જાણી લીધી હતી, આથી પેલા 'ભિસ્તી'ને પોતાના પ્રાણ ફરી વાર જોખમમાં ઉતારવાની જરૂર પણ ન રહી. આ રીતે ચાલાકીભરી અનેક યુક્તિઓ વાપરીને ક્રાંતિકારી જાસૂસો અંગ્રેજોને બનાવતા હતા!

ઘેરા વિષેની જાણ અંગ્રેજોને અગાઉથી તા. ૬ ઠ્ઠી જૂનના રોજ કર્યા પછી નાનાસાહેબે પોતાનું થાણું પણ ઘેરો નાખનારા સિપાઈઓની સાથે સરસેનાપતિ ટિકાસિંહના તંબૂની બાજુમાં જ નાખ્યું. કાનપુર સ્વતંત્ર થતાં જ આખા ય પ્રાંતમા ક્રાંતિનું એક જબરજસ્ત આંદોલન ફરી વળ્યું! રોજ રોજ નવા નવા જમીનદારો અને રાજા રજવાડાઓ પોતપોતાના સેવકો સાથે નાનાસાહેબને આવી મળતા હતા નાનાસાહેબના હાથ તળે અત્યારે ચાર હજારનું લશ્કર થયું હતું. આમા તોપખાના ઉપર કામ કરતા માણસો બહુ કુશળ હતા એક જગ્યાએ નન્હી નવાબ થોડો વાંધો કાઢી રહ્યો હતો બળવાની શરૂઆતમા એના ઘેલછાભર્યા હિંદુદ્વેષને લીધે એના ધરબાર જપ્ત કરવાના હુકમો પણ છૂટ્યા હતા, પરંતુ તુરત સમજાવટ થઈ ગઈ અને પછી તો એ પણ સ્વાતંત્ર્યપ્રાપ્તિના પવિત્ર સંગ્રામમા જોડાઈ ગયો નાનાના તોપખાનામા અફર ગોલંદાજી કરનારા પેન્શન પર ઊતરેલા વૃદ્ધ સિપાઈઓ હતા. કિલ્લેબંદી માહેની ઇમારતો સળગાવી દેવાના જ્યારે ક્રાંતિકારીઓ પ્રયત્ન કરી રહ્યા હતા ત્યારે તોપખાનામા

પૂછવામાં આવતાં નક્કી કર્યા મુજબ તેણે જૂઠી અને બનાવટી હકીકત કહેવા માંડી, પરંતુ જ્યારે તેણે જાણ્યું કે પોતાની પહેલાં જ બે અંગ્રેજ સ્ત્રીઓ પકડાઈ છે, ત્યારે તેણે પોતાની ખરી દુઃખદ કથની કહી સંભળાવી અને લાચાર બની ઊભો રહ્યો! પહેલાં તો તેને કેદમાં પૂરવામાં આવ્યો, પછી ૧૨ મી જુલાઈના રોજ ન્યાયાસન સમક્ષ રજૂ કરી તેની તપાસ થઈ, અને તેને ત્રણ વર્ષની સખ્ત મજૂરીની સજા કરવામાં આવી.' આ હકીકત બતાવી આપે છે કે લડાઈની દોડાદોડીમાં પણ ન્યાય પરત્વે નાનાસાહેબ ભારે ચીવટ રાખતા હતા. અંગ્રેજોના જાસૂસો જોકે આમ પકડાઈને ફજેત થતા, છતાં ક્રાંતિકારી જાસૂસોનું કામ ભારે સફળતાપૂર્વક પાર પડતું. એક દહાડો એક ભિસ્તી અંગ્રેજોની કિલ્લેબંદી પાસેની એક ટેકરી પર ઊભો રહી બૂમો પાડતો હતો: "અંગ્રેજો પ્રત્યેના મારા વહાલને કારણે જ સાક્ષાત્ મૃત્યુની પણ પરવા કર્યા વિના તમને એક ખુશખબર આપવા હું અહીં ઊભો છું ! નવું અંગ્રેજી લશ્કર તોપખાના સાથે પેલી બાજુ ગંગાને સામે કાંઠે આવી પહોંચ્યું છે. આવતી કાલથી તેઓ તમને છોડાવવાના પ્રયત્નો શરૂ કરી દેશે. આ સમાચારથી પેલા નીચ બળવાખોરો સાવ નાસીપાસ થઈ ગયા છે, અને અમે 'વફાદાર' લોકો તો અત્યારે જ આવીને અંગ્રેજોને મળી જવા તૈયાર છીએ.' એ સાંભળીને આપણા જાસૂસોએ શત્રુપક્ષમાં ભેદ પડાવ્યો હશે તથા લખનૌનું અંગ્રેજી લશ્કર આપણી મદદે આવી પહોંચ્યું હશે ' એમ કિલ્લાના અંગ્રેજોએ ચોક્કસપણે માની લીધું. બીજે દહાડે એ જ ભિસ્તી આવીને ફરી પાછો બરાડા પાડતો કહેવા લાગ્યો: "અંગ્રેજોનો જય હો ! ગંગામાં પૂર આવવાને લીધે અંગ્રેજી લશ્કરને આવી પહોંચતા મોડું થયું છે, પરંતુ હવે મુશ્કેલી દૂર થઈ હોઈ તેઓ તુરત આવી પહોંચે છે. સૂર્યાસ્ત

પહેલાજ અમારા માલેક અંગ્રેજો વિજય પ્રાપ્ત કરશે!" એ દહાડો આથમ્યો અને તે પછીનો બીજો દિવસ પણ પસાર થયો પરંતુ રાહ જોઈ જોઈને થાકી ગયેલા અગ્રેજોને ન તો પેલું મદદે આવનારુ લશ્કર દેખાયું, કે ન તો પેલો ખ્રિસ્તી નજરે પડ્યો! અગ્રેજોની કિલ્લેબદીની અંદરની બધી હકીકત અત્યાર સુધીમા અઝીમુલ્લાખાને જાણી લીધી હતી, આથી પેલા 'ખ્રિસ્ત્રી'ને પોતાના પ્રાણ ફરી વાર જોખમમા ઉતારવાની જરૂર પણ ન રહી આ રીતે ચાલાકીભરી અનેક યુક્તિઓ વાપરીને ક્રાંતિકારી જાસૂસો અગ્રેજોને બનાવતા હતા!

ઘેરા વિષેની જાણ અંગ્રેજોને અગાઉથી તા. ૬ ઠ્ઠી જૂનના રોજ કર્યા પછી નાનાસાહેબે પોતાનું થાણું પણ ઘેરો નાખનારા સિપાઈઓની સાથે સરસેનાપતિ ટિક્કાસિંહના તબૂની બાજુમાજ નાખ્યું કાનપુર સ્વતંત્ર થતાં જ આખાય પ્રાંતમા ક્રાંતિનું એક જબરજસ્ત આંદોલન ફરી વળ્યું! રોજ રોજ નવા નવા જમીનદારો અને રાજા રજવાડાઓ પોતપોતાના સેવકો સાથે નાનાસાહેબને આવી મળતા હતા નાનાસાહેબના હાથ તળે અત્યારે ચાર હજારનું લશ્કર થયું હતું આમા તોપખાના ઉપર કામ કરતા માણસો બહુ કુશળ હતા એક જગ્યાએ નન્હી નવાબ થોડો વાંધો કાઢી રહ્યો હતો બળવાની શરૂઆતમા એના મેલછાભર્યા હિંદુદ્વેષને લીધે એના ઘરબાર જપ્ત કરવાના હુકમો પણ છૂટયા હતા, પરંતુ તુરત સમજાવટ થઈ ગઈ અને પછી તો એ પણ સ્વાતંત્ર્યપ્રાપ્તિના પવિત્ર સંગ્રામમા જોડાઈ ગયો નાનાના તોપખાનામા અફર ગોલંદાજી કરનારા પેન્શન પર ઊતરેલા વૃદ્ધ સિપાઈઓ હતા કિલ્લેબંદી માહેની ઇમારતો સળગાવી દેવાના જ્યારે ક્રાંતિકારીઓ પ્રયત્ન કરી રહ્યા હતા ત્યારે તોપખાનામાં

કામ કરતા એક નવા સિપાઈએ નવા જ સ્ફોટકાસ્ત્રની શોધ કરેલી. એનો પહેલો અખતરો જે બરાકો પર કરવામાં આવ્યો, અને જે બરાકો અંગ્રેજો માટે વધારે અગત્યની હતી, તે પળવારમાં બળીને ભસ્મ થઈ જતાં જ આ અસ્ત્રના ઉપયોગની સફળતા ધાર્યા કરતાં વધારે જણાઈ. તોપમારો કરવામાં તો એટલી હરીફાઈ ચાલતી કે સ્ત્રીઓ પુરુષોને મદદ કરવા દોડતી અને ઘરડાઓ પણ જુવાન સૈનિકોને મદદ કરવા નીકળી પડતા. એ ઉચ્ચ ધ્યેય અને સ્ફૂર્તિના પ્રસંગે લોકો શી રીતે બળવો કરી ઊઠ્યા હતા તે એક અવતરણ પરથી વધારે સ્પષ્ટ થશે. એક દેશી ખ્રિસ્તી કહે છે: " જ્યારે મુસલમાનનો વેશ લઈને હું સાદડી પર બેઠો હતો ત્યારે મારી સામેથી જ લડી લડીને થાકેલા સૈનિકોને પાણી પાવા લોકો પસાર થતા હતા એકાએક તેમાંનો એક જણ પાસે આવી મને કહેવા લાગ્યો : ' અરે ભાઈ! આપણા દેશભાઈઓ લડવામાં ગૂંથાયા છે ત્યારે તારા જેવા જુવાનજોધ મુસલમાનને અહીં માખીઓ મારતા બેસી રહેવામાં શરમ નથી આવતી ? ચાલ, તોપખાનામાં મદદ કરવા ચાલ ' આગળ જતાં બાડા કરીમઅલ્લીના જુવાન છોકરાએ તે દહાડો કેવું પરાક્રમ કરી બતાવ્યું તેનું પણ તેણે વર્ણન કર્યું. એ છોકરાએ કેટલીયેક નવી શોધો કરીને અંગ્રેજોની ઇમારતો સળગાવી દીધી હતી. એના એ પરાક્રમ અર્થે એને રોકડા રૂપિયા નેવું અને એક શાલ ભેટ આપવામાં આવ્યાં હતાં." સ્વદેશની સેવા કરવાને બદલે નકામા શાંત બેસી રહેવામાં જુવાન છોકરાઓ જેટલી જ છોકરીઓને પણ શરમ આવતી; અને એથી પડદો ફેંકી દઈને કાનપુરની સ્ત્રીઓ પણ રણમેદાન તરફ ધસી ગઈ હતી પણ આ સંપળાં જુવાન બહાદુર સ્ત્રીપુરુષોને પણ પોતાની હૃદયની લાગણી અને ઉત્સાહમાં શરમાવે એવી એક સૌંદર્યમૂર્તિ પણ ત્યાં હતી. આ સૌંદર્યમૂર્તિ બીજી કોઈ નહિ પણ અગાઉ

જેનું નામ અપાઈ ગયું છે તે નર્તકી અઝીઝાન હતી ! એણે વીરને છાજે તેવો વેશ ધારણ કર્યો હતો. મોહક ગુલાબી ગાલ અને હાસ્ય-ઝરતા હોઠવાળી એ નર્તકી શસ્ત્રો સજી ઘોડા પર બેસી જ્યાં ત્યાં ફરતી દેખાતી; તોપખાના પર સખત શ્રમ કરતા સિપાઈઓ એના દર્શનમાત્રથી પોતાનો સઘળો થાક ભૂલી જતા. નાનકચંદ પોતાની રોજનીશીમાં લખે છે : "શસ્ત્રસજ્જ બનેલી અઝીઝાન અહીંતહીં વીજળી પેઠે ચમકી રહે છે. થાકેલા અને ઘાયલ થયેલા સિપાઈ-ઓને ઘણી વાર રસ્તા વચ્ચે મેવામીઠાઈ અને દૂધ પહોંચાડતી પણ તે દેખાય છે."

આ પ્રમાણે તુમુલ યુદ્ધ મંડાયું હતું તે દરમિયાન પણ રાજ-કારભારની આંતરિક નાનીમોટી સર્વ બાબતોમાં શિસ્તબદ્ધ કામ કરાવવાની યોજનામાં નાનાસાહેબ ગૂંથાયલા જ રહેતા. ખરું જોતાં ક્રાંતિની દોડાદોડી અને ધમાલમાં વસૂલાત અને પોલીસ એ બે ખાતાંઓમાં સુવ્યવસ્થા ઊભી કરવાનું કામ ભારે વિકટ હોય છે; છતાં પણ નાનાસાહેબે સૌથી પહેલાં ન્યાય અને સંરક્ષણનો લાભ પ્રજાને મળ્યા કરે એની ગોઠવણ કરી. કાનપુરના પ્રતિષ્ઠિત શહેરીઓને બોલાવી તેમના પૈકી એક જણને (હુલાસસિંગ નામના આદમીને) બહુમતીથી ચૂંટીને મુખ્ય મેજિસ્ટ્રેટ નીમવામાં આવ્યો. નાનાસાહેબે એ મેજિ-સ્ટ્રેટને તોફાન મચાવનારા સૈનિકો તેમજ લૂટફાટ ચલાવતા ખેડૂતોથી શહેરીઓનું રક્ષણ કરવાનું કાર્ય સોંપ્યું; લશ્કરને ખાધા-ખોરાકી પૂરી પાડવાનું કામ મુલ્લા નામના એક બીજા નાગરિકને સોંપવામાં આવ્યું; દીવાની તથા ફોજદારી કેસોનો નિકાલ આણવા સારુ એક ન્યાયસભા સ્થાપવામાં આવી; જ્વાલાપ્રસાદ, અઝીમુલ્લા અને બીજાઓને ન્યાયાધીશ બનાવવામાં આવ્યા અને બાળાસાહેબને

આ ન્યાયસભાનું નેતૃત્વ સોંપાયું. આ ન્યાયસભા અંગેના મળી શકતા કાગળો વગેરે સર્વ પરથી એ જ સ્પષ્ટ થાય છે કે જુલમ અને અવ્યવસ્થા માટે ભારે સખત સજાઓ તે વેળા કરવામાં આવતી, અને સુવ્યવસ્થા તેમ જ શાંતિ જાળવવા વિષે ખૂબ કાળજી રખાતી. એક અતિ નિર્ઘૃણ ચોરી માટે ગુનેગારનો જમણો હાથ કાપી નાખ્યાનો દાખલો છે! ગોહત્યા સારુ એક મુસલમાન ખાટકીને પણ આવી જ સજા થઈ હતી. કામધંધા વગરના નવરા આળસુઓને તેમ જ નાની નાની ચોરીચપાટી કરનારાઓને ગધેડે બેસાડી જાહેર રસ્તે એનો વરઘોડો કાઢી એને ફજેત કરવાની સજા કરવામાં આવતી.[૫] ફ્રેન્ચ વિપ્લવમાં બન્યું હતું તેમ સાર્વજનિક સંરક્ષણ-સમિતિની પેઠે આ ન્યાયસભાએ બીજાં ખાતાંઓનાં કામો પણ ઉકેલી દઈ નિકાલમાં આણવા માંડયાં. જરૂર જણાય ત્યાં દારૂગોળો પહોંચાડવો, લશ્કરને કપડાંલત્તાં પહોંચાડવાં, અંગ્રેજ જાસૂસોની બરાબર તપાસ કરતા રહી તેમને અટકમાં લેવા, ચોર તથા ગુંડાઓને સજાઓ કરવી, વગેરે અનેક બાબતોની પતાવટ આ ન્યાયસભા જ કરતી. સિવાય નાસી જતા અંગ્રેજોને પકડી આણનારને ઇનામો આપવાનું કાર્ય પણ આ સભા જ બજાવતી.

તા. ૧૨ મી જૂનના રોજ ક્રાંતિકારીઓએ અંગ્રેજોની કિલ્લેબંદી પર ચડાઈ કરી. એકી સાથે ચોતરફથી હલ્લો કરી ચડાઈ કરી કિલ્લો સર કરવાને બદલે, ક્રાંતિકારીઓની સામાન્ય યોજના એવી હતી કે ચારે તરફથી રાતદિવસ તોપમારો ચાલુ રાખી અંગ્રેજોને ત્રાહિ ત્રાહિ પોકરાવી શરણે આણવા. છતાં ય વારંવાર હલ્લાઓ કરવાનું તો ચાલ્યા જ કરતું. એમાં બંને બાજુના થોડાએક માણસો

[૫] Thomsons' *Cawnpore*.

ખપી જતાં ક્રાંતિકારીઓ હલ્લાનું કામ થોભાવી દેતા. તોપખાનાનું જોર અને તેના પરાક્રમની સરસાઈ–બરોબરીપણું–ઘોડેસ્વાર અગર પાયદળ લશ્કર કોઈથી પણ થઈ ન શકી. આ ઊણપની ખરેખરી ખાતરી આગળ લખનૌ અને દિલ્હીના ઘેરામાં પણ થઈ તો ખરી જ. પરંતુ કાનપુરના ઘેરામાં તો સીધી હાથોહાથની લડાઈ કરતાં તોપખાનાની કામગરી પર જ વધારે આધાર રાખવામાં આવ્યો હતો. એનો અર્થ એવો તો હરગિજ નથી કે સિપાઈઓ મરણથી ડરતા હતા. તા. ૧૮ મી જૂનના રોજ કિલ્લા પર કરેલી ચડાઈમાં સિપાઈઓએ જે બહાદુરી દેખાડી પરાક્રમ કરી બતાવ્યું તે તો ઇતિહાસને પણ ભારે શોભા આપનારો પ્રસંગ ગણાશે તે દહાડે શત્રુઓની તોપોના મોંમાંથી સતત આગગોળાઓ વરસી રહ્યા છતાં શત્રુની હદમાં સિપાઈઓ તીરવેગે ઘૂસી ગયા અને દીવાલો પર ચડી જઈ તેમણે શત્રુની તોપો કબજે કરી તેનાં મોં ફેરવી નાખ્યાં; અને ઘડીભર તો એમ થઈ રહ્યું કે ક્રાંતિના ઝંડાને હવે કદી પણ પાછો ફરવાનો વારો નહિ આવે! પણ આવી વેળા આ શૂરવીર સૈનિકોને મદદ કરવાને બદલે કેટલાકો તો જાણે ઈરાદાપૂર્વક સઘળી ટુકડીઓમાં અશાંતિ પેદા કરવાની યોજના ગોઠવી રાખી હોય તેમ વર્ત્યા; અને એ કમજોરીને પરિણામે જ બધાને પીછેહઠ કરવી પડી. અયોધ્યાના પરાક્રમી શૂરવીરો પેઠે કાનપુરમાં પણ કેટલાંક મહાન્ હૃદયોએ, બીજાઓ શું કરે છે તેની દરકાર રાખ્યા વિના શૂરવીરને છાજે તેમ પોતાનું કર્તવ્ય બજાવ્યે રાખ્યું. એક દહાડો હલ્લો લઈ જનારી ટુકડી પાછી ફરી ત્યારે એક સિપાઈ તેમાંથી રસ્તામાં મરેલા સરખો દેખાવ ધારણ કરી પડી રહ્યો. પછી જ્યારે શૂરવીર, મહાપરાક્રમી અને ધીરજવાળા યોદ્ધા તરીકે પંકાયેલો કેપ્ટન જેન્કીન્સ ત્યાંથી બેધડક બની દોડચો જતો હતો ત્યારે એણે પોતાના શિકાર

આ ન્યાયસભાનું નેતૃત્વ સોંપાયું. આ ન્યાયસભા અંગેના મળી શકતા કાગળો વગેરે સર્વ પરથી એજ સ્પષ્ટ થાય છે કે જુલમ અને અવ્યવસ્થા માટે ભારે સખત સજાઓ તે વેળા કરવામાં આવતી, અને સુવ્યવસ્થા તેમજ શાંતિ જાળવવા વિષે ખૂબ કાળજી રખાતી. એક અતિ નિર્ઘૃણ ચોરી માટે ગુનેગારનો જમણો હાથ કાપી નાખ્યાનો દાખલો છે! ગોહત્યા સારુ એક મુસલમાન ખાટકીને પણ આવીજ સજા થઈ હતી. કામધંધા વગરના નવરા આળસુઓને તેમજ નાની નાની ચોરીચપાટી કરનારાઓને ગધેડે બેસાડી જાહેર રસ્તે એનો વરઘોડો કાઢી એને ફજેત કરવાની સજા કરવામાં આવતી.[૫] ફ્રેન્ચ વિપ્લવમાં બન્યું હતું તેમ સાર્વજનિક સંરક્ષણ-સમિતિની પેઠે આ ન્યાયસભાએ બીજાં ખાતાંઓનાં કામો પણ ઉકેલી દઈ નિકાલમાં આણવા માંડ્યાં. જરૂર જણાય ત્યાં દારૂગોળો પહોંચાડવો, લશ્કરને કપડાંલત્તાં પહોંચાડવાં, અંગ્રેજ જાસૂસોની બરાબર તપાસ કરતા રહી તેમને અટકમાં લેવા, ચોર તથા ગુંડાઓને સજાઓ કરવી, વગેરે અનેક બાબતોની પતાવટ આ ન્યાયસભા જ કરતી. સિવાય નાસી જતા અંગ્રેજોને પકડી આણનારને ઇનામો આપવાનું કાર્ય પણ આ સભા જ બજાવતી.

તા. ૧૨મી જૂનના રોજ ક્રાંતિકારીઓએ અંગ્રેજોની કિલ્લેબંદી પર ચડાઈ કરી. એકી સાથે ચોતરફથી હલ્લો કરી ચડાઈ કરી કિલ્લો સર કરવાને બદલે, ક્રાંતિકારીઓની સામાન્ય યોજના એવી હતી કે ચારે તરફથી રાતદિવસ તોપમારો ચાલુ રાખી અંગ્રેજોને ત્રાહિ ત્રાહિ પોકરાવી શરણે આણવા. છતાંય વારંવાર હલ્લાઓ કરવાનું તો ચાલુ જ રહતું. એમાં બંને બાજુના થોડાએક માણસો

[૫] Thomsons' *Cawnpore*.

એક કાગળ ઉપર ઉતારી લઈને અઝીમુલ્લા અને તેની સાથેનું મંડળ નાનાસાહેબના હસ્તદસ્કત કરાવવા પાછું ફર્યું., અંગ્રેજોએ તે જ દહાડે રાત્રે નીકળી જવું કે બીજે દિવસે ચાલ્યા જવું એ અંગે બપોરના જરા વાંધો ઊભો થયો; તોપણ છેવટે એનો મ તોડ કાઢવામાં આવ્યો અને એમ ઠર્યું કે નાનાસાહેબે તે જ દહાડો રાત્રે સઘળી બાબતો પોતાને તાબે લેવી, પણ અંગ્રેજોએ બીજે દહાડે સવારે ઊકતાંવેંત નીકળી જવું આ સંધિની બન્ને પક્ષોએ સ્વીકારેલી સરતોવાળી નકલ લઈને ટોડ નામનો અંગ્રેજ (જે અગાઉ નાનાસાહેબને ત્યાં વાચી ગેમળાવવાની નોકરી પર હતો તે) નાનાસાહેબ પાસે આવ્યો. નાનાસાહેબે એના કુશળખબર પૂછ્યા અને તેનો સારો આદરસત્કાર કર્યો. તે જ દહાડો સાંજે અંગ્રેજોએ હથિયારો છોડ્યાં, અને તોપો નાનાસાહેબને સોંપી દીધી. તુરત સાથે બે સેવકો લઈને બ્રિગેડિયર જવાલાપ્રસાદે કિલ્લામાં પોતાની મુખ્ય ચોકી ગોઠવી દીધી. તે જ રાત્રે કાનપુરના ફોજદાર હુલાસસિંગ અને તાત્યા ટોપેએ ૪૦ હોડીઓ તૈયાર રાખવાના ખલાસીઓને હુકમ આપ્યા. હોડીઓની સગવડ જોવા હાથી પર બેસીને આવેલા અંગ્રેજ અધિકારીઓએ એ હોડીઓ કશી સુખસગવડ વગરની જણાતી નાપસંદ કરી. તુરત ગતોરાત સો કારીગરો બેસાડી હોડીઓ પર કંતાનની છત્રી જડાવી બેસવાની સારી સગવડ કરાવી આપી, તેમ જ અનાજસામગ્રી ભરીને હોડીઓ બરાબર તૈયાર કરાવી આપી

કાનપુર છોડી ચાલી નીકળવાની અંગ્રેજોએ સઘળી તૈયારી કરી લીધી પરંતુ પેલી બાજુથી કયા લોકો આવી રહ્યા છે તે આપણે પહેલાં જોઈ લઈએ. અંદર આવી રહેલા અને બહાર નીકળવા તૈયાર થયેલા આ આવનાર-જનારાઓનું આપણે બરાબર ધ્યાન

તેમની ખાતરી થઈ ચૂકી આથી તા ૨૩ મીએ તો નહિ, પરંતુ તા ૨૫ મીના રોજ તેમણે લડાઈ થોભાવવા માટે સુલેહનો વાવટો કિલ્લા પર ચડાવ્યો ! એ વાવટો જોતા જ નાનાસાહેબે લડાઈ બંધ કરવાનો હુકમ ફરમાવ્યો, અને એક કેદ પકડાયેલ અંગ્રેજ સ્ત્રીની સાથે એક પત્ર સર વ્હીલરને લખી મોકલ્યો [૬] એ કાગળનો ભાવાર્થ આવો હતો "મહારાણી વિક્ટોરિયાના પ્રજાજનો જેમ - જેમને ડેલહૌસીની રાજનીતિ સાથે જરા ય લાગતુંવળગતું નથી, તેમ જ જેઓ હથિયારો છોડી દઈને શરણે આવવા તૈયાર હોય તેમને સુરક્ષિતપણે અલાહબાદ પહોંચાડવામા આવશે " એ પત્ર નાનાસાહેબની આજ્ઞા લઈને અઝીમુલ્લાએ લખેલો હતો

એ પત્ર હાથમા આવતા જ એ સબંધે વિચાર કરવાનો અધિકાર જનરલ વ્હીલરે કેપ્ટન મૂર અને વ્હાઈટિંગને સોંપી દીધો, અને એ બંને અધિકારીઓએ નાનાસાહેબને શરણે જવાનો નિર્ણય કર્યો બીજે દહાડે સવારમા કિલ્લાની દીવાલ પાસે જ નાનાસાહેબ વતી જ્વાલાપ્રસાદ અને અઝીમુલ્લાખાન તથા અંગ્રેજોના વતી મૂર, વ્હાઈટિંગ અને રોચની મુલાકાત ગોઠવાઈ વાતચીતની શરૂઆત અંગ્રેજી ભાષામા કરવામા આવી, પરંતુ જ્વાલાપ્રસાદ અને અઝીમુલ્લાએ એ વાતચીત હિંદીમા - રાષ્ટ્રભાષામા જ ચાલવી જોઈએ એવો આગ્રહ રાખ્યો સંધિની શરતોમા અંગ્રેજોએ આખું તોપખાનું, શસ્ત્રાસ્ત્રો, દારૂગોળો અને સઘળો ખજાનો નાનાસાહેબને સોંપી દેવો તથા નાનાસાહેબે અંગ્રેજોને પ્રવાસની સઘળી ગોઠવણ કરી દઈ અલાહબાદ પહોંચાડવા એમ નક્કી થયું [૭] આ શરતો

---

૬ તાત્યા ટોપે પોતાના નિવેદનમા કહે છે The English General raised the flag of peace and the fighting ceased "

૭ *Red Pamphlet*

એક કાગળ ઉપર ઉતારી લઈને અઝીમુલ્લા અને તેની સાથેનું મંડળ નાનાસાહેબના હસ્તદસ્કત કરાવવા પાછું ફર્યું., અંગ્રેજોએ તે જ દહાડો રાત્રે નીકળી જવું કે બીજે દિવસે ચાલ્યા જવું એ અંગે બપોરના જરા વાંધો ઊભો થયો; તોપણ છેવટે એનોય તોડ કાઢવામાં આવ્યો અને એમ ઠર્યું કે નાનાસાહેબે તે જ દહાડો રાત્રે સઘળી બાબતો પોતાને તાબે લેવી, પણ અંગ્રેજોએ બીજે દહાડે સવારે ઊઠતાંવેંત નીકળી જવું. આ સંધિની બંને પક્ષોએ સ્વીકારેલી સરતોવાળી નકલ લઈને ટૉડ નામનો અંગ્રેજ (જે અગાઉ નાનાસાહેબને ત્યાં વાંચી સંભળાવવાની નોકરી પર હતો તે) નાનાસાહેબ પાસે આવ્યો. નાનાસાહેબે એના કુશળખબર પૂછ્યા અને તેનો સારો આદરસત્કાર કર્યો. તે જ દહાડો સાંજે અંગ્રેજોએ હથિયારો છોડ્યાં, અને તોપો નાનાસાહેબને સોંપી દીધી. તુરત સાથે બે સેવકો લઈને બ્રિગેડિયર જ્વાલાપ્રસાદે કિલ્લામાં પોતાની મુખ્ય ચોકી ગોઠવી દીધી. તે જ રાત્રે કાનપુરના ફોજદાર હુલાસસિંગ અને તાત્યા ટોપેએ ૪૦ હોડીઓ તૈયાર રાખવાના ખલાસીઓને હુકમ આપ્યા. હોડીઓની સગવડ જોવા હાથી પર બેસીને આવેલા અંગ્રેજ અધિકારીઓએ એ હોડીઓ કશી સુખસગવડ વગરની જણાવી નાપસંદ કરી. તુરત રાતોરાત સો કારીગરો બેસાડી હોડીઓ પર કંતાનની છત્રી જડાવી બેસવાની સારી સગવડ કરાવી આપી, તેમ જ અનાજસામગ્રી ભરીને હોડીઓ બરાબર તૈયાર કરાવી આપી.

કાનપુર છોડી ચાલી નીકળવાની અંગ્રેજોએ સઘળી તૈયારી કરી લીધી. પરંતુ પેલી બાજુથી કયા લોકો આવી રહ્યા છે તે આપણે પહેલાં જોઈ લઈએ. અંદર આવી રહેલા અને બહાર નીકળવા તૈયાર થયેલા આ આવનાર–જનારાઓનું આપણે બરાબર ધ્યાન

પર તૂટી પડી તેના ગળામાં જ ગોળી મારી તેને ઠાર કર્યો !

૨૩ મી જૂનનો દિવસ ઊગ્યો. આજથી ૧૦૦ વર્ષ પૂર્વે બરાબર આ જ દિવસે પ્લાસીના રણમેદાનમાં અંગ્રેજોએ પોતાની સત્તાનો પાયો નાખ્યો હતો. ૨૩ મી જૂનના રોજ અંગ્રેજોએ હિંદુસ્તાનમાં નિર્ણયાત્મક વિજય મેળવ્યો. માતા ભારતભૂમિને કપાળેથી સ્વતંત્રતા-રૂપી સૌભાગ્યતિલક તે જ દહાડે ભૂંસાયું; અને તેણે કારમી ચીસ પાડી ! એ અશુભ દિવસના અપમાનનું શલ્ય એટલું તો ઊંડે સુધી ખૂંચી જઈ હિંદુસ્તાનનું હૃદય બાળી રહ્યું હતું કે આજ સો વર્ષના ગાળા પછી પણ એ કલંકિત દહાડો અને એનાં અશુભ સંસ્મરણો હિંદવાસીના હૃદયને હજી જાણે તાજાં જ બન્યાં હોય એમ ભાગ્યાં કરતાં હતાં ને દહાડે પરતંત્રતારૂપી જે ભયાનક અને ઊંડા જખમો થયેલા તે સો વર્ષ પસાર થઈ ગયાં છતાં હજુ પૂરા રૂઝાયા નહોતા. એ જખમો રૂઝવનારો હજુ એક પણ લેપ (મલમ) આજ સુધી સાંપડ્યો નહોતો ! સ્વભાવે અત્યંત શાંત અને ક્ષમાશીલ એવા હિંદના હૈયામાં પણ કેવી ભીષણ દ્વેષભાવના સતત સળગી રહી હતી ! પ્લાસીનું વેર લેવાની ભારતભૂમિની તૃષ્ણા—લાલસા સો વર્ષ પૂરાં પસાર થયા છતાં હજુ અણછિપી જ રહી હતી ! સો વર્ષથી પસાર થતી દરેક જૂની પેઢી અને જન્મ પામતી દરેક નવી પેઢીના શ્વાસેશ્વાસે પ્લાસીનું આ જૂનું વેર સળગતું જ રહ્યા કરતું હતું; તેવામાં ૨૩ મી જૂનનો સૂર્ય ઊગ્યો. કાંઈ નહિ તો છેવટ આ દિવસે માતૃભૂમિનું વેર પૂરું વળાશે એવો જ્યોતિષીઓએ વર્તારો કાઢ્યો હતો. નાનાસાહેબ ! વર્તારાઓ સાચા પડવા અગર જૂઠા પડવાનું ભલે દૈવાધીન હોય, તોપણ અંતિમ ધ્યેયસિદ્ધિની દૃષ્ટિથી તમારે તમારી ફરજ બજાવવી જ જોઈએ !

તેમની ખાતરી થઈ ચૂકી. આથી તા. ૨૩ મીએ તો નહિ, પરંતુ તા. ૨૫ મીના રોજ તેમણે લડાઈ થોભાવવા માટે સુલેહનો વાવટો કિલ્લા પર ચડાવ્યો! એ વાવટો જોતાંજ નાનાસાહેબે લડાઈ બંધ કરવાનો હુકમ ફરમાવ્યો, અને એક કેદ પકડાયેલ અંગ્રેજ સ્ત્રીની સાથે એક પત્ર સર વ્હીલરને લખી મોકલ્યો.[૬] એ કાગળનો ભાવાર્થ આવો હતો: "મહારાણી વિક્ટોરિયાના પ્રજાજનો જોગ – જેમને ડેલહૌસીની રાજનીતિ સાથે જરાય લાગતુંવળગતું નથી, તેમજ જેઓ હથિયારો છોડી દઈને શરણે આવવા તૈયાર હોય તેમને સુરક્ષિતપણે અલાહબાદ પહોંચાડવામાં આવશે." એ પત્ર નાનાસાહેબની આજ્ઞા લઈને અઝીમુલ્લાએ લખેલો હતો.

એ પત્ર હાથમાં આવતાંજ એ સંબંધે વિચાર કરવાનો અધિકાર જનરલ વ્હીલરે કેપ્ટન મૂર અને વ્હાઈટિંગને સોંપી દીધો, અને એ બંને અધિકારીઓએ નાનાસાહેબને શરણે જવાનો નિર્ણય કર્યો. બીજે દહાડે સવારમાં કિલ્લાની દીવાલ પાસેજ નાનાસાહેબ વતી જ્વાલાપ્રસાદ અને અઝીમુલ્લાખાન તથા અંગ્રેજોના વતી મૂર, વ્હાઈટિંગ અને રોચની મુલાકાત ગોઠવાઈ. વાતચીતની શરૂઆત અંગ્રેજી ભાષામાં કરવામાં આવી, પરંતુ જ્વાલાપ્રસાદ અને અઝીમુલ્લાએ એ વાતચીત હિંદીમાં–રાષ્ટ્રભાષામાંજ ચાલવી જોઈએ એવો આગ્રહ રાખ્યો. સંધિની શરતોમાં અંગ્રેજોએ આખું તોપખાનું, શસ્ત્રાસ્ત્રો, દારૂગોળો અને સઘળો ખજાનો નાનાસાહેબને સોંપી દેવો, તથા નાનાસાહેબે અંગ્રેજોને પ્રવાસની સઘળી ગોઠવણ કરી દઈ અલાહબાદ પહોંચાડવા એમ નક્કી થયું.[૭] આ શરતો

---

૬ તાત્યા ટોપે પોતાના નિવેદનમાં કહે છે: "The English General raised the fl[illegible] [illegible]ing ceased."

૭ *Red P*[illegible]

એક કાગળ ઉપર ઉતારી લઈને અઝીમુલ્લા અને તેની સાથેનું મડળ નાનાસાહેબના હસ્તદસ્કત કરાવવા પાછુ ફર્યું., અગ્રેજોએ તે જ દહાડો રાત્રે નીકળી જવુ કે બીજે દિવસે ચાલ્યા જવુ એ અગે બપોરના જરા વાધો ઊભો થયો, તોપણ છેવટે એનો ય તોડ કાઢવામાં આવ્યો અને એમ ઠર્યું કે નાનાસાહેબે તે જ દહાડો રાત્રે સઘળી બાબતો પોતાને તાબે લેવી, પણ અગ્રેજોએ બીજે દહાડે સવારે ઊદતાવેત નીકળી જવુ આ સધિની બને પક્ષોએ સ્વીકારેલી સરતોવાળી નકલ લઈને ટૉડ નામનો અગ્રેજ (જે અગાઉ નાનાસાહેબને ત્યા વાચી સંભળાવવાની નોકરી પર હતો તે) નાનાસાહેબ પાસે આવ્યો. નાનાસાહેબે એના કુશળખબર પૂછ્યા અને તેનો સારો આદરસત્કાર કર્યો તે જ દહાડો સાજે અગ્રેજોએ હથિયારો છોડ્યા, અને તોપો નાનાસાહેબને સોપી દીધી. તુરત સાથે બે સેવકો લઈને બ્રિગેડિયર જ્વાલાપ્રસાદે કિલ્લામા પોતાની મુખ્ય ચોકી ગોઠવી દીધી તે જ રાત્રે કાનપુરના ફોજદાર હુલાસસિંહ અને તાત્યા ટોપેએ ૪૦ હોડીઓ તૈયાર રાખવાના ખલાસીઓને હુકમ આપ્યા હોડીઓની સગવડ જોવા હાથી પર બેસીને આવેલા અગ્રેજ અધિકારીઓએ એ હોડીઓ કશી સુખસગવડ વગરની જણાવી નાપસદ કરી તુરત ગતોરાત સો કારીગરો બેસાડી હોડીઓ પર કતાનની છત્રી જડાવી બેસવાની સારી સગવડ કરાવી આપી, તેમ જ અનાજસામગ્રી ભરીને હોડીઓ બરાબર તૈયાર કરાવી આપી

કાનપુર છોડી ચાલી નીકળવાની અગ્રેજોએ સઘળી તૈયારી કરી લીધી પરતુ પેલી બાજુથી કયા લોકો આવી રહ્યા છે તે આપણે પહેલા જોઈ લઈએ અદર આવી રહેલા અને બહાર નીકળવા તૈયાર થયેલા આ આવનાર – જનારાઓનું આપણે બરાબર ધ્યાન

નહિ રાખીએ તો આપણને હવે પછીના બનાવનો સાચો મર્મ સમજાશે નહિ. નાનાએ સ્વાતંત્ર્યનો ઝંડો ફરકાવ્યાના ખબર જ્યારે ચોતરફ ફેલાયા, ત્યારે શહેરમાં આવનારા લડવૈયા શૂરા લોકોની તો જાણે કતાર મંડાઈ ગઈ! અનેક સ્થળેથી જુવાનો રાષ્ટ્રીય સ્વયંસેવક તરીકે કાનપુરમાં ઉભરાઈ રહ્યા હતા. જે ગામડાંઓમાંથી સૈનિકો–જુવાનો આવી શકે તેવા નહોતા તેમણે પૈસા મોકલ્યા હતા. પરંતુ કમનસીબીની બિના એ છે કે કાનપુરમાં માત્ર આવા સ્વયંસેવકો–સૈનિકોનાં ટોળાં જ આવતાં હતાં એવું નથી! કેમકે જેઓ પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડ્યા હતા છતાં જેઓ અંગ્રેજોની ગુલામીથી ગળે આવી રહ્યા હતા એવા અસહાય લોકોનાં ટોળેટોળાં રાતદિવસ એકધારાં કાનપુરમાં આવે જ જતાં હતાં કાશી અને પ્રયાગના હજારો સિપાઈઓ ગયે અઠવાડિયે જ અંગ્રેજોએ તેમનાં બૈરાંછોકરાંઓ પર વરસાવેલા હિન્નાના ક્રૂર સિતમોના અહેવાલો લઈને આવ્યા હતા. જેમના વાલીઓને અંગ્રેજોએ 8 અને 9 ના અંગ્રેજી આંકડાઓને આકારે ફાંસીએ લટકાવ્યા હતા એવા સેંકડો જુવાન છોકરાઓ ત્યાં આવી રહ્યા હતા! જેમની પત્નીઓને અને બાળકોને નીલે સળગાવી દીધાં હતાં એવા પતિઓ અને પિતાઓ પણ ત્યાં એકઠા થયા હતા! જેમની માલમિલકત અંગ્રેજોએ બાળીને ખાખ બનાવી દીધી હતી, જેમનો ધર્મ પગતળે કચરવામાં આવ્યો હતો, જેમના દેશને ગુલામ બનાવી દેવામાં આવ્યો હતો તે સઘળા ક્રાંતિના ઝંડા તળે એકઠા થઈ 'વેર! વેર!'ની સતત બૂમો પાડી મહાપ્રચંડ શોર અને તોફાન મચાવી રહ્યા હતા! આથી જ્યારે આખરી વિજયનો દિવસ આવી લાગ્યો ત્યારે અંગ્રેજોને અલાહબાદ સહીસલામત પહોંચાડવાની જવાબદારી લઈ નાનાએ પોતાની જાતને વચનથી બાંધી લીધી, તે વેળા તો સિપાઈઓની વેર લેવાની સઘળી આશાઓ ધૂળમાં મળ્યા

સરખું થયું, અને સહુ જાહેરમાં નાનાસાહેબ પ્રત્યે નાપસંદગી દર્શાવવા લાગ્યા! હોડીઓની સગવડ જોવા આવેલા અંગ્રેજ અધિકારીઓને કાને ગંગાના ઘાટ પર રખડતા સિપાઈઓમાં ચાલેલી 'કતલ'ની આછી વાતચીત થતી સ્પષ્ટ સંભળાઈ હતી. એમ પણ કહેવાય છે કે રાજમહેલના એક પંડિતે તો સિપાઈઓને ચોખ્ખેચોખ્ખું કહી દીધું હતું કે 'જેમણે વિશ્વાસઘાત કરીને દેશને ગુલામીમાં ધકેલી દીધો છે એવાઓનાં માથાં ઉડાવી દેવામાં ધાર્મિક દૃષ્ટિએ કશું જ પાપ નથી!'[૮]

આવી વિફરેલી દશામાં ૨૭ જૂનનો દિવસ ઊગ્યો. અંગ્રેજોને સતીચૌરાના ઘાટેથી બેસાડવાનું નક્કી થયું હતું. ઘોડેસ્વાર તથા પાયદળ લશ્કર ઘાટ ફરતું ચારે તરફ ઘેરો ઘાલી ગોઠવાઈને ઊભું હતું; તોપખાનું પણ તૈયાર હતું. કાનપુરના હજારો નાગરિકો સવારથી પોતે મનમાં કલ્પેલું દૃશ્ય ઘાટ ઉપર પ્રત્યક્ષ નિહાળવાને ઈરાદે એકઠા મળ્યા હતા. અઝીમુલ્લાખાન, બાળાસાહેબ અને સેનાપતિ તાત્યા ટોપે ઘાટ નજીકના એક મંદિરની અગાશી પર ઊભા હતા. એ મંદિરનું નામ પણ એ પ્રસંગે બરાબર બંધબેસતું આવે તેવું હતું. અંદર શ્રી 'હર'નું લિંગ હતું; અને જાણે એમ લાગતું હતું કે એ વેળા ચોતરફ સઘળે એક માત્ર રુદ્ર-ભૈરવની જ સત્તા પ્રવર્તી રહી હતી! અંગ્રેજોને ગંગાકિનારે આણવા માટે નાનાસાહેબે વાહનોની ઉત્તમ ગોઠવણ રાખી હતી. સર વ્હીલર માટે એક સુંદર શણગારેલો ગજરાજ – નાનાસાહેબના માવતસહ – કિલ્લાના દરવાજા પાસે ખડો કરવામાં આવ્યો હતો. આવે અપમાનભર્યે સમયે હાથી પર ચઢીને જવાનું સર વ્હીલરને ગમ્યું નહિ; હાથી ઉપર તેણે

૮ Trevelyan's *Cawnpore*,

પોતાના કુટુંબીજનોને બેસાડ્યા અને પોતે તો પાલખીમાં જ જવાનું પસંદ કર્યું અંગ્રેજ સ્ત્રીઓ માટે પણ પાલખીઓ લાવવામાં આવી હતી આવી રીતે આખું મંડળ આખરે બહાર નીકળ્યું કિલ્લાના પગનો અંગ્રેજી વાવટો નીચે ફેંકી દેવામાં આવ્યો, અને તે સ્થળે સ્વતંત્રતા અને ધર્મનો ઝંડો રોપાયો અંગ્રેજોની આબરૂને ધૂળમાં મેળવનારા આવા અપમાનથી તેમના દિલ દુભાયા નહોતા, ઊલટાનું મૃત્યુના મોમાંથી જીવતા છૂટવાને કારણે કેદીઓએ આનંદ પ્રદર્શિત કર્યો ફરી નવી જિંદગી પ્રાપ્ત થયાના હરખમાં તેઓ કિલ્લામાંથી ઝપાટાભેર બહાર નીકળ્યા – પણ ક્યાં જવા માટે ?

પરંતુ એ સવાલની લાંબી ચર્ચા અહીં કરવાનું હવે નકામું કે અંગ્રેજોનો ઘાટ હજુ માઈલથી દોઢ માઈલ દૂર હતો જ્યારે એ આખું સરઘસ દોઢ માઈલને અંતે ગંગાની રેતમાં આવી પહોંચ્યું, કે તુરત જ હારબંધ ગોઠવાયેલ સિપાઈઓએ તેમને પાછળથી ઘેરી લીધા અને રસ્તો આંતરી લીધો હાથી પરથી અને પાલખીઓ માંથી નીચે ઊતરી હોડીઓમાં ચડતી વેળા કોઈ હિંદી માણસે તેમના હાથ પકડી મદદ કરી નહિ જરૂર, આમાં કોઈ કોઈ અપવાદો હતા ખરા ! એકાદ બે કિસ્સાઓમાં નીચે ઊતરતી વેળા સિપાઈઓએ તેમને મદદ તો કરી હતી, પરંતુ તે હાથ વડે નહિ પરંતુ તરવારો લંબાવીને ! ઘાયલ થયેલ કર્નલ એવર્ટને ડોળીમાં લીધો હતો ડોળી ઊંચકનારને એક સિપાઈએ તેને પૂછ્યું "કેમ કર્નલ સા'બ ! આપને આ પરેડ કેવી ગમે છે ? અને પરેડના આ યુનિફોર્મ પણ કેવા સુંદર છે ?" એમ કહી તેણે તેને ડોળી માંથી નીચે ખેંચી કાઢી તેના ટુકડેટુકડા કરી નાખ્યા ! તેની પત્ની તેની બાજુમાં જ હતી કેટલાકોએ તેને કહ્યું 'તું સ્ત્રી છે માટે જ

તને જીવતદાન આપીએ છીએ " પરંતુ એટલામા એક ક્રૂર જુવાન આગળ ધસી આવી બગડી ઊઠ્યો . " હટો બાજુ પર ! એ સ્ત્રી છે ? ભલે રહી, પરંતુ એ ફિરંગી સ્ત્રી છે ! તેને પણ કાપી નાખો ! " અને એ વાક્ય પૂરું થાય તે પહેલા જ તેના ટુકડેટુકડા થઈ ગયા !

ખુદ અંગ્રેજોની તપાસ-સમિતિએ પણ એ કબૂલ કર્યું છે કે ગંગા ઉપર જે હોડીઓ તૈયાર રાખવામા આવી હતી તેમાં ખાધાખોરાકીની પુષ્કળ સામગ્રી ભરી હતી પાણીમા ચાલીને આગળ વધી અંગ્રેજો હોડીઓમા બેઠા સઘળુ ચુપચાપ અને અને શાંત હતુ લગભગ સઘળી હોડીઓ ભરાઈ ગઈ હતી હાથમા હલેસા લઈ ખલાસીઓ પણ તૈયાર થયા હોડીઓ ચલાવવાની નિશાનીરૂપે તાત્યા ટોપેએ આકાશમા પોતાનો હાથ પણ હલાવ્યો એટલામા એકાએક એ ભીષણ શાંતિનો ભંગ કરનારુ એક બ્યૂગલ પડખે કોઈ વગાડતુ સભળાયુ બ્યૂગલનો એ કર્કશ ધ્વનિ સભળાતા જ તોપો, બંદૂકો, તલવારો, કુકરીઓ અને સંગીનનો સામટો ખખડાટ થઈ રહ્યો ખલાસીઓ હોડીઓમાથી કૂદી પડીને કાંઠે ચાલ્યા ગયા, અને સિપાઈઓ કૂદીને પાણીમા આગળ વધ્યા ! ' મારો ફિરંગી કો ' સિવાય બીજો કોઈ અવાજ કાને પડતો નહોતો !

તુરત જ હોડીઓને અગ્નિ ચાપવામા આવ્યો એટલે તો સ્ત્રીઓ, બાળકો, પુરુષો સહુ ઉતાવળે ઉતાવળે ગંગામા કૂદી પડ્યા કોઈ તરવા માડ્યા, કોઈ ડૂબી ગયા, કોઈ બળીને ભસ્મ થઈ ગયા, કેટલાએક તો તત્કાળ અગર થોડી વારમા બંદૂકની ગોળીઓનો ભોગ થઈ પડ્યા ! માસના લોચા કપાયેલા માથા, છૂટા વાળના ગુચ્છા, છેદાયેલા હાથપગ, અને લોહીના રેલાઓ-આખી ભાગીરથીના પાણી લાલ રંગે રગાઈ ગયા ! ડૂબતાઓ પૈકી કોઈ માથુ

બહાર કાઢતું ત્યાં તો એકાદ ગોળી સૂસવાટ કરતી આવી જ હોય! પરંતુ પાણીમાં જ માથું ધાની રહેવામાં અસહ્ય ગૂંગળામણ થતી હતી! 'શ્રીહર'નો કોપ આ જાતનો પ્રગટ્યો હતો અને પ્લાસીનો શતવાર્ષિક સમારંભ પણ આવો ભીષણ બન્યો હતો!

સવારના દસ થયા હતા એ વેળા નાનાસાહેબ પોતાના ખાનગી ઓરડામાં વિચારમગ્ન બની કશું બોલ્યા ચાલ્યા વિના આંટા માર્યા કરતા હતા એમ કહેવાય છે. કેવી નવાઈભરી બિના છે કે જે વેળા સો વર્ષ સુધીના નીચ કૃત્યોનો બદલો લેવાઈ રહ્યો હતો તે વેળા આ બાજુ પોતાના ખાનગી ઓરડામાં નાનાસાહેબ અસ્વસ્થ ચિત્તે ઊંડા વિચારમાં પડ્યા હતા! આવા પ્રસંગો ઇતિહાસમાં યુગપ્રવર્તક બને છે. વિશિષ્ટ સમયોના અંત બતાવનારા અંતિમ કટકામાં આ પ્રસંગો હોય છે. આખા યુગનો સંક્ષેપ કરનાર જ એ અવસરો હોય છે! આંટા મારતી વેળા નાનાસાહેબના મનમાં કયા વિચારો ઘોળાતા હતા તે એક પરમાત્મા જાણે. પરંતુ તેમને લાંબો વખત વિચાર કરવાનો અવસર જ સાંપડ્યો નહિ. કેમકે એક ઘોડેસ્વાર દોડતો આવી સતીચૌરા ઘાટ ઉપર સિપાઈઓએ આદરેલા અવિચારી હત્યાકાંડના ખબર તેમને આપ્યા. તે સાંભળતાં જ નાનાએ જવાબ આપ્યો 'સ્ત્રીઓને અને બાળકોને નાહક હેરાન કરવાનું કશું કારણ નથી.' અને એ જ સ્વારને પાછો દોડતો મોકલી 'માત્ર અંગ્રેજ મરદોને જ બહુ તો મારજો. સ્ત્રીબાળકોને જરા પણ ઇજા થવી ન જોઈએ' એવો પોતાનો સખત હુકમ સિપાઈઓને સંભળાવવા તેને રવાના કર્યો.[૯]

૯ Forrest's *State Papers*. Almost all English historians admit that Nana sent his order as soon as he heard the report. Also Kaye and Malleson's *Indian Mutiny*, Vol. II, page 258.

આપણે એ ખચ્ચિત સમજી લેવું જોઈએ કે નાનાના હુકમનો બીજો ભાગ નીલના આવે પ્રસંગે અપાયેલા હુકમો કરતાં ધ્યાન ખેંચે એવી રીતે જુદો તરી આવે તેવો છે. જે વેળા નાનાનો હુકમ સિપાઈઓને પહોંચ્યો તે વેળા સિપાઈઓ પોતાના સંહાર-કાંડમાં ગુલતાન થઈ ભાનભૂલ્યા બન્યા હતા! કેટલાએક અંગ્રેજો તરી પડતી સળગતી હોડીઓ પર બળી મરતા હતા, તો કેટલાએક તરતા તરતા કાંઠે પહોંચવાની મહેનતમાં પડ્યા હતા. સિપાઈઓ પણ ક્રોધથી લાલચોળ બની ખુમરાણ મચાવતા પાણીમાં કૂદી પડી શિકારી કૂતરાઓ પેઠે એમની પાછળ પડતા હતા. મોંમાં તલવાર અને હાથમાં રિવોલ્વર રાખી સિપાઈઓએ પાણીમાં આ ભયંકર સાઠમારી માંડી હતી. જનરલ વ્હીલર પહેલે ધડાકે જ ઊડ્યો હતો; હેન્ડરસન પણ ઠાર થયો. બાકી રહેલાઓમાં મરનારાઓ કરતાં જીવતા રહેલાઓની યાદી કરવાનું જ વધારે સહેલું બન્યું હતું. નાનાનો હુકમ લઈ પેલો સ્વાર આવી પહોંચતાં જ હત્યાકાંડ થોભાવી દેવામાં આવ્યો. ૧૨૫ સ્ત્રીઓ તથા બાળકોને પાણીમાંથી હેમખેમ બહાર કાઢી લાવવામાં આવ્યાં, અને કેદી તરીકે સાવદા કોઠી તરફ તેમને રવાના કરવામાં આવ્યાં. બાકી જીવતા રહેલા અંગ્રેજોને હારબંધ ઊભા કરી તેમને ફરમાવવામાં આવેલી શિરચ્છેદની સજા વાંચી સંભળાવવામાં આવી!' તેમાંના એક જણે બાઇબલના પ્રાર્થના-પુસ્તકમાંથી થોડો ભાગ પોતાના જાત ભાઈઓને સજાના અમલ પહેલાં વાંચી સંભળાવવાની રજા માગી, જે તેને તુરત આપવામાં આવી.[૧૦] પ્રાર્થના પૂરી થતાંવેંત સિપાઈઓએ એ સહુનાં માથાં ધડથી વેગળાં કરી દીધાં. તૈયાર કરેલી ૪૦ હોડીઓમાંથી માત્ર

[૧૦] Kaye & Malleson's *Indian Mutiny*, Vol. II, page 263.

એક હોડી ક્રાંતિકારીઓના હાથમાંથી છટકી શકી, અને તેમાંના અંગ્રેજો પૈકી માત્ર ત્રણ ચાર જણા જ જીવતા રહ્યા – તે પણ દુર્વિજયસિંહ નામના જમીનદારે તેમના પ્રત્યે દયા બતાવી તેથી જ ! એ જમીનદારે મૃત્યુના મુખમાં પડેલા એ કપડાંલત્તાં વિનાના અંગ્રેજોને એક મહિના સુધી પોતાને ત્યાં રાખી આખરે અલાહબાદ પહોંચાડ્યા.

ટૂંકમાં કાનપુરમાં જૂનની ૭મી તારીખે અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકો મળી જે એક હજાર માનવીઓ હતાં તેમાંથી ૪૦૦ પુરુષો અને ૧૨૫ સ્ત્રીબાળકો તા. ૩૦મી જૂનના રોજ જીવતાં સાંપડ્યાં. બાળકો અને સ્ત્રીઓ નાનાની કેદમાં હતાં; અને ચાર અધમૂઆ થયેલા અંગ્રેજો દુર્વિજયસિંહના મહેમાન બની રહ્યા હતા. આ સ્થળે નાનાએ સ્ત્રીઓ અને બાળકો માટે કેદખાનાની જે ગોઠવણ રાખી હતી તેનું ટૂંકમાં વર્ણન કરવું જરૂરનું છે. આ બિનાનો નિર્દેશ કરવાની આવશ્યકતા અમે પણ ગણી ન હોત; પરંતુ અંગ્રેજ લેખકોએ 'વિશ્વસનીય અહેવાલો'નાં થોકબંધ થોથાં પ્રસિદ્ધ કરીને તેમાં, 'સ્ત્રીઓ પર અત્યાચારો કરવામાં આવ્યા; રસ્તામાં પણ સ્ત્રીઓનાં શિયળ લૂંટવામાં આવ્યાં. નાનાસાહેબે પોતે કેટલીક સ્ત્રીઓ પર બળાત્કાર કરવાનો પ્રયત્ન કરેલો;' વગેરે જે બેશરમ આરોપો માંડ્યા હતા, તેમ જ આવાં સેતાનિયતભર્યાં, અધમપણાનાં સળંગ જૂઠાણાં પર રચાયેલાં વિધાનો પર વિશ્વાસ રાખવા જેટલો ઇંગ્લાંડ દેશ પણ આંધળો બન્યો હતો અને નીચપણાને પામ્યો હતો, તેથી આટલું લખવું અપરિહાર્ય બન્યું છે. આ આખા પ્રકરણની તપાસ કરવા અર્થે અંગ્રેજોએ નીમેલી ખાસ તપાસ-સમિતિએ પણ આ સઘળા આરોપો સદંતર જૂઠા હોવાનો એકરાર

કર્યો છે.૧૧ અને છતાં આ સવાલ અહીં જ પૂરો નથી થતો. હત્યાકાંડમાંથી સ્ત્રીઓ અને બાળકોને બચાવી લઈ નાનાસાહેબે નીલ, રેનોલ્ડ અને હેવેલોકને શરમથી નીચું જોવડાવ્યું એટલું જ નહિ, પરંતુ ૧૮૫૭ના એ અગ્નિપ્રલયમાં જે વિશ્વાસઘાતી નીચ શત્રુઓએ વ્યક્તિ, રાષ્ટ્ર અને ધર્મનો સર્વનાશ સરજ્યો હતો, તેમના પ્રત્યે નાનાસાહેબે પ્રમાણમાં સીમા બાગનું પણ ઘાતકીપણું અગર ઉમતા દાખવ્યાં નહોતાં. આવી પરિસ્થિતિમાં અને આ જ જાતની ઉશ્કેરણીને પ્રસંગે ખુદ ઇંગ્લાંડે હિંદુસ્તાન ઉપર, ઑસ્ટ્રિયાએ ઇટલી ઉપર, સ્પેન દેશે મૂર લોકો ઉપર અને ગ્રીસે તુર્કો ઉપર આથી સો ગણી ક્રૂરતા દાખવી હતી એમ અંગ્રેજોએ જ લખેલા ઇતિહાસ પરથી સિદ્ધ થયું છે!

કાનપુરના હત્યાકાંડની શરૂઆતમાં કેટલાક ઘોડેસ્વારો ચાર અંગ્રેજ સ્ત્રીઓ અને કેટલીક વટલાયેલી સ્ત્રીઓને ઉઠાવી ગયા હતા. પરંતુ એ ખબર મળતાં જ નાનાસાહેબે એ સિપાઈઓને પકડી મંગાવ્યા, તેમને સારી રીતે ધમકાવી કાઢ્યા અને પેલી સ્ત્રીઓને હાજર કરવાનો સખ્ત હુકમ કર્યો.૧૨ કેદીઓને ઘઉંની ચપાતીઓ અને માંસ અવારનવાર આપવામાં આવતું.૧૩ કોઈ પણ જાતનું વધારા પડતું કામ કરવાની તેમના પર સખ્તાઈ કરવામાં આવતી નહોતી. બાળકોને દૂધ આપવામાં આવતું. તેમના પર બેગમ નામની એક સ્ત્રીને વૉર્ડર મૂકવામાં આવી હતી. જેલમાં કૉલેરા અને ઝાડાનો વ્યાધિ ફેલાતાં તેમને શુદ્ધ હવા મળે તે માટે દિવસમાં

૧૧ Muir's Report and Wilson's Report See also, Kaye and Malleson's *Indian Mutiny*, Vol II. page 267.

૧૨ Trevelyan's *Cawnpore*, page 299

૧૩ *Narrative*, page 113.

ત્રણ વખત તેમને બહાર ફેરવવામાં આવતાં.૧૪ આ સ્થળે અંગ્રેજોનું કેવળ નામ સાંભળતાં જ લોકો કેવા ઉશ્કેરાઈ ઊઠ્યા હતા તેની એક વાત કર્યા વિના અટકવાને નહિ ગણાય. એક દહાડો સવારે એક બ્રાહ્મણે ગઢની દીવાલ પરથી અંગ્રેજ સ્ત્રીઓને કપડાં ધોતી દીઠી; અગાઉ આમાંની કોઈ પાણીની પ્યાલી વિના ડગલું પણ ભરતી નહિ! આ દૃશ્યથી દુઃખ પામી એ બ્રાહ્મણે પાસેવાળાને કહ્યું: "આ લોકોનાં કપડાં ધોવા એમને એક ધોબીની સગવડ કેમ નથી આપવામાં આવતી?" માણસાઈના આવા અતિ લાગણીભર્યા પ્રદર્શનને વખતસર અટકાવી દેવાને ઈરાદે પેલા પાસેનાએ એ બ્રાહ્મણને ગાલે એક લપડાક ચોડી દીધી! જેલમાં બહુ થોડી સ્ત્રીઓને ચક્કી પીસવાનું કામ સોંપાતું; અને તે કામ માટે તેમાંની દરેકને એકેક ચપાતીનો લોટ વધારાનો આપવામાં આવતો. જીવતા રહેવા માટે કેટલી મહેનત કરવી પડે છે એનો પ્રત્યક્ષ પાઠ આ રીતે તેમને મળી જતો! આ જેલનો આખરી અંજામ શો થયો, અને તેની પાછળ કયાં કારણો ઉપસ્થિત થયાં હતાં, એનું વર્ણન યથાસ્થાને આવશે જ. સ્ત્રીઓ અને બાળકોને હાલ તુરત કેદખાનામાં જ રહેવા દઈ આપણે બીજી વધારે અગત્યની બાબતો તરફ વળીએ.

અંગ્રેજ અમલના સૂચક સઘળાં સત્તાચિહ્નોનો કાનપુરમાંથી વિનાશ કરી દીધા પછી તા. ૨૮ મી જૂનના રોજ સાંજે પાંચ વાગતાં નાનાસાહેબે એક મોટો દરબાર ભેગો કર્યો. આ દરબારને બહાને તે દહાડે સૈન્યની એક ખાસ લશ્કરી પરેડ પણ યોજાઈ હતી. આ સમારંભ સારુ પાયદળની ૭ ટુકડીઓ, ઘોડેસ્વારોની બે ટુકડીઓ અને

૧૪ Neill himself says in his report "At first they were badly fed but afterwards they got better food and clean clothing and servants to wait upon."

સ્વાતંત્ર્યસંગ્રામમાં ભાગ લેતા ઠેકઠેકાણેથી આવેલી પોતપોતાનો ઝંડો ધારણ કરનારી ટુકડીઓ, એટલું લશ્કર હાજર હતું. જેને જોરે કાનપુર જીતવામાં આવ્યું હતું, તે તોપખાનાને તેના પરાક્રમને દીપે એવું માનભર્યું સ્થાન હેતુસર આપવામાં આવ્યું હતું. પહેલેથી જ બાળાસાહેબ લશ્કરમાં ખૂબ લોકપ્રિય હતા તેથી તેઓ આવી પહોંચતાં સિપાઈઓએ તેમનો જયજયકાર બોલાવ્યો. શરૂઆતમાં દિલ્હીના બાદશાહના સન્માન અર્થે ૧૦૧ તોપોની સલામી અપાઈ; એ બિના ખાતરી કરાવી આપે છે કે હિંદુ-મુસલમાનો પરસ્પર વેરની લાગણી ભૂલી જઈને કેવા એકરૂપ બની ગયા હતા. સિપાઈઓની છાવણીમાં નાનાસાહેબ આવી લાગતાં જ સિપાઈઓએ તેમના નામની પણ જયઘોષણા કરી, અને ૨૧ તોપોની સલામી આપવામાં આવી. કેટલાએક એમ માને છે કે આ ૨૧ તોપો તે ઘેરાના ૨૧ દિવસની સૂચક હતી. નાનાસાહેબે પોતાને અપાયેલા માન બદલ સહુને ધન્યવાદ આપતાં કહ્યું: "આ જીતમાં સહુનો ભાગ છે, અને સહુને ફાળે આનો સરખો યશ જાય છે." એ પછી જીતના ઈનામ તરીકે નાનાસાહેબે એક લાખ રૂપિયા લશ્કરમાં વહેંચવા આપવાનું જાહેર કરવામાં આવ્યું. કવાયતના મેદાન પર નાનાસાહેબ આવી પહોંચ્યા ત્યારે ફરી તેમના માનમાં ૨૧ તોપો ફોડવામાં આવી. તે પછી નાનાસાહેબના ભત્રીજા રાવસાહેબ અને તેમના ભાઈ બાળાસાહેબના દરેકના માનમાં ૧૭–૧૭ તોપોના ધડાકા કરવામાં આવ્યા. બ્રિગેડિયર જ્વાલાપ્રસાદ અને સેનાપતિ તાત્યા ટોપેને ૧૧ તોપોનું માન આપવામાં આવ્યું. આ રીતે તોપોનો ધણેણાટ અને સ્વાતંત્ર્યનાં રણગીતો સાંભળતાં સાંજે સૂર્ય અસ્તાચળે ઊતરી ગયો; તે પછી સઘળું લશ્કર પોતપોતાની છાવણીઓમાં પાછું ફર્યું.

સિપાઈઓની પરેડ ઊકલી જતાં જ પોતાના ભાઈ બાળા-

સાહેબને સાથે લઈ નાનાસાહેબ બ્રહ્માવર્તના પ્રસિદ્ધ ઐતિહાસિક સ્થાને જવા રવાના થયા. તા. ૧ લી જુલાઈનો દિવસ રાજ્યાભિષેક સારુ નક્કી કરવામાં આવ્યો હતો. તે દહાડે રાજમહેલમાં ભારે ઠાઠ જમાવવામાં આવ્યો હતો! પેશવાઓનું પુરાતન ઐતિહાસિક સિંહાસન ભારે દબદબા સાથે સભાભવનમાં લાવીને ગોઠવાયા પછી કપાળે મંગલ રાજતિલક કરીને તોપોના ગડગડાટ અને હજારો પ્રજાજનોના જયજયકારના હર્ષનાદો વચ્ચે આપબળે પ્રાપ્ત કરેલા એ સ્વતંત્ર સિંહાસન પર નાનાસાહેબ આરૂઢ થયા! એ રાજ્યારોહણમાં લોકસમૂહની સંમતિ અને સ્વધર્મના આશીર્વાદ સમાયેલા હતા. તે દહાડે કાનપુરમાંથી હજારો લોકોએ નાનાને ભેટ તરીકે અનેક કિંમતી ચીજો મોકલી હતી.[૧૫] મરાઠાઓનું જે સિંહાસન અંગ્રેજોએ રાયગઢ પરથી ઉથલાવી પાડ્યું હતું, તે ફરી પાછું અંગ્રેજોના રક્તપાત પર જ પ્રસ્થાપિત કરવામાં આવ્યું! દેશભરમાં હિંદુપ્રજાવર્ગે 'રાજા રામચંદ્રકી જય!'ના હર્ષનાદોથી એ રાજ્યારોહણને વધાવી લીધું!

પરંતુ પોતાનો છીનવી લેવાયેલો રાજમુગટ પાછો હસ્તગત કરવામાં નાનાસાહેબ જ્યારે તોડ પ્રયત્નો કરતા હતા ત્યારે ઘોડેસ્વારી ને હાથીસ્વારીમાં તેની સ્પર્ધામાં ઊતરનારી તેમની બાલમિત્ર રાણી લક્ષ્મીબાઈ કાંઈ ચૂપ બેઠી નહોતી. જ્યારે કાનપુરના યુદ્ધક્ષેત્રમાં તેના ભાઈએ સ્વાતંત્ર્યનો પાસો ફેંક્યો, તે વેળા ઝાંસીમાં રાણીએ પણ એવું જ કર્યું. બાળપણની રમતો પેઠે આ ક્રાંતિના ખેલમાં પણ તે તેના જેટલી જ પ્રખર પ્રતિસ્પર્ધી બની રહી હતી. તા. ૪થી જૂનના જે દિવસે ક્રાંતિનાં લાલ વાદળાંઓથી કાનપુરનું આકાશ રક્તવર્ણું બન્યું હતું, તે જ વેળા ઝાંસીની મહારાણી પણ વિદ્યુલ્લતાની પેઠે જ ચમકારા કરતી સ્વાતંત્ર્યયુદ્ધ માટે સજ્જ થયેલી દેખાતી હતી.

---

૧૫ Travelyan's *Cawnpore*, page 293.

તા. ૪થી જૂનના રોજ ઝાંસીએ બળવો પોકાર્યો. તે પહેલાં બ્રિટિશ કમિશનરના હાથમાં કેટલાએક પત્રો પકડાયા હતા; તે પરથી રાણીની નોકરી કરતો લક્ષ્મણરાવ નામનો કોઈ બ્રાહ્મણ ક્રાંતિની ગુપ્ત ગોઠવણો કરે છે, અને તેના પહેલા પગલા તરીકે લશ્કરના મુખ્ય અંગ્રેજ અધિકારીઓને ઠાર કરવાનું ષડ્યંત્ર ગોઠવાયું છે એમ જણાઈ આવ્યું. પરંતુ બળવો થાય તો તે માટે શી શી તૈયારી કરવી તેની વિચારણા જે દહાડે અંગ્રેજ અધિકારીઓમાં ચાલતી હતી, તે જ દહાડે ક્રાંતિકારીઓએ કિલ્લો સર કર્યો. તુરત જ અંગ્રેજો શહેરમાં આવેલા બીજા કિલ્લા તરફ આશ્રય અર્થે દોડ્યા. ક્રાંતિકારીઓએ હલ્લો કરીને તે કિલ્લો પણ તાબામાં લઈ લીધો. તા. ૭મી જૂનના રોજ રિસાલદાર કાલાખાન, ઝાંસીનો તહસીલદાર મહમ્મદહુસેન અને બીજા શૂરા સૈનિકોએ ભળી કિલ્લા પર હલ્લો કર્યો અને ત્યાં સ્વાતંત્ર્યનો ઝંડો ફરકાવ્યો. આથી ભીલું અંગ્રેજોએ ધોળો વાવટો ચડાવી શરણાગતિની માગણી કરી! ઝાંસીના એક આગેવાન શહેરી સાલે મહમ્મદે અંગ્રેજો બિનશરતે શરણે આવે તો તેમને જીવતદાન મળશે એવું અભયવચન આપ્યું. અંગ્રેજોએ હથિયારો હેઠે મૂક્યાં ને તુરત કિલ્લાના દરવાજા ઉઘાડી નાખ્યા; પરંતુ જેવા અંગ્રેજો દરવાજામાંથી બહાર નીકળ્યા તેવા જ સિપાઈઓએ 'મારો ફિરંગી કો'નો શોર મચાવ્યો.

અંગ્રેજોએ હિંદીઓનાં સ્ત્રીબાળકોને શી રીતે રહેંસી નાખ્યાં હતાં, તેમ જ નીલે ગામડાંનાં ગામડાં શી રીતે બાળી દીધાં હતાં, એ બિનાથી લોકો સારી પેઠે પરિચિત હતા; આથી તેમનો ક્રોધ હદ બહાર વધી ગયો હતો. તા. ૮મી જૂનના રોજ શહેરના જાહેર રસ્તાઓ પર એક મોટું સરઘસ ફેરવવામાં આવ્યું, જેમાં અંગ્રેજોને મુદ્દકેદીઓ તરીકે ચલાવવામાં આવ્યા. એક અઠવાડિયા પહેલાં જે અંગ્રેજો ઝાંસીમાં સહુથી ઊંચો અધિકાર ભોગવતા ઘૂમતા હતા, તેમને

જ આજે કેદી તરીકે આખા શહેરમાં ફેરવવામાં આવ્યા! સહુ જોહન ખાંગ પાસે આવી પહોંચ્યા ત્યારે સિપાઈઓએ આગેવાનને પૂછ્યું: "રિસાલદારસાહેબ! હવે શો હુકમ છે?" તે વેળા રિસાલદારે હુકમ સંભળાવ્યો "જે ફિરંગીઓએ મહારાણીને સ્થાનભ્રષ્ટ કરવાનો, રાજદ્રોહનો અને દેશને ખાલસા કરવાનો ગુનો કર્યો છે, તેમને લેશ પણ ક્ષમા આપવાની નથી. તે માટે સ્ત્રીઓ, પુરુષો અને બાળકોને ત્રણ જુદી જુદી હારમાં ઊભાં રાખી જેલનો દારોગો પુરુષોની હારમાં કમિશનરનું માથું જેવું ઉડાવી દે કે તુરત બાકીનાં સ્ત્રી–પુરુષ–બાળકોનાં માથાં પણ ઉડાવી દેવામાં આવે!" પળવારમાં તો લોહીની નીકો વહેવા માંડી! આ રીતે રાણીના દત્તવિધાનના હક્કનો સ્વીકાર ન કરનારી તથા રાજ્યો ગળી જવાની ડેલહૌસીની દુષ્ટતાભરી રાજનીતિનો ભોગ એ અંગ્રેજો બન્યા!

આશરે ૭૫ પુરુષો, ૧૨ સ્ત્રીઓ અને ૨૩ બાળકોનો ક્રાંતિકારીઓએ શિરચ્છેદ કર્યો. અને અંગ્રેજોનો વારસાહક્ક બતાવનારી બીજી કોઈ ઔરસ અગર દત્તક સંતતિ ત્યાં હવે જીવતી રહી ન હોવાથી ક્રાંતિકારીઓએ અંગ્રેજોના તાબાનું ઝાંસીનું રાજ્ય ખાલસા કર્યું, અને પુત્ર દામોદરનું પાલન કરનારી રાણીની રાજસત્તા સાથે તે જોડી દેવામાં આવ્યું. તુરત ઘોષણા કરવામાં આવી. "ખલ્ક ખુદા કા, મુલ્ક બાદશાહ કા, ઔર અમલ રાણી લક્ષ્મીબાઈ કા!"[૧૬]

૧૬ મરાઠીમાં ઝાંસીની રાણીના જીવનચરિત્ર અંગે શ્રી. પારસનીસ નામના જાણીતા ઇતિહાસકારે એક આધારભૂત ગ્રંથ લખ્યો છે તેમાં એ વિદ્વાન ગ્રંથકારે સેંકડો પુરાવાઓ રજૂ કરીને એમ સાબિત કરી બતાવ્યું છે કે આ હત્યાકાંડમાં ઝાંસીની એ જુવાન રાણીએ લેશ પણ ઉત્તેજન આપ્યું નહોતું. શ્રી. પારસનીસનું એ પુસ્તક મરાઠી વાચકોના પુષ્કળ પરિચયનું હોઈને હિંદુસ્તાનની બીજી પણ અનેક ભાષાઓમાં એનાં ભાષાંતરો થયેલાં છે એ જ કારણે એ ગ્રંથમાંહેના પ્રસ્તુત પ્રસંગ અંગેનો પુરાવાભાગ કેવળ પુનરુક્તિનો દોષ ટાળવા ખાતર અમે અહીં ઉતાર્યો નથી.

## પ્રકરણ નવમું

### અયોધ્યા

ડેલહૌસીએ અયોધ્યા પ્રાંત ખાલસા કર્યો ત્યારથી ત્યાંની પ્રજા ધીરેધીરે વધારે ને વધારે દુઃખી થતી ચાલી. અયોધ્યાની સ્વતંત્રતાનો અંત આવ્યો; નવાબના અમલ વેળાની રાજ્યની આવકવાળી, માનભરી અને અધિકારનાં સૂત્રોની સઘળી જગ્યાઓ પર હવે અંગ્રેજોની નિમણૂક થઈ. અને દેશી લોકોને ઘેર બેસવાનો વખત આવ્યો. નવાબનું લશ્કર વિખેરી નાખવામાં આવ્યું; તેના સરદારોને સરકારે કંગાળ બનાવી મૂકયા; તેમ જ તેના મંત્રીઓ અને મુખ્ય અધિકારીઓને ઉચ્ચ પદેથી દૂર કરીને મજૂરી કરતા બેકારોની હારમાં બેસારવામાં આવ્યા. આથી જે પરતંત્રતાને પરિણામે પોતાના દેશની ધૂળધાણી થઈ તથા પોતે આ દીનહીન દશાને પામ્યા, એ પરદેશી ગુલામી પ્રત્યે તેમના અંતરમાં સખત વેર ધૂંધવાવા લાગ્યું. પારતંત્ર્યનો આ વીંઝાનો કોરડો માત્ર રાજધાની પૂરતો અગર તો રાજમહેલના અધિકારીવર્ગ પૂરતો જ મર્યાદિત ન રહ્યો. વંશપરંપરાના જમીનદારો, રાજા ગ અને ઈનામદાર—વતનદારોના હક્કો પણ અંગ્રેજોએ ઝૂંટવી લીધા હતા! આ પરિસ્થિતિમાં આ રાજાઓ તથા જમીનદારોને ગમે તેવું પણ સ્વરાજ, અને સુધારાની ટોચે પહોંચેલી પરદેશી રાજસત્તાની ગુલામી દશા, એ બન્નેના સરખામણીમાં ગમે તેવું પણ પોતાનું જ સ્વરાજ વધારે સુખકારક હતુ, એ સહેજે જણાઈ

આવ્યું. જમીનમહેસૂલમાં વધારો થવાથી ખેડૂતવર્ગમાં પણ અસંતોષ ફેલાયો. અંગ્રેજી લશ્કરના મોટા ભાગના હિંદુસ્તાની સિપાઈઓ અયોધ્યા પ્રાંતમાંથી ભરતી થયેલા હોવાથી પોતાની જન્મભૂમિની પરતંત્રતા અને હીનદશા દેખી તેઓ પણ અંગ્રેજો પ્રત્યે ચિડાયા. નવાબ વાજીદઅલીશાહને જેમણે ક્રૂર વિશ્વાસઘાત અને કપટભરી કમાઈ કરીને ધૂળમાં મેળવ્યો હતો, તે અંગ્રેજોનું નામ સાંભળતાં જ દરેક જણ દાંત કચકચાવી તલવાર પર હાથ નાખતો થયો હતો. કુલાભિમાન, શૌર્ય, ઉદારતા, કૃતજ્ઞતા આદિ સદ્ગુણોના આદર્શ સમા અયોધ્યાના એ મોટા મોટા જમીનદારો રાજપૂત કુલમાં જન્મેલા હતા. પોતાના માલિક નવાબ સાથે અંગ્રેજોએ ચલાવેલી વર્તણૂકની હકીકત જ્યારે તેઓએ જાણી ત્યારે તેમનો ક્રોધ હાથ ન રહ્યો. અયોધ્યા ખાલસા કરવામાં આવ્યા પછી નવી રાજસત્તાની સેવા કરવાનું જ્યારે અંગ્રેજો તરફથી તેમને આમંત્રણ આપવામાં આવ્યું ત્યારે આ સેંકડો સ્વતંત્રતાપ્રિય સ્વાભિમાની લોકોએ જવાબ સંભળાવ્યો: "અમે સ્વરાજનું અન્ન ખાધું છે! પરદેશીઓના ટુકડા ચાટતા અમે લેશ પણ ખુશી નથી!"

સર હેનરી લોરેન્સને આ નવા અયોધ્યા પ્રાંતનો મુખ્ય અધિકારી નીમવામાં આવ્યો હતો. જેની મુત્સદ્દીગીરી અને સાવધાનીને લીધે ક્રાંતિનાં મૂળ પંજાબમા ઊંડાં જાય તે પહેલાં જ તેને ઉખેડી નાખવામાં આવ્યાં હતાં, તે સર જોન લોરેન્સનો આ મોટો ભાઈ થાય. જે પ્રમાણે પંજાબના કમિશનરે એ પ્રાંતને બચાવી લીધો, તે જ મુજબ અયોધ્યા પ્રાંતને બચાવી લેવા માટે પણ તેનો ભાઈ એવી જ તરેહના ઉપાયો યોજવામાં પ્રવૃત્ત થયો. હિંદુસ્તાનની એ ક્રાંતિને કાળે બ્રિટિશ સત્તાને સ્થિર અને દૃઢમૂળ બનાવવાના જશનો સહુથી મોટો ભાગ ચોક્કસપણે લોરેન્સ કુટુંબને ફાળે જ

નહિ, પરંતુ અંગ્રેજોના અધિકારો સમૂળગા નીકળી જાય એમાં જ હતો. માનસિંહ સમા મહાપરાક્રમી હિંદુ રાજા અને મૌલવી અહમદશાહ સમા પ્રભાવશાળી મુસલમાન આગેવાન, બંનેએ હિંદુમુસલમાનોના ધર્મ અર્થે તથા સ્વતંત્રતા અર્થે ખેલાનાર પવિત્ર સંગ્રામમાં પોતાના સર્વસ્વનું બલિદાન આપવાનું ઠરાવ્યું. જાહેરમાં અગર ખાનગી રીતે, અનુકૂળ જણાય તે માર્ગે, હજારો પંડિતો અને મૌલવીઓ આખા પ્રાંતમાં ચોતરફ ફરીને આ પવિત્ર ધર્મયુદ્ધનો લોકોમાં પ્રચાર કરવા લાગ્યા. લશ્કરના સિપાઈઓએ પ્રતિજ્ઞાઓ લીધી; પોલીસોએ સોગંદ લીધા; જમીનદારો પણ શપથબદ્ધ થયા. ટૂંકમાં પ્રજાનો એકેએક વર્ગ અંગ્રેજો વિરુદ્ધ લડનારા આ પ્રચંડ કારસ્થાનમાં સામેલ થયો; આખાય દેશમાં અસંતોષનો અગ્નિ ભભૂકી ઊઠ્યો. અહમદશાહ મૌલવીને ખુદને તો રાજદ્રોહ અને ઉશ્કેરણીના ગુના માટે પકડીને સજા કરવાના હુકમો પણ અપાઈ ચૂક્યા હતા, પરંતુ પછી તો એનો અમલ જ થઈ શક્યો નહિ! ૭ મી પલટનનાં હથિયારો ખેંચી લેવામાં આવ્યાં. મેની ૧૨ મીએ એક જબરો દરબાર ભરીને હેનરી લોરેન્સે સિપાઈઓને કાબૂમાં રાખવાનો પ્રયત્ન કરી જોયો. એ દરબારમાં એણે હિંદુસ્તાની ભાષામાં એક લાંબું એવું ખૂબ વક્તૃત્વભર્યું ભાષણ કર્યું. એ વ્યાખ્યાનમાં તેણે રાજનિષ્ઠાની મહત્તા ગાઈ સંભળાવી, તથા મુસલમાની ધર્મનું રણજીતસિંહે અને હિંદુ ધર્મનું ઔરંગઝેબે કઈ કઈ રીતે અપમાન કર્યું હતું, તથા તેમની વિરુદ્ધ હિંદુ મુસલમાન બંનેને અંગ્રેજોએ મદદ આપીને કેવી રીતે બચાવ્યા હતા, એના પર ખાસ કરીને ખૂબ ભાર દીધો. ત્યાર પછી જે સિપાઈઓએ રાજને વફાદારી દાખવી હતી તેમને તેણે પોતાને હાથે તલવારો, શાલો, પાઘડીઓ વગેરે ચીજોની ભેટ આપી નવાજ્યા. બીજી બાજુ ૭ મી પલટનનાં હથિયારો

ખૂંચવી લઈને આખી પલટનને જ વિખેરી નાખવામાં આવી! પરંતુ કાળની એવી બલિહારી હોય છે કે તેની અનેક વિચિત્ર ઊલટા-સુલટ ઘટનાઓ છુપાઈ રહી હોય છે! કેમકે જેમને વફાદાર ગણીને આજે ભેટો આપવામાં આવી હતી તેમને જ બહુ થોડા વખત પછી ક્રાંતિકારીઓ સાથે છૂપા કાવતરામાં ભળવાના અપરાધ સારુ ફાંસીએ લટકાવવાના હતા!

વફાદારીનો આ દરબાર મેની ૧૨ મી તારીખે ભરાયો; ૧૩ મી તારીખે મીરતના બળવાના સમાચાર આવી પહોંચ્યા; અને ૧૪ મી તારીખે દિલ્હીનો કિલ્લો ક્રાંતિકારીઓને હાથ જઈ પડવાના તેમ જ હિંદુસ્તાનની સ્વતંત્રતાની ઘોષણા કર્યાના આનંદદાયી સમાચારે લોકોને કાને અથડાયા.

બચાવની દૃષ્ટિથી હવે સર હેનરી લૉરેન્સે લખનૌ નજીક માચી ભવન અને રેસીડન્સી એ બે સ્થાનો પસંદ કર્યાં, તથા ત્યાં કિલ્લે-બંધી રચવાના કાર્યમાં તે રોકાયો. અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકોને એ સ્થાને પહોંચાડી દેવામાં આવ્યાં; તે સાથે હરેક અંગ્રેજ પુરુષને–પછી તે કારકુન હોય, રેવિન્યુ અધિકારી હોય કે વેપારી હોય–લશ્કરી શિસ્તનું, સામુદાયિક કવાયતનું અને રાયફલનું શિક્ષણ આપવાનું ચાલુ કર્યું. બળવા પછી મીરતમાં પણ સઘળા સિવિલ (ધંધાદારી) અંગ્રેજોને પણ આ જ તરેહનું લશ્કરી શિક્ષણ આપીને દસ દિવસમાં જ તેઓ લડાઈના મેદાનમાં ઊભા રહી શકે તેવા બનાવવામાં આવ્યા હતા. સર હેનરી લૉરેન્સ હવે આખા પ્રાંતનો લશ્કરી અફસર પણ બન્યો હતો. અયોધ્યાને માટે નેપાળ નજીક હતું. આથી સર હેનરી લૉરેન્સે એક કમિશન નેપાળમાં મોકલીને તેની મદદની માગણી કરી. જંગબહાદુર પોતાના સૈન્ય સાથે અયોધ્યા તરફ આવે એવી એ વિનંતિનો અર્થ હતો. આટલી બધી સાવચેતી હતી છતાં 'આજે

બળવો ફાટી નીકળશે'ની અતિશય 'વિશ્વાસપાત્ર' અફવાઓ સર હેનરીને કાને રોજરોજ અથડાની હતી; ને એ પોતે પણ બાતમીઓ પર આધાર રાખી જરૂરી સઘળી સાવચેતી કરી લેતો. પરંતુ એ દિવસ રોજની પેઠે પસાર થઈ જતો, અને બળવાનું નામનિશાન જણાતું નહિ. આ રીતે તે અનેક વખત છેતરાયો! મેની ૩૦મીએ પણ 'આજ રાત્રે નવ વાગતાં બળવો પોકારાશે' એવા સમાચાર સર હેનરીને એક અધિકારીએ જ પહોંચાડ્યા.

૩૦મી મેનો સૂર્ય આથમી ગયો. પોતાના હાથ તળેના અધિકારીઓ સાથે ખાણું ખાવામાં સર હેનરી રોકાયો હતો તે દરમિયાન નવ વાગતાંની તોપનો ધડાકો થયો. એ સાંભળીને જે માણસે પેલા સમાચાર આપ્યા હતા, અને જે આજ પહેલાં એક વાર આવી જ બાતમી આપવામાં આખરે ખોટો પડ્યો હતો, તેને ઉદ્દેશીને જરા આગળ વધી સર હેનરીએ સહેજ તિરસ્કારભર્યા અવાજમાં કહ્યું: 'તમારા મિત્રો વખતસર કામ કરતા નથી લાગતા!'

પણ એનું 'વખતસર કામ નથી કરતા!' એ વાક્ય પૂરું થાય તે પહેલાં જ ૭૧મી પલટનની બંદૂકોનો તડફડાટ સહુને કાને સંભળાયો! અગાઉ ગોઠવણી થયા મુજબ બરાબર નવની તોપના ધડાકો સાથે જ એ પલટનના કેટલાક સિપાઈઓએ અંગ્રેજોના બંગલાઓ પર હલ્લો કર્યો; ૭૧મી પલટનનું રસોડું સળગાવી દેવામાં આવ્યું અને ત્યાંના અંગ્રેજો પર ગોળીઓ છોડવામાં આવી. નાસી જવાની ખટપટમાં રોકાયેલ લેફ્ટેનંટ ગ્રૅંટ એક માણસની મદદથી ગાદીમાં છુપાયો, પરંતુ થોડી જ વારમાં એ જ માણસની બાતમી પરથી એને શોધી કાઢવામાં આવ્યો! તુરત જ તેને ઢસરડીને બહાર ખેંચી ઠાર કરી દેવામાં આવ્યો. લેફ્ટેનંટ હાર્ડિંજ પોતાની ઘોડેસ્વાર ટુકડી સહિત ચોકી કરતો ફરતો હતો, ત્યારે તેને પણ તલવારનો એક

ફટકો પડયો. છાવણીઓને આગો લગાડવામાં આવી. બ્રિગેડિયર હૅન્ડ્સકોમ્બ પણ મારી ગયો. અંગ્રેજોના વાવટાને વફાદાર રહેલા થોડાક સિપાઈઓ અને અંગ્રેજ સોલ્જરો આખી રાત હથિયારબંધ ખડા રહી ક્રાંતિને અને તેરહું દબાવવાનો પ્રયત્ન કરતા હતા. ૩૧મીના રોજ સવારમાં સર હેનરી લૉરેન્સ, પોતાના અંગ્રેજ સોલ્જરો અને જે થોડા સિપાઈઓ હજુ વફાદાર રહ્યા હતા તેમને લઈને ક્રાંતિકારીઓ સામે લડવા ઊપડયો; પરંતુ રસ્તામાં જ તેની સાથે નીકળેલી ૭મી ઘોડેસ્વાર ટુકડીએ ક્રાંતિનો પોકાર કર્યો. ક્રાંતિકારીઓમાં ભળી જવા સારુ એ ટુકડીને ત્યાં જ રહેવા દઈ સર લૉરેન્સ પાછો ફર્યો. તોપખાના ઉપરાંત આખી ૩૨મી પલટન અંગ્રેજો પાસે કેમ્પમાં હતી, તોપણ સાંજ પડેલાં તો ૭૧મી પાયદળ પલટન, ૪૮મી પાયદળ પલટન, ૭મી ઘોડેસ્વાર પલટન અને બંગાળી ટુકડીઓએ સહુએ મળી સ્વતંત્રતાનો ઝંડો ફરકતો કર્યો!

લખનૌની વાયવ્યે ૫૧ માઈલ પર સીનાપુર નામનું મોટું ગામ આવેલું છે. ત્યાં ૪૧મી પાયદળ પલટન, તથા ૯મી અને ૧૦મી ઇરેગ્યુલર પાયદળ પલટન, એટલું લશ્કર રહેતું હતું. પ્રાંતનો કમિશનર પણ સીનાપુરમાં જ રહેતો, સિવાય પણ બીજા મોટા અધિકારીઓ ત્યાં જ રહેતા હતા. મેની ૨૭મીએ કેટલાએક અંગ્રેજ બંગલાઓને આગો લગાડવામાં આવી હતી. પરંતુ આગો લાગે એટલે બળવાનાં પૂર્વ પગરણ મંડાયાં એમ સમજી જવા જેટલું જ્ઞાન હજુ ત્યાંના અંગ્રેજ અમલદારોમાં આવ્યું નહોતું. આ કારણે તેમણે એ તરફ બહુ લક્ષ ન આપ્યું. ખુદ સિપાઈઓએ પણ એ આગો ઓલવવાની મહેનત કરેલી! આ આગોથી બે બાબતો સરી. એક તો ગુપ્ત સંસ્થાઓના અનુયાયીઓને 'હવે વખત આવી લાગ્યો છે'ની સૂચના મળી ગઈ; અને અંગ્રેજોમાં આત્મવિશ્વાસ તથા પરાવલંબન કેટલા

પ્રમાણમાં છે તેનો પૂરો અંદાજ પણ આવી ચૂક્યો. જૂનની ૨૭ તારીખે એક અસાધારણ અને વિચિત્ર બનાવ બની ગયો. સિપાઈઓને આટાની થેલીઓ તરીકે જે થેલીઓ આપવામાં આવી હતી, તેમાં હાડકાંનો ભૂકો હોવા વિષે તકરાર કરી સિપાઈઓએ તે લેવાની ના પાડી; તે સાથે એ સઘળી થેલીઓ ગંગાનદીમાં ફેંકી દેવાય એવી એમણે હઠ પકડી. ચુપચુપ અંગ્રેજોએ એ થેલીઓ ગંગામાં પધરાવી દીધી! તે દહાડે બપોરના અચાનક સિપાઈઓ અંગ્રેજોના બગીચામાં પેઠા, અને જેને જે ગમ્યું તે ફળ તોડી લઈ ખાવા માંડ્યું. અંગ્રેજ અધિકારીઓએ તે સામે વાંધો લઈ સિપાઈઓને સારી રીતે ઠપકો આપ્યો, છતાં પણ સિપાઈઓએ ફળો ખાવાનો સપાટો ચાલું જ રાખ્યો. આવી જાતનું તોફાનબર્યું આ ફળો આરોગવાનું કાર્ય આટોપ્યા પછી તે પચાવવાનો વળી એવો જ બીજો ભયંકર પ્રયોગ તેમણે શરૂ કરી દીધો! જૂનની ૩૭ તારીખે સિપાઈઓની એક ટોળીએ તિજોરી પર હલ્લો કરી તે તાબે કરી લીધી; બાકીના સિપાઈ-ઓએ ચીફ કમિશનરના બંગલા પર હલ્લો કર્યો. રસ્તામાં કર્નલ બર્ચ અને લેફ્ટેનંટ ગ્રેવઝ મળ્યા, તેમને ખલાસ કરી દેવામાં આવ્યા! ૯ મી ઇરેગ્યુલર પાયદળ પલટનના સિપાઈઓએ પણ પોતાનાં મુખ્ય અધિકારીઓને ઠાર કર્યા. 'ફિરંગી રાજ ખતમ હુઆ!'ની બૂમો મારતા સિપાઈઓએ હાથ આવે તે અંગ્રેજ પર તૂટી પડવાનું આરંભી દીધું. કમિશનર, તેની સ્ત્રી અને દીકરો ગંગાપાર થતાં હતાં ત્યાં વચમાં જ તેમને ખતમ કરી દેવામાં આવ્યાં. થોર્નહિલ અને તેની પત્ની બંને જણાં બંદૂકની ગોળીનાં ભોગ બન્યાં. સિપાઈઓએ ક્રોધાવેશમાં લગભગ ૨૪ અંગ્રેજોને કાપી નાખ્યા. બીજા કેટલાએક અંગ્રેજો રામકોટ, મીતાવલી વગેરેના જમીનદારોને ત્યાં નાસી ગયા; ત્યાં લગભગ ૮–૧૦ મહિના સુધી જમીનદારોની મહેમાન-

ગતીનો લાભ લીધો; અને આખરે એ જ જમીનદારોએ તેમને લખનૌ સહીસલામત પહોંચાડી દીધા. તે પછી સીતાપુરના સઘળા સિપાઈઓ ફરૂકાબાદ પહોંચ્યા. કેટલાએક અંગ્રેજોએ નાસીને ત્યાંના કિલ્લામાં આશરો લીધો હતો. ભયંકર હાથોહાથની ઝપાઝપી પછી સિપાઈઓએ એ કિલ્લો જીતી લીધો, અને ત્યાંના સઘળા અંગ્રેજોને કતલ કરવામાં આવ્યા. નવાબ તફઝર હુસેનખાનને અંગ્રેજોએ પદભ્રષ્ટ કરી તેનો પ્રદેશ છીનવી લીધો હતો. એ નવાબને સિપાઈઓએ ફરી સિંહાસને બેસાડયો. બદલામાં નવાબે પોતાના રાજ્યની સરહદમાં જે જે અંગ્રેજો સાંપડ્યા તે સઘળાને મારી નાખ્યા. આમ જુલાઈ ૧ લી સુધીમાં ફરૂકાબાદ પ્રદેશમાં સમ ખાવા પૂરતો પણ એકે ય અંગ્રેજ રહ્યો નહિ. સીતાપુરની ઉત્તરે ૪૪ માઈલ પર આવેલા માલન ગામમાં સિપાઈઓ અને લોકોએ મળી જઈ કોઈ કાવતરું રચ્યાના વાવડ અંગ્રેજ અધિકારીઓને કાને આવ્યા; પણ તેમને સીતાપુરમાં પણ બળવો થયાના ખબર મળ્યા કે તુરત એ સઘળા અધિકારીઓ પોતાના ઘોડાઓ પર બેસી નાસી ગયા. ને એમ એ આખો ય જિલ્લો લોહીનું એક પણ ટીપું પાડયા વિના સરલતાથી સ્વતંત્ર બની ગયો.

ત્રીજા જિલ્લાનું નામ મહમ્મદી. ત્યાંના અંગ્રેજોએ પોતાનાં બૈરાં-છોકરાંઓને મિથૌલીના રાજાને ત્યાં મોકલી આપ્યાં હતાં. રાજાએ તેમને ચોખ્ખેચોખ્ખું સંભળાવી દીધું કે "તમને હું જાહેર રીતે આશ્રય આપી શકું તેમ નથી. તમારે રહેવું હોય તો રાજ્યના જંગલમાં છુપાઈને રહી શકો છો." એનું કારણ એ હતું કે અયોધ્યા પ્રાંતના સઘળા સિપાઈઓએ બળવાની પ્રતિજ્ઞાઓ લીધી હતી. આખરે સ્ત્રીઓને રાજાને ત્યાં મોકલી આપી મહમ્મદીના અંગ્રેજ પુરુષોએ—અધિકારીઓએ કિલ્લાનો આશરો લીધો. તે જ દહાડે રોહિલખંડના

શાહજહાનપુરથી નાસી છૂટેલા અંગ્રેજો મહમ્મદીમાં આવી પહોંચ્યા. પરંતુ મહમ્મદીમાં તો તેમના જીવવાની ઘડીની પણ ખાતરી આપી શકાય તેવું ન હોવાથી એ અસહાય અંગ્રેજોના રક્ષણ અર્થે અધિકારીઓએ સીતાપુર જણાવ્યું. સીતાપુર હજુ જાગી ઊઠ્યું નહોતું; આથી મહમ્મદીના નિરાશ્રિતોને લાવવા સારુ ગાડીઓ સાથે કેટલાએક સિપાઈઓને મોકલવામાં આવ્યા. સીતાપુરના આ સિપાઈઓ પોતાની સાથે જ ક્રાંતિનાં બીજ લઈને આવ્યા હતા. બધા નિરાશ્રિત અંગ્રેજોને ગાડીઓમાં ભરી તેઓ તેમને સીતાપુરને રસ્તે અરધે સુધી લાવ્યા. પછી ત્યાં તેમને ગાડીઓમાંથી ઊતરી પડવાનો હુકમ કરી સહુને ઠાર કરવામાં આવ્યા. આ હત્યાકાંડમાં આઠ સ્ત્રીઓ, ચાર બાળકો, આઠ લેફટેનંટ, ચાર કેપ્ટન અને બીજા લોકો માર્યા ગયા. એ સમાચાર સાંભળતાં જ બાકી રહેલા અંગ્રેજો મહમ્મદીમાંથી નાસી ગયા, અને એ રીતે તા. ૪ થી જૂનના રોજ આખો જિલ્લો અંગ્રેજોથી સ્વતંત્ર થયો.

સીતાપુરની નજીકના બીજા જિલ્લાનું નામ બરહેચ. એ સ્થળે મુખ્ય અધિકારી કમિશનર વિંગફીલ્ડ હતો. અહીં સિક્રોરા, ગોન્ડા, બરહેચ અને ગોળાપુર એ ચાર વહીવટના કેન્દ્રો હતાં. પૈકી સિક્રોરામાં ૨જી પાયદળ પલટન અને એક તોપખાનાની ટુકડી હતી. આ સ્થળે બળવાનાં ચિહ્નો જણાતાં જ અંગ્રેજોએ પોતાનાં બૈરાંછોકરાં લખનૌ રવાના કરી દીધા. ૯મી જૂનના રોજ સવારમાં ઘણા અંગ્રેજ અધિકારીઓ પોતે સામે ચાલીને બળરામપુરના રાજા પાસે આશ્રય માગવા પહોંચ્યા. માત્ર તોપખાનાના ઉપરી બોનહેમે સિપાઈઓ પ્રત્યેનો પોતાનો પાકો વિશ્વાસ જાહેર કરી ત્યાંથી ખસવાની ના પાડી. પરંતુ સાંજે સિપાઈઓએ તેને સાફ સંભળાવી દીધું: "અમે વ્યક્તિગત આપને જરી પણ હેરાન કરવા માગતા નથી.

તોપણ અમે અમારા દેશભાઈઓ વિરુદ્ધ લડવા જરા ય ખુશી નથી, કેમકે હવે અંગ્રેજી રાજનો અંત આવી લાગ્યો છે!" આ પછી બોનહેમને એ જગાએથી ચાલ્યા ગયા વિના છૂટકો જ ન રહ્યો. સિપાઈઓએ તેને ખૂબ સહીસલામતીવાળો રસ્તો બતાવી દીધો, જે માર્ગે તે લખનૌ સુખરૂપ પહોંચી ગયો. સિક્રોરા સ્વતંત્ર થયાના ખબર ગોંડા પહોંચતાં જ તે શહેરે પણ સ્વતંત્રતા જાહેર કરી બળવો કર્યો. આથી કમિશનર વિંગફીલ્ડ બીજા બધા અંગ્રેજોને સાથે લઈને બળરામપુરના રાજાનો આશરો લેવા પહોંચ્યો. એ રાજાએ લગભગ પચીશ અંગ્રેજોને આશરો આપ્યો; અને અનુકૂળ તક મળતાં જ તેમને અંગ્રેજોની છાવણીમાં પહોંચાડી દીધા.

સિક્રોરા અને ગોંડામાં થયેલ સ્વાતંત્ર્યઘોષણાના ખબર બરહેચ પણ પહોંચ્યા. ત્યાંના અંગ્રેજ અધિકારીઓ બળવો જાહેર થયાની રાહ જોયા વિના જ જિલ્લાનું મુખ્ય શહેર બરહેચ ત્યજી દઈને ૧૦મી જૂનના રોજ લખનૌ તરફ નાઠા. પરંતુ આ અરસામાં આખા અયોધ્યા પ્રાંતમાં ક્રાંતિકારીઓની જાળ ફેલાઈ ચૂકી હતી, એથી તેમણે હોડીઓમાંથી ગોગ્રા નદી પાર કરવા સારુ હિંદીઓનો વેશ લીધો. તેમની એ મહેનત શરૂઆતમાં તો સફળ નીવડી અને કોઈ તેમને ઓળખી શક્યું નહિ; પરંતુ નદીના અરધા પ્રવાહમાં પહોંચતાં જ 'ફિરંગી! ફિરંગી!' ની બૂમ ઊપડી. ખલાસીઓ હોડીઓમાંથી પાણીમાં કૂદી પડયા કે તુરત અંગ્રેજોને ઠાર કરી દેવામાં આવ્યા! તેમના મૃત્યુની સાથે જ બરહેચમાં પણ અંગ્રેજી સત્તાનો મૃત્યુઘંટ વાગ્યો.

મેળાપુરમાં કોઈ લશ્કરી છાવણી નહોતી; પરંતુ ત્યાં તો લોકોએ જ અંગ્રેજ અધિકારીઓને જિલ્લો છોડી ભાગી જવાની ફરજ પાડી. ત્યાંના એક રાજાએ પોતે થઈને તેમને નાસી છૂટવામાં

મદદ કરી. પરંતુ આગળ જતાં થોડા જ દિવસોમાં તે પૈકી કેટલાએક ક્રાંતિકારીઓની તલવારના અને ગાઢીના જંગલની હેરાનગતિના ભોગ બન્યા.

અયોધ્યાના પૂર્વ વિભાગનું મુખ્ય શહેર ફૈઝાબાદ. ફૈઝાબાદમાં એ વિભાગનો કમિશનર ગોલ્ડનો રહેતો હતો. એ વિભાગમાં સુલતાનપુર, સાલોની અને ફૈઝાબાદ એ ત્રણ જિલ્લાઓનો સમાવેશ થતો હતો. ફૈઝાબાદમાં એ વેળા ૨૨ મી પાયદળ પલટન, ૬ ટ્ટી ઇરેગ્યુલર પાયદળ પલટન, કેટલુંએક ઘોડેસ્વાર લશ્કર અને થોડું તોપખાનું હતું. એ બધાંની સરદારી કર્નલ લેનોકસને સોંપાઈ હતી. ફૈઝાબાદ જિલ્લામાં અંગ્રેજ સરકારનો જુલમ ટોચે પહોંચ્યો હતો. સર હેનરી લૉરેન્સ પોતે જ લખે છેઃ "તાલુકદારો પર પણ સખ્તાઈનો પાર રહ્યો નહોતો. ફૈઝાબાદ જિલ્લામાં મારા ધારવા પ્રમાણે કેટલાએક તાલુકદારોનાં અરધોઅરધ ગામો તો કેટલાંએકનાં તો સઘળાં જ ગામો ખાલસા કરવામાં આવ્યાં હતાં."[1] મીરતના બળવા પછી તો આ જુલમનું વેર લેવામાં આવશે જ એવી ફૈઝાબાદના અંગ્રેજોને પૂરી ધાસ્તી પેઠી, અને એ બીકમાં તેઓ ઢીલા થઈ ગયા. બહાર જવાના સઘળા રસ્તાઓ ક્રાંતિકારીઓએ રૂંધ્યા હોવાથી તેઓ પોતાનાં બાળબચ્ચાંઓને લખનૌ પણ મોકલી શકે તેમ નહોતું; સિવાય ફૈઝાબાદનું તો સઘળું લશ્કર હિંદીઓનું જ બનેલું હતું, એટલે તેઓ ત્યાં રહ્યાં પણ બચાવની ગોઠવણ કરી શકે તેમ નહોતું. આ રીતે બીસમાં સપડાવાથી ત્યાંના અંગ્રેજ અધિકારીઓ આશ્રય સારુ આખરે રાજા માનસિંહ પાસે ગયા. આખા અયોધ્યા પ્રાંતમાં હિંદુઓના એક ભારે પ્રતિષ્ઠિત આગેવાન તરીકે રાજા માનસિંહ જણાતો હતો. નવાબના અમલ દરમિયાન હિંદુ-ધર્મના રક્ષણ અર્થે તેની

---

1 Kaye & Malleson's *Indian Mutiny*, Vol. III, page 266.

તલવાર હમેશાં તત્પર જ રહેતી. ૧૮૫૭ના મે મહિનામાં મકે-સૂસનાં કેટલાંએક નજીવાં કારણોસર અંગ્રેજોએ આજ રાજા માન-સિંહને અટકમાં લીધો હતો. પરંતુ મીરતના બળવા પછી અંગ્રેજી સત્તા નબળી પડવાથી તેને ખુશી રાખી પોતાના પક્ષમાં મેળવી લેવા અર્થે તેમણે માનસિંહને છોડી મૂક્યો.

અનેક આનાકાની પછી આખરે માત્ર સ્ત્રીઓ તથા બાળકોને પોતાના કિલ્લામાં આશરો આપવાનું એણે સ્વીકાર્યું; છતાં એ તો કહેતો જ હતો કે લોકોને આટલું કરેલું પણ ગમશે નહિ, અને એટલા ખાતર પણ તેઓ કિલ્લા પર છાપો મારતાં પાછું વાળી નહિ જુએ! છતાં જૂનની ૧લી તારીખે અંગ્રેજ કુટુંબો રાજા માન-સિંગના શાહગંજ કિલ્લામાં આશરો લેવા ગયાં, ને ત્યાં નિરાંતે રહ્યાં.

આમ સંરક્ષણની તરેહતરેહની ગોઠવણ અંગ્રેજો કરી રહ્યા હતા તે દરમિયાન ફૈઝાબાદમાં ક્રાંતિનો અગ્નિ વધારે જોમભેર ભડકવા લાગ્યો. જે અનેક તાલુકદારોની મિલકત અંગ્રેજોએ છીનવી લીધી હતી તેઓ પૈકી જ એક મૌલવી અહમદશાહ પણ હતો; એનું નામ તો હિંદુસ્તાનના ઇતિહાસમાં અમર થઈ જશે. હિંદુસ્તાનના દેશ-ભક્તોની હારમાળામાં એનું નામ ચિરકાળ માટે ગૂંથાઈ રહેવાનું છે. એણે પોતાની તાલુકદારી જ નહિ પરંતુ આખા ય હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય પાછું મેળવવાના શપથ લીધા હતા. અયોધ્યાનું રાજ્ય અંગ્રેજોએ હોઇયાં કરી લીધું તે દિવસથી જ તાલુકદાર અહમદશાહે દેશ અને ધર્મની સેવા અર્થે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું. તે મૌલવી બની ગયો, અને ક્રાંતિનો પ્રચાર આખા ય દેશમાં કરવા અર્થે હિંદુસ્તાનની મુસાફરીએ નીકળી પડ્યો. આ રાષ્ટ્રીય સંત જ્યાં જ્યાં ઘૂમ્યો તે દરેક સ્થળે લોકોમાં જાગૃતિનો ભયંકર જુવાળ ફાટી નીકળ્યાનું દેખાઈ આવ્યું. ક્રાંતિના મુખ્ય આગેવાનોને તે

જાતે જઈને મળ્યો. અયોધ્યાના રાજદરબારમાં નો તેના વાક્યને વેદવાક્ય સરખું પ્રમાણવામાં આવતું હતું આમાંમાં ગુપ્ત સંસ્થાની તેણે એક શાખા સ્થાપી. લખનૌમાં બ્રિટિશ અમલ ઊથલાવી નાખવાનો તેણે જાહેર પ્રચાર કર્યો. અયોધ્યાના લોકોને તેના પર પુષ્કળ વહાલ હતું. તન, મન, ધન, બુદ્ધિ, વાણી, એ સઘળાને એક જ ધ્યેયની સિદ્ધિ અર્થે તેણે યોજ્યાં હતાં; સ્વતંત્રતાના પ્રચાર અર્થે તેમ જ ક્રાંતિની સંપૂર્ણ સંગઠિત જાળ ગૂંથવામાં તે રાતદિવસ સતત મથ્યા કરતો હતો. આગળ જતાં તેણે કલમ પણ હાથ ધરીને ક્રાંતિપત્રિકાઓ લખવા માંડી; એ પત્રિકાઓ આખા અયોધ્યા પ્રાંતમાં સઘળે વહેંચાવી શરૂ થઈ. એક હાથમાં બરછી અને બીજા હાથમાં કલમ લઈને તે મંડ્યો રહ્યો! એના અસાધારણ વ્યક્તિત્વના તેજઃરાશિથી સ્વાતંત્ર્યની જ્યોત પણ વધારે સતેજ બની ઝળહળી ઊઠી. એ દેખતાં જ અંગ્રેજોએ તેને પકડવાના હુકમ કાઢ્યા. પરંતુ અહમદશાહ અસાધારણ લોકપ્રિય આગેવાન હતો; એને પકડવામાં અયોધ્યાની પોલીસનો કોઈ માણસ કામ ન આવ્યો, તેથી એક ખાસ લશ્કરી ટુકડી તેને પકડી આણવા મોકલવામાં આવી. એને રાજદ્રોહી ગુનેગાર ઠરાવીને તપાસને અંતે ફાંસીની સજાનો એના પર હુકમ છૂટ્યો હતો; અને એ અનુસાર કેટલાએક દહાડા સુધી તેને ફૈઝાબાદની જેલમાં પણ પૂરી રાખવામાં આવ્યો હતો.[2] આમ હવે

[2] Before the mutiny broke out, the Moulvie travelled through India, on a roving commission, to excite the minds of his compatriots to the steps then contemplated by the master spirits of the plot. Certain it is that, in 1857, he circulated seditious papers throughout Oudh; that the police did not arrest him, and, to obtain that end, armed force was required. He was then tried and condem-

અંગ્રેજી રાજસત્તા અને મૌલવી વચ્ચે કોણ કોને ફાંસીએ લટકાવે એની જાણે હોડ મંડાઈ હતી! જે વેળા મૌલવી અંગ્રેજી રાજસત્તાને ફાંસીએ ચડાવવાની પેરવીમાં મંડચો હતો તે જ વેળા બ્રિટિશ સત્તા તેને માટેની ફાંસીનો વધસ્થંભ ખોડવાની દોડાદોડીમાં પડી હતી. એ દોડાદોડીમાં તેણે મૌલવીને ફૈઝાબાદની જેલમાં જીવતો રાખ્યો, પરંતુ અણજાણે એમાં એનો પોતાનો જ વધસ્થંભ રોપાયો! કારણ કે મૌલવીને પકડવાથી જ ફૈઝાબાદની ક્રાંતિના દારૂગોળામાં જાણે આગનો તણખો પડચો. એ ધડાકામાં આખું લશ્કર અને શહેર 'હર હર'ની ઘોષણા કરતું ખળભળી ઊઠ્યું. જે વેળા સિપાઈઓને કાબૂમાં રાખવા અંગ્રેજ અધિકારીઓ પરેડગ્રાઉન્ડ ઉપર પહોંચ્યા તે વેળા સિપાઈઓએ જ તેમને નિર્ભયપણે સંભળાવી દીધું: "અમે હવે માત્ર અમારા દેશી અધિકારીઓના હુકમ પ્રમાણે જ ચાલવાના છીએ; આજથી અમારા આગેવાન સુબેદાર ધુલિપસિંગ એકલા જ છે." તે પછી સુબેદાર ધુલિપસિંગે અંગ્રેજ અધિકારીઓને કેદ કર્યા. બાર પગલાં કરતાં વધારે લાંબું ચાલવાની પણ તેમને બંધી કરવામાં આવી. બીજી બાજુ લોકપ્રિય આગેવાનની પદરજથી પવિત્ર બનેલા

---

ned to death. But, before the sentence could be executed Oudh broke into revolt and, like many a political criminal in Europe, he stepped at once from the floor of a dungeon to the footsteps of a throne!"—Malleson, Vol. IV, page 379. Says Gubbins: "The Moulvie of Fyzabad was released from jail by the mutineers. He came from Madras and was of a respectable Mahomedan family and had traversed much of upper India, exciting the people to sedition He had been expelled from Agra for preaching sedition" Etc, etc.

કારાગૃહ તરફ સિપાઈઓ તથા નાગરિકો ઊમટ્યા. જનતાના પ્રેમોદ્‌ગારોના જયનાદમાં જેલના દરવાજાનો કચ્ચૂઘાટ થયો અને મૌલવી અહમદશાહ પોતાની તુરતમાં તોડેલી બેડીઓ બાજુ પર ફેંકી દઈ લોકસમુદાય તરફ આગળ વધ્યો! મૌલવીનો આ નવો અવતાર હતો! જે બ્રિટિશ રાજસત્તા મૌલવીને ફાંસીએ ચડાવવા તત્પર બની હતી, તેના જ ગળામાં આખરે મૌલવીએ ફાંસીનું દોરડું બાંધ્યું હતું! છૂટો થતાં જ તેણે ફૈઝાબાદના ક્રાંતિપક્ષનું નેતૃત્વ સ્વીકાર્યું. તે પછી પોતાને ફરમાવાયેલી દેહાંતદંડની સજાના બદલામાં પહેલું કામ તેણે એ કર્યું કે તુરતમાં જેલમાં પૂરવામાં આવેલા કર્નલ લેનોક્સને એક સંદેશો મોકલી (જેલમાં હતો તે વેળા આ કર્નલ-લેનોક્સે મૌલવીને હોકો પીવાની છૂટ આપી હતી તે સારુ) તેનો અંતરથી આભાર માન્યો.[૩]

દેહાંત દંડની સજા ફરમાવનાર આદમીએ પોતાને હોકો વાપરવાની છૂટ આપ્યા બદલ આભાર માન્યા પછી મૌલવીએ તુરત અંગ્રેજોને ફૈઝાબાદ છોડી ચાલ્યા જવાને સમજાવ્યા. બીજે બધે બન્યું હતું તેવી જાતની લૂંટફાટ, મારામારી અગર તો બીજા કોઈ અનિચ્છનીય બનાવો ફૈઝાબાદમાં ન બને તેટલા સારુ રક્ષણ અર્થે સિપાઈઓની ટુકડીઓ ગોઠવી દેવામાં આવી હતી. દારૂગોળાનો ભંડાર અને બીજાં મકાનો પર પણ સિપાઈઓનો પહેરો મુકાઈ ગયો હતો. ૧૫મી પલટનના સિપાઈઓએ એક યુદ્ધસમિતિ ચૂંટી કાઢી. એ મંડળે આપેલા નિર્ણય અનુસાર અંગ્રેજ અધિકારીઓને ઠાર કરવાનું નક્કી થયું. પરંતુ પછીથી તેના મુખ્ય આગેવાને ફરી એવો નિર્ણય જાહેર કર્યો કે આપણે અગાઉ અંગ્રેજોને જવા દેવાનું વચન આપી ચૂક્યા છીએ, તે વચનનો ભંગ થાય તે વ્યાજબી ન ગણાય.

૩ Charles Ball's *Indian Mutiny*, Vol. I, page 394.

અને એ મુજબ અંગ્રેજોને ઠાર મારી ન નાખતાં તેમને જીવતા જવા દેવામાં આવ્યા. જતી વેળા સાથે માલમિલકત લઈ જવાની તેમને છૂટ અપાઈ હતી, છતાં અયોધ્યાના રાજાની માલેકીની એટલે સાર્વજનિક ગણાતી કોઈ પણ માલમિલકત ફેરવવાની તેમને સાફ મના કરવામાં આવી. તે પછી અંગ્રેજો માટે ક્રાંતિકારીઓએ પોતે હોડીઓ તૈયાર કરી, તેમ જ તેમને થોડું દ્રવ્ય પણ આપ્યું. ત્યાર પછી અંગ્રેજ અધિકારીઓ સિપાઈઓથી છૂટા પડી હોડીઓ દ્વારા ગોગ્રા માર્ગે રવાના થયા. ૯ મી જૂનના રોજ સવારમાં એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું; અને હવેથી નવાબ વાજીદઅલીશાહનો રાજઅમલ પાછો ચાલુ થયાનું જણાવવામાં આવ્યું.

જે વેળા અંગ્રેજો હોડીઓમાં બેસી ગોગ્રા દ્વારા આગળ વધી રહ્યા હતા તે વેળા ૧૭ મી પલટનના સિપાઈઓએ તેમને જોયા. એ સિપાઈઓને ફૈઝાબાદના સિપાઈઓ તરફથી પત્ર મળ્યો હતો જેમાં એવી મતલબનું જણાવાયું હતું કે 'ફૈઝાબાદથી આવનારા અંગ્રેજોને ઠાર કરશો.' એ યોજના મુજબ તેમણે હોડીઓ પર હલ્લો કર્યો. ચીફ કમિશનર ગોલ્ડનેને ઠાર કરવામાં આવ્યો; એ જ પ્રમાણે લેફ્ટેનંટ થોમસ, રીચી, મિલ, એડવર્ડ્ઝ, કરી, વગેરે અંગ્રેજોની પણ કતલ કરવામાં આવી. જેઓ મોહદાબાદ નાસી ગયા હતા તેમને ત્યાંના પોલીસોએ જ મારી નાખ્યા. માત્ર એક જ હોડીના માણસો ખલાસીઓની મદદને કારણે સંતાતા છૂપાતા આખરે અંગ્રેજોની છાવણી સુધી સુખરૂપ પહોંચી શક્યા. રાજા માનસિંગના કુટુંબીઓ પોતાને આશરે આવેલાં અંગ્રેજ સ્ત્રી-બાળકોની સહીસલામતીની ભારે ચિંતામાં પડ્યાં હતાં, ત્યાં તો થોડા વધારે લોકો આશરો માગવા આવી ચડ્યા. એ વેળા માનસિંગ અયોધ્યામાં હતો. ત્યાંથી તેણે ઘેર લખી જણાવ્યું કે અહીં

મારે ક્રાંતિકારીઓ સાથે કરાર થયા છે કે કોઈ અંગ્રેજ પુરુષ આદમીને મારે આશરો આપવો નહિ; માત્ર તેમનાં સ્ત્રીબાળકોને જ રાખવાં. અને આ શરતોનું બરાબર પાલન થાય છે કે નહિ તેની ખાતરી માટે ઘરની ગમે ત્યારે ઝડતી પણ લેવામાં આવશે." આથી તેને ત્યાં રહેલાં અંગ્રેજો પોતાનાં કુટુંબો સાથે કિલ્લો છોડી ગંગા પાર ઊતરી જવા નીકળી પડયા. રસ્તે તેમને અનેક જાતનાં જોખમો અને હાલાકીમાંથી પસાર થવું પડ્યું. એમાંથી જે બચ્યા તેઓ ગોપાળપુરના રાજાના દરબારમાં આશરો લેવા પહોંચ્યા. ત્યાંના રાજાએ એ ૨૧ અંગ્રેજોની થોડા દહાડા સુધી સારી બરદાસ કરી, અને પછી તેમને સહીસલામત અંગ્રેજ છાવણીમાં પહોંચાડી દીધા. ૧૮૫૭ ની એ મહા આફતમાંથી જે અંગ્રેજો જીવતા રહ્યા તેમણે પોતાના અનુભવોનાં વિસ્તારપૂર્વકનાં લાંબાં વર્ણનો લખી રાખ્યાં છે. એ બધાં વર્ણનો ખૂબ બોધદાયક છે, અને ભારતવર્ષના લોકોના દિલની ઉદારતાનાં એ જીવતાંજાગતાં સ્મારકો સમાં છે! અયોધ્યામાં અંગ્રેજો પ્રત્યેની દ્વેષભાવનાથી લોકો મનમાં બળી રહ્યા હતા છતાં ક્રાંતિકારીઓના પક્ષમાં રહીને લડનારાં રજવાડાંઓ શરણે આવેલા અંગ્રેજોને આશરો આપી તેમનો સારો આદરસત્કાર કરતાં. આવા દાખલાઓ માત્ર ગણ્યાગાંઠ્યા જ હતા એવું નથી. બુશર લખે છે: "આખરે હું એકલો બાકી રહ્યો. દોડતો દોડતો હું એક રસ્તે આવેલા ગામડામાં જઈ પહોંચ્યો. જે માણસ અને પડેલવહેલો સામે મળ્યો તે બ્રાહ્મણ હતો. તેની પાસે પીવા માટે મેં થોડું પાણી માગ્યું. મારી દુર્દશા દેખીને તેના દિલમાં દયા ઊપજી, અને એ ગામમાં બ્રાહ્મણોની જ કેવળ વસ્તી હોવાથી મારા જાનને કશું જોખમ નહિ આવે એવો તેણે દિલાસો આપ્યો... બુલિસિંગ મારો પીછો લેતો ત્યાં આવી પહોંચ્યો. દોડતો દોડતો હું

એક સાંકડી ગલીમાં ઘૂસ્યો; તે વેળા એક ઘરડી બાઈએ મારી નજીક આવી મને એક ઝૂંપડીમાં પેસી જવાની નિશાની કરી. અંદર પેસી હું ખડમાં સંતાઈ રહ્યો. થોડી વારે બુલિસિંગ અને તેના સાથીઓ ત્યાં આવી પહોંચ્યા અને દરેક ભાગમાં તલવારની અણી ભોંકી તપાસી જોવા લાગ્યા. તુરત જ તેમણે મને શોધી કાઢ્યો અને વાળ પકડી ઢસરડીને બહાર ખેંચી આણ્યો. એટલામાં ગામડાના લોકો ત્યાં એકઠા થઈ ગયા અને તેમણે ફિરંગીઓને નામે હજારો ગાળો ભાંડવી શરૂ કરી દીધી. પછી ટોળાંઓના પોકારો વચ્ચેથી બુલિસિંગ મને ત્યાંથી બીજે સ્થળે લઈ ગયો. રોજ રોજ મારા શિરચ્છેદની શિક્ષા એકેક દિવસ પાછી ધકેલાયે જતી હતી; હું તેને પગે લાગી દયાની યાચના કરતો. આખરે મને બુલિસિંગના ઘરમાં જ લઈ જવામાં આવ્યો.'' ત્યાંથી પછી ઘણા દહાડા બાદ તેને છાવણીમાં પહોંચાડી દેવામાં આવ્યો. કર્નલ લેનોક્સ લખે છે: "અમે નાસી જતા હતા ત્યારે નઝીમ હુસેનખાનના માણસોએ અમને પકડયા. તેમાંના એક જણે પોતાની પિસ્તોલ કાઢી દાંત કચકચાવી એમ પણ કહ્યું: 'ફિરંગીઓને પળવારમાં યમસદન પહોંચાડી દેવા મારા હાથ એવા ઊંચાનીચા થઈ રહ્યા છે કે વાત ન પૂછો!' પરંતુ તેણે એનો અમલ ન જ કર્યો. પછી અમને નઝીમ પાસે લઈ જવામાં આવ્યા. દરબારમાં તે એક તકિયા પર અઢેલીને પડ્યો હતો. તેણે અમને થોડું થોડું સરબત પાયું અને 'નિર્ભય રહો' એમ કહી ધીરજ દીધી. અમને રહેવા માટે કઈ જગ્યા આપવી તે સંબધે ચર્ચા નીકળતાં જ એક ચિડાયેલા નોકરે ઘોડાના તબેલા બતાવ્યા. નવાબે એ માણસને ઠપકો આપ્યો. પણ ત્યાં તો બીજો એક માણસ આગળ આવી કહેવા લાગ્યો: 'એમાં એવી કઈ મુસ્કેલી છે? આ સઘળા ફિરંગી કૂતરાઓને તો ચાલો હું જ

ખલાસ કરી દઉં કે કામ પતી જાય!' નઝીમ એ બાધા ઉપર પૂગ બિસ્મીલ્લાહ ઉચ્ચાર્યું અને અમને જીવનદાન આપવાનું ફરી આશ્વાસન આપ્યું. ક્રાંતિકારીઓની બીકને લીધે અમે જનાનખાનાની ગાદીમાં જ છુપાઈ રહ્યા હતા. અમને ખોરાક, પાણી, કપડાંલત્તાં, સઘળું આપવામાં આવતું હતું." ત્યાર પછી એ સઘળાઓને હિંદીઓનો વેશ પહેરાવી નઝીમ હુસેનખાને અંગ્રેજોની છાવણીમાં પહોંચતા કરી દીધા.

અંગ્રેજો ફૈઝાબાદ છોડીને ચાલ્યા ગયાના ખબર મળતાં જ પ્રાંતના બીજા જિલ્લાઓએ પણ આઝાદીનો ઝંડો ફરકાવ્યો. તે જ દહાડે એટલે ૯મી જૂનના રોજ સુલતાનપુર ખળભળી ઊઠ્યું; ત્રીજા જિલ્લાનું મુખ્ય શહેર સાલોની તા. ૧૦મીએ જાગૃત થયું. સાલોનીના અધિકારીઓ ઊભા થઈને ચારે તરફ નાસી છૂટ્યા! પૈકીના કેટલાકોને સરદાર રુસ્તમશાહે અને કેટલાકોને રાજા હનુમંતસિંગે રક્ષણ આપ્યું. અયોધ્યાના બહાદુર તેમ જ ઉદાર રાજરજવાડાંઓએ માત્ર શરણે આવેલાઓને જીવતદાન આપ્યાં એટલું જ નહિ, પરંતુ શરણ માગતા અંગ્રેજોની તેમણે સુંદર રીતે મહેમાનગતી પણ કરી! ખરું જોતાં આ સઘળા જમીનદારોનાં અંગ્રેજોએ તો ભારે અપમાન કરેલાં અને તેમને નુકસાન પણ ઘણું પહોંચાડેલું. પોતાના ધર્મનું લાતો મારી જે અપમાન કરવામાં આવેલું અને સ્વરાજને ધૂળધાણી કરી દેવામાં આવેલું એ હકીકત એ સઘળા રાજાઓ કદી પણ ભૂલ્યા નહોતા; તેઓ પોતાના અનુયાયીઓ સાથે જાહેર રીતે અંગ્રેજો સામે લડતમાં પણ પડ્યા હતા, અને કેટલાકોએ તો અંગ્રેજોને દેશ બહાર હાંકી કાઢ્યા વિના વિશ્રાંતિ ન લેવાના શપથ પણ લીધા હતા! પરંતુ તેમની વીરતાભરી દેશભક્તિ અને સ્વાતંત્ર્યપ્રેમની સાથે સાથે તેમનામાં દિલની

મોટાઈ પણ એટલી જ ભરી હતી. લોકસમૂહનો મોટો ભાગ વેર અને ક્રોધાવેશથી બેફામ બની અંગ્રેજોની કતલ ઉડાવવામાં મશગૂલ હતો, તે વેળા અંગ્રેજોનાં સ્ત્રી-બાળકો પ્રત્યે રહેમદિલી દાખવી એ રાજારજવાડાંઓ અને જમીનદારોએ જ તેમનું આતિથ્ય અને રક્ષણ કર્યું. એટલું જ નહિ પરંતુ જે અધિકારીઓએ પોતે તેમને હેરાન કર્યા હતા, તેમને પણ શરણે આવ્યા પછી એ લોકોએ જીવતદાન આપ્યાં હતાં. લોકોએ વારેવારે માગણી કરેલી કે "આ અધિકારીઓને જીવતા જવા દેવામાં ડહાપણ નથી; તેઓ ફરી વાર લડવા તૈયાર થશે." (અને ૧૮૫૭ ના પાછલા ભાગમા એ બધા અધિકારીઓએ એમ જ કર્યું હતું!) તોપણ તેમના પ્રત્યે ઉદારતા બતાવવામાં એ જમીનદારોએ પાછું વાળી જોયું નહોતું! આ જાતની ઉદારતા અને મનની મોટાઈ—લોકસમાજનો મોટો સમૂહ એથી ક્રોધે ભરાનો હોવા છતાં—બતાવ્યાના દાખલા હિંદુસ્તાન સિવાય બીજા કોઈ દેશમાં, અને તેમા ય ક્રાંતિકાળમાં જાણવા અગર સાંભળવામાં આવ્યા નથી?

કાલાની જાગીરનો રાજા હનુમંતસિંગ દેશકાજે લડી મરવાની તમન્નામાં બીજા કોઈ કરતાં લેશ પણ ઊતરતો ન હોવા છતા કેવળ એના દિલની ભારે ઉદારતા જ ખુદ શત્રુના મોંએથી નીચેના ઉદ્દગારો કઢાવી શકી છે. "બ્રિટિશોએ દાખલ કરેલી નવી જાતની મહેસૂલપદ્ધતિને કારણે આ બહાદુર રજપૂત રાજાની ઊપજનો ઘણો મોટો હિસ્સો તેની પાસેથી પડાવી લેવાયો હતો. એ અપમાન અને જુલમનું શલ્ય એના દિલમાં ઊંડે સુધી ખટક્યા કરતું હતું; તોપણ, જે દેશે એને લગભગ વિપત્તિને રસાતાળ પહોંચાડ્યો હતો તે દેશના જ શરણાગત અધિકારીઓ પ્રત્યે એનું ઉદાર દિલ વિપદમાં સાપડેલા પામર પ્રાણીઓ પ્રત્યેની દયા અને ભલાઈની લાગણી સિવાય

બીજી કોઈ દૃષ્ટિથી જોવા ના પાડતું હતું! એ આપત્તિકાળે તેણે એ અધિકારીઓને મદદ કરી અને તેમને તેમના કિલ્લા સુધી સહીસલામત પહોંચાડી દીધા. પરંતુ છૂટા પડતી વેળા જ્યારે કૅપ્ટન બરોએ તેને બદલો દાખી દેવામાં મદદ કરવાની માગણી વ્યક્ત કરી ત્યારે તે સડપ કરતો બેઠો થઈ ગયો અને ચોખ્ખું સંભળાવી દીધું: "સાહેબ! તમારા દેશબાંધવો અમારા દેશમાં આવ્યા અને તેમણે અમારા નવાબને કાઢી મૂક્યા. જાગીરદારોના હક્કો તથા વહીવટના અધિકારો તપાસી જોવા સારુ તમે તમારા અધિકારીઓને જિલ્લે જિલ્લે વેરી દીધા. કલમના એક ગોદાથી જે ગામો અમે અનાદિકાળથી વંશપરંપરા ભોગવતા આવ્યા છીએ તે તમે છીનવી લીધાં! નિરુપાય બની અમારે મૂંગા રહેવા સિવાય બીજો માર્ગ નહોતો. આજે તમારી દશા હવે અચાનક પલટાઈ ગઈ છે! જેની પાસેથી તમે સઘળું પડાવી લઈ તેનો સત્યાનાશ કર્યો એવા ખુદ મારી પાસે જ—મારે જ બારણે તમારે આજે તમારા પ્રાણની ભીખ માગતા આવવું પડ્યું છે ને મેં તમારું રક્ષણ પણ કર્યું છે! પરંતુ હવે તો હું અમારા પ્રજાજનોની આગેવાની લેવા લખનૌ જઈ રહ્યો છું, ને તમને જ અમારા દેશમાંથી હાંકી કાઢવાના એકમાત્ર કામમાં જોડાઈ જવાનો છું." ૪

અયોધ્યા પ્રાંતના લોકોએ જે ઉદારતા એ વેળા દાખવી હતી તે તેમની નબળાઈને કારણે તો નહોતી જ. ૩૧ મી મેથી જૂનનું પહેલું અઠવાડિયું પૂરું થતાં સુધીમાં તો આખો અયોધ્યા પ્રાંત કોઈ પ્રચંડ યંત્ર અચાનક ધડધડાટ કરતું ચાલુ થાય તે મુજબ ખળભળી ઊઠ્યો હતો! અયોધ્યા પ્રાંતના સઘળાં રાજરજવાડાંઓ અને જમીનદારો; હજારોની સંખ્યામાં બ્રિટિશ પાયદળ, ઘોડેસ્વાર અને તોપ-

૪ Malleson's *Indian Mutiny*, Vol. III, page 273. (foot-note)

'ખાનાના સિપાઈઓ; મુલકી ખાતાના એકેએક નોકરો; ખેડૂતો, વેપારીઓ, વિદ્યાર્થીઓ, હિંદુ તેમ જ મુસલમાનો: સઘળાઓ દેશને સ્વાતંત્ર્ય અપાવવા અર્થે એક પ્રચંડકાય માનવી પેઠે જાગી ઊઠયા હતા! વ્યક્તિગત વેરભાવો તથા વર્ણ, જાતિ અને ધર્મના ભેદ-ભાવો, સઘળું દેશપ્રેમમાં સમાઈ—પીગળી ગયું! દરેકનું અંતર્યામી દિલ ખાત્રીથી કહેતું હતું આપણે ધર્મના અને ન્યાયના યુદ્ધમાં જ ઝંપલાવીએ છીએ! કેવળ દસ જ દિવસમાં લોકોએ નવાબ વાજીદ-અલીશાહને ફરી પાછો સિંહાસને સ્થાપ્યો. અને એ રીતે ડેલહૌસીએ ઉઠાવેલી બૂમ—'લોકોના ભલા અર્થે જ અમે વાજીદઅલીશાહને પદ ભ્રષ્ટ કરીએ છીએ!'—તેને ખુદ પ્રજાએ જ રોકડેરોકડો અને મુત્સદ્દી-ગીરીભર્યો જવાબ પરખાવ્યો! જુલાઈ મહિનાનું પહેલું અઠવાડિયું ખતમ થાય તે પહેલાં તો અયોધ્યા પ્રાંતમા એવું એકે ય ગામડું ન રહ્યું જ્યાં બ્રિટિશ વાવટાના ચીરેચીરા ઉડાવી દઈ લોકોએ જ ડેલ-હૌસીને આવો મુત્સદ્દીગીરીભર્યો જવાબ સંભળાવ્યો ન હોય!

સઘળી પરિસ્થિતિનું આ રીતે વિગતવાર સાચેસાચું ચિત્ર રજૂ કર્યા પછી પ્રસિદ્ધ ઇતિહાસકાર ફોરેસ્ટ પ્રસ્તાવનામાં લખે છે: "આ રીતે માત્ર દસ જ દહાડામાં આખા અયોધ્યા પ્રાંતમાંથી અંગ્રેજી સત્તા કોઈ સ્વપ્ના પેઠે ઊડી ગઈ—વિલીન થઈ ગઈ—હતી ન હતી બની ગઈ! સિપાઈઓએ બળવો કર્યો; લોકોએ અંગ્રેજી રાજસત્તાને જ ફગાવી દીધી. પરંતુ તેની પાછળ વેરભાવના નહોતી! કેટલાએક અપવાદો બાદ કરીએ તો બહાદુર અને ક્રોધથી ભાન ભૂલેલા લોક-સમૂહે રાજકર્તાવર્ગ માંહેના નિરાશ્રિત પરંતુ શરણે આવેલા અંગ્રે-જોને નવાઈ પમાડે તેવી દયાદૃષ્ટિથી સાચવી લીધા; જેમણે પોતાની સત્તાની ઘનતીના સમયમાં પરોપકારના દંભ દાખવીને લોકોના મોટા ભાગને માથે દુઃખના ડુંગર ઊભા કર્યા હતા તે જ સત્તાધિકારીઓ

(અંગ્રેજો) હાર્યા ત્યારે તેમની સાથે અયોધ્યાના લોકોએ જે ઉદારતા અને મોટાઈ દાખવ્યાં હતાં તે ખાસ કરીને ધ્યાન ખેંચે એવી ઘટના છે.[5] લાયક અને અનુભવી અંગ્રેજ અધિકારીઓને ઔચિત્ય-ઉદારતાથી અયોધ્યાના લોકોએ જીવતા જવા દીધા ન હોત તો આગળ જતાં કેવળ નવતર અનુભવહીન છોકરવેજા સમા અંગ્રેજો ‘કદી કાળે અયોધ્યા પ્રાંત પાછો ન જ મેળવી શકત! કેમકે આગળ જતાં આપણે જોઈશું કે નવી અંગ્રેજી કુમકો મળતાં આ જ અધિકારીઓને પાછા સત્તા જમાવવા અયોધ્યામાં મોકલવામાં આવ્યા હતા. અને વિચિત્ર ઘટના તો એ છે કે અસ્થાને દર્શાવેલી ઉદારતાના બદલા રૂપે જ જાણે આ અધિકારીઓએ પાછા આવીને ઉદાર દિલથી પોતાને જીવતા જવા દેનારા ક્રાંતિકારીઓ પર જ જુલમ અને અત્યાચારોની ઝડી વરસાવી’

તા. ૧૦ જૂન સુધીમાં આખો અયોધ્યા પ્રાંત સ્વતંત્ર બની ગયો, અને સઘળા સિપાઈઓ તથા સ્વયંસેવકો લખનૌને રસ્તે પડ્યા. તે વેળા લખનૌમાં પ્રભાવશાળી અંગ્રેજ નેતા સર હેનરી લોરેન્સ હતો; મરણોન્મુખ બનેલી અંગ્રેજી રાજસત્તાને સચેતન કરવાના તેણે ભગીરથ પ્રયત્નો માંડ્યા હતા. પ્રાંત આખો હાથમાંથી ચાલ્યો ગયા છતાં રાજધાનીનું શહેર હજુ તેણે પોતાના કાબૂમાં ટકાવી રાખ્યું હતું. ક્રાંતિની વિશાળતાનો અંદાજ તેણે પહેલેથી જ બાંધ્યો હતો, અને તેથી અગાઉ વર્ણવ્યા મુજબ માચીભવન અને રેસીડન્સી એ બંને જગ્યાએ રક્ષણાત્મક કિલ્લેબંદી કરી તેણે પૂરી તૈયારી કરી રાખી હતી. ૩૧ મી મેના રોજ બળવો કરી સિપાઈઓ ચાલ્યા ગયા એટલે તેણે એક શીખોની અને બીજી ‘અસાધારણ વફાદાર’ હિંદીઓની એમ બે મજબૂત પલટણો તૈયાર કરી. બાકી રહેલા જૂના સિપાઈ-

5 Forrest's *State Papers*, Vol II, page 37.

ઓનાળી પનટને ૧૨ મી જૂનના રોજ બળવો જાહેર કર્યો બળવો જાહેર થવાથી સર હેન્રી ઉપર ભારે રાજ્ય થયો કેમકે હવે તો તેની પાસે ચુનંદા અંગ્રેજ સોજ ની એક ટુકડી, તોપખાનું અને ભારે તાલીમ નીચે જેમની વફાદારી સિદ્ધ થઈ ચૂકી હતી એવી શીખો અને રાજનિષ્ઠ દેશીઓની બે પનટનો, એટલું લશ્કર હતું આટની તૈયારી સાથે તે લડાઈના ગોમની રાહ જોઈ બેઠો હતો.

સિપાઈઓ અને અયોધ્યાના જુવાન સ્વયંસૈનિકો લખનૌ ફરતા એકઠા થતા હતા. અહી રીધુ યુદ્ધ મડાય તે પહેલા બને પક્ષો બીજી એક લડાઈના પરિણામની રાહ જોઈ રહ્યા હતા કાનપુરનો ઘેરો હવે છેવટની ઘડીએ પહોચ્યો હતો, આવે પ્રસંગે કાનપુરના પરિણામના સમાચાર મળ્યા વિના અંગ્રેજો અગર તો ક્રાંતિકારીઓ બેમાથી કોઈ પક્ષ લડાઈ શરૂ કરવા માગતા નહોતા સર હેનરીએ તા ૨૩ મી જૂનના રોજ લોર્ડ કેનિંગને જણાવ્યું "જો કાનપુર ટકી જશે તો બાગે જ લખનૌ ઘેરામા સપડાશે" ૨૮ મી તારીખે લખનૌમા સમાચાર આવ્યા કે કાનપુરમા એક પણ અંગ્રેજને જીવતો છોડવામા આવ્યો નથી! આ ખબરથી ભારે ઉત્સાહમા આવી જઈને અંગ્રેજો સામે ચડી જવા અર્થે ક્રાંતિકારોએ છિન્નતનો માર્ગ લીધો

કાનપુરમા અંગ્રેજોને મળેલી સખત હારને લીધે તેમની પ્રતિષ્ઠા અને જોર પર સઘળે સ્થળે સખત ફટકો પડ્યો! આથી સર હેનરીએ તો મનમા ગાંઠ વાળી દીધી કે એ કરતા વધારે સખત હાર શત્રુને ન ખવડાવાય ત્યા સુધી લખનૌની રેસીડન્સી તો શું, પરંતુ કલકત્તાના ફોર્ટ વિલિયમ પણ સુરક્ષિત ન ગણાય! કાનપુરમા મળેલા અપમાનનું કલંક ક્રાંતિકારીઓના લોહી વડે ધોઈ નાખવાનો નિશ્ચય કરીને ૨૮ જૂનના રોજ અંગ્રેજી લશ્કર લોખંડી

પુલ નજીક એકઠું મળ્યું. સર હેનરીએ ૪૦૦ અંગ્રેજ સોલ્જરો, ૪૦૦ દેશી દેશદ્રોહી સિપાઈઓ અને ૧૦ તોપો સાથે લઈને લખનૌથી પ્રયાણ આરંભ્યું. શત્રુઓની ક્યાંઈ કશી હિલચાલ ન જણાયાથી તે ઘણે દૂર સુધી આગળ વધ્યો, ને આખરે ક્રાંતિકારીઓની મોખરાની ટુકડી સામે આવી લાગ્યો! સર હેનરીએ પોતાની જમણી પાંખ પરનું એક અગત્યનું ગામડું તાબે કરી લેવાનો સિપાઈઓને હુકમ કર્યો; તે પ્રમાણે ચડાઈ કરી સિપાઈઓએ તે ગામડું સર કર્યું. અંગ્રેજ સોલ્જરોએ પણ ડાબી પાંખ પરનું ઇસ્માઇલગંજ નામનું ગામડું સર કર્યું. તોપખાનાવાળા હિંદી તેમ જ અંગ્રેજ આગેવાન તોપચીઓએ ક્રાંતિકારીઓના તોપખાના પર ગોળાઓનો એવો સખત વરસાદ વરસાવ્યો કે એ તોપખાનું જ બોલતું બંધ થઈ ગયું! તે ઘડીએ છિન્નતમાં અંગ્રેજો જ લગભગ જીત્યા હતા. પરંતુ એકાએક ક્રાંતિકારીઓએ ડાબી પાંખ પરના એક ગામડા પર છૂપો હલ્લો કર્યાની બૂમ ઊઠી; તેમણે અણધાર્યો હલ્લો કરીને અંગ્રેજો પર સરસાઈ કરી તેમને હાંકી કાઢ્યા અને એ ગામડું જીતી લીધું. ક્રાંતિકારીઓએ હવે અંગ્રેજો પર પાછળથી તેમ જ મધ્યમાં બંને દિશામાંથી એકી સાથે ચડાઈ આરંભી! અંગ્રેજ સોલ્જરો પાછા હઠતા ગયા તેમ તેમ ક્રાંતિકારીઓ આગળ ધસતા ચાલ્યા! અંગ્રેજી લશ્કરમાં ભારે ગડબડ મચી ઊઠી! હવે લડાઈ લંબાવવામાં પોતે જ કપાઈ મરવા જેવું દેખતાં સર હેનરીએ પીછેહઠ કરવાનો હુકમ આપ્યો. પીછેહઠ કરવામાં પણ અંગ્રેજો ભારે હેરાન થયા, કેમકે છિન્નતની જીત પછી ક્રાંતિકારીઓ બેસી રહ્યા નહોતા. પાછા હઠતા અંગ્રેજી લશ્કરનો તેમણે મજબૂત રીતે પીછો પકડ્યો. અંગ્રેજોના તોપખાનાવાળા દેશી સિપાઈઓ જરા ઢીલા પડી ગયા હતા; પણ બાકીના હિંદી ઘોડેસ્વાર તેમ જ પાયદળ સૈન્યે

અંગ્રેજો કરતાં વધારે બહાદુરી દાખવીને પીછેહઠને વ્યવસ્થિત સાચવી રાખી. છતાં આખરે એ શિસ્તબદ્ધ પીછેહઠ નાસભાગ અને દોડાદોડીમાં જ પરિણમી ! હારેલું અંગ્રેજી લશ્કર લખનૌને રસ્તે નાસવા માંડ્યું. ૪૦૦ અંગ્રેજ સોલ્જરોમાંથી ૧૫૦ જણા તે જ દિવસે ખપી ગયા. હિંદી 'વફાદારો' ની સંખ્યા આપવાનું તો કારણ જ શું હોય? એ તોપો અને એક બોંબગોળા છોડતી મોટી હોવિટ્ઝર (Howitzer) તોપ રણમેદાન પર પડતી મૂકી અંગ્રેજોને નાસી જવું પડ્યું; જતાં જતાં કાનપુરનો બદલો લેવાનો વિચાર પણ તેમણે ત્યાં જ પડતો મૂક્યો ! આ રીતે માર ખાઈને સર હેનરી ફરી રેસીડન્સીમાં પાછો ફર્યો; તોપણ ક્રાંતિકારીઓ તેના પીછો લીધે જ જતા હતા. જ્યારે એ અંગ્રેજો, શીખો અને 'વફાદાર' સૈનિકો રેસીડન્સીની તોપોના મારાની હદમાં જઈ પહોંચ્યા ત્યારે જ છિન્નતની લડાઈનો અંત આવ્યો. પરંતુ તેનાં પરિણામોનો અંત હજુ ક્યાં આવ્યો હતો ? ક્રાંતિકારીઓએ માચીભવન અને રેસીડન્સી બંનેને ઘેરો ઘાલ્યો; આ કારણે એક જ સ્થળેથી પાકો સામનો થઈ શકે એ વિચારે સર હેનરીએ માચીભવન ખાલી કરવાનું ઠરાવ્યું. પુષ્કળ દારૂગોળાવાળો ત્યાંનો ભંડાર સળગાવી દઈને ત્યાંના અંગ્રેજો રેસીડન્સીમાં ચાલ્યા ગયા. રેસીડન્સીમાં તો ખાદ્ય સામગ્રી, હથિયારો અને દારૂગોળો વગેરે ચીજો ઘેરાના ગમે તેટલા દિવસો સુધી પહોંચી શકે એટલા વિપુલ પ્રમાણમાં ભરી હતી. એ વેળા રેસીડન્સીમાં ૧૦૦૦ અંગ્રેજ સોલ્જરો અને ૮૦૦ દેશી સિપાઈઓનું લશ્કર હતું. બહાર એકઠા થયેલા વિશાળ ક્રાંતિકારી લશ્કરનો અંદાજ બાંધી તેનો બરાબર સામનો કરવાની ગોઠવણ અંગ્રેજોએ કરી દીધી. છિન્નતની લડાઈ પછી પણ રેસીડન્સીને ટકાવી રાખી સામનો કરવાનો અંગ્રેજ સેનાપતિનો આ જાતનો નિશ્ચય જોઈને

ક્રાંતિકારીઓએ પણ વ્યવસ્થિત ઘેરો ઘાલ્યો. પરદેશીઓની જોહુકમી અને ગુલામીનો સદાને માટે અંત આણવાના વિચારે તેઓ ક્રોધથી સળગી રહ્યા !

આ રીતે ગુસ્સાથી ખળભળી ઊઠેલા આખા અયોધ્યાએ અંગ્રેજી સત્તાને હરાવી દેશને ખૂણે ખૂણેથી તગડી કાઢી છેવટ તેને લખનૌની નાનકડી રેસીડન્સીમાં પૂરી દીધી![6]

---

6 The well-known writer of the *Red-Pamphlet* says:—"All Oudh has been in arms against us Not only the regular troops but sixty thousand men of the army of the ex-king, the Zemindars, and their retainers, the two hundred and fifty forts—most of them heavily armed with guns—have been working against us. They have balanced the rule of the Company with the sovereignty of their own kings and have pronounced, almost unanimously, in favour of the latter. The very pensioners who have served in the army have declared against us and to a man joined in the insurrection."

ગ્વાલિયર, ઇંદોર, રજપૂતાના અને ભરતપુર વગેરે સરખાં જીવતાં રાજ્યોની પ્રજા પણ આ સ્વાતંત્ર્યયુદ્ધના જુસ્સામાં, જેમનું સ્વાતંત્ર્ય સંપૂર્ણપણે નષ્ટ થયું હતું એવા પ્રદેશોની પ્રજા જેટલી જ ખળભળી ઊઠી હતી. 'આપણું રાજ્ય તો સહીસલામત છે; પછી નાહકના શા સારુ હેરાનગતિ અને જોખમ વહોરવાં?' એવો ક્ષુદ્ર વિચાર એ પૈકી કોઈના દિલને ભૂલથી પણ સ્પર્શ્યો નહોતો. તેમ જ 'એક ધોલકી જેવડું પોતાનું નાનું રાજ્ય પણ એક મોટું સ્વતંત્ર રાષ્ટ્ર છે, અગર તો ખાલસા મુલકની પ્રજા સાથે આપણે કશી લેવાદેવા નથી, એ તો પરદેશી સત્તા તળેનો અને સાવ જુદો વિભાગ છે.' એ જાતની સંકુચિત ભાવના પણ તેમના દિલમાં પેદા થઈ નહોતી. એક જ માતૃભૂમિનાં સંતાનો અંદરોઅંદર પરાયાં ગણાય? હરગિજ નહિ! આ તો ૧૮૫૭ની સાલ છે. આખો હિંદુસ્તાન હવે તો એક જ દેહ, એક જ પ્રાણ અને એક જ ભાવિની સાંકળથી જોડાઈ ગયેલ છે!

માટે ગ્વાલિયરના ઓ સિંધિયા[1] અંગ્રેજો સામે લડી લેવાની અમને રજા આપો; કેવળ રજા આપો એમ નહિ, પરંતુ અમારી સાથે ચાલી અમારા આગેવાન બનો; 'સ્વદેશ' અને 'સ્વધર્મ'ના મહામંત્રોના જાપ જપતા મહાદજીનું અધૂરું રહેલું કાર્ય પૂરું કરવા માટે સઘળું સૈન્ય લઈ રણક્ષેત્રમાં આગે બઢો. આખો દેશ હવે જ્યાજી સિંધિયાના એક જ શબ્દ પર મીટ માંડી બેઠો છે! 'યુદ્ધ'ની જાહેરાત કરો એટલે આગ્રા તુરત શરણે આવશે, દિલ્હી સ્વતંત્ર થશે, આખો દક્ષિણ ગર્જી ઊઠશે, પરદેશીઓને દેશ બહાર હાંકી મૂકશું, દેશ પરતંત્રતામાંથી છૂટશે, અને તમે જ આ દેશને સ્વાતંત્ર્યનું વરદાન મેળવી આપનારા નરશ્રેષ્ઠમાં ગણાશો! વીસ કરોડ માનવીઓનું જીવતર આજે એક જ માનવીના શબ્દ પર તોળાઈ

રહ્યું છે! આવો અવસર ખરેખર ઐતિહાસિક છે.

પણ પહેલાં તો એ એક જ શબ્દનો ઉચ્ચાર કરવા માટે સિંધિયાની જીભ જ વળતી નહોતી; અને જ્યારે એ વળી ત્યારે 'યુદ્ધ' શબ્દના ઉચ્ચારને બદલે એણે 'મૈત્રી' શબ્દનાં ગુણગાન ગાવા માંડ્યાં! સિંધિયાએ સ્વદેશ સાથે નહિ પરંતુ અંગ્રેજો સાથે પોતાની મૈત્રી જાળવી રાખવાનો નિરધાર કર્યો! એ સાંભળતાં જ લોકસમુદાય ક્રોધથી સળગી ઊઠ્યો. સિંધિયા લડવા માટે તૈયાર ન હોય તો અમે લડશું! માતૃભૂમિની મુક્તિ કાજે તમારે ન આવવું હોય તો તમને પડતા મૂકીને જ નહિ, પરંતુ જરૂર જણાતાં તમારો વિરોધ કરીને પણ અમે તે ફરજ બજાવશું! આજે ૧૪ મી જૂન અને રવિવાર છે. આજ સુધી અમે આશાભર્યો રાહ જોતા બેઠા હતા કે સિંધિયા અમારી સાથે જોડાશે. આજે સૂર્યાસ્ત સુધી હજુ અમે રાહ જોશું; પણ ભગવાન્ સૂર્યનારાયણ અસ્તાચળે જતાં જ 'હરહર મહાદેવ!'નો પોકાર થવાનો જ છે! અરે, પેલું ગાડીમાં બેસીને કોણ જઈ રહ્યું છે! મિસ્ટર કૂપલેંડ અને તેમનાં પત્ની છે શું? અને એમને પગે લાગવા પેલું કોણ જાય છે? ૧૪મી જૂન પછી પણ હજુ ફિરંગીને સલામ ભરવાની? એ ફિરંગી તો શું પણ પેલી બાજુ પેલા બ્રિગેડિયર આવે છે, તેને પગે લાગવા પણ કોઈ હાથ ઊંચો કરતું નથી અગર તો શિર નમાવતું નથી! ખરેખર એ બ્રિગેડિયર તો છે; પણ એને બ્રિગેડિયર બનાવ્યા કોણે? ફિરંગીઓએ જ બનાવ્યા છે ના? પ્રાસાદશિખરે જઈ બેસે તોપણ આખરે તો એ કાગડો જ ના? ગમે તેટલે ઊંચે જઈને બેસે તોપણ કાગડો ગરુડ થોડો જ બની શકે? માટે બ્રિગેડિયર સામે પણ છાતી કાઢીને ચાલ્યા જાઓ; તેના તરફ નજર સરખી ન નાખશો! અને એ રીતે ગ્વાલિયરના લશ્કરના સિપાઈઓ બ્રિગેડિયરની દરકાર કર્યા વિના,

તેને સલામ પણ ભર્યા વિના પસાર થઈ ગયા![૧] અંતરની ઊંડી ગુફામાં આત્મપ્રતીતિની ખાતરી થતાં આર્યશાર્દૂલે હવે પોતાની રમતો —પોતાનાં પરાક્રમો બતાવવાની શરૂઆત કરી દીધી. છતાં સાંજ સુધી કશી ગડબડ ન થઈ. થોડી વારમાં એક બંગલો સળગી ઊઠ્યો જણાયો. શું, બળવો કરવાનો વખત હવે આવી પહોંચ્યો? તોપખાના પરના સૈનિકો! જાગો. પાયદળના પદાતીઓ, એક હાથમાં સળગતી મશાલ અને બીજા હાથમાં ચમકતી તરવાર પકડી સિંહગર્જના કરતા દશે દિશામાં ફરી વળો, રણકલ્લોલ જગવી દો! રસ્તામાં જે ભેટે તેનો રંગ તપાસો; કાળાને ભેટો ને ગોરાને ગરદન મારો!

"મારો ફિરંગી કો!" શું તમે બંગલામાં ઘૂસી જાઓ છો? ભલે, તો અમે આખા બંગલાને જ દીવાસળી ચાંપશું! અગ્નિમાંથી છટકી જવા બંગલામાંથી પેલું કોણ દોડી જાય છે? ગોરોસાહેબ છે? ઉડાવો તેનું માથું! અને આ બીજું કોણ જાય છે? કોઈ ગોરી સ્ત્રી છે શું? "મત મારો, અમારે સ્ત્રીઓની હત્યા નથી કરવી!"[૨] આખી રાત આવું નિર્ઘૃણ તાંડવ મચી રહ્યું. ગ્વાલિયરમાં તો શું પણ ખુદ સિંધિયાના રાજમહેલમાં પણ હવે એક પણ અંગ્રેજ બચ્યો જીવતો રહેવો ન જોઈએ! સઘળા અંગ્રેજોને સિંધિયાના રાજ્યમાંથી આગ્રાના દરવાજા સુધી તગડી મૂકવામાં આવ્યા. બધી અંગ્રેજ સ્ત્રીઓને પકડીને જેલમાં પૂરી દેવામાં આવી. પરંતુ સ્ત્રીઓ સાથે વાત પણ ન કરવી એ અઘટિત કહેવાય. પણે, પણે જુઓ, એક ગોરીબાઈ તડકામાં ઊભી બળી રહી છે! ચાલો; તેની સાથે બોલવામાં કશી હરકત નથી. એક માણસે તે બાઈને પૂછ્યું:

---

૧ Mrs Coopland's *Narrative.*

૨ Mrs. Coopland's *Narrative.*

"મેંમસાબ ! અહીંનો તડકો કેવો લાગે છે? ખરેખર બહુ આકરો છે, ખરું? અને અત્યારે તો તમને તે વધારે આકરો પણ લાગતો હશે! તમે જો તમારા ઠંડા મુલકમાં જ રહ્યાં હોત તો તમારે આ આપદા ભોગવવાનો વારો ન આવત, ખરું?' એ બાઈને અપાતી આ જાતની સેતાની શિખામણનો પ્રવાહ જાણી લઈ પેલો બીજો સિપાઈ તેને શું કહે છે તે સાંભળી લ્યો. "તમને આગ્રા મોકલી દઈએ એવી તમારી માગણી છે, ખરું? હા–હા–હા! પણ તમારા આદમીઓને મારી નાખ્યાં તો ઘણા દિવસો થઈ ગયા છે, હો! જાણતાં નહિ હો, પણ હવે આગ્રા તો દિલ્હીના બાદશાહના તાબામાં આવી ગયું છે. છતાં તમારે હજુ ત્યાં જ જવાની મરજી છે?" અને એ રીતે મશ્કરી અને હાસ્યનાં મોજાં ચોપાસ ફરી વળ્યાં. તે વેળા સિંધિયા તો પૂતળા પેઠે છાનાછપ બેસી ગયા હતા, ઠરી ગયા હતા! ગ્વાલિયરના લશ્કરે બળવો કર્યો; સિપાઈઓએ પોતાના ગોરા અમલદારોને ઠાર કર્યા! અંગ્રેજ સ્ત્રીપુરુષો, તેમના વાવટા અને તેમની સત્તાને પણ–સઘળાંને ગ્વાલિયરની સરહદ બહાર રવાના કરી દેવામાં આવ્યાં, અને એ રીતે ગ્વાલિયરને સ્વતંત્ર બનાવવામાં આવ્યું. ત્યાર પછી સિપાઈઓએ સિંધિયાને હુકમ કર્યો: "ચાલો, તમે અમારી આગેવાની લ્યો. આખા લાવલશ્કર સાથે નીકળી પડો અને આગ્રા, કાનપુર તથા દિલ્હી પહોંચી જઈ હિંદુસ્તાનના સ્વાતંત્ર્યયુદ્ધ (આઝાદી જંગ)માં સહાય કરવા ઝંપલાવો!" પરંતુ વારેવારે વચનો આપીને (તેમ જ તે તોડીને) સિંધિયાએ સિપાઈઓને રોકી રાખ્યા. હવે તો ખુદ તાત્યા ટોપે પોતે ત્યાં ખાનગી રીતે આવીને આગેવાની લે ત્યાં સુધી ગ્વાલિયરનું લશ્કર એમનું એમ ત્યાં નિરાંતે પડ્યું જ રહેવાનું.[૩]

---

[૩] "It was a most favourable moment for recovering

અને તેથી જ તો આગ્રામાના અંગ્રેજ લશ્કરને હજુ મનમાં લગીર આશા રહી છે. વાયવ્ય પ્રાંતનો લેફ્ટેનંટ ગવર્નર મિ. કોલ્વિન તે વેળા આગ્રામાં હતો; આ બધી પરિસ્થિતિમાં એ તો પ્રતિક્ષણે મૃત્યુના ભયથી ધ્રુજી રહ્યો હતો! મીરતના બળવાના સમાચારને લીધે વિફરેલા સિપાઈઓ પાસે અગાઉ તેણે જ 'રાજનિષ્ઠા' પર એક ભાષણ ફેંક્યું હતું. સાર્વત્રિક ક્ષમા-દયાદર્શનની જાહેરાત પણ એણે જ કરી હતી. પણ ક્ષમા માગવા સારુ આગળ આવે એવી હૈયા-ફૂટણી વૃત્તિવાળો એક પણ સિપાઈ હતો જ નહિ! એટલું જ નહિ પણ અપરાધ ક્ષમા કરવાની આ જાહેરાતના જવાબ રૂપે જ સિપાઈઓએ તા. ૫ મી જુલાઈના રોજ ઊલટો આગ્રા પર જ હલ્લો કર્યો! નીમચ અને નસિરાબાદમાંથી વિફરેલી પલટનો પણ આગ્રા ઉપર ચડી આવી. તુરત ક્રિતૌલી અને ભરતપુર રાજ્યોનાં વફાદાર લશ્કરો

---

his lost authority It was merely necessary to accede to the proposal of the mutinous contingents and to revenge himself on the British. Had he so acceded and put himself at their head and, accompanied likewise by his trusty Mahrattas, proceeded to the scene of action, the consequences would have been most disastrous to ourselves. He would have brought at least twenty thousand troops, one half of them drilled and diciplined by European officers, on our weak points. Agra and Lucknow would have at once fallen Havelock would have been shut up in Allahabad, and either that fortress would have been besieged or the rebels, giving it a wide berth, would have marched through Benares on to Calcutta There were no troops, no fortification to stop them " —*Red Pamphlet*, page 194

તેમની સામે મોકલવામાં આવ્યાં. દેશી રાજ્યોમાંથી મોકલાયેલ આ સિપાઈઓએ ચોખ્ખું કહી દીધું કે "અંગ્રેજો વિરુદ્ધ બળવો કરવાનો ભલે અમારા દિલમાં વિચાર ન હોય, છતાં અમે અમારા દેશભાઈઓ સામે હથિયાર તો કદી પણ ઊંચકશું નહિ!" આ રીતે અંગ્રેજો છેતરાયા અને સહેજ નિરાશ પણ થયા. હિંદી રાજ્યો ભલે વફાદાર હતાં, પરંતુ તેમની પ્રજા અને તેમનું લશ્કર તો "પોતાના દેશભાઈઓ સામે હથિયાર ચલાવવા કદી પણ તૈયાર નહોતું!" પરિણામે બ્રિગેડિયર પોલ્વ્હેલ પોતાની સાથે માત્ર અંગ્રેજ પલટનો લઈને જ આગ્રા ઉપર ચડી આવનારા ક્રાંતિકારીઓ સામે લડવા નીકળ્યો. બંને લશ્કરો સાસિહા નજીક ભેટ્યાં, અને આખો દિવસ લડાઈ ચાલી. પરંતુ ક્રાંતિકારીઓ સામે ટકી રહેવુ અશક્ય થઈ પડતાં જ અંગ્રેજો પાછા હટ્યા. વિજયના ઉન્માદથી ક્રાંતિકારીઓની આંખ ફાટી; તેમણે અંગ્રેજોનો સખત પીછો પકડ્યો. અંગ્રેજ લશ્કર આગ્રામાં પેઠું ત્યાં તેમની પાછળ તુરત જ ફતેહની જયઘોષણાઓ કરતા ક્રાંતિકારીઓ પણ દોડતા આવી પહોંચ્યા. જે તકની રાહ જોવાતી હતી તે આગ્રાને આજે સહેજે સાંપડી! તે દિવસ તા. ૬ ઠ્ઠી જુલાઈ હતી. પોલીસોની આગેવાની તળે આખું આગ્રા બળવો કરી ઊઠ્યું. પોલીસ અધિકારીઓ તો ક્રાંતિકારીઓ સાથે મળી ગયેલા જ હતા. હિંદુ અને મુસલમાન બંનેના મુખ્ય ધર્માચાર્યોએ એક મોટું સરઘસ કાઢ્યું. સરઘસને મોખરે કોટવાળ અને પોલીસઅધિકારી હતા. 'સ્વધર્મ અને સ્વરાજનો જય થાઓ!' ની જબરી ઘોષણાઓ સાથે તેમણે જાહેર કર્યું કે આજથી આગ્રામાં અંગ્રેજી સત્તાનો અસ્ત થાય છે અને દિલ્હીના બાદશાહની આણ ફરી ચાલુ થાય છે!

આમ આગ્રા સ્વતંત્ર થતાં જ પરાજયના અપમાનથી શરમાઈને તેમ જ ભાવિ ચિંતાથી મૂંઝાઈને મિ. કોલ્વિને કિલ્લાનો

આશરો લીધો. તેને સૌથી મોટામાં મોટી ચિંતા એ હતી કે સિંધિયા કઈ બાજુએ ભળશે? સિંધિયા ક્રાંતિકારીઓને મળી ગયેલ છે એટલા માત્ર ખબર પહોંચતાં જ એ અભેદ્ય કિલ્લો ત્યજીને કોલવિન શરણે આવત. પરંતુ સિંધિયાના 'રાજનિષ્ઠા' ભર્યા પત્રો તેમ જ તેણે કરેલી મદદ પરથી સિંધિયા અંગ્રેજોની વિરુદ્ધ નહિ જાય એ બિના દીવા જેવી ચોખ્ખી હતી; અને તે જ કારણે આગ્રાના કિલ્લા પરનો અંગ્રેજ વાવટો ફરકતો દેખાતો હતો. પરંતુ તે ફરકતો ટકાવી રાખવાની ચિંતા તળે જ હિંદુસ્તાનની અંગ્રેજ સત્તાને પડતી મૂકી તા. ૯મી સપ્ટેમ્બર ૧૮૫૭ના રોજ મિ. કોલવિન મૃત્યુને ભેટયો.

'ગ્વાલિયરના લોકોમાં તેમ જ સિપાઈઓમાં જે ક્રાંતિકારી વલણ દેખાઈ આવ્યું તેની અસર ઈંદોરમાં ભારે ભયંકર દેખાઈ. મહૂની અંગ્રેજી છાવણીમાંના સિપાઈઓ તેમ જ હોળકરના લશ્કર વચ્ચે છૂપી અવરજવર અને સંબંધો ચાલુ થઈ ચૂકયા હતા; બંનેએ સાથે મળી બળવો કરવો, એવું પણ નક્કી કરવામાં આવેલું. તા. ૧લી જુલાઈના રોજ ઈંદોર રાજ્યના સાદતખાન નામના એક પ્રતિષ્ઠિત સરદારે સિપાઈઓને રેસીડન્સીના અંગ્રેજ લશ્કર પર ચડાઈ કરવાનો હુકમ આપ્યો. એણે એમ પણ જાહેર કર્યું કે હોળકરે જ એવી જાહેરાત કરવાનો પોતાને હુકમ કર્યો છે. પરંતુ હિંદી સિપાઈઓ જાહેરાતની આટલી વિગતની રાહ જોતા કયાં બેઠા હતા? તેમને તો એની જરૂર જ નહોતી. તેમણે તો આઝાદીનો ઝંડો ફરકતો કર્યો અને તુરત રેસીડન્સી પર હલ્લો કર્યો. રેસીડન્સીના હિંદી સિપાઈઓએ પોતાના દેશભાઈઓ સામે ગોળા ચલાવવાની ચોખ્ખી ના સંભળાવી દીધી. આથી નિરાશ બની અંગ્રેજોએ પોતાના લબાચા સંકેલી ઈંદુર તરફ નાસવા માંડયું. રેસીડન્સીના હિંદી સિપાઈઓએ તેમની જિંદગીને ધોખો ન પહોંચાડવાનું કબૂલ કર્યું

અને છેવટ સુધી તેમનું રક્ષણ કર્યું અંગ્રેજ લેખકો કાયમ 'મહા રાજા હોળકરની સહાનુભૂતિ અંગ્રેજો તરફ હતી કે બળવાખોરો તરફ' એની ભારે કાળજીથી તપાસ કર્યા કરે છે. પરંતુ ૧૮૫૭નો ઇતિહાસ તેમ જ તે સમયનું જેઓ બારીકાઈથી નિરીક્ષણ પરીક્ષણ કરશે તેઓ સહેજે જોઈ શકશે કે ક્રાંતિ વેળા અનેક રાજારજવાડા ઓએ હરાદાપૂર્વક આ રીતે દૂધ દહીંમા પગ રાખવાની અનિશ્ચિત વૃત્તિ ધારણ કરી હતી દરેક માનવીના દિલમા સ્વાતંત્ર્યની ભાવના તો જન્મત હોય જ કે ક્રાંતિને બરાબર સફળતા મળતી જણાતા જ સ્વાતંત્ર્યનો ઝંડો ફરકાવવા દરેકનરાજ્ય ઇચ્છતું જ હતું ક્રાંતિને દબાવી દેવાની તેમની મરજી ન હોવાથી તેમણે અંગ્રેજોને મદદ કરી નહિ પણ બીજી રીતે ક્રાંતિકારીઓને દબાવી દેવામા જો અંગ્રેજો સફળ થાય તો પોતાની આવક અને જમીનજાગીરો જપ્ત કરવાનું નિમિત્ત તેમને જડી ન જાય એમ વિચારી તેમણે ક્રાંતિકારીઓને પણ કોઈ ખાસ તરેહની મદદ આપી નહિ આ રીતે કપની જીતે તોપણ પોતાનું આસન સ્થિર રહે એવી તેમણે ગોઠવણ રાખી' પરંતુ મૂર્ખાઓ એટની સાદી વાત પણ જોઈ ન શક્યા કે પોતે ક્રાંતિ કારીઓ સાથે ભળી જાય તો અંગ્રેજોને માટે જીવવાની આશા જ ન રહે, જ્યારે પોતે માત્ર તટસ્થ રહે તો ક્રાંતિકારીઓને વિજય મળ વાનો સભવ ઘણો ઓછો થઈ જાય' બિચારાઓએ એટલી સમ જણ કયાથી લાવવી? ક્રાંતિને માટે અણીને પ્રસગે રાજારજવાડા ઓએ જે અધકચરી વલણ દાખવી હતી તેનું સાચું અને ઊંડુ કારણ આ જ છે પ્રજા અને સિપાઈઓ મળીને અંગ્રેજોને રેગી કન્નીમાથી હાંકી કાઢે તો તેમા તેમને હરકત નડોતી, કેમકે એ પગલાનો અર્થ 'રાજાો સ્વતંત્ર છે એટલો જ થવો હતો આ છતા કદાચને અંગ્રેજો જીતે તો પોતાનું જેટલું છે તેટલું તો ગુમા

વવાનો વારો ન જ આવે તે સારુ અંગ્રેજોની મૈત્રીનાં ગાણુાં તો તેમણે સદૈવ ચાલુ જ રાખ્યાં. કચ્છ, ગ્વાલિયર, ઇંદોર, બુંદેલા, રજપૂતાના વગેરે સર્વ રાજરજવાડાંઓએ આવી જ વૃત્તિ ધારણ કરી હતી.

અને રજવાડાંઓની આવી સ્વાર્થપરાયણવૃત્તિએ જ અંતે ક્રાંતિનું ગળું રૂંધી તેના પ્રાણ લીધા. કચુંપચુ કર્યા વિના, હિંમતથી અને 'સ્વાતંત્ર્ય અગર તો મૃત્યુ'નો એક જ નિરધાર કરી જો તેઓ કૂદી પડ્યા હોત તો જરૂર તેઓ સ્વતંત્રતા મેળવી શકત! પરંતુ સ્વાર્થમાં આંધળા બની એમણે દૂધદહીંમાં પગ રાખ્યો. છતાં તેમણે ઓઢેલો અંચળો અતિ વિરલ—પાંખો હોવાથી તેમની વૃત્તિ છૂપી ન રહી શકી; તેમને ખાસ ફાયદો કશો ન થયો, અને છતાં તેમની હીનવૃત્તિ ઢાંકી ન રહી. પતિયાળા જેવાં કેટલાંક રાજ્યોની પેઠે તેઓ સીધી રીતે સ્વદેશના શત્રુઓ નહોતા બન્યા; છતાં તેમણે પણ પરોક્ષ રીતે તો એવું જ વર્તન રાખ્યું તેથી તેઓ પણ દેશ-દ્રોહના પાપના થોડેઘણે અંશે તો ભાગીદાર ગણાય જ! સ્વતંત્રતા રૂપી અતિ ઉચ્ચ ધ્યેયની આશા મેળવવા સાથે તેમણે પોતાના આત્માઓ તો હલકી સ્વાર્થવૃત્તિને જ વેચી દીધા; અને તેથી જ તેમનાં આ પાપી પગલાંઓ માટે તેમને અનેક શાપો દેવાયા કરે છે. એ પાપોનું પ્રક્ષાલન તેઓ ક્યારે કરશે? દૈવ જાણે!

એટલું ખરું કે જે સ્વાર્થી મનોવૃત્તિનું વર્ચસ્વ તે વેળા રાજા-રજવાડાંના દિલ પર હતું તેવી હીન સ્વાર્થવૃત્તિ પ્રજાવર્ગના દિલમાં કદી પણ સ્થાન પામી નહોતી. પળવાર પણ એ વૃત્તિ ત્યાં ઠરી ઠામ થઈ શકી નહોતી. કેવળ એ જનશક્તિએ જ સર્જેલા પ્રચંડ આક્રમણકારી વિપ્લવને પરિણામે આખા દેશને જકડી રહેલી પરતંત્રતા રૂપી ડાકિનીને બાળીને ભસ્મ કરી નાખવા અર્થે પેશાવરથી કલકત્તા

સુધી અગ્નિની ભયંકર જ્વાળાઓ ભભૂકી ઊઠી, તેમ જ લોહીની નીકો વહી ચાલી! એની સંઘટિત શક્તિને જોરે તેમ જ તેણે આપેલી નિઃસ્વાર્થ લડતને પરિણામે અંગ્રેજી સત્તા, ભલે થોડા સમય સુધી પણ, હિંદમાંથી ઊખડી પડી—ધૂળમાં મળી ગઈ![૪]

આ પ્રલયકારી ધરતીકંપનો કલકત્તા અને ઇગ્લાંડવાળાને તો બહુ જ ઝાંખો ખ્યાલ આવ્યો હતો! સરકારના માનવા મુજબ તો મીરતના બળવા પૂર્વે દેશમાં પુષ્કળ શાંતિ પ્રવર્તી રહી હતી. મીરત વિફર્યો પછી તેમ જ દિલ્હીથી સ્વતંત્રતાની જોરશોરથી જાહેરાત થયા છતાં, આ ધડાકાનો ખરો અર્થ કલકત્તા પૂરો પામી શક્યું નહોતું! ૧૦ મી મે થી ૩૧ મી મે સુધી બળવાનું બીજું કાંઈ ચિહ્ન ન દેખવાથી, ધારવામાં આવે છે એવી બહુ ગડબડ હિંદુસ્તાનમાં નથી એવી કલકત્તાની માન્યતાને વધારે પુષ્ટિ મળી. મેની ૨૫ મીએ હોમ

---

૪ Wherever the chiefs of the native states hesitated to join the revolution, the people of the states became uncontrollable and tried to throw off the yoke even of their own chief, if he would not join the nation's war. Seeing this extraordinary upheaval of the populace Malleson says: "Here, too, as at Gwalior, as at Indore, it was plainly shown that, when the fanaticism of the oriental people is thoroughly roused, not even their king, their Raja - their *father, as all consider him; their God,* as some delight to style him - not even their Raja can bend them against their convictions." The Sepoys of the Rajas of Jaipur and Jodhpur refused point blank to raise their hands against their countrymen who were fighting for the nation, even when asked by their Rajas to do so. —Malleson's *Indian Mutiny*, Vol III, page 172.

સેક્રેટરી (ગૃહમંત્રી) એ એવું જાહેર નિવેદન કર્યું કે "કલકત્તાને મધ્યબિંદુ ગણી તેનાથી ૧૦૦ માઈલની ત્રિજ્યાવાળા વર્તુળમાં સંપૂર્ણ શાંતિ પ્રવર્તી રહી છે. વચમાં ઊભું થયેલ એકાકી અને ક્ષણિક જોખમ હવે દૂર થયું છે, અને અમે ખાત્રીથી માનીએ છીએ કે બહુ ટૂંકા વખતમાં ફરી સંપૂર્ણ શાંતિ અને સહીસલામતી પ્રવર્તી રહેશે."

એ 'ટૂંકી' મુદત તુરત જ પૂરી થઈ! ૩૧ મી મેનો દિવસ ઊગ્યો. 'શાંતિ અને સહીસલામતી'નું સામ્રાજ્ય ચોમેર પ્રસરી રહ્યું હતું! લખનૌની રેસીડન્સીની આસપાસ, કાનપુરના મેદાનમાં, ઝાંસીના જોગનબાગમાં, અલ્લાહબાદની બજારમાં અને બનારસના નદીઘાટો પર સઘળે 'શાંતિ અને સહીસલામતી (!)'નું જ સામ્રાજ્ય સ્થપાયું હતું. તારનાં દોરડાંઓ તોડી નાખવામાં આવ્યાં હતાં; રેલ્વેઓ અને લોઢાના પૂલો તોડી પાડવામાં આવ્યા હતા; નદીઓમાં અંગ્રેજોનાં શબ્દો તણાઈ રહ્યાં હતાં અને લોહીની નીકો વહેવા માંડી હતી. અને છતાં સર્વત્ર 'શાંતિ અને સહીસલામતી' જ પ્રવર્તી રહી હતી!

એ વેળા જ આખરે કલકત્તાની આંખો ઊઘડી! ૧૨મી જૂનના રોજ શહેરી અંગ્રેજો સ્વયંસેવકોની ટુકડીઓમાં તૈયાર થવા લાગ્યા. અંગ્રેજ વેપારી, દુકાનદાર, કારકુન, લેખક, મુલકી અધિકારી—ટૂંકમાં હરેક અંગ્રેજ આદમી બારે ઝપાટાથી લશ્કરમાં નામ નોંધાવી ભરતી થવા લાગ્યો. આ સઘળાઓને તુરત જ સમૂહકવાયત અને રાયફલની નિશાનબાજી શીખવવાનું શરૂ થયું. એ કામ એટલી ઝડપથી અને એવા તો ઉત્સાહથી પૂરું કરી દેવામાં આવ્યું કે ત્રણ જ અઠવાડિયાંમાં નવા શીખેલા આ સ્વયંસેવક સૈનિકોની એક સ્વતંત્ર પલટન બનાવવામાં આવી! આ પલટનમાં ઘોડેસ્વાર, પાયદળ તેમ જ તોપખાનું પણ હતું. કલકત્તાનું રક્ષણ કરવા આ ટુકડી બસ થઈ

પડશે એમ જણાયાથી એ કામ એ પલટનને જ સોંપવામાં આવ્યું. પરિણામે તાલીમ પામેલા તેમ જ કસાયેલા સિપાઈઓને જ્યાં ક્રાંતિનું જોર અને ઉત્પત્તિ વધારે પ્રબળ જણાતાં હતાં તે સ્થળે મોકલવાની સરકારને અનુકૂળતા સાંપડી ગઈ.

૧૩મી જૂનના રોજ લૉર્ડ કૅનિંગે લેજીસ્લેટિવ કાઉન્સીલની એક બેઠક બોલાવી, તેમાં છાપાંઓની વિરુદ્ધ એક અટકાયત કાયદો પસાર કરાવી લીધો; કેમકે ક્રાંતિની શરૂઆત થતાં જ બંગાળમાંહેનાં સઘળાં હિંદી છાપાંઓએ ક્રાંતિકારીઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારા તથા તેમનામાં ઉત્સાહ પ્રેરનારા લેખો લખવા માંડચા હતા.

રવિવાર તા. ૧૪મી જૂનના રોજ કલકત્તામાં 'શાંતિ અને સહીસલામતી' દર્શક એક સમારંભ યોજાવવામાં આવ્યો હતો. તે દહાડાનાં સઘળાં દશ્યો અમે એક અંગ્રેજ લેખકની કલમ દ્વારા જ સુંદર રીતે વાચકોની નજર સમક્ષ રજૂ કરવા માગીએ છીએ! તે લેખક લખે છે: "ચોતરફ ગડબડ ગોટાળો અને અશાંતિ વ્યાપી રહ્યાં હતાં! ભયંકર સમાચારો સતત આવ્યા જ કરતા હતા. 'બરાકપુરનું લશ્કર કલકત્તા પર ચડી આવે છે; ઉપનગરોની પ્રજા તો પહેલેથી જ વિફરેલી છે, અને અયોધ્યાના નવાબે પોતાના લશ્કરની મદદ વડે 'રીચ' બાગ લૂંટવાની શરૂઆત માંડી દીધી છે.' વગેરે ખબર ઉપર તો સઘળાનો એકે ય અપવાદ વિના પૂરો ભરોંસો બેસી ચૂકેલો હતો. ઉચ્ચ અધિકારીને સ્થાને આરૂઢ થયેલા લોકોએ જ ગભરાટ ફેલાવવાની શરૂઆત કરી દીધી. તેમાં કાઉન્સીલના સભ્યોને ઘેર દોડાદોડી કરનારા, તેમ જ પોતાની પિસ્તોલો ભરી રાખી ઘરનાં બારણાં આડે કોચો ગોઠવી તે પર સૂવાની તૈયારી કરનારા સરકારી સેક્રેટરીઓ પણ હતા, તેમ જ ભર્યાંભાદર્યાં ઘરબાર છોડીને બાળબચ્ચાંઓ સાથે સ્ટીમર પર ચડી આશરો

શોધનારા ફાઉન્સીલના સભ્યો પણ હતા; અને એમનાથી ઊતરતા દરજ્જાના અમલદારો — નોકરોનાં તો ટોળેટોળાં પોતાના ઉપરીઓનાં વર્તનોનો દાખલો લઈને કેવળ કિલ્લામાંહેની તોપોના આશરા તળે જાયહિત થની શાંતિથી બેસવા પામી શકાય એમ માનીને ઘરની સઘળી ઘરવખરી એકઠી કરીને કિલ્લાનો રસ્તો માપી રહ્યાં હતા! કલ્પિત ક્રૂર ખૂનીઓના પંજામાંથી છટકી જવાની તક શોધતા બીક-ણોને દૂર પહોંચાડવા સારુ ઘોડાઓ, ગાડીઓ અને પાલખીઓ વગેરે સઘળી જાતનાં વાહનો તૈયાર રાખવામાં આવ્યાં હતાં. ઉપ-નગરમાં તો ખ્રિસ્તી વસ્તીનું એકેએક ઘર ખાલી થઈ ગયું હતું; કેવળ અરધો ડઝન જેટલા જ દૃઢનિશ્ચયી આદમીઓ અગર ગુંડાઓ આવી ચડ્યા હોત તો લગભગ પોણું શહેર તેઓ સહેલાઈથી કબજે કરી સળગાવી દઈ શક્યા હોત!..." ૫

અંગ્રેજોની ખુદ રાજધાનીમાં પણ માત્ર આવી અફવા ફેલાતાં જ આ તરેહની 'શાંતિ અને સહીસલામતી' પ્રવર્તવા માંડી હતી! આમ હોવાથી આ બધાના કારણભૂત બરાકપુરના સિપાઈઓ અને અયોધ્યાના નવાબને જ નામશેષ કરી નાખવાની સરકારે તૈયાર કરી. બરાકપુરના સિપાઈઓ તા. ૧૪ મા એ રાત્રે બળવો કરી ઊઠવાના છે એવી બાતમી તેમના પૈકીના જ એક જણે અંગ્રેજોને પહોંચાડી. આથી તેઓ બળવો કરી ઊઠે તે પહેલાં જ તેમને તોપખાના સામે હાજર રાખી તેમનાં હથિયારો ખૂંચવી લેવામાં આવ્યાં, અને જૂનની ૧૫ મી તારીખે 'દેશની સહીસલામતી ખાતર' નવાબ અને તેના મંત્રીને પણ ગિરફતાર કરવામાં આવ્યા, તથા જનાનખાના સહિત તેમના નિવાસસ્થાનની સંપૂર્ણ જડતી લેવામાં આવી. એ જડતીમાં કશું વાંધાભર્યું નીકળ્યું નહિ તોપણ નવાબ અને તેના મંત્રીને

૫ *Red Pamphlet, page* 105

કલકત્તાના કિલ્લામાં પૂરી દેવામાં આવ્યા. આ રીતે છેક તણખો પડવાને બરાબર અગાઉને વખતે જ કલકત્તામાં ગોઠવી રાખેલો દારૂગોળાનો આ આખો ક્રાંતિભંડાર ધીરે ધીરે કરી બેસવી દેવામાં – ખાલી કરવામાં આવ્યો.

કલકત્તાના એક શાંતિભર્યા બાગમાં રહેનારા વઝીરઅલી નખ્ખીખાન નામના માણસે પોતાના માલિકને ફરી વાર અયોધ્યાની ગાદીએ બેસાડવા માટે બંગાળભરના સઘળા સિપાઈઓમાં ક્રાંતિકારી સંગઠનની એક બાગે ભયંકર જાળ બિછાવી રાખી હતી. પરંતુ તેને જ કલકત્તામાં પકડી લેવામાં આવ્યો એટલે ક્રાંતિનું મુખ્ય મગજ બાંધ પડી ગયા જેવું થયું. કિલ્લામાં અટકમાં હતો તે દરમિયાન ક્રાંતિકારીઓને ગાળો ભાંડતા અંગ્રેજોને તેણે ચોખ્ખું સુણાવી દીધું હતું "હિંદુસ્તાનમાં સળગી ઊઠેલો ક્રાંતિનો આ દાવાનળ મારા માનવા મુજબ ન્યાય્ય પગલું જ છે. અયોધ્યા હોઈયા કરી ગયાનું આ કારણે વેર લેવાઈ રહ્યું છે. સત્ય અને ન્યાયનો માર્ગ છાંડીને તમે સ્વાર્થ અને જૂઠાણાની કંટકભરેલી કેડીએ જાણી જોઈને ચડ્યા છો. પછી એ કાંટા અને ઝાંખરાથી તમારા પગ લોહિયાળા થાય તો નવાઈ શા માટે પામો છો? વેરના બીજ વાવતી વેળા તમે હસી રહ્યા હતા, હવે જો એ જ બીજ યોગ્યકાળે કડવાં ફળો આપે તો તેમાં નાહક લોકોને શા માટે દોષ દો છો?"[૧]

૧૮૫૭ની ક્રાંતિના વિસ્તાર પરત્વે ખુદ કલકત્તામાં જ ઉપર વર્ણવી તે જાતની અસ્પષ્ટ અને ભ્રમભરી માન્યતા પ્રવર્તતી હતી, તો પછી ઈંગ્લાંડ કે જ્યાં હિંદુસ્તાનથી જતા પત્રોની હકીકતો ઉપર જ આધાર રાખવાનો હોય, ત્યાં અહીંની પરિસ્થિતિ વિષે કેટલું અજ્ઞાન પ્રસરી રહ્યું હશે, તેઓ શાંતિના ખ્યાલમાં કેવા નિરાંતે ઊંઘતા

૧ *Red Pamphlet*

હશે, અને પછી જાગીને જોતાં ગભરાયેલ ગાંડા માનવી પેઠે એ લોકો કેવા વિકલ થયા હશે, એની માત્ર કલ્પના કરવી જ બસ થશે. બરાકપુર, બર્હામપુર, ડમડમ અને બીજાં સ્થળોના સમાચાર ઇંગ્લાંડમાં પહોંચતાં જ બધાની આંખો હિંદુસ્તાન બણી જ ખોડાઈ રહી! પરંતુ થોડા જ વખતમાં બધું ચાલી પડી ગયું અને બધા નિર્ભય બન્યા. ૧૧મી જૂનના રોજ વેપારી મંડળીના પ્રમુખે હાઉસ ઑફ કૉમન્સમાં એક સભાસદના સવાલનો જવાબ આપતી વેળા જણાવ્યું: "બંગાળમાં અત્યાર સુધી દેખાઈ આવતા અસંતોષથી ગભરાઈ જવાની હવે જરા પણ જરૂર રહી નથી. કેમકે મારા માનનીય મિત્ર લૉર્ડ કૅનિંગની અસાધારણ ધીરજ, ચાલાકી અને રાજદ્વારી કુનેહને લીધે લશ્કરમાં પ્રસરેલાં અસંતોષનાં મૂળ તદ્દન ઊખેડી નાખવામાં આવ્યાં છે." ૧૧મા જૂનના રોજ પાર્લામેન્ટમાં આ શબ્દો ઉચ્ચારાયા, પણ તે દિવસે અહીં હિંદુસ્તાનમાં તો ઓછામાં ઓછી ૧૧ ઘોડેસ્વાર પલટનો, ૫ તોપખાનાની ટુકડીઓ, ૫૦ પાયદળ પલટનો અને સેપર્સ તથા માઇનર્સ ટુકડીઓના લગભગ સઘળા મજૂરો ખુલ્લેખુલ્લો બળવો પોકારી ઊઠ્યા હતા! આખો અયોધ્યા પ્રાંત ક્રાંતિકારીઓથી ઊભરાઈ રહ્યો હતો; કાનપુર અને લખનૌ ઘેરાઈ પડ્યાં હતાં; ક્રાંતિકારીઓએ સરકારી ખજાનામાંથી લગભગ એક કરોડ રૂપિયા હાથ કર્યા હતા! અને આ બધું ક્યારે બન્યું હતું? તો 'લૉર્ડ કૅનિંગની અસાધારણ ધીરજ, ચાલાકી અને રાજદ્વારી કુનેહને લીધે લશ્કરમાં પ્રસરેલા અસંતોષનાં મૂળ તદ્દન ઉખેડી નાખવામાં' આવતાં હતાં ત્યારે!

પરંતુ ક્રાંતિનાં જે બીજો વવાયાં હતાં તેની અસાધારણ અને અણધારી પ્રગતિની બાતમીએ ફરી તુરત ઇંગ્લાંડની ઊંઘ ઉડાડી દીધી! કાનપુરના હત્યાકાંડના ખબર આખરે ૧૮૫૭ના ઑગસ્ટની

૧૪મીએ ઈંગ્લાંડને કાને જઈ પહોંચ્યા; તે વેળા ગભરાયેલ અને ચિડાયેલ પ્રતમમૂર્તે લૉર્ડની સભામાં પ્રશ્ન પુછાયો: "કાનપુરના સમાચાર ખરેખર સાચા છે શું?" તે વેળા અર્લ ગ્રેનવિલે જવાબ આપ્યો "જનરલ પેટ્રિક ગ્રેન્ટનો મારા પર જે એક અંગત પત્ર આવ્યો છે તેમાં કાનપુરની કતલની ગપ સાવ જૂઠી અને નાપાયાદાર તથા ગભરાવી છે એમ લખ્યું છે. આ ગપ મહુ પહેલાં એક સિપાઈએ ચાલુ કરી. એની એ હગકટવૃત્તિની બાબત તપાસ કરીને જ અટકી ન રહેતાં ત્યાંના અંગ્રેજ અધિકારીઓએ એ આદમીને એ ખાતર ફાંસીએ પણ લટકાવ્યો છે।"[7] કાનપુરની આ 'ગપ' અંગે પાર્લામેન્ટના હાઉસ ઑફ કૉમન્સમાં જ્યારે ચર્ચા ચાલતી હતી ત્યારે એ 'ગપ'ની પાછળનું સાચું 'સત્ય' લોહીના લાલ રંગે બિહામણા અક્ષરોથી લખાઈ ગયા એક મહિનો વીતી ગયો હતો। કાનપુરની 'ગપ' ઉડાડનારા સિપાઈને ફાંસીને માચડે લટકાવી ઈંગ્લાંડના લોકો જ્યાં જરા શ્વાસ લે છે ત્યાં તો મૂર્તિમંત સત્ય હકીકત ઈંગ્લાંડને કિનારે જઈ પહોંચી। ઈંગ્લાંડની પ્રતિષ્ઠા પર પડેલા આ ભયંકર ફટકાથી ક્રોધે ભરાઈ ગુસ્સો અને વેરની ભાવનાથી આખું ઈંગ્લાંડ ગાંડુતૂર બની ઊઠ્યું। એની આ ગાંડાઈ અને બેહદ ગુસ્સો હજુ આજે પણ શમ્યો નથી। હજુ આજે પણ ઈંગ્લાંડ પોતાના ઇતિહાસની લીટીએ લીટીએ ધુરકીને લખ્યા કરે છે કે ક્રાંતિકારીઓએ જે કતલો ચલાવી તે ખરેખર રાક્ષસી ક્રૂરતાભરી અને અને માણસાઈના પવિત્ર નામને કલંક લગાડનારી જ હતી એ નિઃસંદેહ છે।

અને અંગ્રેજોના એ ભયાનક ધુરકાટ અને ગળાફાટ ઘુમરાણને કારણે આખી દુનિયાના કાન બહેરા બન્યા છે। ૧૮૫૭ની સાલનું

૭ Charles Ball's *Indian Mutiny*

નામ લેતાં જ દરેકને શરીરે બળનો રોમાંચ પેદા થાય છે, ને તેને શરમથી નીચું ઘાલવું પડે છે! સત્તાવનના ક્રાંતિકારી શહીદોનો કેવળ નામોલ્લેખ પણ, તેમના શત્રુઓના અગર ત્રાહિત લોકોના જ નહિ પરંતુ જે માનવીઓની ખાતર એ શહીદોએ પોતાનાં લોહી રેડ્યાં તે તેમના દેશબાંધવોના મનમાં પણ તિરસ્કાર અને અનાદરબુદ્ધિ જાગ્રત કરે છે! તેમના શત્રુઓ તો તેમને 'ભૂતપિશાચ' અને 'રક્તપિપાસુ નરરાક્ષસ' તરીકે સંબોધે છે! ત્રાહિત લોકો તેમને માટે જંગલી, અમાનુષ, ક્રૂર અને અસંસ્કારી સરખાં વિશેષણો વાપરે છે, જ્યારે તેમના દેશભાઈઓ તેમને 'પોતાના' ગણતાં પણ શરમાય છે! હજુ આજે પણ એ જ પરિસ્થિતિ અને એ જ જાતનું બુમરાણ ચાલુ છે! અને આ સતત ચાલુ બુમરાણને લીધે દુનિયાના કાન એટલા તો બહેરા બની ગયા છે કે હવે સાચા 'સત્ય'નો અવાજ પણ એ કાન વડે સાંભળી શકાય એ અશક્ય બની ગયું છે! કહેવાય છે કે ક્રાંતિકારીઓ 'સેતાન', 'ભૂતપિશાચ', 'સ્ત્રીબાળકોના હત્યારા' અને 'રક્તપિપાસુ નરરાક્ષસો!' હતા. ઓ માનવીઆલમ! આ ભ્રમણા તારા મગજમાંથી ક્યારે નીકળી જશે? સાચા સત્યની માહિતી તારે ગળે ક્યારે ઊતરશે?

પણ આ બધાનું કારણ શું? તો સ્વદેશ અને સ્વધર્મ કાજે અંગ્રેજો વિરુદ્ધ બળવો કરીને 'વેર' લેવાના પોકારો સાથે કેટલાએક ક્રાંતિકારીઓએ થોડાએક અંગ્રેજોને નિર્દયતાપૂર્વક કાપી નાખ્યા તે! અવિચારી હત્યાકાંડ એ સર્વદા પાપકૃત્ય જ ગણાય! જે વેળા આખી માનવજાત આત્યંતિક નીતિન્યાય અને સર્વશ્રેષ્ઠ સુખોની ભાવનાનું જાગતિક ધ્યેય હાંસલ કરશે, જે વેળા અવતારી વિભૂતિસત્ત્વોએ—ખુદાએ પાઠવેલા પયગંબરોએ અને મહાન ધર્મોપદેશકોએ કહેલું રામરાજ્ય આ દુનિયાની સત્યસૃષ્ટિમાં ઊતરશે, જે વેળા ઈશુ-

ખ્રિસ્તે પોતાની ઈશ્વરી વાણીથી કહેલો—"કોઈ તારા ગાલ પર તમાચો મારે તેની સામે બીજો ગાલ ધરજે"—નો આત્મસમર્પણનો ઉદાત્ત ઉપદેશ, પહેલે ગાલે પણ તમાચો મારનારો કોઈ ન મળવાને કારણે આચરણમાં મૂકવો જ અશક્ય બની ગયો હશે, તે વેળા—એવા એ સત્યયુગમાં જો કોઈ બળવો કરી ઊઠે, લોહીનું એક ટીપું પણ વહેવડાવે એટલું જ નહિ પરંતુ 'વેર' સરખો શબ્દ મોંએથી કાનમાં સહેજ ગણગણે, તોપણ એ પાપીને એની એ ક્રૂરતાના જરાશા ઉચ્ચારણ સારુ પણ અનંત કાળ સુધી રૌરવ નરક ભોગવવો યોગ્ય ગણાય; દરેક હૃદયમાં જ્યારે સાચા ધર્મનો ઉદય થશે તે વેળા 'બળવા'ની સહેજ પ્રવૃત્તિ કરવી તે પણ અતિ દુષ્ટ પાતક કહેવાશે; ખૂન અને મારામારી પ્રત્યે જે કાળે હરેકને ઘૃણા ઊપજી હશે તે વેળા લોહીનું એક ટીપું પાડનાર કૃત્ય પણ પાપરૂપ બની જશે; સત્ય ધર્મના આવા નિરપવાદ ન્યાયી યુગમાં 'વેર' સરખા પાપી શબ્દના ઉચ્ચારનારને શાસન કરવાનું કૃત્ય દોષાર્હ નહિ જ ગણાય!

પરંતુ જ્યાં સુધી એવા સત્યયુગનાં મંડાણ આ પૃથ્વીપટ પર થયાં નથી, જ્યાં સુધી એ સર્વશ્રેષ્ઠ સુખોની ભાવનાનો આદર્શસમય સંતવાણીમાં અગર પ્રભુના પ્યારા પુત્રની ભવિષ્યવાણીમાં જ સમાઈ રહ્યો છે, જ્યાં સુધી એ નિરપવાદ ન્યાય સચરાચરસૃષ્ટિમાં પળાવો શક્ય થાય તે સારુ માનવીનું અંતઃકરણ પોતાની પાપી અને આક્રમણકારી પ્રવૃત્તિને નિર્મૂળ કરવામાં સફળ થયું નથી, ત્યાં સુધી બળવાઓ, લોહીની નીકો અને વેરની ભાવનાને કોઈ પણ કાળે સંપૂર્ણ પાપમાં ગણવાં ન જ જોઈએ. જ્યાં સુધી 'રાજ' શબ્દનો ઉપયોગ યોગ્ય તેમ જ અયોગ્ય બંને પ્રકારની 'સત્તા'ઓના અર્થમાં વપરાય છે, ત્યાં સુધી એના વિરોધવાચક શબ્દ 'બળવા'ને પણ પ્રસંગવિશેષે યોગ્ય અગર તો અયોગ્ય ગણવો એ જ ઉચિત છે. તેથી ભૂતકાળના

ઐતિહાસિક બનાવો અંગે અગર તો ક્રાંતિ, રક્તપાત અને વેરનું કારણ બનેલી વ્યક્તિઓ અંગે કોઈ પણ જાતનો ઉલ્લેખ અથવા વિધાન કરતા પહેલાં, એ બનાવો માટે જે પરિસ્થિતિ જવાબદાર હતી તેનો વધારે ઝીણવટથી અને સંપૂર્ણ રીતે અભ્યાસ થવો આવશ્યક છે. ક્રાંતિ, રક્તપાત અને વેરનાં સાધનો તો અન્યાયને દૂર કરવા અર્થે અને સત્ય ધર્મનો આવિષ્કાર કરવા માટે કુદરતે પોતે પણ વાપર્યાં છે. આમ પોતાના ઉદ્ધાર અર્થે આવી જાતનાં ભયાનક સાધનો જો ખુદ ન્યાયદેવતા પોતે જ વાપરતી હોય તો એનો દોષ ન્યાયદેવતાને ન લાગતાં એવી પરિસ્થિતિ નિર્માણ કરનારા જૂના અન્યાયોને જ લાગુ પડે છે. અન્યાયની પાછળ રહેલું પીડનકારી બળ અને ઐકામપણું જ આવાં સાધનોને આમંત્રે છે. મૃત્યુદંડની સજા ફરમાવનાર ન્યાયસત્તાને આપણે રક્તપાત માટે દોષિત નથી ગણતા; ઊલટું ફાંસીએ લટકતો અન્યાય જ આ દોષનો ભાગી ગણાય છે. અને માટે જ ખૂટસનું ખંજર વધારે પવિત્ર છે! માટે જ શિવાજી મહારાજનો વાઘનખ વંદનીય છે! તેથી જ તો ઈટાલીની ક્રાંતિમાં થયેલો રક્તપાત પરમ મંગળકારી છે! એ જ કારણે વિલિયમ ટેલનું તીર દૈવી છે! અને તેથી જ પહેલા ચાર્લ્સનો શિરચ્છેદ ન્યાયી ઠરે છે! ટૂંકમાં પાશવી ક્રૂરતાના પાપોનો ભાર જેમણે અન્યાયો આચરી એ કાર્યને પ્રેરણા આપી હોય તેમને જ માથે આવે છે!

વળી દુનિયામાં ક્રાંતિ, રક્તપાત અને વેરભાવની જરા ય ભીતિ જ ન હોત તો છડેચોક ચાલતી ચોરી, લૂંટફાટ, અન્યાયો અને જુલમ—જબરજસ્તીના સેતાની નાચ તળે આ ધરતી કચડાઈ ગઈ હોત. આજ નહિ તો કાલે, વહેલાં મોડાં પણ આ અલ્પજીવી અન્યાયોનું વેર લેનારો પુરુષ કુદરત પોતે જ નિર્માણ કરશે એવો ભય જો જુલમગારને—અન્યાય આચરનારાઓને ન હોત તો દુનિયાના

પટ ઉપર ઝારો અને ચોર-ડાકુઓ તથા ખૂની હત્યારાઓ જ ચારે-પાસ નજરે આવ્યા કરત! પરંતુ હરેક હિરણ્યકશિપુને નૃસિંહ, દુ:શાસનને ભીમસેન, અને હરેક અત્યાચારીને તેનો શાસક ભેટે જ છે; તેથી જ 'અન્યાય અગર જુલમ ચિરકાળ ટકી શકશે નહિ' એવી આશા થોડે ઘણે અંશે પણ દુનિયાને રહે છે. માટે તો આવી જાતના વેરને અન્યાયને દૂર કરવા માટે કુદરતે જ પેદા કરેલી પ્રતિક્રિયા કહેવાય છે! અને એથી એવા વેરની ક્રૂરતાનું પાપ મૂળ અન્યાય આચરનારને જ કપાળે ગમે ત્યારે આવી પાછું અફળાય છે!

આવી જાતની ઉદાત્ત વેરભાવનાનો અગ્નિ જ ૧૮૫૭ માં હિંદમાતાના સઘળા પુત્રોના અંતરમાં પ્રજળી રહ્યો હતો! એમનાં સિંહાસનો ઉખેડી નાખવામાં આવ્યાં હતાં; એમના રાજમુગટોના ભાંગીને ભૂકા કરવામાં આવ્યા હતા; તેમની જાગીર જપ્ત કરવામાં આવી હતી; તેમની સઘળી માલમત્તા લૂંટી લેવામાં આવી હતી; એમની હકુમતને કોડીની ય કિંમત રહી નહોતી; માત્ર તોડવા ખાતર જ અપાયેલાં વચનોથી તેમને સહજમાં ફસાવવામાં આવ્યા હતા; અપમાનો અને અત્યાચારોની તો કોઈ સીમા રહી નહોતી! શરમાવે તેવાં અપમાનોની ઊંડી ખાઈમાં તેઓ ગળા સુધી ડૂબી રહ્યા હતા; તેમને જીવતરમાં કશો સ્વાદ રહ્યો જણાતો નહોતો! માગ-ણીઓનો જેમ કશો ઉપયોગ નહોતો, તેમ જ અરજીઓ, વિનંતીઓ, તકરારો, વિલાપો અને રુદનો પણ નકામાં હતાં! પરિણામે કુદરતી પ્રતિક્રિયાનાં મંડાણ શરૂ થયાં અને સ્થળે સ્થળે 'વેર'નો ઊંડો ઊંડો આક્રો ગણગણાટ સંભળાવા લાગ્યો. હિંદુસ્તાન એટલા તો અસંખ્ય પાશવી અને જુલમી અન્યાયો તળે કચરાઈ રહ્યો હતો કે એવા હરેક અન્યાયનું 'વેર' લેવું ખરેખર ન્યાયપુર:સરનું જ ગણાત! આટલું આટલું વીત્યા છતાં હિંદુસ્તાનમાં ક્રાંતિનાં પૂર ઊલટયાં ન

હોત તો જ 'હિંદુસ્તાન મરી ગયો છે' એમ કહેવું પડત! અર્થાત્ એ વેરભાવના તો અંગ્રેજોના અત્યાચારો અને અન્યાયોના અનિવાર્ય પ્રત્યુત્તર સમી જ હતી. પરંતુ જે વેળા આખો દેશ ક્રોધથી સળગી ઊઠ્યો હતો તે વેળા આવાં અવિચારી હત્યાકાંડો આવડા વિશાળ દેશમાં સ્થળે સ્થળે ન સરજાતાં કેવળ એકાદ બે સ્થળે જ સરજાયાં એ જ નવાઈભર્યું છે! કેમકે આ હત્યાકાંડો ઊભાં કરનારા લોકોનું ઉગ્ર તર્કશાસ્ત્ર તો સીધો સવાલ મૂકી પ્રતિપાદન કરતું કે 'અન્યાયી પાશવી શક્તિને ધાક બેસાડવા ઉગ્ર બળપ્રદર્શન સાથે સામનો કર્યા વિના કેમ ચાલે?' કાલી નદીની લડાઈમાં પકડાયેલા સિપાઈઓને ફાંસીએ લટકાવતા પહેલાં જ્યારે પૂછવામાં આવેલું કે અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકોની હત્યા તેમણે કેમ કરી, ત્યારે તેમણે તુરત જવાબ આપેલો: 'સાહેબ! નાગણને માર્યા પછી એનાં કણાઓને કોઈ જીવતા જવા દે ખરું?' કાનપુરના સિપાઈઓ તો સદા ય એમ જ કહેતા: 'ભડકાઓ ઓલવી નાખ્યા પછી તણખાઓ રહેવા દેવા અગર સર્પને મારી નાખી એનાં ઈંડાંને જીવતાં રાખવા'માં કોઈ પણ તરેહનું ડહાપણ ન જ ગણાય.

કાલી નદીવાળા સિપાઈઓએ પૂછેલા સીધા અને સાફ સાફ સવાલનો 'સાહેબ' શો જવાબ આપે તેમ હતા? અને આવો સીધો સવાલ—અંગ્રેજો ભારે સંસ્કારીપણાના ઘમંડ સાથે કહે છે તેમ—માત્ર હિંદુસ્તાનની કોપાવિષ્ટ જનતાએ અગર તો એશિયાની પ્રજાઓએ જ પૂછ્યો હતો એમ નથી. જ્યાં જ્યાં રાષ્ટ્રવ્યાપી યુદ્ધો ખેલાય છે ત્યાં ત્યાં રાષ્ટ્રીય અન્યાયનું વેર દુશ્મન રાષ્ટ્રના લોહીની નદીઓથી જ લેવાય છે. સ્પેનિશ લોકોએ જે વેળા મૂર લોકો પાસેથી પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરી, તે વેળા તેમણે મૂર લોકોની શી દયા કરી હતી? સ્પેનિશ લોકો તો હિંદી અથવા એશિયાવાસી ન જ કહે-

વાને જે મૂર લોક લગભગ પાંચ સૈકાઓથી ય વધારે કાળ સુધી સ્પેનમાં વસતા કરતા હતા, તેમના પર જ તૂટી પડીને સ્પેનિશોએ તેમના અસહાય સ્ત્રીબાળકોની નિર્દયપણે ક્રૂર કતલ ચલાવી તે શું કેવળ મૂર લોકો બીજી જાતના હતા માટે હતી? ૧૮૩૧માં ગ્રીસદેશે ૨૧ હજાર તુર્ક એદૂતો–પુરુષ, સ્ત્રી અને બાળકો–ની હત્યા શા સારુ કરી હતી? યૂરોપમાં વધુ ઊંચ અને નમૂનેદાર રાષ્ટ્રપ્રેમી તરીકે ગણાતી હેટેરિયા નામની છૂપી સંસ્થા આ હત્યાકાંડનું સમર્થન શી રીતે કરી શકશે? એ સંસ્થા પણ એવો જવાબ શું ન આપત કે ગ્રીસમાં રહેતા તુર્ક લોકોની સંખ્યા દેશમાં રહેનારો હિસાબે અતિ અલ્પ પરંતુ બહાર કાઢી મૂકવાની દૃષ્ટિએ અસાધારણ મોટી હોવાથી નિરુપાય બની તેમને ઠાર મારી નાખવાનું પગલું જ એ વેળા ડહાપણભર્યું અને જરૂરી હતું! અને ગ્રીકોએ પણ એ જ ઉત્તર આપ્યો હતો 'સાપને મારીને એના બચ્ચાઓને જીવતા રહેવા દેવા હોય તો સાપને મારવામાં કયું ડહાપણ સમાયું છે?' આવા વિચારથી પ્રેરાઈને જ ગ્રીકોએ પોતાના અંતઃકરણમાં વસેલી કુદરતી દયાની ભાવનાને ભસ્મ કરી નાખી હતી અને એથી જ તો સર્પને છૂંદી નાખનારાઓના સઘળા કાર્યોનો દોષ અંતે એ સર્પના પ્રાણઘાતક ઝેર ઉપર જ ઊતરે છે

અને સાથેસાથે પોતા પર ચાલી રહેલા ભયંકર જુલમી અન્યાયોનું વેર લેવાની સ્વાભાવિક ઇચ્છા–પ્રવૃત્તિ માનવીના હૃદયમાં સદા ય જાગૃત રહેતી ન હોત તો માનવીના પરસ્પરના સઘળા વહેવારોમાં તેનામાં વસેલા 'પશુપણા'ને જ ભારે અગત્યનું સ્થાન મળી જાત દંડવિધાનનું અતિ અગત્યનું અથવા કહો કે મુખ્ય કાર્ય અપરાધ માટે વળતી સજા કરવી એ જ નથી શું? ૮

૮ Sir W Russel the famous correspondent of the

અને ઇતિહાસ તો એ બિનાની સાક્ષી આપતો ઊભો જ છે કે જ્યારે જ્યારે પરકાષ્ઠાએ પહોંચેલા જુલમો અને અન્યાયોના જ પરિણામરૂપે માનવીના અંતઃકરણમાં તીવ્ર વેરની ભાવના પ્રચંડ અને અનિવાર્ય બળથી જાગૃત થાય છે, ત્યારે ત્યારે રાષ્ટ્રના જીવનવિકાસમાં આવી જાતનાં એક રીતે જોતાં અક્ષમ્ય ગણાય તેવાં હત્યાકાંડો અને કતલો તથા અત્યાચારો અનિવાર્યપણે બની જાય છે. માટે જ આ તરેહના હિંદુસ્તાનના ક્રાંતિયુદ્ધમાં બેચાર સ્થળે બની ગયેલાં હત્યાકાંડોની ક્રૂરતાથી ડઘાઈ ન જતાં, ઊલટાનું આવી ક્રૂર કતલો 'આટા અતિ અલ્પ પ્રમાણમાં જ કેમ થઈ, અને શા માટે એ ભયંકર વેરભાવનાનો પ્રચાર આખા દેશમાં હરેક સ્થળે ન થયો, અગર હરેક-

London *Times*, remarks "We who suffered from it think that there never was such wickedness in the world, and the incessant efforts of a gang of forgers and utterly base scoundrels have surrounded it with horrors that have been vainly invented in the hope of adding to the indignation and burning desire for vengeance which hatred failed to arouse Helpless garrisons surrendering without condition have been massacred ere now. Risings, such as that of Pontus under Mithridates, of the Irish Roman Catholics under Protestant settlers in *1641*, *of the actors in the* Sicilian Vespers, of the assassins who smote and spared none on the eve of St *Bartholomew*, have been over and over again *attended by inhuman cruelties, violations and tortures. The history of Mediaeval Europe affords many instances of crimes as great as those of Cawnpore* The history of the more civilised periods could afford *some* parallel to them in more modern times and amidst *most*

હરેકનું ભક્ષણ કરતો એ ભાવના આખા દેશમાં કેમ ન ફેલાઈ ગઈ એ બાબતમાં જ નવાઈ બતાવવી જરૂરી છે. અંગ્રેજોના સેતાની જુલમની ચક્કીમાં પિસાઈને આખો દેશ હાડપિંજર (પિસાઈને પતરું) બની જાય ત્યાં સુધી તેને રહેંસવામાં આવ્યો હતો. અર્થાત્ જ્યારે એ અન્યાય છેક અસહ્ય થઈ પડ્યો ત્યારે હિંદુસ્તાનના લોક-સમુદાયે પણ એ અન્યાયી જુલમગારને ગાલે સ્વાભાવિક રીતે જ સણસણતો તમાચો ચોડી કાઢ્યો. એ વેળા બદલાના રૂપમાં અહીં જે કતલો થઈ તે વાજબી રીતે જોતાં વધારે પડતી તો નહોતી જ; ઊલટાની અન્ય કોઈ દેશમાં રાષ્ટ્રીય અપરાધો માટે આક્રમણકારી અને પીડક રાષ્ટ્રને જે સજા થાય, તે કરતાં કેટલા ય ઓછા પ્રમાણમાં અહીં એ અપાઈ છે એ સહેજે જોઈ શકાય એવું છે. ક્રોમવેલના અમલ દરમિયાન ચલાવવામાં આવેલા આયર્લૅંડનાં હત્યાકાંડોમાં જે ક્રૂર પાપોનું ભાગીદાર ઇંગ્લિશ રાષ્ટ્ર થયું હતું, એટલું વેર, એટલો રક્તપાત અને એવી ઉગ્ર શિક્ષાપરંપરાનો અવલંબ પોતાને માથે થયેલા અન્યાયોનો ન્યાય્ય પ્રતિકાર કરતી વેળા પણ હિંદુસ્તાને નથી કર્યો, એ હરકોઈએ કબૂલ કરવું જ પડે! આયરિશ લોકોના જ્વલંત

---

civilised nations In fact, the peculiar aggravation of the Cawnpore massacres was this— that the deed was done by a subject race, by black men who dared to shed the blood of their masters and that of poor helpless ladies and children. Here we had not only a Servile War and a sort of Jacquerie combined, but we had a war of religion, a war of race, and a war of revenge, of hope, of national determination to shake off the yoke of a stranger and to re establish the full power of native chiefs and the full sway of native religions."—Russell's *Diary*, page 164.

દેશાભિમાનને કારણે ક્રોમવેલ કેવો બળી ઊઠતો, એ અભાગી દેશમાં એણે લોહીની નદીઓ કેવી વહેવડાવી હતી, ધાવણાં બાળકોને સ્તનપાન કરાવનારી અસહાય અબળાઓની એ બાળકો સાથે નિર્દયતાપૂર્વક કતલ ચલાવી એ લોહીના ખાબોચિયામાં જ તેમને કેવી રીતે ધકેલી દેવામાં આવતી, દેશ માટે હથિયાર ખેંચી લડના સૈનિકોને જ નહિ પરંતુ નિરપરાધી આમ જનતાની કતલ એ કેવી ઉડાવતો, અને એ રીતે દેશ છીની લેવાના નિંદ્ય હેતુ ખાતર ભયંકર એવા રક્તપાતમાં એણે પોતાના હાથ કેવા તરબોળ કરી દીધા હતા, એ વર્ણનો ખુદ અંગ્રેજ ઇતિહાસકારોએ જ નથી નોંધ્યાં શું? એથી ઊલટું ૧૮૫૭માં તો હિંદુસ્તાનમાં નાનાસાહેબે, અયોધ્યાની બેગમે, બહાદુરશાહે અને રાણી લક્ષ્મીબાઈએ વેરના ભયંકર ઝનૂનમાં ભાન ભૂલેલા સિપાઈઓની તલવાર તળેથી અંગ્રેજ સ્ત્રીબાળકોને બચાવવાના ઉજ્જવળ પ્રયત્નો આખર સુધી કર્યાં હતા! પરંતુ કાનપુરમાં તો જે અંગ્રેજ સ્ત્રીઓમાંથી કોઈના બાપ, કોઈના ભાઈ, કોઈના દીકરા અગર પતિના પ્રાણ નાનાસાહેબે બચાવ્યા હતા, તેનો બદલો એ સ્ત્રીઓએ જ કેવી રીતે આપ્યો? ખુદ નાનાસાહેબ પાછળ જ છૂપા જાસૂસો બનીને! જે અંગ્રેજ અધિકારીઓને સિપાઈઓએ જીવતા જવા દીધા હતા, એ અધીકારીઓએ પોતાને જીવતદાન દેનારાઓના ઉપકારનો બદલો કઈ રીતે વાળ્યો? એના જવાબમાં તો ઇતિહાસને પણ શરમ સાથે નોંધ રાખવી પડી છે કે, એ હિંદી લોકોના ઉપકારનો બદલો એ અંગ્રેજ અધિકારીઓએ, અંગ્રેજ સિપાઈઓને વેરની તદ્દન જૂઠી ને ચીડવે તેવી વાતો કહી તેમના કાન ફૂંકીને, ક્રાંતિકારી સિપાઈઓના લડાઈના દાવપેચનાં મર્મસ્થાનો પોતાના સૈનિકોને વિશદ કરી સમજાવીને, અને જે ગરીબ ગામડાની ખેડુ જનતાએ એમના પ્રાણ બચાવ્યા હતા તેમની જ નિર્દય રીતે કતલ ચલાવીને, લીધો! ખરેખર એ

આશ્ચર્ય જ નહિ પરંતુ આશ્ચર્યની પરાકાષ્ઠા જ ગણાય કે આવા ભીષણ કૃતઘ્નીપણાના પ્રદર્શનથી પણ હિંદી લોકોએ પોતાના મનનું દિલદારપણું–ઉદારતામાં સહેજ પણ ઊણપ આવવા દીધી નહિ! પીછો પકડાયેલા અને પ્રાણ બચાવવા નાસી છૂટેલા કેટલાય અંગ્રેજોને જાન ખેડૂતોની ગરીબ ઝૂંપડીઓએ તેમને આશરો આપીને બચાવ્યા છે! સિવાય એ જ ખેડૂતોની સ્ત્રીઓએ અગણિત અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકોને પોતાને હાથે મેશ ચોપડીને તથા હિંદી વેશ પહેરાવીને ભારે પ્રેમથી આશરો આપીને રક્ષણ કર્યું હતું! રાતદહાડો દોડવાના થાકથી રસ્તાને કાંઠે અસહાય બની ઢળી પડેલા અનેક બાળકસમા નાજુક અંગ્રેજ અધિકારીઓ અને સામાન્ય અંગ્રેજ સોલ્જરોને પોતાને હાથે ઉપરાઉપરી દૂધ પાઈને બ્રાહ્મણોએ જિવાડ્યા છે! 'ફોરેસ્ટ' વાચશો તો જોઈ શકશો કે અંગ્રેજોની જુલમી કટાર જે અયોધ્યાના હૃદયમાં અતિશય નિર્દયતાથી ખૂબ ઊંડે ઘોચી દેવામાં આવી હતી, એ જ અયોધ્યાએ હેરાન મળી દશે દિશામાં નાસી છૂટતા અંગ્રેજો પ્રત્યે અસાધારણ ઉદારતા દાખવી હતી! "બાળકો અને સ્ત્રીઓની હત્યાથી તો આપણા પવિત્ર કાર્યને કલંક લાગશે, અને નુકસાન થશે!" એવી જાહેર પત્રિકાઓ વારંવાર અને સ્થળે સ્થળે પ્રગટ કરીને ક્રાંતિના આગેવાનોએ પોતાના અનુયાયીઓને આગ્રહપૂર્વક આદેશ નહોતો કર્યો શું? નીમચ અને નસિરાબાદમાં તો ક્રાંતિકારીઓએ ગોરાઓને સંપૂર્ણ જીવતદાન આપી છોડી દીધા હતા એક વાર કેટલાએક ગોરાઓ જીવ હાથમાં લઈ નાસી છૂટેલા તે એક ગામડામાંથી પસાર થતા હતા, તેમને જોતા જ ગામડિયાઓ બૂમ પાડી ઊઠ્યા "મારો ફિરંગી કો! મારો ફિરંગી કો!" તે વેળા ત્યાંના એક કુટુંબે સામે પડી લોકોને સમજાવ્યું "દિલમાં દયાનો છાંટો પણ ન હોય એવા આ ચતુઆ ભલે ગમે તેવા

નીચ હોય તોપણ હમણાં જ એમણે રજપૂતોની સાથે અન્ન ખાધું છે એટલે એમને મારી નાખવાનો વિચાર સરખો અયોગ્ય છે." ૬ જે હિંદી સ્વભાવથી જ ખૂબ દયાળુ અને ઉદાર દિલનો છે, જેને ગામડે ગામડે આજની ઘડી સુધી પ્રેમભરી પરોણાગત તથા દયાબુદ્ધિ (મૂક પશુસૃષ્ટિ તેમ જ માનવી સૃષ્ટિ બંને પ્રત્યે) અપરંપાર ભરી છે, તે જ ગરીબ હિંદી ખેડૂતો અને ગામડાંઓએ ૧૮૫૭ના હત્યાકાંડમાં ભાગ લીધો હોય તો એનો અર્થ એટલો જ છે કે જે અન્યાયો અને જુલમોનો અંત આણવા તેઓ કટિબદ્ધ થયા હતા તે અન્યાયોની અધમતા અને તેમનું બીભત્સ સ્વરૂપ ખરેખર અતિ ત્રાસદાયક હોવાં જોઈએ. અને તેથી જ આ દેશની નીતિપ્રિયતાને કશો જ બાધ આવતો નથી. મેકોલેએ બાંધેલા મશહૂર સિદ્ધાંતની ખાતરી અહીં વધારે સારી રીતે થઈ શકે છે. તે કહે છે. "જેટલા પ્રમાણમાં અત્યાચાર વધારે ભયંકર હોય તેટલા જ પ્રમાણમાં તેની સામેની ક્રાંતિની પ્રતિક્રિયા અચૂક અને અફર હોવાની!"

વળી હિંદુસ્તાને જે કાંઈ અપરાધો કર્યાનો આરોપ એને માથે ઓઢાડવામાં આવે છે, તેની તપાસ અને નિર્ણય કોણ આપે છે? તો અંગ્રેજો પોતે જ! ક્રાંતિકારીઓનાં કૃત્યો સારુ તેમને અપરાધી ઠરાવવાનો ઓછામાં ઓછો હક આ વિશાળ જગતમાં જો કોઈ ધરાવતું હોય તો તે માત્ર એકલા અંગ્રેજો જ ધરાવે છે! એકાદ બે હત્યાકાંડો સારુ સારા ય હિંદુસ્તાનને માથે અપરાધનું કાળું કલંક ચોંટાડવાનો અંગ્રેજોને શો હક છે? 'નીલ'ને જન્માવનાર ઇંગ્લાંડને આ હક હોઈ શકે? જેણે નિરપરાધ સ્ત્રીઓ-બાળકોથી ગૂંજી રહેલાં હજારો ગામડાંઓની તલવારથી કતલ ચલાવી અને અગ્નિમાં જલાવી જેને ખાખ બનાવી દીધાં તે ઇંગ્લાંડ? સ્વદેશ ખાતર

---

૬ Charles Ball's *Indian Mutiny*, Vol. I.

લડનારા અને પાડેની વીરવૃત્તિથી પ્રેરિત બની જાગી ઊઠેના શૂરાઓને ફાસીએ લટકાવવાની સજા જાણે અધૂરી હોય તેમ તેમને સૂળીએ બાંધી સળગાવી દીધા ને ઇંગ્લાંડ? અગર તો નિરુપદ્રવી ગરીબ ગામડિયાઓને પકડી પકડીને ફાસીએ લટકાવવાની સજા સંભળાવનાર અને સંગીનની અણીઓ વડે જેના દેહોની ચાળણી કરીને—અરે રામ! જે શબ્દોના ઉચ્ચાર વડે જીભ કલંકિત કરવા કરતાં હિંદુ ગામડિયાઓએ ફાસીએ લટકવાની અગર જીવતા સળગી મરવાની સજા પણ હસતે મોએ આવકારી હોત, એવું લોહી ટપકતું તાજું ગોમાંસ સંગીનોમાં ભેરવી હિંદુ ગામડિયાઓના મોંમાં જે ઇંગ્લાંડે જોર જુલમથી ખોસ્યું તે ઇંગ્લાંડ? અગર તો ફરૂકાબાદના નવાબને ફાસીએ લટકાવતાં પહેલાં જેને આખે શરીરે ડુક્કરની ચરબી ચોપડવાની બેશરમ આજ્ઞા મુખ્ય સેનાપતિની નજરોનજર જેણે કરી હતી તે ઇંગ્લાંડ?[10] અગર તો જે ઇંગ્લાંડે ઇસ્લામના અનુયાયીને ઠાર કરતા પહેલા તેને ડુક્કરના ચામડામાં સીવી ગૂંગળાવવાનો પેન રચ્યો હતો તે ઇંગ્લાંડ?[11] અગર આવા હજારો અક્ષમ્ય અપરાધો અને અત્યાચારો 'બળવાખોરો' પ્રત્યેના ન્યાયી બદલાને નામે અભિમાનપૂર્વક વર્ણવવાની બેશરમી બતાવનાર ઇંગ્લાંડ? 'ન્યાયી બદલો!' એ શબ્દો વાપરવાનો સાચો અધિકાર કોનો છે? સો વરસ સુધી અન્યાયી સિતમોની ચક્કીમાં પિસાવાથી માતૃભૂમિની થયેલી વિકળ દશા દેખી ક્રોધે ભરાઈ વેરની પ્રતિજ્ઞા કરનારા પાંડે લોકોનો કે જેમણે એ ભયંકર ચક્રોને ગતિમાન કર્યાં એ ફિરંગીઓનો?

માણસની આવી નરક યાતના દેખી એકાદ વ્યક્તિ અગર એકાદ વર્ગના દિલમાં જ એનાથી તીવ્ર દુઃખની લાગણી પેદા થઈ હતી

૧૦ Forbes-Mitchell s *Reminiscences*

૧૧ Russell s *Diary*

ક્રાંતિનો દાવાનળ દેશ આખામાં એટલો સર્વવ્યાપક બની ગયો હતો! એ કાળે જો કોઈને ખરાબમાં ખરાબ ગાળ દેવી હોય તો તેને 'વફાદાર' તરીકે સંબોધવામાં આવતો! આ જાતની 'વફાદારી' બતાવી જેઓ સરકારી નોકરી મેળવતા હતા તેમને 'સ્વદેશદ્રોહી' અને 'સ્વધર્મદ્રોહી' ગણવામાં આવતા! જેઓ સરકારી નોકરીમાં જ લાગ્યા રહેતા તેમને નાત બહાર મૂકવામાં આવતા; કોઈ તેમની સાથે રોટીવહેવાર અગર બેટીવહેવાર રાખતું નહિ. એને ઘેર પૂજા અર્ચા કરવા જવાની બ્રાહ્મણો ના પાડતા! એની ચિતા વખતે મંત્રોચ્ચાર કરનાર ગોર તો ક્યાંથી મળે, પણ ખાલી ચિતા પેટાવનાર માણસો પણ મળવાનું મુશ્કેલ થઈ પડતું! પરદેશીઓની–ફિરંગીઓની નોકરી કરવામાં માતૃહત્યા કરતાં પણ ઘોર પાપ સમાયેલ છે એમ મનાતું. દેશમાં ચોમેર આ જાતનું ભયાનક વાતાવરણ અને વિશાળ જાગૃતિ પથરાઈ ગઈ હતી! જુલમ અને અન્યાયો ટોચે પહોંચ્યાની જ એ નિશાનીઓ નથી શું? ૧૩

આગ એકંદરે ધાર્યા કરતાં બહારથી અતિશય શાંત ભાસતો

---

૧૩ "Revolt had, in consequence, swept before it, in many cases, all regard to personal interest and all attachment to the former master The imputations of remaining faithful to the Government, in such circumstances has been intolerable. It is well known that the few Sepoys who have remained in our services are deemed outcastes, not only by their comrades but their caste people in general. These even say they cannot venture to go to their homes; for not only would they be reproached and denied brotherly offices, but their very lives would be in danger."
—Rev Kennedy.

આ જ્વાલામુખી અંદર ઊકળી રહ્યો હતો–ફાટી નીકળવાની છેક અણી પર આવી પહોંચ્યો હતો. આવા જ્વાલામુખીને મથાળે જુલમ અને અન્યાય નિર્ભય બની માથું ટટાર રાખી ફરતા દષ્ટિએ પડે છે! પર્વતનો એ પૃષ્ઠભાગ ઉપરથી કુણીકુણી હરિયાળીથી ઢંકાયેલ હોવાથી ગમે તેટલો શાંતિદાયી અને નયનરમ્ય ભાસતો હોય છતાં એના પેટાળમાં કેવો પ્રચંડ કોલાહલ–કેવી મહાન ઊથલપાથલ મચી રહી છે? હોશિયાર! એ શુભ ઘડી હવે નજીક આવી રહી છે! એ ઘડી આવી પહોંચતાં જ એ પ્રચંડ જ્વાલામુખી ફાટી નીકળ્યો છે! ભીષણ ગડગડાટ વડે આખા વાતાવરણને એ ધણધણાવી રહ્યો છે. દેખો, દેખો, અગ્નિની પ્રચંડ જ્વાળાઓ આકાશે પહોંચે તેવી ઊંચી ઊછળી રહી છે! લોહીનો મુશળધાર વરસાદ પૃથ્વીપટ પર તૂટી પડતો દેખાય છે! આર્ત ચિચિયારીઓના કોલાહલમાં તલવારોનો ખડખડાટ પણ દબાઈ ગયેલો સંભળાય છે! ભૂતપિશાચો કૂદી રહ્યાં છે; વીર પુરુષો સિંહનાદ કરી રહ્યા છે! હરી લીલી હરિયાળીથી ઢંકાયેલા જ્વાળામુખીના પૃષ્ઠભાગમાં જુઓ જુઓ હવે ચિરાડ પડવા માંડી છે. એ બે ભાગોના હવે બબ્બે ભાગો થવા માંડ્યા છે! અરે, હવે તો તેના બે હજાર ટુકડાઓ થવા માંડ્યા! આ તે શું તલવાર અને અગ્નિનાં તાંડવરૂપી પૃથ્વીપ્રલયનાં ચિહ્નો છે?

કાઠિયાવાડમાં એક એવો વિચિત્ર જળપ્રવાહ (કેરા) કેટલાક ભાગોમાં વહે છે, કે જે જલપ્રવાહનું ઉપરનું પડ જમીનના પડ જેવું જ કઠણ દેખાય છે. આથી અજાણ્યા માણસો નિર્ભયતાથી જેવા એના પર પગ દઈ ચાલવાની શરૂઆત કરવા જાય છે ત્યાં તો એ કઠણ પડ ખસવા માંડે છે! નવો પ્રવાસી એ વેળા એ જમીનમાં પગ ઊંડા ખોદીને પોતાની જાતને પડી જતી રોકવા મહેનત કરે છે, પણ એના ધમપછાડા ચાલુ હોય છે ત્યાં તો એ પડ જ સમૂળગું અદૃશ્ય

થઈ જાય છે અને બિચારા પ્રવાસીઓ અંદરના પ્રવાહના ઊંડા પાણીમાં ડૂબવા માંડે છે! આ પ્રવાહની પેઠે જ ક્રાંતિનું ગુપ્ત ઝરણું આખા ય હિંદુસ્તાનમાં વહી રહ્યું હતું! જુલમગાર અન્યાયે ઉપરના કાળા રંગ પરથી એમ માન્યું કે જરા ય આનાકાની વિના બધું સહી લેનારો આ સામાન્ય કાયમી પૃષ્ઠભાગ નક્કર જમીનનો જ ટુકડો છે. જુલમી અન્યાયે એ પર પગ દેતાં જ એ પડ ખસવા માંડયું! એમ થતાં જ એણે સત્તાના મદમાં એ છેતરનારા પડ ઉપર એડીઓ ઊંડે ભેરવી! પરંતુ સાવધાન! એ પડ અદૃશ્ય થઈ જઈ હવે ત્યાં ખળભળી ઊઠેલો ને મોજાં ઉપર મોજાંઓના પછડાટ દેતો ફીણભર્યો લોહીનો અતાગ સાગર દેખાય છે! દુર્ભાગી જુલમી અન્યાય! તું ગમે ત્યાં પગ મૂક, હવે પગ ટેકવવા જેવું કઠણ પડ તને ક્યાં યે નહિ સાંપડે! તું આખરે એટલું તો હવે જાણી લે, બરાબર જાણી લે કે એ કાળા પૃથ્વીના પડ તળે લોહીનો, લાલ-ચોળ લોહીનો પ્રવાહ વહી રહ્યો છે! સાવધાન! જો, હવે કાન ફાડી નાખે એવો એ જ્વાલામુખીનો ધડાકો થાય છે!

**ખંડ બીજો સમાપ્ત**

